આંતરભારતી પુસ્તકમાળા

# આગનો દરિયો


સંપાદક :

કુરઅતુલઐન હૈદર

અનુવાદક:

બકુલ દેસાઇ





નેશનલ બુક ટ્રસ્ટ, ઇન્ડિયા

1971 (શક 1893,
બીજી આવૃત્તિ 1991 (શક 1912)

રૂ. 26.50

*Original Title* : Aag Ka Darya (*Urdu*)
*Gujarati Translation* : Aag-No Dariyo
પ્રકાશક: નિયામક, નેશનલ બુક ટ્રસ્ટ, ઇન્ડિયા,
એ-5, ગ્રીન પાર્ક, નવી દિલ્હી-110016

દેવતાઓ વિશે હું જાણું કંઈ ન વિશેષ;
પણ જાણું એટલું કે
દરિયો એક પ્રચંડ મહાદેવતા - રૌદ્ર અને ક્રોધી
પોતાની ઋતુઓ અને આક્રોશનો એ સ્વામી
વિનાશક :
માનવી જે વિસરવા ચાહે એની દેતો યાદદાસ્ત;
તે પ્રતિક્ષારત, નીરખતો સર્વ, પ્રતીક્ષારત;
આપણી ભીતર દરિયો, આપણને ઘેરતો સમંદર.
અન્ત ક્યાં છે – નિઃસ્વર ચિત્કારોનો ?
ચુપચાપ પોતાની પાંખડીઓ ખેરવતાં
પાનખરનાં મુરઝાતાં પુષ્પોનો ?——
જહાજના વહેતા ચૂરચૂર થઈ ગયેલા ટુકડાનો પણ
ક્યાં છે અન્ત ?
ક્યાંય નથી અન્ત, છે કેવળ વૃદ્ધિ,
અને કલાક તથા દિનનો રસળતો જતો અવિરત ક્રમ !
અમે યાતનાઓની ક્ષણો શોધી કાઢી !
આ યાતનાઓનું કારણ હોય ભલે ભ્રમ
યા હોય નિરર્થક ચીજોની આકાંક્ષા
કે નિરર્થક ચીજોનો ભય ભલે.
જેમ સમય તેમ આ ક્ષણો પણ છે સ્થાયી
આ સત્યની સ્વયાતનાની અપેક્ષા
અવરની યાતના ક્ષણે થાય વિશેષ પ્રતીતિ;
કારણ, ભૂતકાળ આપણો છુપાયો કર્મ કેરી ધારાઓ વિષે.
પરંતુ અવરની યાતના, કદી ન બને પુરાણી
એવી એક વિશુદ્ધ અનુભૂતિ.
માનવી બદલાય છે, સ્મિત કરે પણ છે છતાં
મૃતદેહો ને ઝાડ-ઝાંખરાંને નિજનાં તરંગોમાં
વહાવતા સમંદરની જેમ યાતનાની લકીરો
સદાસર્વદા અંકિત રહે છે.
( સંહારક કાળ સ્થિતિરક્ષક પણ છે. )

મારા ચિત્તમાં ઘૂમરાતો વિચાર –
ભવિષ્ય એક મધ્યમ સાંગિતી એ જ શું
કૃષ્ણનું તાત્પર્ય ?
અને એથી જ પશ્ચાત્તાપ કાજે તેણે
હજી સુધી ન લીધો જન્મ ?
પશ્ચાત્તાપનું સુરખીભર્યું ગુલાબ
વણખોલેલી કિતાબનાં પીળાં પૃષ્ઠોમાં પડયું છે.
આગળ બઢો, યાત્રીઓ ! ભૂતકાળથી ભાગીને
તમે ભિન્ન ભિન્ન જીવનની કે
કોઈ પ્રકારના ભવિષ્યની અભિમુખ ગતિમાન નહિ બનો.
આગળ બઢો, તમે, જેઓ સમજો છો કે છો સફરમાં,
તમે એ નથી, જેણે એક તટને પાછળ હટતો જોયો છે
કે જે બીજા તટ પર ઊતરાણ કરવાના છે !
આ ક્ષણના ઉભય તટો વચ્ચે કાળ છે સ્થગિત,
ભવિષ્ય અને ભૂતનું એક સરખું ધ્યાન ધરો,
આ ક્ષણ નથી કર્મની કે નિષ્કર્મની.
જાણજે, મૃત્યુ-વેળા મનુષ્યની ચેતના સત્‌ના જે બિંદુ પર
કેન્દ્રિત થાય ( અને મૃત્યુની વેળા છે હરેક ક્ષણ )
તે માત્ર એક કર્મ છે–
અવરનાં જીવનમાં ફલીભૂત થતું કર્મ.
કર્મફળની ન કરો ચિંતા, આગળ બઢો !
ઓ યાત્રીઓ, ઓ માઝીઓ !
તમે ઊતરશો જે ઘાટ પર
અને સહેશો સમન્દરનાં તોફાનો
તમે સહેશો જે કંઈ
એ જ તમારી મંઝિલ હશે.
કૃષ્ણે યુદ્ધક્ષેત્રમાં અર્જુનને કહ્યું હતું –
ન પીછેહટ, બલકે આગળ બઢો
યાત્રીઓ ... !

–ટી. એસ. ઈલિયટ

નદી પર હજી વર્ષાનાં ઝીણાં ઝીણાં ફોરાં વરસી રહ્યાં હતાં. કિનારા ઉપર નારંગી અને લાલ પુષ્પો ગાઢ હરિયાળીમાં કેસરી રંગ જેવાં ચમકી રહ્યાં હતાં અને હીરા જેવાં ચમકતાં વર્ષાબિંદુઓ સરી સરીને ઘાસ પર વીખરાઈ ગયાં હતાં. ઘાટ પર નાવડીઓ નાંગરેલી હતી અને દૂર દૂર કોઈ મનમોજી ખલાસીએ સાવન આલાપવો શરૂ કરી દીધો હતો. કદંબનાં ઝુંડ હેઠળ એક મોર પાંખો ફેલાવીને એકલો ઊભો હતો.

ત્રણ યુવતીઓ ઘાટથી થોડે દૂર એક વૃક્ષ હેઠળ બેઠી હતી. એમાંની એક યુવતીએ કેસરી રંગની સાડી પરિધાન કરી હતી અને તેના વાળમાં ચંપાનું ફૂલ ચમકી રહ્યું હતું. બીજી યુવતીની ભ્રમરો નીલા રંગથી રંગેલી હતી અને તેના હાવભાવથી એ રાજકુમારી જેવી લાગતી હતી. ત્રીજી યુવતી, જે અન્ય બે યુવતીઓની દાસી હતી, તેણે વર્ષાનાં ફોરાંથી એ બન્ને યુવતીઓને બચાવવા તેમને માથે રેશમી ઝાલરવાળી છત્રી ધરી રાખી હતી. વૃક્ષ પાસેનાં નાનકડાં તળાવમાં શિંગોડાંની વેલ પથરાયેલી હતી અને તેમાં લાલ કમળો ખીલ્યાં હતાં. કેસરી રંગની સાડી પહેરેલી યુવતીની ઉંમર પચીસ-છવ્વીસ વર્ષની લાગતી હતી પણ તેની સેંથીમાં સિંદુર પૂરેલું ન હતું. તેના કેશમાં ચંપાનું ફૂલ શોભી રહ્યું હતું અને કદાચ, આ કારણે જ, થોડે દૂર વૃક્ષોના ઝુંડમાં ઊભેલો એક યુવક કેટલીક ક્ષણોથી તેને તન્મયતા અને વિસ્મયતાપૂર્વક નિષ્પલક નજરે નિહાળી રહ્યો હતો. પછી એકાએક તે યુવકે પોતાની નજર ઢાળી લીધી અને ઝડપથી નદી તરફ ચાલવા માંડયું.

વાદળાંમાં વીજ ચમકી અને અત્યાર સુધી ચુપચાપ નદી તરફ જોઈ રહેલી કેસરી સાડીવાળી યુવતીએ અન્યમનસ્કતાથી કહ્યું : "વરસાદ આવે છે–"

નીલી ભ્રમરોવાળી યુવતીએ કોઈ ઉત્તર આપ્યો નહીં, કેમકે શ્વેત વસ્ત્રધારી બ્રહ્મચારી તેની નજરે ચડી ચૂક્યો હતો.

શ્રાવસ્તી ગુરુકુળનો અંતિમ વર્ષનો વિદ્યાર્થી ગૌતમ નીલામ્બર વૃક્ષોનાં ઝુંડમાંથી બહાર આવ્યો અને નદી તરફ વળી ગયો. બ્રહ્મચારી હોવાને કારણે તેના હાથમાં છત્રી નહોતી અને પગ ઉઘાડા હતા. તેના કાળા કેશની નાની નાની લટો તેના ખભા પર વિખરાયેલી હતી. સુંદર પણ ઉદાસ ચહેરો ઉપર ઉઠાવીને તેણે આકાશ તરફ

જોયું. ઇન્દ્રના હાથીઓ જેવાં કાળાં વાદળાં ક્ષિતિજ તરફથી ધસી આવતાં હતાં. વન ઘણું રમણીય હતું. નદી અને હોડીઓ, કદંબના વૃક્ષ હેઠળ ઊભેલો મોર; અને ત્રણ સુંદરીઓ જે ઘાટ પર બેઠી હતી અને જેના ચહેરા વર્ષાનાં ફોરાના આછા ધુમ્મસમાં ચંદ્રની જેમ ચમકી રહ્યા હતા—શ્રાવસ્તી હજી પૂરા પચીસ માઈલ દૂર હતું. ગૌતમે ચારે તરફનાં સુંદર અને મર્મભેદી દશ્યો પ્રત્યે એક દૃષ્ટિ ફેરવી અને નદીનાં નીરમાં છલાંગ મારી. જળની ઠંડી સુખદ લહેરો અને વર્ષાનાં આહ્‌લાદક ફોરાંઓએ તેના મનને તાજગી અને શાંતિની અનુભૂતિથી ભરી દીધું. ને તરીને કિનારે પહોંચવામાં તલ્લીન બની ગયો.

"આ વિદ્યાર્થીઓનું જીવન ઘણું કષ્ટમય હોય છે. બિચારાઓ હોડીમાં પણ બેસી શકતા નથી." ઘાટ ઉપર બેઠેલી યુવતીઓની દાસીએ પોતાનો મનોભાવ પ્રકટ કર્યો.

નીલી ભ્રમરોવાળી રાજકુમારી નિર્મળા નદી તરફ જોઈ રહી, જ્યાં પેલો અપરિચિત વિદ્યાર્થી, નદીના વહેણની વિરુદ્ધ હાથપગ હલાવતો, કોઈ અજાણી દિશામાં જઈ રહ્યો હતો.

તેણે દાસીને કોઈ પ્રત્યુત્તર આપ્યો નહીં કારણકે તે સમયે તેને પોતાનો ભાઈ યાદ આવી રહ્યો હતો. તે પણ આ વિદ્યાર્થીની જેમ જ અસંખ્ય નદીઓ, વિશાળ મેદાનો અને દુર્ગમ પહાડીઓ પાર કરીને ખૂબ દૂર તક્ષશિલા ગયો હતો. તેને તક્ષશિલા ગયાને દશ વર્ષ વીતી ચૂક્યાં હતાં. સહોદરની યાદે નિર્મળાને ગમગીનીથી ભરી દીધી.

રાજકુમારીને ઉદાસ જોઈ દાસીને વિચાર આવ્યો કે જો મહારાજકુમાર તક્ષશિલાથી પાછા ફર્યા હોત તો શું કુમારી ચમ્પકે તેની સાથે લગ્ન ન કર્યાં હોત? પણ હવે તો કુમારી ચમ્પક કાવ્યો રચે છે અને દૂર દૂરના દેશથી આવતા ચીની વિદ્વાનો સાથે દીર્ઘ વાદવિવાદ કરે છે. આ વિચારથી દાસી દુ:ખી થઈ. રાજકુમારી નિર્મળાએ નીચે ઝૂકીને શિંગોડાંની વેલનું એક પાન તોડ્યું. મોરે પોતાની ડોક વાળીને યુવતીઓ ઉપર એક નજર નાખી અને પછી તે ગર્વીલી ચાલે કેળનાં ઝુંડ પાછળ અદશ્ય થઈ ગયો.

ગૌતમ હવે નદીની અધવચ પહોંચી ચૂક્યો હતો. તેણે પાછળ ફરીને, હજી સુધી ઘાટ ઉપર બેઠેલી યુવતીઓ તરફ એક દૃષ્ટિપાત કર્યો. સામે બીજા કિનારા ઉપર નેતરની ડાળીઓ અને દરિયાઈ ઘાસ તથા નીલાં પુષ્પોની વેલો પાણીની સપાટી પર તરી રહ્યાં હતાં.

કિનારા પર પહોંચીને ગૌતમે પોતાનાં વસ્ત્રો નીચોવ્યાં અને ઘેરી ચિંતામાં ડૂબી,

ઘડયા વિનાના પથ્થરોથી ચણેલા મંદિરમાં પ્રવેશ્યો. અહીં તે પોતાનું પાથેય ચંડી-દેવીને સોંપીને અયોધ્યા ગયો હતો.

ચારે તરફ નિસ્તબ્ધતા પ્રસરેલી હતી. મંદિરના ચૉગાનમાં તેને એકદમ ડર લાગવા માંડયો. નિરાકાર બ્રહ્મ જ્યારે કોઈ રૂપ ધારણ કરીને પ્રકટ થાય છે ત્યારે તેને ગભરાટ કેમ થતો હશે! શું માનવીને અન્યના અસ્તિત્વમાં વિશ્વાસ નથી? ગૌતમે અનેક રાત્રી પોતાના ભયનું વિશ્લેષણ કરવા પાછળ ગુજારી હતી. જીવનનો ભય, મૃત્યુનો ભય, જીવંત રહેવાનો ભય! ઋગ્વેદમાં લખ્યું છે કે પ્રારંભમાં 'અહં' હતો, જે પુરુષનું રૂપ ધારણ કરીને પ્રકટ થયો હતો. તેણે ચારે તરફ જોયું પણ તેને પોતાના સિવાય અન્ય કોઈ ગોચર થયું નહીં. તેણે કહ્યું આ 'હું' છું. આથી તે પોતાને 'હું' સમજવા લાગ્યો. તેને ડર લાગતો હતો કારણકે તે એકલો હતો; અને જે એકલો હોય છે તેને ડર લાગે જ. પછી તેણે વિચાર્યું, મારા સિવાય અન્ય કોઈ અહીં હાજર નથી તો પછી મને ડર શાનો લાગે છે? અને તેણે મનમાંથી ડર હાંકી કાઢયો. પણ તેને સુખનો અનુભવ થયો નહીં, કેમકે એકલતાને કારણે મન પર ઉદાસભાવ છવાઈ રહે છે.

"મારે મારા આત્માની એકલતાથી ડરવું ન જોઈએ." ગૌતમે મનોમન કહ્યું.

ખાખરા અને પીપળાનાં વૃક્ષોનાં પાનમાં પવન સુસવાટા મારી રહ્યો હતો. અહીં ખેતરો પૂરાં થતાં હતાં, અને આગળ સીસમનું ગીચ વન અને નદીનાળાં શરૂ થતાં હતાં. પણ એ બધાંને વટાવીને તેને પોતાના આશ્રમે પહોંચવાનું હતું. મંદિરનાં પગથિયાં ઊતરીને તે ગામ તરફ આગળ વધ્યો. સરયૂને પેલે પાર અયોધ્યામાં દીવાઓ આગિયાની જેમ ચમકતા હતા. ઝરમર ઝરમર વરસતી વર્ષામાં સારુંય દશ્ય નીલરંગી અને નારંગી રંગની તેજરેખા પાથરતી ઉષા જેવું દેખાતું હતું. ગૌતમે વસતિમાં પહોંચીને પહેલો દરવાજો ખખડાવ્યો. ગાર કરેલા કાચા મકાનમાં દીવો ટમટમી રહ્યો હતો. આધેડ વયનો એક ગૃહસ્થ આ પ્રકાશમાં બેઠો બેઠો કાંઈક વાંચી રહ્યો હતો. દરવાજા બહાર ઘોર અંધારું હતું. ગૌતમનો અવાજ સાંભળી દીપક હાથમાં લઈ તે બહાર આવ્યો. દીપકના પ્રકાશમાં તેને બ્રહ્મચારીનાં શ્વેત વસ્ત્રો દેખાયાં.

"હમણાં અહીં શાક્યમુનિના ભિક્ષુઓની એક ટોળી આવી છે. હું સમજ્યો તમે પણ તેમાંના એક હશો," પેલા ગૃહસ્થે કહ્યું. "જ્યારથી આ નવી હવા ફેલાઈ છે ત્યારથી છોકરાઓ તો ઠીક, છોકરીઓ પણ ઘરબાર છોડીને જંગલમાં જઈ વસે છે!"

"મારે થોડીક દાળ જોઈએ છે," તેણે ગંભીરતાથી કહ્યુ.

પણ પેલા વાતોડિયા ગૃહસ્થ સ્વસ્થતાથી બોલતા રહ્યા, "સામેના નગરમાં એક છોકરી રહે છે, રાણી રેણુકા જેટલી જ સ્વરૂપવાન. ગઈ કાલે મારી પત્ની ખરીદી કરવા માટે નગરના બજારમાં ગઈ ત્યારે રાણીવાસની દાસીઓ પાસેથી તેણે સાંભળ્યું કે એ છોકરી પણ કોઈ વિહારમાં રહેવા જવાની છે. અંધેર તો જુઓ!" એટલામાં તેની પત્ની દાળ અને લોટ લઈને આવી. ગૌતમે પોતાની ચાદર પસારીને તેમાં દાળ-લોટ લઈ લીધાં. તેનો પતિ બોલતો જ રહ્યો, "અજબ જમાનો આવી રહ્યો છે. હું તો કહું છું, મા-બાપ પોતાની દીકરીઓનાં લગ્નની ચિંતાથી મુક્ત થઈ ગયાં—આજકાલની છોકરીઓ નિર્વાણની શોધમાં નીકળી પડી છે ને એથી...."

લોટ-દાળની પોટલી બાંધીને બ્રહ્મચારી બારણાને અઢેલીને ઊભો રહ્યો. તેને એ જાણીને ઘણો આનંદ થયો કે બૌદ્ધ વિદ્યાર્થીઓની એક ટુકડી પણ અહીં આવી પહોંચી છે. એ વિદ્યાર્થીઓ ક્યાંક ભટકાઈ જાય તો તેની સાથેની વાતોમાં રાત સારી રીતે પસાર થઈ જશે. "ભગવાન, તમને દુધાળી ગાયો અને સુપુત્રો આપો તથા ધનધાન્યથી પરિપૂર્ણ કરો!" તેણે એ ગૃહસ્થને આશીર્વાદ આપ્યા અને મંદિર ભણી પગ ઉપાડ્યા.

ગૃહસ્થે દીપક હાથમાં લીધો અને અંદર ચાલ્યો ગયો. ગૌતમ દૂર જઈ થોભ્યો અને થોડીક્ષણ ઊભો રહી આ દશ્ય જોવા લાગ્યો: અંદર બાળકો રમી રહ્યાં હતાં. ગૃહિણી ચૂલા પાસે બેઠી હતી. દરવાજાની બારસાખ ઉપર પહાડી મેનાનું પાંજરું લટકી રહ્યું હતું. આ શાંતિમય દશ્યથી પણ એને ડર લાગ્યો. ચૂલાની આગના ઝાંખા પ્રકાશમાં દેખાતી યુવતી, દ્વાર પર ઝૂકેલી કેળની ડાળીઓ, પાંખમાં ચાંચ દબાવીને સૂતેલી મેના—ગૃહ-અગ્નિ એક દિવસ ચિતાની જ્વાળાઓમાં પલટાઈ જશે, ચિતાના અંગારાથી એક વધુ ઘરનો ચૂલો ચાલુ થશે. આ અગ્નિ લઈને સંન્યાસી ઘેરથી નીકળે છે. આ બધી ક્ષણો પ્રત્યેક માનવીના જીવનમાં આવે છે, તેના જીવનમાં પણ આવશે?... દશ્યોનો શો અર્થ છે!

શ્રાવસ્તીમાં તેના પિતાનું ત્રણ માળનું મકાન હતું. તેનાં દ્વારનાં બારસાખ ઉપર હાથીનું મસ્તક કોતરેલું હતું. તેના શિક્ષણનું આ અંતિમ વર્ષ હતું. શિક્ષણની સમાપ્તિ બાદ સારી દુનિયા તેના ચરણમાં ઝૂકેલી હશે. જમાનો તેનો હશે. તે દર્શનો વાંચતો, અને વિચારતો; છતાં એની સાથોસાથ તે કેવી વસ્તુઓથી ભયભીત થતો હતો! ઝરમર વર્ષામાં ભીંજાતી સામા ઘાટ પર બેઠેલી યુવતીઓ, ઘનઘોર જંગલ, જેમાં કેસરિયાં વસ્ત્રો પહેરીને ભિક્ષુઓની ટોળીઓ ઘૂમી રહી હશે—આ આધેડ વયના વાતોડિયા

ગૃહસ્થની પત્ની, આ બધાં બ્રહ્મનાં જ વિભિન્ન પ્રતિબિંબો છે—પૂર્ણ બ્રહ્મ.

ગૌતમે એક પાકું બીલીફળ ઘાસ ઉપરથી ઉઠાવ્યું અને તે મંદિરમાં પાછો ફર્યો.

ત્યાં તેણે નાનકડો ખાડો ખોદીને ચૂલો બનાવ્યો અને કડાઈમાં ચોખા ઓરી દીધા. સામે નદી ઉપર ગાઢ અંધકાર છવાયો હતો. ચંદ્ર વાદળોની પાછળ સંતાઈ ગયો હતો. પુષ્પોની મહેક હતી. સારુંય જંગલ અંધારામાં સુસવાટા મારી રહ્યું હતું. એકાએક તેને કોઈનાં પગલાં સંભળાયાં. અંધારામાં કોઈ હળવેકથી હસ્યું. પાછું બધું સુમસામ થઈ ગયું. ગૌતમ ખરબચડી દીવાલને ટેકે બેસી રહ્યો. પગના પંજા પર જરા ઊંચા થઈને કોઈએ આંગણાનાં દ્વારમાં ડોકિયું કર્યું. અંધારામાં ગૌતમને તેનો ચહેરો દેખાયો નહીં કારણકે હવે ઘનઘોર વાદળો આકાશમાં છવાઈ ગયાં હતાં.

"તું કોણ છો, ભાઈ!" નીચેથી કોઈએ પૃચ્છા કરી 'અંધારામાં એકલો બેઠો છે?"

"હું છું." ગૌતમે જવાબ આપ્યો.

"એમ! બહુ સારું; પણ તમારું કોઈ નામ નથી?"

"હુંનું કોઈ નામ હોઈ શકે નહીં. મનુષ્યના આત્માનું નામ શું પાડી શકાય?"

ફરીથી શાંતિ પથરાઈ ગઈ. ગૌતમને થોડીક નિરાશા થઈ. થોડી પળોના મૌન બાદ તેણે પોતે જ બોલવાની શરૂઆત કરી:

"જયારે આ વખતે મેં જન્મ લીધો ત્યારે પોતાને જીવનરહસ્યોના જ્ઞાતા ગણાવતા શ્રાવસ્તીના પંડિતોએ મારા જન્માક્ષર બનાવીને નક્કી કર્યું કે મને ગૌતમ નીલામ્બરના નામે ઓળખવામાં આવે."

"નીલા આસમાનવાળા ભાઈ ગૌતમ, ધરતી ઉપર આવી જા." પેલી વ્યકિતએ કહ્યું.

"ધરતી ભીની છે, તેની ઉપર સાપ હશે, તું જ ઉપર આવી જા ને?"

"ચેતનાના અંતર દ્વારા જ ઊંચાઈનીચાઈ સર્જાય છે. તને શી ખબર કે જેને તું ઊંચાઈ માને છે તે પાતાળથી પણ વધુ ઊંડી નહીં હોય!"

"શું તું ભાગવત છે?" ગૌતમે દીવાલ પરથી જ ડોકિયું કર્યા વિના પ્રશ્ન કર્યો.

"કોઈ પણ પ્રશ્નનો અંતિમ ઉત્તર આપી શકાતો નથી," પેલા અવાજે કહ્યું.

અરે, આ તો કોઈ જક્કી જૈન સાધુ લાગે છે, ગૌતમે વિચાર્યું. આજ-કાલ પાટલિપુત્રના રાજપરિવારે જૈન પંડિતોને માથે ચડાવી મૂક્યા છે. સંભવ છે કે એ કોઈ બૌદ્ધ વિદ્વાન હોય. ગૌતમને શાકયમુનિ ગૌતમ સિદ્ધાર્થના આ બુદ્ધિવાદી અનુયાયીઓ સાથે વાદવિવાદ કરવામાં ઘણો આનંદ આવતો હતો. જંગલ આ બુદ્ધિવાદીઓથી ભરેલું હતું. અહીં કુતાર્કિક, સન્દેહવાદી અને નાસ્તિકો ઠેર ઠેર

મળી આવતા. આ પણ એવો જ કોઈ મનમોજી હશે, ગૌતમે વિચાર્યું. ગઈ સદીમાં કપિલવસ્તુના રાજકુમારે જંગલનો માર્ગ લઈ આ પરંપરા નિભાવી હતી. તેમના સમયમાં બાસઠ મતમતાંતરો અને તેની વિભિન્ન શાખાઓ પ્રચલિત હતાં. મતમતાંતરના આ યુગવ્યાપી સામ્રાજ્યમાં સિદ્ધાર્થ તરીકે ઓળખાયેલા આ શાક્ય-મુનિએ પણ એક નવો ઉપનિવેશ સ્થાપિત કર્યો હતો.

બાસઠ વિભિન્ન દૃષ્ટિકોણ!... અને જીવન એક... અને મનુષ્ય એકલો જ છે.

"તું કોણ છે ભાઈ અજનબી?" તેણે બીજી વખત પૂછ્યું. અજ્ઞાત ભયે તેને પાછો ઘેરી લીધો હતો.

"નામ માત્ર કેટલાક ધ્વનિઓનો સમૂહ છે, ભાઈ ગૌતમ!" તેણે જવાબ આપ્યો. "જે લોકો એમ માનતા હતા કે તેઓ મારાથી પરિચિત છે, તે લોકો મને હરિ-શંકર કહીને બોલાવતા; પણ તેઓ માત્ર મારા નામથી જ પરિચિત હતા."

"અહીં તમે નવા જ છો?"

આગંતુક આ સવાલ સાંભળીને ચોંકી ગયો. પછી બોલ્યો: "હમણાં તો વાવવ્ય તરફથી આવી રહ્યો છું."

ગૌતમે પ્રભાવિત થઈને પૂછ્યું, "તેં ક્યાં અભ્યાસ કર્યો છે?"

"તક્ષશિલામાં!"

"તક્ષશિલા! ત્યાં અભ્યાસ કરવા જવાની મને ઘણી ઇચ્છા છે," ગૌતમે કહ્યું.

"પણ જો કદાચ ન જઈ શકે તો તેને માટે દુઃખ કરવાની જરૂર નથી. કોઈ ચીજથી કંઈ ફેર પડતો નથી. તક્ષશિલા જવાથી પણ કોઈ ફેર પડવાનો નથી."

"ભાઈ હરિશંકર, તારું શિક્ષણ સમાપ્ત થઈ ગયું છે?" ગૌતમે વધુ પ્રભાવિત થઈને પૂછ્યું.

"હા, ત્યારબાદ હું નદીઓના માર્ગે લાંબી યાત્રાએ નીકળી ગયો હતો. મથુરાં ગયો. બ્રહ્માવર્ત અને હસ્તિનાપુરનાં ખંડેરો જોયાં. મારી નાવમાં બેસી દૂર પૂર્વ સુધી પહોંચ્યો. પણ સમય સતત મારો પીછો કરતો રહ્યો. ગૌતમ, મારું અનુમાન છે કે સમય ઘણી ભયાનક વસ્તુ છે. તું કદી સમયથી ભયભીત થયો છે ખરો?"

"તને ગૌતમ બુદ્ધમાં શ્રદ્ધા છે?" ગૌતમે રાહતનો એક ઊંડો શ્વાસ લઈ પૂછ્યું.

"શું તું પણ સંઘમાં છે?" એમ બોલતો એક સુંદર યુવક વાડ કૂદીને મંદિરનાં દ્વારમાં દાખલ થયો. વાદવિવાદના ગુસ્સામાં એણે પોતાની ખડાઉ ઊતારીને એક તરફ ફેંકી અને ચબૂતરા પર બેસી ગયો.

તેણે ગૌતમનાં સફેદ વસ્ત્રો જોઈને પૂછ્યુ:

"તું અહીં કાશીમાં જ અભ્યાસ કરે છે?"

"શ્રાવસ્તીના ગુરુકુળમાં આ મારું અંતિમ વર્ષ છે," તેણે ગર્વપૂર્વક ઉત્તર આપ્યો. "કાશીની પાઠશાળાઓ તો માત્ર મહાપંડિતો જ તૈયાર કરે છે."

"તારા જીવનનો ઉદ્દેશ શો છે, ભાઈ ગૌતમ નીલામ્બર?" આગંતુકે સવાલ કર્યો.

"તું પણ આ અંધકારમાંથી પ્રકટ થઈને મને આ પ્રશ્ન પૂછવા જ આવ્યો છે?" ગૌતમે ચિડાઈને પૂછ્યું.

હવે હવા બદલાઈ રહી હતી.

ચન્દ્રના આછા ઘેરા પ્રકાશમાં ગૌતમ પોતાના નવા સાથીને ધ્યાનથી જોઈ રહ્યો. તેનો સુંદર ચેહરો ગૌતમને પરિચિત લાગ્યો. એને થયું, આવો ચહેરો મેં પહેલાં ક્યાંક જોયો છે! અરે, હમણાં જ જોયો હોય એવું લાગે છે! એ પોતાના વાંકડિયા વાળ કપાવી મૂંડો કરાવી નાખે તો કદાચ કોઈ અન્ય વ્યક્તિ જેવો લાગે!

"તારું શિર મુંડાવેલું નથી. કેવો ભિક્ષુ છો?" તેણે ઉદાસીનતાથી પૂછ્યું, "સંઘના નિયમોનો તું અમલ કરતો નથી?"

"હું સ્વતંત્ર છું, અને હજી વધુ સ્વતંત્રતાની શોધમાં છું." એટલું બોલીને ભિક્ષુ દૂર અયોધ્યાની રોશની તરફ જોવા લાગ્યો.

"તો... હવે તને વેદ પર આસ્થા નથી રહી?" ગૌતમે થોડુંક અટકીને પૂછ્યું.

તેણે મનોમન નિશ્ચય કર્યો: ગૌતમ સિદ્ધાર્થના એક મેધાવી શિષ્ય સાથે વિધિપૂર્વકનો સિદ્ધાંતપૂર્ણ વાદવિવાદ શરૂ કરવાનો સમય હવે આવી ચૂક્યો છે.

"શાક્યમુનિ પણ આખરે તો આ કોશલ દેશના જ વતની હતા. ત્યાગનું દર્શન અને તારી સમગ્ર પરિભાષા ઉપનિષદોમાં મોજૂદ છે. કપિલના તત્ત્વજ્ઞાનથી શાક્યમુનિ પ્રભાવિત હતા. વિચારોની દુનિયામાં કોઈ પણ ચીજ તેના શુદ્ધ સ્વરૂપમાં અને અસંબદ્ધ નથી. તું શબ્દોનો પ્રયોગ શા માટે કરે છે? શબ્દો સંબંધ સ્થાપિત કરે છે." તેને એકાએક યાદ આવી ગયું કે પેલા ગૃહસ્થે તેને ઘરબાર છોડીને જંગલમાં જઈને વસનારી અયોધ્યાની રાજકુમારીની વાત કરી હતી. "અને હવે તો છોકરીઓ સુધી પણ આ વિચારોની હવા પહોંચી ચૂકી છે." તેણે થોડાક ગુસ્સે થઈને વાત પૂરી કરી.

હરિશંકર હસી પડ્યો.

"હસે છે શું? તમારા આનંદ ઉપર કેવી ગુજરી હતી," ગૌતમે વધુ ચિડાઈને કહ્યું.

"તને પોતાને જ એ સમજાઈ જશે," હરિશંકરે હળવેકથી જવાબ આપ્યો અને તે ફરસ પર આડો પડ્યો.

"તું શાનાથી ભાગી રહ્યો છે?" ગૌતમે ફરી પ્રશ્ન કર્યો.

"તું શાની ખોજમાં છે?" હરિશંકરે ઉત્તરના રૂપમાં પ્રશ્ન કર્યો.

"તું ઘણો અભિમાની છે, ભાઈ હરિશંકર. એક ચક્ષુહીન અન્ય ચક્ષુહીનને માર્ગ દાખવે ત્યારે શું થાય ? બન્ને એક જ વર્તુળમમાં ફર્યા કરે. તેવી જ રીતે જ્ઞાની લોકો પણ પોતાના ગર્વ અને ગુમાનના ભ્રમમાં ફસાઈને એક જ વર્તુળમાં ફર્યા કરે છે."

"ઠાલા શબ્દો !" હરિશંકરે કહ્યું.

"તેં પાણિનિનો અભ્યાસ કર્યો છે?" ગૌતમે ભયભીત કરનારી અદામાં કહ્યું, "શબ્દોની સીમાઓ તોડયા વિના તું તેના રહસ્ય સુધી નહિ પહોંચી શકે."

"શબ્દોની અંતિમ વ્યાખ્યા સુધી પહોંચતાં પહોંચતાં તો તેનો અર્થ બદલાઈ જશે. અર્થની ખોજમાં નીકળ્યો તો ભટકીને ક્યાંનો ક્યાં નીકળી ગયો!"

"શબ્દ શાશ્વત છે," ગૌતમે ઉત્તર આપ્યો. "શબ્દ ઈશ્વર છે, ઓમ્‌ના ત્રણ અક્ષરો અને સા–પ–સા ના ત્રણ સૂરોની વચમાં તો સૃષ્ટિનું સમગ્ર અસ્તિત્વ સમાયેલું છે. ધ્વનિ આકાશનો એક ગુણ છે."

"પણ તારા નામરાશિ ઋષિ ગૌતમે તો કહ્યું હતું કે જો ધ્વનિ શાશ્વત હોય તો ઉચ્ચારણ થતાં પહેલાં જ શબ્દો સાંભળાવા જોઈએ કારણકે આકાશ અને આપણા કાન વચ્ચે કોઈ અવરોધ નથી."

"તું તે કેવો દાર્શનિક છે? શબ્દો પર વિશ્વાસ નથી રાખતો. શબ્દોના આધાર વિના વિશુદ્ધિ વિચાર સુધી તું કઈ રીતે પહોંચી શકે? ધ્વનિ એ શબ્દનો પ્રાકૃતિક ગુણ છે. વસ્તુ-પદાર્થ શાશ્વત છે, અને તે જ બ્રહ્મ છે."

"કાળને જ શાશ્વત માનીને તમે લોકોએ ખૂબ ગડબડ ફેલાવી છે," હરિશંકરે નરમાશથી કહ્યું, "આશ્ચર્યની વાત છે કે તું હજુ વેદાંતથી આગળ નથી વધ્યો."

"અંતની આગળ શું હોઈ શકે?"

"તને એની જાણ હોવી જોઈએ." હરિશંકરે ઉત્તર આપ્યો.

"પરમાત્મા અને જીવાત્મામાં અવિદ્યાને કારણે દ્વૈત છે. આથી જ શબ્દ અને

અશબ્દ બે અલગ અલગ બ્રહ્મ છે. શબ્દનું ધ્યાન ધરીને જ અશબ્દને પ્રકટ કરી શકાય છે."

"એ અશબ્દ હું પોતે જ છું," હરિશંકરે કહ્યું.

ગૌતમ ચૂપ થઈ ગયો.

"કાર્ય અને કારણનો નિયમ સ્વયંપૂર્ણ છે. કોઈ વસ્તુ અન્ય કોઈ વસ્તુના જેવી નથી હોતી. માત્ર પોતાના ક્ષણિક અસ્તિત્વ સિવાય કોઈ વસ્તુનો બીજી કોઈ વસ્તુ સાથે સંબંધ નથી. બધું જ ક્ષણિક છે અને બધું દુઃખ-વિપત્તિ જ છે: " सर्वं दुःखं दुःखं." હરિશંકરે કહ્યું. "શરીર અને આત્મા બન્ને નશ્વર છે. બન્ને ભેગા મળવાથી પણ કોઈ શાશ્વત અસ્તિત્વ જન્મ લેતું નથી. આત્મા શાશ્વત નથી. માનવી દીપકની જેમ બુઝાઈ જાય છે, માત્ર ઘટનાઓ અને ભાવનાઓનો ક્રમ બાકી રહે છે...... તું ઊંઘી ગયો, ભાઈ ગૌતમ?"

"ના, તું તારે આગળ ચલાવ."

"સંગીતની નગરી અયોધ્યામાં એક યુવતી હતી. તેણે પણ એવો પ્રયત્ન કર્યો હતો કે હું શાશ્વત સત્તામાં વિશ્વાસ કરું. મેઘ-સૂરોમાં તે પણ દેશકાલને બાંધી લેતી હતી."

"તેં ગીત અને શબ્દનો અસ્વીકાર કર્યો હતો, પણ ભાઈ, સ્વર તો બાકી રહેવાનો જ. સ્વર સનાતન છે." ગૌતમ બોલ્યો.

"હું જ્યારે ઉત્તર કોશલની સીમા પર પાછો પહોંચ્યો ત્યારે ગુપ્ત સ્થાનના સરહદી રક્ષકોએ મને પડકારીને પૂછ્યું: 'તું ક્યાંથી આવે છે?' મેં જવાબ આપ્યો: 'અહીંથી જ ગયો હતો અને અહીં જ આવ્યો છું. તમારા સહુનો અંત અહીં જ આવશે. આ ચક્કરમાંથી બચવા ઉપાય કરો.' પહેરેગીરે પોતાના સાથીને કહ્યું: 'આનો અર્થ સમજાયો? આ પણ કોઈ તત્ત્વજ્ઞાની જણાય છે!' અને પછી બન્ને જણ કોડીની રમતમાં તલ્લીન થઈ ગયા. પણ જ્યારે હું અયોધ્યા પાછો આવ્યો ત્યારે મને ખબર પડી કે સ્વર હજી શેષ છે. ભાઈ ગૌતમ! જીવનનો વિસ્તાર ઘણો મોટો છે. દેશ, વસતિ, નવા નવા લોકો, ભાતભાતની બોલીઓ. મેં ઘણી લાંબી સફર કરી છે, પણ મેઘ-હિંડોલના સ્વર સતત મારો પીછો કરતા રહ્યા છે. ઘણાં વર્ષ સુધી તક્ષશિલામાં રહ્યો અને હું એ ભૂલી ગયો. અહીં પાછો ફર્યો તો એ જ સ્વર ફરી પાછો મારા કાનમાં ગુંજી રહ્યો છે. તું મારી સાથે શબ્દ અને ધ્વનિની નિત્યતાની વાત કરે છે ને? મને

પૂછ!... મને ખબર છે. એ બધું ભિન્ન ભિન્ન સ્થાનોના જાદુનો પ્રભાવ છે; એમાં કશી પણ વાસ્તવિકતા નથી, બધું દુઃખ જ છે."

ગૌતમ સ્તબ્ધ થઈને સાંભળી રહ્યો

"પવિત્ર સરયૂ! ઋગ્વેદમાં વહેતી નદી, મારી મા! આજે રાત્રે હું આશ્ચર્યમુગ્ધ થઈને તને જોઈ રહ્યો છું. અયોધ્યા! તારા દીપકો આ રીતે ક્યાં સુધી ઝગમગતા રહેશે? અયોધ્યા! અજનું, બ્રહ્માનું નગર, જેના ઉપર કોઈ વિજય પ્રાપ્ત કરી શક્યું નથી. શું એક દિવસ તારું પણ ઐશ્વર્ય નાશ થશે? શું કોઈ પણ વસ્તુ સ્થાયી નથી? તે ચમ્પક કહેવાય છે કારણકે તે ચંપાના ફૂલ જેવી સોનલવરણી અને સુંદર છે. ત્યાં જ મારાં ઘરના લોકો મારી રાહ જોઈ રહ્યા છે–મારાં માતાપિતા અને મારી લાડકી બહેન. પણ પ્રેમની અન્ય નિષ્ઠાઓ અને ભાવનાઓ સાથે બહેનના સ્નેહને પણ મેં હૃદયથી દૂર કર્યો છે. રામે ચૌદ વર્ષ પછી પાછા ફરવાનું વચન આપ્યું હતું, હું પણ પાછો ફર્યો છું; પણ ગૌતમ સિદ્ધાર્થે મને વચનમુક્ત કર્યો છે. જુઓ, શબ્દોએ ફરીથી મારી સાથે દગો કર્યો છે." તેણે ઉદાસીનતાપૂર્વક પોતાની વાત પૂરી કરી.

બહાર વૃક્ષો ઉપર વરસાદ શરૂ થઈ ગયો હતો. દીપક પવનની લહરથી બુઝાઈ ચૂક્યો હતો. હરિશંકરે ઈંટોને માથા નીચે મૂકી એનું ઓશિકું બનાવી લીધું હતું. ગૌતમે પોતાની સફેદ ચાદર ઓઢીને દીવાલ તરફ પાસું બદલ્યું. અંધારામાં બન્ને થોડોક વખત આંખો પટપટાવતા ચુપચાપ પડી રહ્યા. પણ થોડા વખતમાં જ સુસવાટાભેર વહેતા સમીરમાં બન્નેને નીંદર આવી ગઈ.

તે રાત્રે ગૌતમને વિચિત્ર સ્વપ્નાં આવ્યાં. મંદિરની ઓરડીમાંથી નીકળીને ચંડીદેવી ઝાંઝર ઝમકાવતાં ગૌરીનાં સ્વરૂપમાં બહાર આવ્યાં. પછી તે સ્વરૂપ ધીમે ધીમે કેસરિયા સાડીવાળી યુવતીમાં બદલાવા માંડ્યું. ત્યારબાદ તેમનાં ભિન્ન ભિન્ન રૂપો દેખાયાં. પહેલાં તે વધૂના રૂપમાં સતી બન્યાં, પછી એક જ પળમાં વૃદ્ધા બન્યાં–મહાકાલીથી પણ અધિક ભયાનક! તેનાં માથા આગળ આવીને તેઓ પલાંઠી મારીને બેઠાં અને જોરજોરથી રડવા લાગ્યાં. "મારી મા! મારી મા! મા!" ગૌતમે ધ્રૂજીને કહ્યું. પણ ઘરડી સ્ત્રીએ દાંત ભીંસીને જવાબ આપ્યો: "હું તારી મા નથી! સારે, હું તો વૈશાલીની..." તેની વાત પૂરી થાય તે પહેલાં જ વૃક્ષ ઉપરથી એક બીલીફળ નીચે આંગણામાં પડ્યું. ગૌતમ ચોંકીને બેઠો થઈ ગયો. હરિશંકર નિશ્ચિંતતાથી સૂઈ રહ્યો હતો. વરસાદ અટકી ગયો

હતો. નદીકિનારે ડાઘુઓ કોઈની લાશ ઉપાડીને સ્મશાન તરફ જઈ રહ્યા હતા. ગૌતમે જલદી જલદી મંત્ર ભણવાની શરૂઆત કરી દીધી. ઘણીવાર પછી તેને ઊંઘ આવી.

વહેલી સવારે હરિશંકરની આંખો ખૂલી ત્યારે તેણે ગૌતમને મંત્રપાઠ કરતો જોયો. ઘાટ પર બ્રાહ્મણો સ્નાન કરી રહ્યા હતા. વૃક્ષોની આમરાઈ પક્ષીઓના કલરવથી ગુંજી રહી હતી. ગૌતમ પૂજાપાઠ કરીને બહાર નીકળ્યો. હરિશંકરે તેને જોઈને સ્મિત કર્યું. એકાએક ગૌતમે તેને પૂછ્યું: "વૈશાલીમાં કોણ રહેતું હતું?"

હરિશંકરે પ્રત્યુતર ન આપ્યો અને હસી પડયો. ગૌતમને તેના વગરકારણના હાસ્ય પર ઘણો ગુસ્સો આવ્યો. બન્ને જણ મંદિરની સીડી ઊતરીને જંગલના રસ્તા પર આવી ગયા.

"તું હવે શ્રાવસ્તી પાછો જઈશ?" હરિશંકરે પૂછ્યું.

"હા. તું પણ મારી સાથે ચાલ. શ્રાવણ માસમાં તું અમારા આશ્રમમાં રહી શકશે."

"ઋષિઓએ કહ્યું છે: માર્ગ અસ્ત્રાની ધારથીયે વધુ ધારદાર છે. ભાઈ ગૌતમ, મારા માર્ગમાં ન આવ, હું તને ચેતવું છું."

"જો પગદંડી સાંકડી હોય અને બે પ્રવાસીઓ એકબીજાની સામે આવી જાય તો તેમાંથી એક જણે બાજુએ ખસી જવું જોઈએ, નહીં તો બન્ને ખીણમાં ગબડી જાય, કાં?" ગૌતમે પૂછ્યું.

"હા." હરિશંકરે જવાબ આપ્યો.

તેઓ બન્ને જણ શ્રાવસ્તી તરફ ધીમે ધીમે આગળ વધી રહ્યા હતા.

આકાશમાં વાદળાં વીખેરાઈ ગયાં હતાં. કાચી કળીઓની મહેકથી હવા મહેકી રહી હતી. સાંજને ટાણે બન્ને જણ મોર પાળનારાઓના એક ગામમાં આવી પહોંચ્યા. ગૌતમ અને હરિશંકર કૂવાની પાળ પર જઈને બેઠા. પળવારમાં ગામમાં ખબર ફેલાઈ ગઈ કે બે વિદ્યાર્થીઓ આવ્યા છે.

હરિશંકર આંખો બંધ કરીને બેઠો હતો. એક સુંદર યુવતી ભેટ આપવા માટે મોરપિચ્છના પંખાઓ લાવી. ગૌતમે યુવતીના હાથમાંથી એક પંખો લીધો અને તેને ફેરવી ફેરવીને જોવા લાગ્યો. તે વિચારવા લાગ્યો: આ પંખાઓ કયા કયા નગરો અને દેશોમાં મોકલવામાં આવશે? આ પંખો, જેને હું સ્પર્શ કરી રહ્યો છું, તે અયોધ્યાની બજારમાં જઈને વેચાશે અને કદાચ અંબોડલે પુષ્પ ધારણ કરનારી યુવતી તેને ખરીદશે. પછી તેણે પંખો પાછો આપતાં કહ્યું: "વિલાસની સામગ્રીનો સ્વીકાર કરવાની અમને મનાઈ છે. અમને તારો આ સુંદર પંખો નહીં જોઈએ. મોરના પીંછાં અમે જંગલમાં જોઈને જ ખુશ થઈએ છીએ." યુવતીએ પંખા પાછા લઈ લીધા અને પ્રણામ કરવા નીચી વળી.

"તારું નામ સુજાતા તો નહીં?" ગૌતમે હસીને પૂછ્યું, અને હરિશંકર તરફ દૃષ્ટિપાત કર્યો. તે હજી પણ આંખો બંધ કરીને બેઠો હતો.

"નહીં, મારું નામ નંદબાળા છે. મારી મોટી બહેનનું નામ સુજાતા છે." યુવતીએ સરળભાવે ઉત્તર આપ્યો અને પછી તે ગામ તરફ જવા વળી.

"ભાઈ ગૌતમ! પ્રત્યેક યુગમાં, માર્ગના પ્રત્યેક ખૂણે, તને કોઈ નંદબાળા કે સુજાતા મળશે અને તે તારી નજીક આવી તારી આરાધના કરવા ઇચ્છશે. હજી પણ સમય છે, વિચારી લે." હરિશંકરે કહ્યું.

સવારે તેઓ ફરીથી પોતાને રસ્તે આગળ વધ્યા.

હવે શ્રાવસ્તી બહુ દૂર ન હતું. સીસમના જંગલ પૂરાં થતાં વસતિની શરૂઆત થઈ. ચાલતાં ચાલતાં એકાએક થોભીને હરિશંકરે ગૌતમને કહ્યું, "ભાઈ ગૌતમ, વૈશાલીમાં એક આમ્રપાલી હતી. તે, અને ચમ્પક, અને સુજાતા, અને નંદબાળા, બધાં એક જ છે. પોતાના મનને વિકારથી મુક્ત રાખો."

અને પછી એકાએક હરિશંકર પગદંડી પરથી ઊતરીને સીસમના જંગલો તરફ પાછો વળી ગયો. ગૌતમ તેને બોલાવતો રહ્યો પણ જોતજોતામાં તે દૃષ્ટિમર્યાદા બહાર નીકળી ગયો.

## ૨

શ્રાવસ્તીનું સુંદર નગર રાપ્તીના દક્ષિણ તટ ઉપર દૂર દૂર સુધી ફેલાયેલું હતું. તેની ઉત્તરે થોડેક દૂર હિમાવતના ગુલાબી અને ભૂરા પર્વતો આવેલા હતા. આ પહાડોની તળેટીમાં ધાન્યથી લહેરાતાં ખેતરો હતાં અને આસપાસનાં વનમાં વાઘ અને ચિત્તાઓ ભમતા હતા.

ઉત્તર કોશલના રાજ્યમાં નગરો અને ગામડાંઓ આ હર્યાંભર્યાં મેદાનોમાં વસેલાં હતાં. હવે વસતિ વધી રહી હતી અને જંગલ કપાઈ રહ્યાં હતાં.

શ્રાવસ્તી પ્રવૃત્તિથી ધમધમતું નગર હતું. દૂરના દેશોથી આવેલા લોકો અહીં રહેતા હતા. રથ હાંકનારાઓ, કુંભારો, કલાલો અને નેતરની ટોપલી બનાવનારાઓ

નગર બહાર વસતા હતા. વસતિથી તદ્દન દૂર ચાંડાલોની વસતિ હતી. આ પાંચમો વર્ણ ચતુર્વર્ગથી હીન કોટિનો હતો. માત્ર શબ ઉપાડવાનું અને મડદાં બાળવાનું જ તેમના ભાગ્યમાં લખેલું હતું—એ જ તેમનો ધંધો હતો. તેઓ મડદાં ઉપરથી ઉતારેલાં વસ્ત્રો ધારણ કરી શકતા. તેમને તૂટયાં-ફૂટયાં વાસણોમાં જ ભોજન કરવાની અને માત્ર કાંસાનાં જ આભૂષણો પહેરવાની આજ્ઞા હતી.

પણ, આજથી સિત્તોર-એંશી વર્ષ પહેલાં કપિલવસ્તુના શાક્યમુનિ શ્રાવસ્તીમાં આવીને રહ્યા હતા અને તેમના શિષ્યોએ પોતાનાં પ્રવચનોમાં સમજાવ્યું હતું કે મનુષ્ય જન્માનુસાર નહીં, કર્માનુસાર મ્લેચ્છ અથવા શૂદ્ર બને છે, અને હવે ભગવાં વસ્ત્રધારી ભિક્ષુઓની ટોળીઓ મહોલ્લે મહોલ્લે ફરીને ચાંડાલો અને શૂદ્રોને સત્કર્મો કરવાનો ઉપદેશ આપી રહી હતી.

મૌનવ્રતધારી બ્રાહ્મણોની જેમ વર્ષભર ચુપચાપ રહ્યા પછી દેડકાંઓએ આંધી-વર્ષાના દેવતા પાસેથી જીવનની લહર પ્રાપ્ત કરી લીધી અને હવે ગળું ફાડી ફાડીને ડ્રાંઉ ડ્રાંઉ કરી રહ્યા છે. વિદ્યાર્થીઓ જેમ પોતાના ગુરુના શબ્દોનું એકસાથે મળીને આવર્તન કરે છે, તેવી જ રીતે એક દેડકું બીજા દેડકાની બોલીની નકલ કરે છે. તળાવમાં પડયા પડયા એ સર્વ વર્ષાનો રાગ આલાપવામાં મશગૂલ હતા.

ગૌતમે પુસ્તક બંધ કર્યું અને દૃષ્ટિ ઉઠાવીને સામે જોયું. ઝરમર વરસાદ વરસવો શરૂ થઈ ચૂકયો હતો, દેડકાં ડ્રાંઉ ડ્રાંઉ કરી રહ્યા હતા, મોર ગહેગતા હતા, બપૈયા શોર મચાવી રહ્યા હતા, સાવનની ઘટાઓ ઝૂમી ઊઠી હતી. સદીઓ પહેલાં ઋગ્વેદમાં વર્ષાઋતુનું જે વર્ણન કરવામાં આવ્યું હતું તે પ્રમાણેનું જ દૃશ્ય તેની નજર સમક્ષ ખડું થયું હતું. કુટિરની બહાર બેસી એ શ્રાવણનું આ ગીત સાંભળી રહ્યો હતો. આશ્રમ નગરથી દૂર અશોક વનમાં આવેલો હતો. નદીને કિનારે કુટિરોમાં વિદ્યાર્થી રહેતા હતા. ગૌતમ વર્ષોથી તેના ગુરુ પાસે અધ્યયન કરી રહ્યો હતો. આ દરમિયાન તેણે નાટક લખવામાં અને ચિત્રકામમાં ખાસ ખ્યાતિ પ્રાપ્ત કરી હતી. જો તે જન્મજાત કવિ જ હોય તો તેને પુરોહિત બનાવવાથી શો ફાયદો?—તેના ગુરુએ વિચાર્યું હતું. ગૌતમને લખવા-વાંચવામાં ખાસ રુચિ ન હોત તો પણ તે ઇન્દ્રપ્રસ્થ જઈને પાંચાલોની સેનામાં નોકરી મેળવી શક્યો હોત, પણ તેણે નિશ્ચય કર્યો હતો કે તે માત્ર નાટક જ લખશે, કલા સંબંધી સિદ્ધાંતો પર પુસ્તકો લખશે, ચિત્ર અને મૂર્તિઓ બનાવશે

તાજેતરમાં જ તક્ષશિલાથી પાછો ફરેલો રાજનીતિનો વિદ્યાર્થી અખિલેશ ગૌતમની કુટિરમાં બેસીને કેટલાક નવયુવકો સાથે જોરશોરથી ચર્ચા કરી રહ્યો હતો.

"જબરી ધમાલ થવાની છે, ભાઈ," અખિલેશની વાતને વચમાંથી કાપતાં યોગેન્દ્રે કહ્યું, "દૂધ-દહીં, મીઠું-ખાંડ, ઢોર-ઢાંખર; કઈ એવી વસ્તુ છે જેમાં પાટલિપુત્રની સરકાર પોતાનો ભાગ નથી લેતી."

"અને આટલી મોટી સેનાનો ખર્ચ" ગુણવર્માએ કહ્યું, "દેશ જાગી રહ્યો છે. તમે એમ માનો છો કે પ્રજા ચુપ રહેશે?"

"મહારાજ ધનનંદન," શ્રાવસ્તીનો મૂર્તિકાર વિમલેશ્વર બોલ્યો, "જ્વાળામુખીની ટોચ ઉપર બેઠો છે." પછી તે અખિલેશ તરફ વળ્યો, "તું ચાણક્યની શી વાત કરતો હતો? તું એને મળ્યો છે?"

"હા, તક્ષશિલામાં મળ્યો છું."

તક્ષશિલાથી પાછા ફરેલા વિદ્યાર્થીઓનો આ લોકો પર એટલો પ્રભાવ હતો કે બધા નવયુવકોનું ધ્યાન અખિલેશ તરફ ખેંચાયું. અખિલેશે તેમને ચાણક્ય અંગે કહેવાનું શરૂ કર્યું, તે યોગેન્દ્રની સૂચના અનુસાર પાટલિપુત્ર પહોંચી ગયો હતો. હવે અવનવાં નામો લેવાઈ રહ્યાં હતાં, ઘટનાઓ ફરી ફરી કહેવાઈ રહી હતી, મત વ્યક્ત કરવામાં આવી રહ્યા હતા.

આ બધામાં સામેલ છતાંય તેનાથી અલિપ્ત એવો ગૌતમ એક ખૂણામાં બેઠો હતો.

"મગધવાળા તો હમેશાં ઝઘડાખોર રહ્યા છે," યોગેન્દ્ર કહી રહ્યો હતો.

"પણ મગધ સાથે અમારી સંધિ કદી પણ થઈ શકશે નહીં," વિમલેશ્વરે કહ્યું.

"ભાઈ, વાત આખી જાતિની છે," અખિલેશે ટટ્ટાર બેસતાં કહ્યું. બધા વિદ્યાર્થીઓ તેની વાત ધ્યાનથી સાંભળવા લાગ્યા.

"આખા દેશ પર બ્રાહ્મણો અને ક્ષત્રિયોનું રાજ્ય છે. દૂર દૂર સિંધ સુધી બ્રાહ્મણો રાજ્ય કરી રહ્યા છે, અને મગધ પૂર્ણપણે બ્રાહ્મણોના અધિકારમાં કદી પણ આવ્યું નથી. મગધની ઊંચી જાતિઓને આપણે કોશલવાળાઓએ કદી પણ ઊંચી માની નથી, અને હવે આપણે એ શી રીતે ભૂલી શકીએ કે અજાતશત્રુના પૌત્રના અવસાન બાદ ત્યાં શૂદ્રોનું ચલણ ચાલી રહ્યું છે? ધનવંશ એ–"તેણે નવયુવકો ઉપર દૃષ્ટિપાત કરતાં કહ્યું, "શુદ્રોનો વંશ છે અને મગધ નીચલી જાતિઓના ઝઘડાખોર લોકોનો દેશ છે."

"મગધની નવી રાજધાની તો હવે ગિરિવ્રજ અને રાજગિરિથી પણ વધુ શાન-દાર બની ચૂકી છે," "ગુણવર્માએ કહ્યું, "પાટલિપુત્ર–"

"કુશીનગર, વૈશાલી અને શ્રાવસ્તી કોશલની સાથે અજાતશત્રુ વિરુદ્ધ સંગઠિત થયાં તેને દિવસ પણ કેટલા થયા છે! તે સમયે મગધના મંત્રીઓએ તેના આક્રમણને ખાળવા માટે પાટલીગ્રામની ચારે તરફ ઊંચી દીવાલ ચણાવી દીધી હતી. અજાત-શત્રુના પૌત્ર ઉદયે કુસુમપુરનો પાયો નાખ્યો હતો તે તો જાણે આજની જ વાત હોય એવું લાગે છે. પણ આજે એ જ કુસુમપુર એટલી શકિતશાળી રાજધાની બની ગયું છે કે આપણે આટલે દૂરથી પણ તેના નામ માત્રથી ડરીએ છીએ," વિમલેશ્વરે કહ્યું.

દીપકના આછા પ્રકાશમાં ગૌતમ પોતાના સાથીદારોના ચહેરા તરફ જોઈ રહ્યો હતો અને મનમાં વિચારી રહ્યો હતો કે, ગૌતમ સિદ્ધાર્થે તો ભવિષ્ય ભાખ્યું હતું કે આ નગર અગ્નિ, રેલ અને યુદ્ધની જ્વાલાઓમાં ભસ્મીભૂત થઈ જશે. વસતિ આમ જ વસે છે અને ઉજ્જડ થાય છે–દિલની અને માનવીની વસતિ! (હું સાવ જ એકલો છું.).

અખિલેશ જે એક ખૂણામાં બેઠેલા પોતાનાથી નાની ઉંમરના એક છોકરાને ચાણ-ક્ય વિશે કશુંક કહી રહ્યો હતો, તે હવે જોરશોરથી વિમલેશ્વરને કહેવા લાગ્યો, "ભાઈ, તેં હમણાં મહારાજ ઉદયનું નામ લીધું? અરે ભાઈ! ઉદય જ તો ઈરાનના દારા(પહેલો)ના સમકાલીન હતા," પછી તે પેલા છોકરા તરફ ફર્યો અને તેને કહ્યું, "હું હમણાં તને ચાણક્યનું સામ્રાજ્ય અંગેનું દષ્ટિબિંદુ સમજાવી રહ્યો હતો. દારાનું ઈરાન પણ સામ્રાજ્ય છે. તમને એ વાતની ખબર નથી કે હમણાં તેની સત્તાનું ચક્ર ચારેકોર ફરી રહ્યું છે."

"સત્તાનું ચક્ર!" એક નાની ઉંમરનો વિદ્યાર્થી બોલ્યો.

"ઈરાનીઓએ ગાંધાર પર આક્રમણ કર્યું ત્યારે ત્યાંના રાજાએ બિમ્બસાર પાસે પોતાનો દૂત મોકલ્યો હતો–એમ કહેવા કે આજકાલ ઈરાની સામ્રાજ્ય સિન્ધુના વાયવ્ય ક્ષેત્રોમાંથી પોતાનો કર વસૂલ કરી રહ્યું છે. દારાએ કહ્યું હતું, "હું દારયૂશ છું," અખિ-લેશનો અવાજ અજબ ઢંગથી ગૌતમની કુટિરમાં ગુંજી ઊઠયો, "હું સમ્રાટ, રાજાઓનો રાજા, એ દેશોનો શહેનશાહ–જેમાં ભાતભાતના લોકો વસે છે, ગશ્તાસ્યનો દીકરો–ઈરાની–ઈરાનનો દીકરો, આર્ય, આર્યવંશનો પુત્ર–અને તેના દરિયાઈ જહાજોના બેડાઓ પવિત્ર સિંધુની લહેરો ખૂંદી રહ્યા હતા–"

"શહેનશાહ–શહેનશાહ," ગૌતમ બોલ્યો, "એ પારસિકોની ભાષા છે?–"

"હા," અખિલેશે જવાબમાં કહ્યું, "અને દારયૂશના પ્રથમ પુત્ર અર્તખશીજે ઉત્તર-પથના એના અધિકાર હેઠળના આ પ્રાંતો અંગે ગર્વપૂર્વક કહ્યું હતું, "આ ક્ષેત્ર, જ્યાં દેવો પૂજાતા હતા, ત્યાં મેં અહર્મુજદના એક ઇશારા માત્રથી દેવોનાં મંદિરોના પાયા હચમચાવી દીધા–"

"અહર્મુજદ કોણ છે?" તે અખિલેશને પૂછે છે.

"ઈશ્વરનું ઈરાની નામ."

"તો પછી તમારો આ અર્તખશીજ શું કહેતો હતો?"

"એ રાજનીતિ છે, ભાઈ ગૌતમ," અખિલેશે અકળાઈને કહ્યું. પછી તે સાથીઓ તરફ ફર્યો, "થોડા દિવસ પહેલાં કેટલાક વેપારીઓ પરસીપોલિસથી જાન બચાવીને તક્ષશિલા આવ્યા હતા. કહેતા હતા કે ઈરાનમાં ભયાનક યુદ્ધ ચાલી રહ્યું છે. યવ-નોએ જ્યારથી ઈરાનના દાસત્વમાંથી છુટકારો મેળવ્યો છે ત્યારથી ઈરાની સામ્રાજ્ય દુર્બળ બનતું જાય છે. તને એક વાત કહું," અખિલેશે ગૌતમને કહ્યું, "વિષ્ણુગુપ્તે મને તક્ષશિલામાં કહ્યું હતું કે આપણા દેશને પણ એક ચતુરાન્ત સામ્રા-જ્યની જરૂર છે–જેનો વિસ્તાર દુનિયાના ચારે ખૂણાઓમાં ફેલાયેલો હોય એવા શક્તિ-શાળી સામ્રાજ્યની જરૂર છે. પરસીપોલિસના વ્યાપારીઓ કહેતા હતા કે ઈરાનનો દારયૂશ તૃતીય પણ ઘણો હિંમતવાળો રાજા છે. પરંતુ તેને બિચારાને દૂર પશ્ચિમથી મોટી સેના લઈને આવેલા યવનોના સેનાપતિ એલેકઝાન્ડરે પરાજિત કર્યો."

ગૌતમ આશ્ચર્યચકિત થઈને સાંભળી રહ્યો હતો.

"અને હવે સમગ્ર ઈરાન એલેકઝાન્ડરના હાથમાં છે," અખિલેશે પોતાની વાત સમાપ્ત કરતાં કહ્યું.

"એટલે કે પારસિકોના ચતુરાન્ત રાજ્યનો સ્વામી, હમણાં તેં જેનું નામ લીધું તે, એલેકઝાન્ડર છે?" ગૌતમે પૂછ્યું.

"હા, હા, તે જ છે," અખિલેશે અચકાતાં અચકાતાં ઉત્તર આપ્યો.

"ભાઈ અખિલેશ, તું છે ક્ષત્રિય. રાજ્યો સ્થાપિત કરવાં અને રાજ્યોને નષ્ટ કરવાં એ તારું કામ છે. હું તને શું સમજાવવાનો હતો," ગૌતમે કહ્યું.

"ગૌતમ!" અખિલેશે દીપકમાં તેલ પૂરી તેને વચમાં મૂક્યો અને ગૌતમ

તરફ ધ્યાનથી જોવા લાગ્યો, "તને જો કદાચિત કોઈ યુદ્ધમાં જોડાવાની ફરજ પડી તો તું શું લડવાનો ઇનકાર કરશે?"

"તું શું એમ માને છે કે પ્રજા ચુપ બેસી રહેશે?" કુટિરને એક છેડે બેઠેલા યોગેન્દ્રે ગૌતમને પડકાર કરતાં ગૌતમ ગભરાઈને તેના તરફ ફર્યો.

મગધની રાજકીય સ્થિતિ પર ફરીથી જોરશોરથી વિવાદ શરૂ થઈ ગયો.

બીજે દિવસે સંધ્યાકાળે ગૌતમ બારી પાસે બેસીને એક ભોજપત્ર વાંચવામાં તલ્લીન હતો. એટલામાં એકાએક હરિશંકર તેના દ્વાર પાસે આવીને ઊભો રહ્યો.

"બ્રહ્મચારી, હું તારી પાવન કુટિરની અંદર આવી શકું છું?"

"આવ ભાઈ, આવ, કેમ આવવું થયું?" ગૌતમે ભોજપત્ર બાજુએ મૂકતાં કહ્યું, "હું તો ધારતો હતો કે તું સદાને માટે અલોપ થઈ ગયો." પછી તેણે ઝડપથી કચરો વાળી જમીન પર સાદડી બિછાવી.

"શું તને ઇચ્છાઓ ખૂબ સતાવે છે, ભાઈ ગૌતમ?" હરિશંકરે આદર-સત્કાર થઈ ગયા પછી થોડીવારે એકાએક પ્રશ્ન કર્યો.

"એટલે?"

"ઉદાહરણસ્વરૂપ—એ જ, માંસની ઇચ્છા?"

"હવે હું તને એક પ્રશ્ન પૂછવા માગું છું, ભાઈ હરિશંકર," ગૌતમે અચકાઈને બોલવાની શરૂઆત કરી, "મારી પૃષ્ઠભૂમિમાં જો રક્ત હોય તો હું શું કરી શકું. મારી ચારે તરફ રક્ત છે. હું આટલા બધા રક્તપાતનું પ્રાયશ્ચિત્ત શી રીતે કરી શકીશ? મારા મિત્રો યુદ્ધની વાતો કરી રહ્યા છે, ને હું લડવા નથી માગતો."

"પણ એમ છતાં તારે લડવું પડશે," હરિશંકરે ઉત્તર આપ્યો અને વાંચવામાં મગ્ન થઈ ગયો.

બહાર પલાશનાં વૃક્ષોની છાયા લાંબી થવા માંડી હતી. હરિશંકર હજી કંઈ કહેશે એમ ધારી ગૌતમે થોડોક સમય પ્રતીક્ષા કરી, પરંતુ આ વિચિત્ર ભિક્ષુએ ફરીથી મૌન ધારણ કરી લીધું. સંધ્યા ઢળી ચૂકી હતી. બન્ને જણા બારી પાસે ચુપચાપ ઊભા રહ્યા.

"જીવન સંબંધી મને કશુંક કહો!" ગૌતમે ફરીથી કહ્યું.

"મારા જીવનથી અલગ એવું તારું જીવન, તારું પોતાનું છે, હું તને કશું જ કહી શકું તેમ નથી," હરિશંકરે કહ્યું.

ગૌતમે ખૂણામાં જઈને તાડનું એક સાફ પાન ઉપાડ્યું. "શાંતિ અંગે મને કશીક વાત કર, હું લખીશ." તેણે કલમ ઉપાડી અને જમીન પર પલાંઠી વાળી બેઠો. "હું મારા પુસ્તકનું બીજું પ્રકરણ લખીશ."

"પણ તારા પુસ્તકનું આખરી પ્રકરણ કોણ લખશે?"

"સમગ્ર ઇતિહાસ એક અતાગ સમુદ્ર છે અને એ સમુદ્રમાં હું અને તું એક પાંદડાની જેમ આમથી તેમ તરી રહ્યા છીએ. મારા પહેલાં આજ સુધી જે કંઈ જ્ઞાન થયું એનું ઉત્તરદાયિત્વ મારા ઉપર ખરું કે નહીં? બોલ, હું શું લખું?" ગૌતમે પૂછ્યું.

સમય બાંધવાની આવશ્યકતા નથી. બધું એક સ્વપ્નની જેમ વીતી રહ્યું છે અને વીતી જશે." હરિશંકરે ઉત્તર આપ્યો.

"વીતી જશે કે વીતતું રહેશે?" ગૌતમે પ્રશ્ન કર્યો.

"એ તારી પોતાની સમસ્યા છે!" હરિશંકરે સંક્ષિપ્ત ઉત્તર આપ્યો.

"મને અહિંસા વિશે કંઈક કહે." ગૌતમે જિદ્દી બાળકની જેમ ફરીથી પ્રશ્ન કર્યો.

"બ્રાહ્મણ થઈને અહિંસાનો પૂજારી થવા માગે છે?" હરિશંકરે હસીને પૂછ્યું.

"આલારે ભાવિ બુદ્ધને શું કહ્યું હતું તે તને યાદ છે?

"શું કહ્યું હતું?" હરિશંકરે પૂછ્યું.

"આલારે બુદ્ધને કહ્યું હતું: 'મિત્ર,. તારા જેવા સંતનો સમાગમ થવાથી મને ઘણી પ્રસન્નતા થઈ છે. જે સિદ્ધાંતો અને વિદ્યાઓ હું જાણું છું, તે તું પણ જાણે છે; અને, જે સિદ્ધાંતો અને વિદ્યાઓથી તું પરિચિત છે તેનાથી હું પણ પરિચિત છું. જે હું છું તે જ તું છે, તું છે તે હું છું. આથી મારી વિનંતિ છે કે આવ, તું અને હું બન્ને સંઘના સંયુકત સંરક્ષક બનીએ.' " એટલું બોલીને ગૌતમ પણ ચુપ થઈ ગયો.

ખેતરોને પેલે પાર મશાલો સળગાવવામાં આવી હતી. ગામના ચૉકમાં સભા ભરાઈ હતી. કથાકાર મહાભારતની કથા કરી રહ્યા હતા. સંધ્યાની શાંતિમાં તેનો બુલંદ અવાજ હવાની સાથે ફેલાતો ગૌતમની કુટિર સુધી પહોંચ્યો. ફરીથી શાંતિ

વ્યાપી ગઈ. વચમાં વચમાં શ્રોતાઓની વાહવાહ સંભળાતી અને પછી કથાકારના બુલંદ અવાજમાં એ અવાજ ડૂબી જતો.

"આ શાંતિ અને ભાતભાતની કથાઓ કહી જાય છે; શબ્દોની સમાપ્તિમાં પણ મારી મુક્તિ નથી," ગૌતમે પોતાની જાતને કહ્યું અને તે હરિશંકર તરફ જોઈ રહ્યો.

કોણ કોનાથી ઉચ્ચ છે; કોણે કોની ઉપર વિજય પ્રાપ્ત કર્યો; કોણ કૌરવ અને કોણ પાંડવ; એનો નિર્ણય કોણ કરશે?

"જો મગધ સાથે યુદ્ધ થાય તો તું તેમાં જોડાઈશ?" તેણે એકાએક ઊંચા અવાજે પ્રશ્ન કર્યો.

"આપણે આપણા વિચારોનું જ પરિણામ છીએ." હરિશંકરે ઉત્તર આપ્યો. પ્રત્યેક મનુષ્યનાં કર્મ, આવશ્યક્તાઓ અને અકસ્માતો તેની પ્રવૃત્તિના પરિણામરૂપ હોય છે, તે સ્વાધીન નથી, એટલે તેને જવાબદાર બનાવવાનો કોઈ અર્થ નથી."

અચાનક નદી પર દીપોની હારમાળા ઝગમગી ઊઠી.

"કોઈની જાન જઈ રહી છે," ગૌતમે કહ્યું.

"હં."

"અથવા તો સંભવ છે કે રાજ્યની નૌકા આ તરફ આવતી હોય."

"ચાલ, બહાર જઈએ," હરિશંકરે એકાએક ભયભીત થઈને કહ્યું.

તેઓ બન્ને આશ્રમના ઉપવનમાંથી બહાર નીકળી ગામ તરફ જવાના માર્ગ પર આવ્યા.

ગૌતમ ચુપચાપ હરિશંકરની સાથે ચાલી રહ્યો હતો. પછી કંઈક અચકાઈને તેણે કહ્યું, "તું અહંનો પૂજારી છે, હરિશંકર, તને બીજા કોઈની ચિંતા નથી. પોતાની બુદ્ધિના જોર પર સ્થિતપ્રજ્ઞ બની જવું એ કોઈ મોટી વાત નથી. બીજા ઉપર શું વીતી શકે છે તેની સાથે તને શી નિસ્બત."

"બીજાઓ પર શું વીતી શકે છે તેનાથી હું ખૂબ સારી રીતે માહિતગાર છું," હરિશંકરે સંક્ષિપ્ત ઉત્તર આપ્યો, "ચાલ, જરા ત્યાં જઈને જોઈએ કે શું થઈ રહ્યું છે."

ગૌતમ ચુપ થઈ ગયો.

રોશનીથી ઝગમગતી નૌકાઓ નદી પાર કરી ચૂકી હતી અને દૂરથી નદીના ઘાટ પર જબરી ધમાલ દેખાતી હતી. "આ કોઈની જાન છે?" ગૌતમે રસ્તા ઉપરથી પસાર થતા એક રાહદારીને પૂછ્યું.

"ના, અયોધ્યાથી રાજાજી પધાર્યા છે," રાહદારીએ જવાબમાં જણાવ્યું.

ગૌતમે ચોંકીને હરિશંકરને સાદ પાડયો, પછી ચારેતરફ નજર ફેરવી તેને શોધ્યો, પણ હમેશની જેમ હરિશંકર ગાયબ થઈ ગયો હતો અને ચોકમાં જમા થયેલી ભીડમાં તેને શોધવાનું પણ મુશ્કેલ હતું.

ગૌતમે ચાદર ખભે નાખી અને નગર તરફ ચાલી નીકળ્યો. નગરની મધ્યમાં પહોંચીને જોયું તો તેના પોતાના ભવનમાં પ્રકાશ દેખાયો. ઝડપી ચાલે તે નગર બહાર નીકળી ગયો, એ બાજુ, જ્યાં આમ્રકુંજમાંની ઝાડી વચ્ચે એક મૌન ભવન વૃક્ષોનાં પાંદડાઓ વચ્ચે છુપાઈને મૌન ઊભું હતું.

આ એ જ ભવન હતું, જ્યાં સો વર્ષ પહેલાં શાક્યમુનિ આવીને રહ્યા હતા, માત્ર સો વર્ષ પહેલાં.

પણ, એ મકાનની નજીક જવાને બદલે તે અર્ધેથી પાછો ફર્યો અને ધીમે પગલે આશ્રમ તરફ ચાલવા લાગ્યો.

સ્વાધીનતા નથી, સ્વાધીનતા નથી; ખુલ્લા વાતાવરણમાં, સ્વર-સાગરના તરંગોમાં, બુદ્ધિના વિસ્તારમાં, સ્વાધીનતા ક્યાંય નથી. હું બંધનમાં છું; હું કશું કરી શકું એમ નથી, કશું કરી શકીશ નહીં–ત્યાં સુધી કે એક દિવસ ઇતિહાસ, નામોનો ક્રમ, દેશકાલ મને ગળી જશે.

નદીકિનારે પહોંચીને તેણે શીતળ લીલોતરી ઉપર માથું મૂક્યું.

ઉપનિષદમાં લખ્યું છે કે જે માત્ર પોતાના આત્માનો જ આકાંક્ષી છે તેને માટે પિતા પિતા નથી, માતા માતા નથી, આ લોક આ લોક નથી, દેવતા દેવતા નથી, ચોર ચોર નથી, હત્યારો હત્યારો નથી, અને તેને ભલાં-ભૂંડાંની ચિંતા નથી કારણકે તે મનના તમામ ક્લેશો અને દુ:ખો પર વિજય પ્રાપ્ત કરી ચૂક્યો હોય છે.

શાક્યમુનિએ કહ્યું હતું, "ઈશ્વરનું અસ્તિત્વ હોય, યા ન પણ હોય, પણ દુ:ખનું અસ્તિત્વ છે એ તો સત્ય છે. આપણે માનીએ છીએ કે આપણે છીએ પણ આપણે સાપેક્ષતામાં ડૂબેલા હોઈએ છીએ. પ્રત્યેક વસ્તુ દુ:ખ છે–सर्वम् दुखं. માનવી એવી જ રીતે બુઝાઈ જાય છે, જેવી રીતે દીપકને ફૂંક મારીને બુઝાવવામાં આવે છે. માત્ર ઘટનાઓ અને અનુભૂતિઓનો ક્રમ નિરંતર છે અને રહેશે!"

જળલહરીઓ કિનારા સુધી આવી આવીને પછી વળતી હતી. ગૌતમે અગ્નિ પરથી દૃષ્ટિ હટાવીને શાંત વહેતી નદી તરફ દૃષ્ટિ નાખી.

... હું દુ:ખ સહેવા માગું છું, હું દુર્બલ બનવા ચાહું છું, હું મારી મૂર્ખતાઓનું જાતે દર્શન કરીશ, હું દુ:ખ વેઠીશ.

હૃદય અને મનનાં દુ:ખ અને ક્લેશ તથા પરીક્ષાઓ! મને મુક્તિ નથી જોઈતી! કરુણા ઘણી મોટી વસ્તુ છે, શાક્યમુનિ. પણ સંભવ છે કે મને તમારી ઉપર જ કરુણા આવતી હોય! પ્રશ્ન એ પણ છે, પાવનકારી રાજકુમાર, કે કોણ કોની ઉપર કરુણા કરશે?

# ૩

શ્રાવસ્તીની ઉત્તરે પહાડોની તળેટીનાં જંગલોમાં થઈને એક રસ્તો જતો હતો. તેની બન્ને બાજુએ ઊંચા વૃક્ષોવાળુ વન આવેલું હતું. આ વનની વચમાંથી નદી ખળખળ કરતી, કલ્લોલતી વહેતી હતી. તેના પૂર્વ તરફના તટ પર ઘાટ હતો. રાતે આવેલી રાજનૌકા આ ઘાટ પર નાંગરી હતી.

અયોધ્યા અને ઉત્તર કોશલના રાજવી અને તેમના સાથીઓ વહેલી સવારે શિકાર માટે ઉત્તર તરફ કૂચ કરવાના હતા. પરંતુ, માર્ગશોધકોએ ખબર મોકલી હતી કે હાથીઓ જ્યાં વસે છે તે ભાગમાં અણધારી વરસાદની શરૂઆત થઈ ગઈ છે. નાવમાંથી ઊતરીને રાજવીની મંડળી હાથી, પાલખી, રથ અને છાપરાંવાળી બળદગાડીઓમાં સવાર થઈ રહી હતી ત્યાં જ માર્ગશોધકોએ આ ખબર આપ્યા. આ ખબર મળતાં જ શિકારયાત્રા થંભાવી દેવામાં આવી અને ગુરુ પુરુષોત્તમના આશ્રમથી કેટલાક માઈલ દૂર મહુડાનાં વૃક્ષોના ઝુંડમાં તંબુ ખોડવામાં આવ્યા.

જોતજોતાંમાં તો જંગલમાં મંગલ થઈ ગયું. ઉપવનમાં જ્યાં હરણોનાં ટોળાં, મોર અને બતકોનું શાસન ચાલતું હતું, અને જ્યાં ક્યારેક કોઈ એકલદોકલ ધ્યાનમગ્ન વિદ્યાર્થી કોઈ પગદંડી પરથી પસાર થતો નજરે ચડતો હતો, ત્યાં પળભરમાં તો જાણે મોટો મેળો ભરાઈ ગયો.

રાજાની મંડળી સાથે આવેલી યુવતીઓ દિવસ આખો ઉપવનોમાં ભમતી અને અંધારું થતાં નદીમાં જઈને તરતી, તો વળી કોઈક તીરકમાન લઈને હરિણીનો શિકાર કરતી...

બે-ત્રણ દિવસમાં તો ચમ્પક આ નિષ્પ્રયોજન જીવનથી કંટાળી ગઈ. ત્રણ દિવસ જંગલમાં રહીને સતત નિરુદ્દેશ ફર્યા-રખડયા કરવાથી અને શિકારથી તેનું મન કંટાળી ગયું. એક દિવસ તે રાજકુમારી નિર્મળાને સાથે લઈને છાનીમાની વસતિ તરફ ચાલી નીકળી.

સામે આમ્રકુંજ હતી. અહીં શાંતિ અને શીતલતા હતી. આકાશમાં લાલિમા છવાઈ ગઈ હતી અને ઉદ્યાનમાં રહેંટ ચાલી રહ્યો હતો.

"આમ આવ, કોઈક ગીતનો અવાજ આવે છે તે તરફ જઈએ." નિર્મળાએ કાન સરવા કરી કોઈ ગીતનું ગુંજન સાંભળીને સૂચન કર્યું.

પગતળે પાંદડાંઓને કચરતી બન્ને સખીઓ વનરાજી તરફ આગળ વધી. વૃક્ષોની ડાળીઓ વચ્ચેથી આશ્રમની કુટિરો દેખાઈ.

"આ કઈ જગ્યા છે?" ચમ્પકે કદંબની એક ડાળી પર હાથ રાખીને કહ્યું.

"આ સામે કોણ છોકરો છે?" નિર્મળાએ સામો પ્રશ્ન કર્યો. ચારે તરફ નજર કરતાં બ્રહ્મચારીનાં વસ્ત્રો ધારણ કરેલા વિદ્યાર્થીને જોઈ એને પોતાનો ભાઈ યાદ આવી રહ્યો હતો.

ગૌતમ નિલાંબર, સતત ત્રણ દિવસ અને ત્રણ રાત, ભૂખ્યો-તરસ્યો, નદીના કિનારા પર આમતેમ ભટકતો રહ્યો. રાત્રીના સમયે તે કલાકો સુધી શીતળ જળમાં એક પગ પર ઊભો રહ્યો. પછી, રાત્રે રેતીમાં બાવળના કાંટાં પાથરીને તેની ઉપર સૂતો.

પરંતુ ચોથે દિવસે તે એટલો અકળાઈ ઊઠયો કે તેણે પાછા ફરવાનો નિશ્ચય કર્યો.

સાયંકાળે તે હળવે પગલે આશ્રમ તરફ પાછો ફરી રહ્યો હતો ત્યાં તેને પાછળથી કોઈએ બોલાવ્યો.

તેણે પાછળ ફરીને જોયું તો અખિલેશ હસતો હસતો તેની તરફ આવી રહ્યો હતો.

"ભાઈ ગૌતમ, ત્રણ દિવસથી તું ક્યાં ગુમ થઈ ગયો હતો. બધા તને શોધી રહ્યા છે."

"હું તો અહીં જ હતો. આ સમયે તું અહીં શું કરી રહ્યો છે?" ગૌતમે શાંત સ્વરે પૂછ્યું.

"તું જે કરી રહ્યો છે તે જ." અખિલેશે વિનોદપૂર્વક ઉત્તર આપ્યો.

"હું તો ભગવાનની લીલાનાં દર્શન કરી રહ્યો છું."

"ભગવાનની લીલાની એક ઝાંખી તો મેં પણ ગઈ કાલે કરી. હરિણીની પાછળ તીરકમાન લઈને એ દોડી રહી હતી. મને આવતો જોઈને તરત વૃક્ષ પર ચડી ગઈ."

અખિલેશ શું કહેવા માગે છે તે ગૌતમની સમજમાં ન આવ્યું. તે ઉદાસ નજરે અખિલેશનો ચહેરો જોઈ રહ્યો.

વૃક્ષનાં પર્ણ હવામાં ઊડતાં ઊડતાં આવ્યાં અને આસપાસ વિખેરાઈ ગયાં.

"વનદેવી! વનદેવી!" દૂર ઝાડીમાં કોઈ ભજન ગાતું જઈ રહ્યું હતું. "વનદેવી! તું દૂરથી ઝાંખી કરાવીને અદશ્ય થઈ જાય છે! કદીક અમારા ગામમાં પણ પધારો."

"તને શું માનવીનો ડર લાગે છે?"

ગૌતમ અને અખિલેશ હવા સાથે આવતી મંદ સુગંધનો આનંદ માણતા ઘાસ ઉપર ચાલી રહ્યા હતા.

"વનદેવી જ્યાં મન ચાહે ત્યાં આરામ કરે છે,
જે મહેકે છે, જે સારાય જંગલની મા છે.[1]

ગૌતમ અને અખિલેશ ગાતાં ગાતાં આગળ વધ્યા. થોડેક દૂર, ઝંપળી વગાડતા છોકરાઓની એક ટોળી વસતિ તરફ જઈ રહી હતી. અંતે ગૌતમ થાકીને એક વૃક્ષ હેઠળ અટકી ગયો.

"એક તરફ દેવીઓ, બીજી તરફ અપ્સરાઓ અને વૃક્ષોની યક્ષિણીઓ. આ ડાળી-ઓની છાયામાં ઊભા પણ ન રહેવું જોઈએ," અખિલેશે બનાવટી ગંભીરતાપૂર્વક કહ્યું, "કારણકે વૃક્ષની યક્ષિણીઓ પુરુષને પથભ્રષ્ટ કરે છે. જોજે, બીજા પાટલિપુત્રનો પાયો અહીં જ ન નખાઈ જાય!"

"અરે, આ સામે કોણ ઊભું છે?" એકાએક ગભરાઈ, આંખો પટપટાવી, ગૌતમે કહ્યું.

"કોણ?" અખિલેશે કહ્યું, "મહાભારતના કવિએ પૂછ્યું છે, કદંબના વૃક્ષની ડાળીઓ ઝુકાવીને ઊભેલ તું કોણ છે—દેવતા છે કે કોઈ યક્ષિણી, યા અપ્સરા? ભાઈ ગૌતમ, આ વૃક્ષોનું રહસ્ય ઘણું ગહન છે!"

1 ઋગ્વેદની એક સ્તુતિ

"કેવાં વૃક્ષો?"

"ગૌતમ, તું ભૂલે છે કે આપણને છોકરીઓને જોવાની મનાઈ છે!" એટલું બોલીને અખિલેશ આંખ બંધ કરીને એક ડાળની આડમાં જતો રહ્યો.

ગૌતમે ચોંકીને બીજી વખત સામે જોયું. કદંબ વૃક્ષ હેઠળ અયોધ્યાના ઘાટ ઉપર જોયેલી છોકરી ઊભી હતી.

ચમ્પકે ગૌતમને જોયો નહિ. તે નિર્મળા સાથે વાત કરતી કરતી બીજી પગદંડી તરફ વળી ગઈ.

અખિલેશ એક પથ્થર પર બેસીને ધ્યાનસ્થ થઈ ગયો હતો. તેણે એક આંખ ઉઘાડીને ગૌતમને કહ્યું: "ચાલ, આશ્રમમાં જઈએ."

બન્નેએ ફરીથી ચાલવાની શરૂઆત કરી. ગામ પાસે પહોંચીને ગૌતમ રોકાઈ ગયો, "હું ભિક્ષા લઈને હમણાં આવું છું."

અખિલેશનો સાથ છોડાવીને તે ઉતાવળી ચાલે, પેલી યુવતીઓ ગઈ હતી ને તરફ ચાલવા માંડયો. તેણે લગભગ દોડવા જ માંડયું. રસ્તામાં કાંટા વાગવાથી તેના પગમાં ઠેકઠેકાણે લોહી નીકળવા માંડયું હતું.

ચમ્પક પડાવ નજીક પહોંચી ત્યારે તેને લાગ્યું કે પાંદડાંઓ ઉપર કોઈ ચાલી રહ્યું છે અને તેની પાછળપાછળ આવી રહ્યું છે.

તેની સમક્ષ સરયૂ નદી તરીને પાર કરનારો યુવક ઊભો હતો—આંખો કાળી, ઊજળો વાન અને બ્રાહ્મણ વિદ્યાર્થીઓ પહેરે છે તેમાં શ્વેત વસ્ત્ર ધારણ કરેલો.

"મને જાણવા મળ્યું હતું કે અયોધ્યાવાળા અહીં આવ્યા છે. મેં વિચાર્યું, આજની ભિક્ષા ત્યાંથી જ લઉં." તે ગંભીરતાથી બોલ્યો.

"જંગલમાં વનદેવીનું ભજન તમે જ ગાઈ રહ્યા હતા?" ચમ્પકે ધીમેથી પૂછ્યું.

"હું કોણ છું, અને જે ભજન ગાઈ રહ્યો હતો તે કોણ હતો, એ કહી શકું તેમ નથી."

"તમે ચિત્રો દોરો છો? મેં સાંભળ્યું છે કે, ગુરુ પુરુષોત્તમના આશ્રમનો વિદ્યાર્થી ગૌતમ નીલાંબર સરસ ચિત્રો દોરે છે. તમારો દેખાવ જોતાં લાગે છે કે તમારું જ નામ ગૌતમ નીલાંબર હશે. હું નામના રહસ્યમાં માનું છું. તમને નામના રહસ્યની વાતમાં શ્રદ્ધા નથી?"

"જેના વિશે તમે કદાચ કોઈ પાસેથી સાંભળ્યું છે, તે હું જ છું."

"તો કદાચ તમે મારું પણ ચિત્ર બનાવી આપશો. આજ સવારે અહીં ઘણા ચિત્રકારો આવ્યા હતા."

"હું મૂર્તિકાર છું. મનનો આદેશ અને આહ્વાન મળે ત્યારે કેવળ કલ્પનાના આધારે હું ચિત્ર બનાવું છું." તેણે ગર્વપૂર્વક કહ્યું, "વિશ્વકર્માએ પણ મારો આદર કરવો પડશે."

"તમે નાસ્તિક તો નથી ને? આજકાલ તો વિદ્યાર્થીઓ કપિલ અને શાક્યમુનિમાં વધુ શ્રદ્ધા ધરાવે છે."

"લોટ લાવીને મને ભિક્ષા આપો. મોડું થાય છે!" ગૌતમે થોડાક ગુસ્સાથી કહ્યું. આ યુવતીનાં ફરીથી દર્શન કરવા તે મહિનાઓ સુધી આથડયો હતો; અને, હવે જ્યારે તે તેની સામે ઊભી હતી ત્યારે તે તેની સાથે ઝઘડી રહ્યો હતો. એકાએક એને એવું લાગ્યું કે આ યુવતી એની પોતાની ચીજ છે—તેના પોતાના અસ્તિત્વનો અને હૃદયનો એક ભાગ. સંકોચ, કોઈ પ્રકારનું પરાયાપણું, કોઈ પ્રકારની શરમને અવકાશ જ નથી. તે તેને અનાદિ કાળથી જાણે છે.

તેણે બીજી યુવતી તરફ દૃષ્ટિ નાખી. એ તેને ખૂબ ધ્યાનથી જોઈ રહી હતી. ગૌતમે તેને ફરીથી ધ્યાનપૂર્વક જોઈ. એ યુવતી હરિશંકરની બહેન હતી.

ચમ્પક શિબિરમાં જઈને લોટ લઈ આવી અને ગૌતમના ભિક્ષાપાત્રમાં નાખ્યો.

"હવે જાવ, ફરી કોઈક વખત પાછા આવજો," ચમ્પકે ધીમેથી કહ્યું.

તે તેને પ્રણામ કરીને પડાવની બહાર નીકળી ગયો. તે હજી સુધી જાણતો ન હતો કે આ બે યુવતીઓ કોણ છે અને રાજાના લાવલશ્કર સાથે એમને શો સંબંધ છે. શિબિરની આસપાસ બીજી ઘણી યુવતીઓ આમતેમ ફરી રહી હતી, પણ આ બે, એ સમૂહમાં સૌથી જુદી અને વિશિષ્ટ લાગતી હતી.

"આ બન્ને કોણ છે?" તેણે ખૂબ હિંમત ભેગી કરીને એક વૃદ્ધાને પૂછ્યું. વૃદ્ધા ઉતાવળે પગલે રસોડાં તરીકે વપરાતા તંબુ તરફ જઈ રહી હતી.

વૃદ્ધાએ પોતાની તેજ આંખોથી તેના તરફ જોયું "તું તો બ્રહ્મચારી હોય એમ લાગે છે!" એણે ભવાં ચઢાવીને કહ્યું, "તો પછી તને એ જાણવામાં કોઈ દિલચસ્પી ન હોવી જોઈએ. છતાં તેં પૂછ્યું તો કહું છું કે એક

રાજગુરુની દીકરી ચંપાવત છે અને બીજી રાજકુમારી નિર્મળા છે. એ બન્ને રાજા સાથે શિકારે જઈ રહી છે. જો સાંભળ! તું ફરી કદી આ તરફ આવતો નહીં. આજકાલ ઘણાય ચોર-ભામટાઓ સંન્યાસીના વેશમાં ઠગાઈ કરતા ફરે છે."

"કુલટા! ચુડેલ!" ગૌતમ ધીમેથી બબડયો અને આશ્રમ તરફ ચાલી નીકળ્યો.

બીજે દિવસે તે ફરીથી ચાદર લપેટીને શિબિર તરફ ચાલી નીકળ્યો. તે બધે ફરી વળ્યો પણ આગલા દિવસે મળેલી યુવતીઓ તેને કયાંય ન દેખાઈ. રાજકુટુંબની કન્યાઓ સામાન્ય રીતે સાધારણ લોકો સમક્ષ આવતી નહીં. સંભવ છે કે અંદરના ભાગમાં જરીના તંબુમાં બેસીને પોપટને પઢાવી રહી હોય—આવો વિચાર મનમાં આવતાં તે મલકાયો. તેણે સાંભળ્યું હતું કે પોપટને બોલતાં શીખવવું એ મોટા ઘરની છોકરીઓના મનોરંજનનું સાધન છે. કદાચને પાલખીમાં બેસીને નગરમાં ફરવા પણ ગઈ હોય! તો પછી......

"હું અહીં છું!" એમ બોલતી તે કદંબના વૃક્ષ પાછળથી કૂદીને નીચે ઊતરી આવી. તે વધુ મૂંઝાઈ ગયો.

"તમે પણ ઉદાસ છો? હું હવે આ ઉદાસીથી થાકી ગઈ છું. ગઈ કાલથી નિર્મળા પણ ઘણી દુ:ખી છે."

"નિર્મળા કેમ દુ:ખી છે?"

"તેનો ભાઈ રાજપાટ છોડીને કયાંક ચાલી ગયો છે. કાલે તમને જોઈને એને એનો ભાઈ યાદ આવી ગયો."

"સાંભળ્યું છે કે તે જેને ચાહતો હતો તે સુંદરીને પણ તેણે તજી દીધી છે—અને તે પણ સિદ્ધાર્થ ગૌતમના જરા જેટલું કહેવા પર."

તે મૌન રહી.

"જો આનંદ પાછો આવી જાય તો કેવું સારું! મને જાણવા મળ્યું છે કે હજી તે પૂરેપૂરો અર્હત બની શકયો નથી, તે વારંવાર પાછો આવે છે."

"આ તો ઘણા ખરાબ સમાચાર છે!" ચમ્પકે કહ્યું, "મુકિત બહુ મોટી વસ્તુ છે. તેને કહેજો, શાક્યમુનિએ મહામતિને શું કહ્યું હતું તે ભૂલી ગયા?"

"શું કહ્યું હતું?" ગૌતમે જરાક ચિડાઈને પૂછયું.

"શાક્યમુનિએ કહ્યું હતું કે હે મહામતિ! જેવી રીતે નાટકનાં નાચગાન, વીણાવાદન, ચિત્રકામ અને અન્ય કલાઓમાં ધીમે ધીમે નિપુણતા પ્રાપ્ત થાય છે, એવી જ રીતે અર્હત પણ એક દિવસમાં બની નથી શકતું. અમારા મહારાજકુમારે પણ ત્યાગને એક પ્રકારની કલા જ માની છે!"

વાત કરતાં કરતાં તે શિબિરની પાછળ મુંડેર પર બેસી ગઈ.

"ચાલો, તમને હું મારાં ચિત્રો બતાવું!" તેણે અચકાતાં સૂચવ્યું.

"તેથી મને શો લાભ થશે?" તેણે પ્રસન્નતાપૂર્વક પૂછ્યું.

"તમે એમ સમજો છો કે હું પણ અન્ય વિદ્યાર્થીઓની જેમ તદ્દન નકામો કલ્પનાવિહારી કોઈ વિદૂષક જેવો છું–જેવા બીજા વિદ્યાર્થી હોય છે. પણ ચમ્પકરાણી, એક દિવસ તમે સાંભળશો કે શ્રાવસ્તીનો ગૌતમ નીલામ્બર ચિત્રકલાનો એક મોટો આચાર્ય બની ચૂક્યો છે." તેણે નાના બાળકની જેમ ગુસ્સાથી કહ્યું અને પછી ચમ્પક તરફ જોવા લાગ્યો–કદાચ તે આથી ગુસ્સે ગઈ હોય અને તેને થોડુંક સંભળાવી દે. પણ તે તો ચુપ જ રહી.

તે ચુપ બેસી રહી કારણકે દશ વર્ષ પહેલાં હરિએ પણ તેને કહ્યું હતું: "તું મને અન્ય વિદ્યાર્થીઓ જેવો કલ્પનાવિહારી વિદૂષક સમજે છે? પણ ચમ્પારાણી, એક દિવસ તું સાંભળીશ કે અયોધ્યાનો મહારાજકુમાર ઘણો મોટો ગણિતજ્ઞ બની ચૂક્યો છે."

અભિવ્યક્તિ ઉદ્દેશથી પર છે. વેદાંતમાં કહ્યું છે કે, આમ પણ કામનાઓની ભાવનાને કારણે આત્માને આ સૃષ્ટિ મૃગતૃષ્ણા જેવી દેખાય છે. એ જ મૃગતૃષ્ણાએ, મને અને હરિને, ખૂબ વ્યાકુળ બનાવી દીધાં હતાં.

ઉદ્દેશ શું છે–મૂળ ઉદ્દેશ શું છે? તે મુંડેર પરથી ઊભી થઈ, "કદાચને તમારો આનંદ તમને મળે તો તેને કહેજો કે, સુંદરી મૃગતૃષ્ણાથી પણ મુક્ત થઈ ગઈ છે. તું ચિંતા ન કરીશ."

"તો શું એ સમાચાર સાચા છે કે તમે વિહારમાં જવાનાં છો?"

"કદાચ! કેમ તેમાં કાંઈ ખોટું છે? એ અનુભવ પણ લેવો જોઈએ."

"ચમ્પક, તમારી વય કેટલી?"

"સેંકડો વર્ષ-એટલાં વર્ષ કે કેટલાં તે મને આજે યાદ પણ નથી!" તેણે હસીને કહ્યું.

"કેટલાક દિવસો પહેલાં મેં કથાકારો પાસેથી ભીષ્મ અને અર્જુનની કથા સાંભળીને ચિત્રાંગદા અને ઉલૂપિ કેવાં હશે તેની કલ્પના કરી હતી."

"મને જોઈને તમે એ જાણી ગયા?" તેણે ફરી હસીને કહ્યું, "તમે તો મૂર્તિકાર છો–".

"હા, પણ તમે ભૂલો છો કે પ્રત્યેક કલાકૃતિ નામ અને રૂપનું સંમિશ્રણ હોય છે. એકથી કાન અને અન્યથી આંખ પરિચિત થાય છે."

"પણ, જે વસ્તુ વિશુદ્ધ ગુણ છે, જેનો બોધ માત્ર બુદ્ધિ દ્વારા ગ્રહણ કરી શકાય છે, તેનો અનુભવ કરી શકાતો નથી. તમે સ્વયં તમારા પોતાના દૃષ્ટિકોણનું જ ખંડન કરી રહ્યા છો!"

"વિશુદ્ધ માત્ર ગુણ છે, સંયોજન નહીં!" ગૌતમે ઉત્તર આપ્યો. "કોઈ ભૌતિક લક્ષણ દ્વારા તેનો સંકેત કરી શકાય છે, પણ તેને ભૌતિક લક્ષણ સમાન માની ન શકાય."

"આકાશનું રૂપ લક્ષણ છે," ચમ્પકે હસીને કહ્યું.

"વિશુદ્ધ રૂપ," ગૌતમે ઉત્તેજિત થઈને બોલવાનું શરૂ કર્યું. "જે અસ્તિતત્વની વ્યાખ્યા કરે છે, સ્વયં તેનું અસ્તિત્વ નથી!"

"તમે શું બનવા માગો છો?"

"હું તમને કહીશ, એક દિવસ, હું તમને અવશ્ય કહીશ કે હું શું બનવા માગું છું!"

પાછળ પાયલનો અવાજ આવ્યો. સફેદ પુષ્પોથી ભરેલી છાબડી હાથમાં લઈને નિર્મળા પગદંડી પરથી આવી રહી હતી. ગૌતમને જોઈ તેણે છાબડી નીચે મૂકી અને હાથ જોડીને ગૌતમને નમસ્કાર કર્યા. ગૌતમે પવિત્ર બ્રાહ્મણની જેમ તેને આશીર્વાદ આપ્યા અને ચાલી નીકળ્યો.

જેને શાન્તિ પ્રાપ્ત થઈ છે તેને ધન્ય છે, ચમ્પક પોતાના મનમાં વિચારતી રહી. ગૌતમ સિદ્ધાર્થે ગયામાં કરેલા એ પ્રવચનની સ્મૃતિ તેને થઈ, જેમાં તેમણે કહ્યું હતું: "હે પુરોહિત, તમામ વસ્તુઓમાં આગ લાગી ગઈ છે, આંખો આગમાં સળગી રહી છે! અને આકાર-પ્રકાર, દૃષ્ટિ, ઇન્દ્રિયો સાથે સંબંધ ધરાવતો પદાર્થ, અતિશય તૃષ્ણા, શબ્દ, ગંધ, બુદ્ધિ, મસ્તક, વિચાર, શરીર-કલ્પનાઓ– આ બધુંય ધડાધડ આ આગમાં સળગી રહ્યું છે! ઘૃણા અને પ્રેમ; જન્મ અને બુઢાપો;

મૃત્યુ, શોક, દુઃખ અને નિરાશાએ, હે પુરોહિત, આ અગ્નિનું નિર્માણ કર્યું છે."

ગુરુકુળનો વિદ્યાર્થી પાછો ચાલ્યો ગયો હતો. વેગીલા પવનના સુસવાટાથી જંગલ મુખરિત થઈ ગયું હતું. વૃક્ષો નીચેથી કેટલીક ભિક્ષુણીઓ ભિક્ષાપાત્રો લઈને પોતાની ઝૂંપડીઓ તરફ જઈ રહી હતી. તેમના મુખમંડળ પર કેટલી શાંતિ હતી! તેઓ પ્રવાહમાં પ્રવેશી ચૂકી હતી – એવા માર્ગ પર ચાલી રહી હતી, જ્યાંથી કદી પાછા ફરી શકાતું નથી. શું હું પણ આ પ્રવાહમાં પ્રવેશી શકીશ?" ચમ્પકે વિષાદભર્યા હૈયે વિચાર્યું.



"સ્ત્રીઓ પ્રતિ આપણી દષ્ટિ કેવી હોવી જોઈએ?" એક સદી પહેલાં શ્રાવસ્તી નગરીમાં આ મહત્ત્વપૂર્ણ પ્રશ્ન પૂછવામાં આવ્યો હતો.

"તેમના તરફ દષ્ટિ પણ ન કરીશ, આનંદ." ઉત્તર મળ્યો હતો.

"પણ કદાચ તેમની ઉપર દષ્ટિ પડી જાય તો?"

"તેઓની સાથે વાત ન કરવી."

"કદાચ તેઓ પોતે જ આપણી સાથે વાત કરવાની શરૂઆત કરે તો?"

"તો ચેતતા રહેવું."

કેટલીક રાતોના એકધારા ઉજાગરા બાદ ગૌતમને ઝોકું આવ્યું, પણ પ્રયત્નપૂર્વક તેણે આંખો ખુલ્લી રાખી.

રાજાની શિબિર તરફથી ઝાંઝર અને ઝાંઝપખવાજનો અવાજ સંભળાતો હતો. ચૌદશનો ચંદ્ર મહાલતો મહાલતો આશ્રમની ઉપર આવી પહોંચ્યો હતો. તેની રૂપેરી ચાંદનીમાં પુષ્પલતાઓથી ઢંકાયેલી કુટિરો ઘેરી શાંતિમાં ડૂબેલી જણાતી હતી. ક્યાંક ક્યાંક દીપકો જલતા હતા. બાકીના બધા વિદ્યાર્થીઓ નિદ્રાધીન થયા હતા, માત્ર તે જ જાગતો હતો.

તે ધીમેથી ઊઠયો, ખભા પર ચાદર લપેટી અને હળવે પગલે આશ્રમની બહાર નીકળી મહુડાના બાગ તરફ ચાલી નીકળ્યો. તેના પગ હેઠળ દબાતાં

સૂકાં પાંદડાંઓનો અવાજ શાંતિનો ભંગ કરતો હતો. આ અવાજથી ચોંકીને એક ખિસકોલી ઝડપથી ભાગી ગઈ. પોતાને કોઈ ઓળખી ન લે તેની કાળજી રાખતો તે, મશાલોની રોશનીથી ઝગમગતા મહુડાનાં વનમાં પ્રવેશ્યો. વચમાં એક મંડપ બનાવવામાં આવ્યો હતો. તેની એકતરફ સંગીતવૃંદની ગાયિકાઓ ભિન્ન ભિન્ન વાદ્યો લઈને બેઠી હતી.

એકાએક ગૌતમની નજર પેલી વૃદ્ધ સેવિકા પર પડી. એ જ વૃદ્ધા, જેણે કાલે તેને ધમકાવ્યો હતો. તે જરાક ગભરાઈને તંબુની આડમાં છુપાઈને એક યુવતીનું નૃત્ય જોવામાં તન્મય થઈ ગયો.

દર્શકો ચોંકી ઊઠયા. એક નવયુવક શિબિરની પાછળથી નીકળ્યો. મંડપમાં આવીને નીચા વળીને તેણે પણ ઘૂંઘરૂ બાંધ્યા અને પોતાની શ્વેત ચાદર એક તરફ ફેંકી આનંદથી તાણ્ડવનૃત્ય કરતો સામે આવી ગયો.

લોકો મંત્રમુગ્ધ થઈને તેનું નૃત્ય જોઈ રહ્યા. એવું લાગતું હતું કે જાણે સ્વયં નટરાજ નૃત્ય કરી રહ્યા હોય!

ચમ્પક નૃત્ય કરતી થંભી ગઈ. તેણે આશ્ચર્યથી નૃત્યકાર તરફ દષ્ટિ નાખી.

મૃદંગ જોરજોરથી વાગતું હતું. તે નૃત્ય કરતો કરતો મંડપની વચમાં આવી પહોંચ્યો.

તેણે દર્શકો સમક્ષ નૃત્યના આઠેઆઠ રસ પ્રદર્શિત કર્યા. આ શિવનું નૃત્ય છે. તેની મુદ્રાઓમાં સંસારની સઘળી વિકાસક્રિયા સમાઈ જાય છે. વાણી જ તેનું સર્વસ્વ છે. ચંદ્ર અને તારા તેનાં વસ્ત્રો છે; શિવ, જે સાક્ષાત તાન છે અને સાક્ષાત સંગીત છે; શિવ, જે સાર્વભૌમ લયના દ્યોતક છે.

ચમ્પક પોતાના સ્થાનેથી ઊઠી અને નૃત્ય કરતી કરતી તેની સાથે થઈ ગઈ.

તે જાણે ગૌરી હતી અને શંકરની સાથે નૃત્ય કરી રહી હતી.

ચાંદની ખુલ્લાં મેદાનો પર ગીત રેલાવી રહી હતી, રૂપેરી વાદળાં નદીનાં પાણી પર સરકી રહ્યાં હતાં, ચાંદીના રંગ જેવા સારસ પંખીઓ પાંખોમાં ચાંચ છુપાવીને એક બાજુએ સૂતાં હતાં. કાર્તિકનો પૂર્ણચંદ્ર પુષ્પો ઉપરથી ડોકિયું કરી રહ્યો હતો.

પણ, આવી રૂપેરી રાત પણ પૂરી થઈ. તહેવાર ઊજવતા લોકોનો શોરબકોર

ઓછો થયો. તેમનાં ગીતો અને ઘૂઘરાઓનો અવાજ મંદ પડયો. પાછલી રાત ઢળતાં રાજાની શિબિરમાં નીરવતા છવાઈ ગઈ. મંડપમાં પુષ્પોના ગજરાઓ અને કળીઓના ઢગલા વેરવિખેર પડયા હતા.

પ્રભાત થયું. હિમાલયનાં શિખરો ધુમ્મસથી છવાયેલાં હતાં. સરોવરોમાં લાલ કમળો ખીલ્યાં હતાં. ગામ તરફ જતા રસ્તા પર ગોવાલણોની ગાગરો બાલસૂર્યનાં કિરણોમાં ઝગારા મારી રહી હતી. મહૂડાનાં પીળાં ફૂલો પર ભમતી મધમાખીઓએ ગૌતમના કાનમાં ગણગણાટ કર્યો, પણ જયારે સૂર્યનાં પ્રખર કિરણોની ઉષ્માથી તે જાગ્યો—આંખો ચોળતો ઊઠયો—ત્યારે જ તેને ખ્યાલ આવ્યો કે પોતે તળાવની તૂટેલી પાળ પર સૂતો હતો. ગભરાઈને એણે ચારે તરફ જોયું! હું કયાં છું અને આ બધું શું છે? તે યાદ કરવા લાગ્યો. ખૂબ મહેનત કરી પરંતુ તેને કશું યાદ ન આવ્યું.

તે આળસ મરડીને ઊઠયો તો ખરો પણ ફરી પગથિયા પર બેસી ગયો. તેની દૃષ્ટિ મહુડાના વન પર પડી, વન સુમસામ હતું. એક હરણ વૃક્ષ પાછળથી દોડી ગયું. ખિસકોલીઓ બીલીનાં ફળને કરડી કરડીને ખાતી હતી. લીલા પોપટોનું એક વૃંદ ડાળ પરથી ઊડી ગયું. સ્તંભિત અને વ્યાકુળ એવો તે ત્યાં બેસી રહ્યો. પછી તેને ધીમે ધીમે આછા સ્વપ્નની જેમ બધું યાદ આવવા માંડયું. વીતેલી રાત્રે અહીં અયોધ્યાનરેશની શિબિર હતી અને તેમાં મંડપ નીચે તેણે રાતભર નૃત્ય કર્યું હતું. અને, જયારે તે નૃત્ય કરતાં કરતાં થાકી ગયો ત્યારે અયોધ્યાનરેશે તેને બોલાવીને પાસે બેસાડયો હતો. આ રાજન સાથે તેણે ખૂબ મદિરાપાન કર્યું હતું અને રાંધેલું માંસ ખાધું હતું. પણ આ બધા રાગરંગ દરમિયાન પણ તેની દૃષ્ટિ તો ચમ્પકને જ શોધતી રહી હતી. પણ નૃત્ય સમાપ્ત થતાં જ તે રાજકુમારીઓની શિબિરના અન્તઃપુરમાં ચાલી ગઈ હતી. તેની પ્રતીક્ષામાં પ્રાતઃકાળ સુધી ત્યાં બેસી રહ્યો હતો. જયારે તે મંડપમાંથી ઊઠીને લથડતા પગે આશ્રમ તરફ જઈ રહ્યો હતો ત્યારે તેને ઝોકું આવ્યું હતું અને તે તળાવના કિનારે બેસી ગયો હતો અને ત્યાં જ સૂઈ ગયો હતો. સવારે પ્રસ્થાનની દુંદુભિ વાગી, પડાવ સમેટી લેવામાં આવ્યો અને જયારે તેઓ હાથીના શિકાર માટે પ્રસ્થાન કરી રહ્યા હતા ત્યારે ચમ્પક નિર્મળાકુમારી સાથે તળાવને કિનારે આવી હતી. નિર્મળાએ તેને કહ્યું, "કેવો અનોખો બ્રાહ્મણ છે! પરમ દિવસે તારી સાથે ચિત્રકલા અંગે વાદવિવાદ કરી રહ્યો હતો, ગઈ રાત્રે નટરાજની જેમ નૃત્ય

કર્યું અને અત્યારે નાના નિર્દોષ બાળકની જેમ સૂતો છે. ચાલ, જતાં પહેલાં તેને જગાડીને આપણે પ્રણામ કરીએ."

ચમ્પક કેટલીક ક્ષણો માટે ગુમસૂમ ઊભી રહી. પછી તેણે ઉત્તર આપ્યો, "ના, કારણકે જે જાગે છે તેને એક દિવસ નિદ્રા આવી જ જાય છે; અને જે સૂએ છે તે એક દિવસ જાગે છે. એ લોકો તરફ જુઓ, જે સતત જાગતા રહે છે." આમ બોલી તે પોતાની પાલખી તરફ ચાલી ગઈ હતી.

અને હવે મહુડાના બાગમાં પૂર્ણ નિસ્તબ્ધતા વ્યાપી ગઈ હતી. તળાવમાં પગથિયાં પર બેસીને તે વિચારતો રહ્યો. વીતેલી એક રાતમાં તે એકાએક મોટો થઈ ગયો હતો. તેણે હૃદયના સંસારની સેલ કરી હતી. તેણે માયાનો પ્રયોગ કર્યો હતો અને આ પ્રયોગથી તે અસંતુષ્ટ ન હતો. પણ આ એક કેવો વિચિત્ર અનુભવ હતો, જાણે શિવને બદલે જીવનનું બધુંય વિષ એણે પી લીધું હોય! આ કેવો અનોખો પ્રયોગ હતો. એની હોડ એણે કપિલની સાથે લગાવી નહોતી. અને બિચારો હરિશંકર તો આ સમયે હજારો માઈલ દૂર ઊભો રહી ગયો હતો!

પરંતુ, તે તો જતી વખતે તેને મળી પણ નહીં. તેણે પાસે આવી તેને જગાડયો પણ નહીં.

તે મને કંઈ કહ્યા વિના જ ચાલી ગઈ. એક ક્ષણ તેણે ઊંડો સંતોષ અનુભવ્યો. તે તેનાથી ભિન્ન નથી, તેના અસ્તિત્વમાં જ સમાયેલી છે એવો તેનો અનુભવ તીવ્ર થઈ ગયો. એણે મારી સાથે વાત કરવાની શી જરૂર? તે તો મારી સાથે હર ઘડી, હર પળ વાતો કરતી જ રહે છે, પરંતુ એ પણ મિથ્યા છે, બકવાદ છે. હું મારી જાતને જ છેતરી રહ્યો છું. હું માયાજાળમાં ફસાઈ ગયો છું. તે મારાથી અલગ છે, ઘણી દૂર છે. હું ક્યાં અને તે ક્યાં? બધુંય વ્યર્થ છે, જૂઠું છે.

"વારુ!" તળાવનાં પગથિયાં પરથી ઊઠતાં તેણે કહ્યું (એક દિવસ તે અહીં જ બેઠી હતી!). તું પૂરા ઠાઠમાઠથી હાથીઓના શિકાર માટે અહીંથી રવાના થઈ ચૂકી છે. અને જીવન! એ તો તારા વિના પણ વ્યતીત થઈ જશે.

આશ્રમને માર્ગે ચાલતાં તેને યાદ આવ્યું, તેના અધ્યયનનું આ અંતિમ વર્ષ છે. થોડા વખતમાં તો તેના પિતા તેને ઘેર લઈ જવા આવશે. ગુરુ તેને વિદાય કરતી વખતે ફરીથી એના એ શબ્દો કહેશે: સત્ય બોલો અને ધર્મનું આચરણ કરો (ધર્મ?)! આશ્રમના બધા વિદ્યાર્થીઓ, જિંદગીભરના તેના સાથીઓ, તેને ઘાટ સુધી વળાવવા

આવશે! પ્રતિષ્ઠાની પાઘડી બાંધીને તે પહેલી વખત આંખોમાં અંજન આંજશે. કાનોમાં મણિકુંડલ પહેરશે. કેસરી સાફો પહેરી, ખભે ઊનનો કામળો નાખી, પગમાં પગરખાં પહેરી, વાળમાં કાંટાની બનાવેલી કાંસકી ખોસી, છત્રી ઓઢીને તે ઠાઠથી શ્રાવસ્તીના રસ્તાઓ પર નીકળશે. અયોધ્યા અને પાટલિપુત્રની રાજસભામાં જશે. પુરોહિતની ગાદી પર બેસશે. રાજાના મંત્રીમંડળમાં જોડાશે; જ્યારે પેલી મૂર્ખ છોકરી મગધના કોઈ ઉજ્જડ, ભયાનક વિહારમાં માથું મૂંડાવી, શાક્યમુનિ દ્વારા બતાવેલા નિર્વાણની પ્રાપ્તિ માટે તપ કરી રહી હશે.

પોતાની પ્રતિભાનો તે આટલો ગર્વ કરતી હોય તો શું મને મારી શ્રેષ્ઠતાનો ગર્વ નથી? અને, માત્ર ચિત્રકલા અને શિલ્પકલામાં શું છે! હું સૂત્રકાર બનીશ, હું કાયદાકાનૂન બનાવીશ. મનુ. કપિલ અને જૈમિની મારી આગળ શા હિસાબમાં! મોટી-મોટી પ્રતિભાઓની દુનિયાને હું એકવાર હલાવી મૂકીશ. જ્ઞાન મારું છે, ગણપતિની કલમ મારી છે! ચમ્પક મારી ન થાય તો શું! તેથી દુનિયા તો રસાતાળ નથી જવાની. સરસ્વતી તો મારી છે, તે મને આ રીતે છોડીને કદી પણ નહીં જાય! અને ચમ્પકમાં છે પણ શું? દુનિયામાં હજારો સુંદર યુવતીઓ છે. નિર્મળા કેટલી સુંદર હતી!... ચમ્પક? જો ધ્યાનથી જોઈએ તો એ એવી ખાસ સુંદર પણ નથી.

તેનું રૂપ કેવું હતું? એણે ક્રોધથી ચાલતાં ચાલતાં રસ્તા પરની ત્રણ-ચાર કાંકરીઓને ઠેબે ઊડાવી. કાંઈ નહિ તો, એટલો નિશ્ચય તો મેં કરી જ લીધો છે કે હું તારું ચિત્ર કદી પણ નહીં બનાવું. તું તારી જાતને શું સમજે છે? હું તને બહુ મહત્ત્વ નથી આપતો. હું તારું રૂપ પણ ભૂલતો જાઉં છું. રૂપ એ તો માત્ર બીજું છે. મારા દિલમાં જે રૂપ સુરક્ષિત છે તેને તો માત્ર વિશ્વકર્મા જ ઓળખી શકે છે.

તે પોતાની કુટિરમાં ગયો, ફરી બહાર નીકળ્યો અને અહીંતહીં ભટકતો રહ્યો. આશ્રમના વિદ્યાર્થીઓ તેની તરફ આશ્ચર્યથી જોઈ રહ્યા. કોઈએ પૃચ્છા કરી, "ગઈ રાતથી દેખાયો નથી, ક્યાં હતો?" પણ તેણે રુક્ષતાથી તેમની વાત ટાળી દીધી.

અખિલેશ આગળ તે ખોટું બોલ્યો કે નદીકિનારે તે તપસ્યા કરી રહ્યો હતો. આટલી ઉંમરમાં તે પહેલી વખત અસત્ય બોલ્યો, અને હવે તેને બધાં જૂઠાણાં સારાં લાગવા માંડ્યાં. તેણે ન તો સંધ્યા કરી કે ન તો ગુરુનાં દર્શને ગયો. આશ્રમની કુંજોમાં તે અકારણ આમતેમ ફરતો રહ્યો.

હું તેનું ચિત્ર કદી પણ નહીં બનાવું! કલા જીવનના તમામ સંબંધોથી પર હોવી

જોઈએ!... આ વાત તે મનમાં વારંવાર રટતો, પણ અંતે તેનાથી રહેવાયું નહીં. તે કલાકાર હતો, અને સર્જનની લગનીએ તેને વ્યાકુળ બનાવી મૂક્યો હતો.

બીજા દિવસે પ્રાતઃકાલે તે ચિત્રકામ અને મૂર્તિકલાનાં સાધનો લઈને મહુડાના ઉપવન તરફ ચાલી નીકળ્યો. તળાવને કિનારે બેસીને તેણે ગેરુ વાટયો. તેમાંથી લાલ રંગ બનાવ્યો. પડીકાં છોડી તેમાંનાં ભૂરા રંગના માટીના વાસણમાં પલાળ્યો. હળદર અને કેસરથી પીળો રંગ બનાવ્યો. અન્ય રંગો માટે જડી-બુટ્ટીઓ ઉકાળી અને ચિત્ર બનાવવા બેઠો. પરંતુ રૂપ અને અરૂપના સંઘર્ષે ફરી તેની પીંછીને રોકી દીધી. હું શું બનાવું? તેનો અર્થ શો છે? વેદાંતીઓ કહે છે, ઈશ્વર નિરાકાર છે, તેનું કોઈ રૂપ નથી, તે અગમ અને અગોચર છે! સમસ્યા એ હતી કે વિચારને પ્રતીક દ્વારા જ દર્શકો સમક્ષ રજૂ કરી શકાય છે. ગૌતમે વિચાર્યું, વિચારથી અલગ જીવિત અસ્તિત્વ તો સ્વયં જીવન છે, લક્ષણ નહીં. તેના પ્રત્યેનું આકર્ષણ ભાવના પર નિર્ભર છે. તો પછી કલાકાર શુદ્ધ વિચારને કેવી રીતે રજૂ કરે! તેનો દૃષ્ટિકોણ નિષ્પક્ષ નહીં રહી શકે! ધ્યાન, જે કલાકારની વાસ્તવિક કલા છે, સંપૂર્ણ નહીં રહી શકે. શુદ્ધ આકૃતિ—વસ્તુની કલ્પના જે સ્વયં વસ્તુમાં છે—વાસ્તવિક ધ્યેય છે. વસ્તુની વ્યકિતગત દશાને શી રીતે પ્રેરિત કરી શકાય?

યથાર્થ જીવન પ્રત્યે દુર્લક્ષ કરી શકાય નહીં.

તળાવને કિનારે બેઠાં બેઠાં તેણે ઘણાં ચિત્રો બનાવ્યાં અને બગાડયાં. લાલ માટીથી ઘણી મૂર્તિઓ ઘડી અને ભાંગી.

તેણે આશ્રમની દીવાલો માટી, ચૂનો વગેરેથી લીંપીને ઘેરા રંગની આકૃતિઓ બનાવી. તેણે લાલ માટીની મૂર્તિઓ બનાવી. અત્યાર સુધી ચિત્રકારોએ અધિકતર બ્રહ્મજ્ઞાનનાં લક્ષણ-ચિહ્નોનાં ચિત્રો બનાવ્યા હતાં—ત્રિશૂલ, કલ્પવૃક્ષ, પૃથ્વીનું કમલ, સંસારનું ચક્ર, કમલનું આસન અને અગ્નિનો સ્તંભ! ગૌતમ નીલાંબરનાં ચિત્રોમાં ગામડાંનાં દશ્યો હતાં; તેમાં સ્ત્રીઓ, ખેડૂતોનાં બાળકો, ગાય, કળીઓ અને ફૂલોના નમૂનાઓ હતા. આ આકૃતિઓમાં શકિત હતી; જીવનની લાલિમા, તાજગી અને ઉષ્મા પણ હતી. અલૌકિક જીવન નહીં, પાર્થિવ જીવન હતું. એ ધરતીની પોતાની સૃષ્ટિ હતી.

પછી એક દિવસ તેણે સુદર્શન યક્ષિણીની મૂર્તિ તૈયાર કરી—કદંબના વૃક્ષને અઢેલીને ડાળીને પકડીને ઊભેલી સુદર્શન યક્ષિણીની મૂર્તિ.

નગરના કલાકારોએ તેને જોઈને માથું ધુણાવ્યું. ચિત્રશાળાઓ અને મંદિરોએ તેને નાપસંદ કરી.

આલોચકોએ તેની આકૃતિઓનો ઝીણવટભર્યો અભ્યાસ કર્યો. પરંતુ ગૌતમની પ્રશંસા કોઈએ ન કરી. બધા ચકિત થયા હતા.

કલાકારો અને બુદ્ધિજીવીઓની મંડળીઓમાં તેના સંબંધી વાદવિવાદ શરૂ થયો. ગૌતમ શાંતિપૂર્વક આ બધું સાંભળતો રહ્યો, પણ કશું ન બોલ્યો. તે દર્શનનો માર્ગ તજી ચૂકયો હતો એટલે તે એ ન કહી શકયો કે વિશુદ્ધ સૌંદર્ય-બોધ વાસ્તવમાં શી ચીજ છે, તે કેવી રીતે પ્રાપ્ત થાય છે, કેવી રીતે બીજાઓ સુધી પહોંચાડી શકાય છે. રૂપ અને અરૂપ, ભાવ અને અભાવના ઝગડાઓનો નિકાલ કરનાર તે કોણ હતો. તે તો માત્ર એટલું જ ઇચ્છતો હતો કે મનુષ્યોને, એમના રહસ્યોને પાષાણમાં પોતે આબદ્ધ કરે. વેદાન્તના ઉપાસકની દૃષ્ટિએ તેણે વિચાર્યું કે વિશુદ્ધ સૌંદર્ય-બોધ સંબંધી અનુભવ એક અનેરો આનંદ છે, તે વિદ્યુતની માફક અખંડ છે અને અવિભાજ્ય છે, તે સ્વયં પ્રકાશિત છે। જેવી રીતે કલાકારના કલ્પના વિશ્વ-કર્માની કલ્પનામાં નિહિત છે તેવી જ રીતે દ્રષ્ટા આત્મા અથવા અહંમાં અસ્તિત્વ ધરાવે છે, જે પ્રતિક્ષણ જુએ છે અને જેનું સ્વરૂપ સમગ્ર સંસારનું દ્યોતક છે. સૌંદર્યનો આદર્શ દૃષ્ટિકોણ એ છે જે સંસારના રૂપને માત્ર અહંમ માને છે, જે અહંમની ધરતી પર બનાવવામાં આવ્યું હોય એ વિશુદ્ધ અસ્તિત્વ છે, વિશુદ્ધ જ્ઞાન અને વિશુદ્ધ જીવનહૃદયનું ચિત્રાલય, જ્યાં તમામ ચિત્રો ઉપસ્થિત છે, જ્યાં તમામ કલ્પનાઓ મોજૂદ છે, જ્યાં પહોંચીને તમામ ઉપમાઓ એક થઈ જાય છે; જ્યાં વિભિન્ન રંગીન દર્પણોમાંથી એક જ પ્રકાશ રેલાતો રહે છે; અને પ્રત્યેક વસ્તુ જે રીતે બનાવવામાં આવે છે તે જ પૂર્ણ કલાકૃતિ છે. અને, કલાકાર તથા દર્શકો બન્ને માટે એક જ માર્ગ છે; અને પ્રબુદ્ધ વિદ્વાનો જ તેને સમજી શકે છે.

સુદર્શન યક્ષિણીના સર્જન સાથે વાસ્તુકલાની નવી શૈલીનો આરંભ થયો. વાસ્તુ-કલા શુદ્ધ સાંસારિક કલા બની. એ મૂર્તિઓમાં વિશુદ્ધ યથાર્થવાદ હતો. કદંબ અને વૃક્ષોની વનદેવીઓ, ઇન્દ્રલોકની દેવબાલાઓ, વાસ્તવમાં અયોધ્યા અને શ્રીવસ્તીની આર્યપુત્રીઓ હતી, ગ્રામોની ખેડૂતકન્યાઓ હતી, જે દરરોજ સાચેસાચ પનઘટ પર પાણી ભરવા જતી, સાવનનાં ગીતો ગાતી અને ખેતરોમાં કામ કરતી.

સુદર્શન યક્ષિણી કટિભંગ કરીને ઊભી હતી. તેની ભુજા માંસલ હતી, વિશાળ નેત્રો હતાં અને શરીર સુદૃઢ અને અત્યંત સુડોળ હતું. આ આકૃતિ અને સંતુલન;

ગંભીરતા, લચકીલાપણું અને ગતિની અનુભૂતિનો સંપૂર્ણ સુમેળ હતો. આ શૈલીમાં જીવન હતું, ગતિ અને શકિત, સ્વતંત્રતા અને સંતોષની તીવ્ર ભાવના હતી. અહીં બંધન ન હતું. કલાકાર અંતે બંધનમુકત થયો હતો. હવે તેને જ્ઞાત થઈ ચૂકયું હતું કે તે શું બનાવશે.

એક દિવસ ગૌતમ કેટલાંક નવાં ચિત્રો લઈને શ્રાવસ્તીમાં વિમલેશ્વરના ચિત્ર-નિકેતનમાં પહોંચ્યો. ત્યાં પહેલાંની જેમ જ તેના મિત્રો અને વિરોધીઓ ભેગા થયા હતા. આ સમૂહમાં કેટલાક લેખકો, કલાકારો અને અન્ય લોકોને પણ જોઈને તેને ઘણું આશ્ચર્ય થયું. આ બધા રાજકીય ચર્ચા કરવા માટે કયારેક કયારેક તેની કુટિરમાં ભેગા મળતા હતા. બધા મૌન ધારણ કરીને બેઠા હતા—કોઈ ઘેરી ચિંતા અને વિચારમાં ડૂબેલા. તેમણે માથું ઊંચુ કરીને તેના તરફ દષ્ટિ નાખી, પણ કંઈ બોલ્યા નહિ. તે પણ ચુપચાપ બારી પાસે જઈને બેસી ગયો, અને નીચે બજારમાં થતી હિલચાલ જોવા લાગ્યો.

"તને ખબર નથી?" અંતે વિમલેશ્વરે વાતનો આરંભ કર્યો.

"શેની?" ગૌતમે પૂછ્યું.

"તેં કશુંય સાંભળ્યું નથી? કઈ દુનિયામાં વસે છે તું?"

એ જ વખતે કોઈએ બહાર બારણાંની કડી ખખડાવી અને અખિલેશ અંદર આવ્યો. તે હાંફતો હતો અને તેના પગ ધૂળવાળા હતા. એવું લાગતું હતું કે તે ઘણે દૂરથી દોડતો આવી રહ્યો હતો.

"ભાઈઓ!" તેણે ધીમેથી કહ્યું, "પોતપોતાનો સામાન સમેટો અને તરત જ અહીંથી ભાગી નીકળો!"

"કેમ? શું થયું?" ગૌતમે પૂછ્યું.

"મગધમાં યુદ્ધ શરૂ થઈ ગયું છે, ભાઈ ગૌતમ! ચંદ્રગુપ્તની સેનાઓ આખા દેશને જીતતી આ તરફ આવી રહી છે. હવે અહીં પણ લડાઈ થશે. મેદાનોમાં વિનાશનું તાણ્ડવ ચાલી રહ્યું છે. હવે તારો સમય ગયો! યુદ્ધનાં દુંદુભિ વગાડતો યમ તારો પીછો કરી રહ્યો છે – જે રૂપ અને અરૂપ, ભાવ અને અભાવના અંતરને નામશેષ કરે છે તે યમ!" અખિલેશ થાકીને ચટાઈ પર બેસી ગયો અને એણે આંખો બંધ કરી દીધી. થોડા સમય બાદ તેણે કહ્યું, "રાજા શિકારેથી પાછા ફરી રહ્યા હતા ત્યારે વિષ્ણુગુપ્તના સિપાહીઓએ તેમના સાથીઓ ઉપર હુમલો કર્યો. બધા જ માર્યા ગયા!"

"તમામેતમામ?" ગૌતમે પૂછ્યું.

"હા, સાંભળ્યું છે, રાજકુમારીઓ તરીને નદી પાર કરી પાંચાલોના રાજ્ય તરફ ભાગી નીકળી છે, પરંતુ સિપાહીઓ તેમનો પીછો કરી રહ્યા છે."

અને પછી તે એકાએક ઊભો થઈ ગયો.

"તું ક્યાં જઈ રહ્યો છે, ભાઈ અખિલેશ?" ગૌતમે ધીરા સાદે પૂછ્યું.

"હું લડવા જઈ રહ્યો છું. પરંતુ, કદાચ તું નહીં લડે કારણ કે તું અહિંસાનો પૂજારી બની ગયો છે!" તેણે પોતાની ચંપલ ઉપરની ધૂળ ખંખેરી અને એવા જ શાન્ત ભાવે બહાર નીકળી ગયો.

ગૌતમ ગભરાઈને ઊભો થઈ ગયો. તેણે વિમલેશ્વરને કહ્યું, "મને કોઈ કહો, અહીં ઉપસ્થિત થયેલા કલાકારો અને વિદ્વાનો કહો, કે ક્યારે લડી શકાય અને ક્યારે નહીં? કોઈ હરિશંકરને પૂછી આવો, જીવહત્યા ક્યારે ઉચિત છે અને ક્યારે અનુચિત?" તે ઓરડામાં આમતેમ આંટા મારવા લાગ્યો. "ભાઈઓ, રાજા નંદ સાથે મારે કંઈ લેવાદેવા નથી. હું વિષ્ણુગુપ્તને ઓળખતો નથી. ચંદ્રગુપ્ત સાથે મારે કોઈ ઝઘડો નથી. એ બધા ભેગા થઈને મને પોતાની લડાઈમાં શા માટે ઘસડે છે? શું મારે પણ બીજાઓની હત્યા કરવી પડશે? મને તો એ બધાનું જીવન ઘણું વહાલું છે. હું પોતે પણ જીવિત રહેવા માગું છું. હવે હું શું કરીશ?" બારી પર માથું ટેકવીને તેણે આંખો બંધ કરી દીધી.

એટલામાં ચિત્ર-નિકેતનમાં હાજર રહેલાઓ પોતાનાં પગરખાં પહેરીને બહાર જવા લાગ્યા. તેમના જવાના અવાજથી ગૌતમે આંખો ખોલી તો જોયું કે ઓરડો સૂમસામ છે. તે સહુની પાછળ પાછળ આંગણા સુધી ગયો અને જોરશોરથી બૂમો પાડવા માંડયો, "અરે! તમારી આ મૂર્તિઓ મૂકીને ક્યાં ચાલ્યા? એ તૂટી જશે, ભાઈઓ, ભાઈઓ!"

પણ એકાએક નીચે બજારમાં જાણે પ્રલય થઈ ગયો હોય તેવી પરિસ્થિતિ દેખાઈ. નગર પર યુદ્ધરથો અને હાથીઓના આક્રમણનો પ્રારંભ થઈ ચૂક્યો હતો. જોતજોતાંમાં તો બજાર રણક્ષેત્રમાં ફેરવાઈ ગયું. ધૂળ અને હાથીઓના ચિત્કાર, તીરના સુસવાટા, તલવારો અને ઢાલોનો રણકાર અને સ્ત્રી-બાળકોની રોકકળના અવાજોના ભયંકર વમળમાં તેનો સાદ ડૂબી ગયો.

તે મૂર્તિવત્ પગથિયા ઉપર ઊભો રહી સામેનું દૃશ્ય જોતો રહ્યો. બજારમાં વિનાશનો છાયા પથરાઈ ગઈ હતી. તેના ચિત્રકાર સાથીઓની લાશો અહીંતહીં વિખેરાયેલી પડી હતી. ચાણક્યના સૈનિકો કુશળતાપૂર્વક શિરચ્છેદ કરી રહ્યા હતા. ગૌતમની આંખો સામે અંધારું છવાઈ ગયું. અંતે તે લથડતા પગે ચિત્ર-નિકેતનનાં પગથિયાં પરથી નીચે ઊતર્યો. તેણે મૃત વિમલેશ્વરના હાથમાંથી તલવાર લઈ લીધી અને જાણે સ્વપ્નમાં ચાલતો હોય તેમ તલવાર વીંઝતો રસ્તા પર આવ્યો.

ગૌતમ રાત સુધી લડતો રહ્યો અને અંતે જખમી થઈ એક ગલીમાં ઢળી પડયો. ત્યાં ચારે તરફ લાશોના ઢગલા ખડકાયા હતા.

ક્ષિતિજની નિકટ, નગરથી કેટલેક દૂર વૃક્ષો પાછળ જેતવનનો પ્રાસાદ ચુપચાપ છુપાયેલો ઊભો હતો. તેનો કળશ અંધારામાં મંદમંદ ચમકી રહ્યો હતો, જાણે આ દૃશ્ય જોઈ મૌનરૂપથી હસી રહ્યો હોય!

## ૫

સમય વિતી રહ્યો હતો. દેશમાં હવે મયૂરના રાજચિહ્નવાળા અને એકછત્ર સામ્રાજ્યના પ્રથમ રાજાધિરાજ સમ્રાટનું શાસન હતું. સમ્રાટોની વંશાવળી લખનારાઓની કલમ અહીં પહોંચીને અટકી ગઈ છે...એ પ્રિયદર્શી નરચંદ્ર જેનો પાટલિપુત્રના સિંહાસન પર ઉદય થયો હતો—એ શૂદ્ર માનો પુત્ર, જેને ભરવાડોએ ઊછેર્યો હતો, જેને ચાણાક્યે તક્ષશિલામાં રચ્યો હતો તે હવે નવા ઇતિહાસનું સર્જન કરવાનો હતો. અનુશ્રુતિનો કાળ સમાપ્ત થયો હતો અને નંદોના નવ્વાણું કરોડના ખજાનાની કહાણીઓ સ્વપ્નવત્ બની ગઈ હતી.

આ નવો યુગ હતો.

ચંદ્રગુપ્ત ઘણો શક્તિશાળી સમ્રાટ છે. તેના શાસનનો ડંકો આખી દુનિયામાં વાગી રહ્યો છે. તેની રાજધાની દુનિયાનાં મહાનગરોમાંની એક ગણાય છે. તેની સૈનિક-શક્તિથી અન્ય દેશો ભયભીત છે કારણકે વિષ્ણુગુપ્ત, જેનું બીજું નામ ચાણાક્ય છે, જેને કૌટિલ્ય પણ કહેવામાં આવે છે અને જેણે મહાપદ્મ નંદનો પોતાની કૂટ નીતિથી પરાજય કર્યો તે વિષ્ણુગુપ્તની સલાહથી શાસન ચાલે છે.

અને શાક્યમુનિએ કહ્યું હતું કે વિજય ઘૃણાને જન્મ આપે છે કારણકે પરાજિત દુ:ખની નિદ્રા લે છે; પણ વિજય અને પરાજયથી પર રહેનાર શાન્ત વ્યક્તિ સુખમાં રહે છે.

પરંતુ પ્રત્યેક વિજય અથવા પરાજય ઈતિહાસના પથ પર એક મહત્ત્વના પદ-ચિહ્ન સમાન હોય છે. આ જ પદચિહ્નના આધારે દુનિયા કોઈ ને કોઈ પ્રકારે આગળ વધે છે આ વિજય પછી જ સામાન્ય લોકો, પ્રથમવાર, રાષ્ટ્રીયતાની ભાવનાથી પરિચિત થયા છે. તેમને એક એવી અસ્પષ્ટ અનુભૂતિ થઈ છે કે રાષ્ટ્ર એટલે તેની પ્રજા, એવું રાષ્ટ્ર જે અનેક વંશો, જાતિઓ અને પરિવારોથી પણ એક વધુ ઊંચી ચીજ છે; એક એવું રાષ્ટ્ર કે જેણે ચંદ્રગુપ્ત પ્રિયદર્શીના નેતૃત્વમાં ઈરાનીઓ અને યુનાનીઓને પોતાના દેશમાંથી હાંકી કાઢયા હતા. પાટલિ-પુત્રની આટલી રોનક પહેલાં કદી પણ ન હતી. નવા નવા પ્રાસાદો બન્યા, વસતિ વધતી જતી હતી, સાથે સાથે ભાષામાં પણ પરિવર્તન થઈ રહ્યું હતું. શાક્યમુનિના સમયની માગધી, નવી પ્રાકૃતનું રૂપ ધારણ કરતી જતી હતી. નાટક અને સંગીતની કલા ઉન્નતિ કરી રહી હતી. બહુરૂપીઓ મંડપો નીચે જુદાજુદા વેશ ભજવી રહ્યા હતા.

કાશીની એક નાટય મંડળી નવાં નવાં નાટકો ભજવી રહી હતી. આ નાટકોનો લેખક પહેલીવાર પાટલિપુત્રમાં આવી રહ્યો હતો પણ તેની ખ્યાતિ આ પહેલાં જ ત્યાં પહોંચી ચૂકી હતી. લોકો તેને અંગે તરેહ તરેહની વાતો કરતા હતા. કહેવામાં આવતું કે તે ઘણો ગુણી અને કલાવંત છે. એક સમયે તે શિલ્પકાર હતો અને મૂર્તિઓ ઘડતો હતો. તે નૃત્યકાર છે, સુંદર નૃત્ય કરે છે; અભિનેતા છે, સુંદર અભિનય કરે છે. ભરતમુનિની તમામ કલાઓને તેણે પચાવી લીધી છે. તેણે અયો-ધ્યાના ગુણીજનો અને ગાંધર્વોની સોબતમાં વર્ષો વિતાવ્યાં છે. તે તમામ સ્વરોનો સ્વામી છે પણ તેના મનમાં શાન્તિ નથી. તે સારાય દેશમાં ભમ્યા કરે છે. કોઈ એક જગ્યાએ શાન્તિથી બેસી શકતો નથી. જાણે તે વાદળની છાયાને પકડવા માગે છે અને તે હાથ આવતી નથી.

આ નાટકની પણ ખૂબ ખ્યાતિ પ્રસરી હતી. આખું પાટલિપુત્ર નાટકગૃહ તરફ ઊમટયું હતું. મહિલાઓના રથો અને પાલખીઓની હારની હાર લાગી ગઈ હતી. રાજકુમારીઓ, શ્રેષ્ઠીઓ, મંત્રીઓ અને વ્યાપારીઓની પુત્રીઓ, રાજયના ઉચ્ચા-ધિકારીઓની પત્નીઓ રંગબેરંગી સાડીઓ, સોનાનાં અને જડાઉ ઘરેણાં પહેરીને નાટકગૃહમાં બેઠી છે. અવિવાહિત યુવતીઓ આ અભિનેતા અને લેખકને

જોવા અત્યંત ઉત્કંઠિત હોય એવું જણાતું હતું. તેમણે સાંભળ્યું હતું કે તે ઘણો સ્વરૂપવાન છે. મહિલાઓની એક નબળાઈ છે કે તેઓ કલાની ખૂબી કે ખામીના પ્રશ્નને કલાકારનાં રૂપ અને શરીર સાથે સેળભેળ કરી નાખે છે!..

સફેદ પડદો એક બાજુ સરકાવાયો. લાકડાની નકશીદાર રંગભૂમિનો પાછલો પડદો કળશ અને ચિત્રોથી સજાવેલો હતો. વાદ્યવૃંદ સામે બેઠું હતું.. વંદના કરનારી છોકરી-ઓઓ આસપાસના સ્તંભોમાંથી બહાર નીકળીને મહાદેવની સ્તુતિ કરી અને પછી તેમનામાંથી એક છોકરી ટોળીમાંથી બહાર આવી, કમ્મર પર હાથ રાખી, એક તરફ ઊભી રહી ગઈ. એ નાટકની નાયિકા હતી. તેની લાંબી સરમાં મોતીઓનો ગજરો ગૂંથવામાં આવ્યો હતો, એની સુવર્ણમેખલામાં રત્ન જડેલાં હતાં.

પછી, રંગભૂમિના મંચ પર જેની પ્રતીક્ષા થઈ રહી હતી તે પ્રકટ થયો. તે ગર્વથી મસ્તક ઊંચું કરી, સામે શૂન્યમાં જોતો, ગંભીરતાથી પગલાં ભરતો સામે આવ્યો અને કેટલીક ક્ષણો સુધી બધા પર દૃષ્ટિ નાખી ઊભો રહ્યો. નિયમાનુસાર નટીઓ આ નાટક સંબંધી સંવાદનો આરંભ કર્યો. દર્શકો તેના મધુર અવાજથી મંત્રમુગ્ધ થઈ ગયા. બધા અપલક નેત્રે પોતપોતાના સ્થાન પર સ્થિર અને મૌન, ગર્દન આગળ ઝુકાવીને જોઈ રહ્યા હતા.

સંવાદની મધ્યમાં કોઈ વાત પર ભાર મૂકવા તેણે પહેલાં જમણો અને પછી ડાબો હાથ ઊંચો કર્યો.

દર્શકો ચોંકી ઊઠયા. સહુના ચહેરા પર દુ:ખની એક લહર દોડી ગઈ. મહિલા-ઓઓ તીવ્ર દુ:ખને કારણે પોતાની આંખો બંધ કરી દીધી. આ સ્વરૂપવાન અને અદ્ભુત કલાકારના બન્ને હાથની આંગળીઓ કપાયેલી હતી!

ગૌતમ નીલાંબર સામે એક બીજું જ નગર હતું, દર્શકોનો એક જુદો જ સમૂહ હતો. આ નગર અને આ સમૂહને તે હમેશની જેમ શ્રદ્ધા અને પ્રેમથી જોઈ રહ્યો હતો. તે બધાંને નાટક બતાવતો હતો પણ તેનું નાટક કોઈએ જોયું ન હતું—જેવી રીતે રંગભૂમિના ચોથા પડદાની પાછળ પણ એક રંગભૂમિ હોય છે જે દર્શકોને દેખાતી નથી.

પાટલિપુત્રના પ્રતિષ્ઠિત અને અગ્રગણ્ય નગરજનો નાટયશાળામાં બોલાતા તેના સંવાદોથી ખુશ થઈ વાહ વાહ કરી રહ્યા હતા. તેમાંથી કોઈને એ વાતની જાણ ન હતી કે તે કેવી કેવી દુનિયાઓનાં ભ્રમણ માટે નીકળ્યો છે! તેણે જીવનમાં તમામ પ્રયોગો

કરી લીધા છે. હવે તેને માટે કશું બાકી રહેતું નથી. તેણે વિચાર્યું હતું કે જીવન માત્ર શૂન્ય છે અથવા કેવળ પ્રકાશ અથવા કેવળ અંધકાર છે. પણ અહીં તો 'કેવળ' નું જ અસ્તિત્વ નથી! તે સંસારની વાસ્તવિકતાને પોતાની સામેથી દૂર કરી શકે એમ ન હતો. દુનિયા ડગલે ને પગલે પોતાનું રૂપ લઈને તેની સામે આવતી હતી અને તેને ચીડવતી હતી.

શ્રાવસ્તીની બજારમાં આક્રમણકારીઓ સામે તે દિનભર લડયો હતો, રાત્રે પણ ઝઝૂમ્યો હતો અને અંતે ભાલાના ઘાથી ઘાયલ થઈને પડયો હતો. જ્યારે તે ભાનમાં આવ્યો ત્યારે તેણે માથું ઊંચું કરી જોયું તો આકાશ પરથી અંધકારનું આવરણ હઠવાની શરૂઆત થઈ ચૂકી હતી, તેનું શરીર શસ્ત્રોના ઘાથી ક્ષત-વિક્ષત થઈ ગયું હતું, તેના હાથમાંથી લોહી વહેતું હતું. તેણે સૂતાં સૂતાં જ લોહીથી લદબદતી પોતાની હથેલીઓ ફેલાવી.

અને ત્યારે તેને એક અટલ સત્ય સમજાયું. હાથની આંગળીઓ, સૌન્દર્યનાં સર્જન માટે સર્જાયેલી આંગળીઓ, રક્તસ્નાન કરી રહી છે. કોઈ શાંત વિહારમાં બેસીને પણ તે આ કડવા સત્યને મિથ્યા બનાવી શકે તેમ ન હતો. કલાકાર હોવાને કારણે તેની દષ્ટિએ હાથ એક મહત્ત્વના પ્રતીકરૂપ હતો. હાથની આંગળીઓ નૃત્યની મુદ્રાઓ દ્વારા સંસારનાં રહસ્યો, અને સમગ્ર જીવનને પ્રકટ કરે છે, તે ભવનોનું નિર્માણ કરે છે, માનવીના મનને ઘેલા કરનાર સૂરો ઉપજાવે છે, બાળકોને વહાલભરી થપકીઓ દ્વારા સુવડાવે–નિદ્રાધીન કરે છે. અને બીજું એ પણ સત્ય હતું કે એ જ આંગળીઓ બાણ ચલાવે છે, ભાલા ભોંકે છે અને અન્ય માનવીઓને પોતાની પકડમાં જકડી લઈને તેનું ગળું દબાવે છે.

થોડી શકિત આવતાં તે ઊભો થયો, અને શબોના ઢગલા ઓળંગતો, દીવાલોનો ટેકો લેતો પોતાના ઘર તરફ જવા લાગ્યો.

પણ તેનું ઘર સૂમસામ પડયું હતું. ત્યાં તે વીસ વર્ષ પછી પહોંચ્યો હતો, પણ એવે સમયે, જ્યારે થોડાક જ કલાકો પૂર્વે તેના માતાપિતા યુદ્ધની વિભીષિકામાં માર્યા ગયાં હતાં. ઘા સારા થતાં તેણે શ્રાવસ્તી છોડીને દેશભરમાં ભટક્યા કર્યું.

ધીમે ધીમે દેશમાં શાંતિ સ્થપાઈ. ચંદ્રગુપ્તનું રાજ્ય સુદઢ થઈ ગયું. ગૌતમ ભટકતો ભટકતો કાશી જઈ પહોંચ્યો. તે એક સુયોગ્ય સુશિક્ષિત બ્રાહ્મણ હતો. તેની પાસે

પોતાના જ્ઞાન સિવાય કોઈ મૂડી ન હતી. પણ તેને કોઈ ચિંતા નહોતી. વિદ્યાર્થી અને બ્રહ્મચારી હોવાને કારણે તેને ભૂખ્યા રહેવાની અને મુશ્કેલીઓ સહન કરવાની આદત પડી ગઈ હતી. તેને આ વણઝારા જેવું ભટકતું જીવન ખરાબ ન લાગ્યું. પણ હવે તે વિદ્વાનોની સંગત અને એમની સાથે વાદવિવાદ કરવાથી દૂર રહેવા લાગ્યો.

કાશીમાં તેને નાટયગૃહની એક નાયિકા સાથે મુલાકાત થઈ. તે પહેલી નજરે જ ગૌતમ પર આસકત થઈ ગઈ! તેણે તેને પોતાની મંડળીમાં સામેલ કરી લીધો.

પોતાની કપાયેલી આંગળીઓથી હવે તે ચિત્રો દોરી શકે તેમ ન હતો, મૂર્તિઓ ઘડી શકે એમ ન હતો, નૃત્ય પણ કરી શકે એમ ન હતો. તેની સામે માત્ર એક જ માર્ગ હતો, અને તે અભિનય દ્વારા તેની કલાનું પ્રદર્શન. વિદ્યાર્થીકાળ દરમિયાન તેણે નાટકો લખ્યાં હતાં, પછી તે તત્ત્વજ્ઞાની, વિદ્વાન, ચિત્રકાર અને હવે અભિનેતા બન્યો.

વિવિધ રૂપો એ પણ એક સત્ય છે.

નાટકનો મુખ્ય વિષય વિયોગ હતો. ગૌતમ નીલાંબરે પણ આ પરંપરા ચાલુ રાખી. અને વિયોગ સિવાય અન્ય કયો વિષય તે પોતાને માટે પસંદ કરી શકે તેમ હતો?

નાટકમંડળીની આ રૂપવતીનું નામ અંબિકા હતું. તે ઘણી વિખ્યાત અભિનેત્રી હતી. ધનિકો અને ચમરબંધીઓના પુત્રો અને બાંકેલાલાઓ તેના નામની માળા જપતા પરંતુ તે વારી ગઈ તો પણ કોના પર? એક દરિદ્ર બ્રાહ્મણ વિદ્યાર્થી પર, જેની હસ્તાંગુલિઓ કપાઈ ગયેલી હતી.

ગૌતમને એક વધુ સત્ય લાધ્યું: તમે જેને ચાહો છો, તેને તમારી પરવાહ નથી અને જે તમારા પર પ્રાણ પાથરે છે તેનામાં તમને રસ નથી. આ પણ જીવનનો એક અનુભવ હતો જે આ પહેલાં હજારોને થઈ ચૂકયો હતો પણ તેને માટે નવો હતો.

અંબિકાની મંડળી સાથે તે . ફર્યો. મૌર્ય રાજ્યમાં સમૃદ્ધિ અને સંપન્નતા સાધ્ય થયાં હતાં. લલિતકલાઓએ પ્રજાના દિલમાં પ્રેમ અને આદર પ્રાપ્ત કર્યો હતો.

હવે ગૌતમ પણ ધનવાન યુવકોના ઠાઠથી રહેતો, મદિરાપાન કરતો, નિતનવી રૂપવતીઓની સાથે આનંદ માણતો. પણ થોડા સમયમાં જ એ તેમનાંથી કંટાળી જતો. અંબિકા તેની પૂજારણ હતી. તેની આ બધી કુટેવો છતાં તે તેની આરાધના કર્યા કરતી. પણ તેના આ પ્રેમના બદલામાં તે તેની સાથે અત્યંત નિર્દયતાથી વ્યવહાર કરતો અને તેને દુ:ખ પહોંચાડી મનમાં પ્રસન્નતા અનુભવતો.

તેણે ચમ્પકની શોધમાં દૂર દૂરની યાત્રા કરી—કદાચ તે જીવતી હોય, બચી ગઈ હોય. પણ તેની ભાળ ન મળી તે ન જ મળી.

અંતે તેણે થાકીને તેની શોધ કરવાનું છોડી દીધું અને અંબિકાના પ્રેમ આગળ પોતાની હાર માની લીધી.

આજે તે પાટલિપુત્ર આવી પહોંચ્યો હતો, હમેશની જેમ અંબિકા સાથે અભિનયનાં અજવાળાં પાથરી રહ્યો હતો, દર્શકો શ્રદ્ધાથી તેને જોઈ રહ્યા હતા--દર્શકો, જેઓ બહુરૂપના દીવાના હોય છે, જે અસલી ગૌતમ નીલાંબરને કદી પણ જોઈ શકવાના નથી.

## ૬

મહિલાઓએ દુ:ખથી અભિભૂત થઈને આંખો બંધ કરી લીધી, સ્વપ્નભૂમિમાં વિહરનારી લલિતાંગનાઓએ આશ્ચર્ય અને દુ:ખથી દાંતમાં આંગળીઓ દબાવી દીધી.

આ મહિલાઓની હારમાં જ ચમ્પક એક બાજુએ બેઠી હતી. તે પોતાની સાહેલીઓ સાથે વાત કરવામાં મગ્ન હતી.

તેણે રંગમંચ પર જેવી દૃષ્ટિ કરી કે તેને ગૌતમ નીલાંબર દેખાયો. તે કંપી ઊઠી, તેની આંખોમાંથી અશ્રુધારા વહેવા માંડી, અશ્રુજળથી ઝાંખી બનેલી દૃષ્ટિમાં ગૌતમનો ચહેરો બુઝાતા દીપકની જેમ ઝબકવા લાગ્યો.

ગૌતમે કોઈ જોરદાર સંવાદ બોલતાં બોલતાં સામે દૃષ્ટિ કરી ત્યારે દર્શકોની વચમાં તેને ચમ્પક બેઠેલી દેખાઈ. થોડી પળો માટે તો તે પોતાનો સંવાદ ભૂલીને મૂર્તિવત્ તેને જોતો જ રહ્યો.

પછી તેણે પોતાની દૃષ્ટિ ઢાળી દીધી.

કારણકે આટલી પ્રતીક્ષા, આટલી ખોજ છતાં જે મળી ન હતી તે ચમ્પક આજે અચાનક જોવા મળી—પણ તે ત્યારે મળી હતી, જ્યારે તેની સેંથીમાં સિન્દુર ભરેલું હતું અને તે પોતાના નાનકડા બાળકને ખોળામાં લઈને, નાટકગૃહમાં પોતાની સાહેલીઓ સાથે પલાંઠી વાળીને શાંતિથી બેઠી હતી.

અને તત્ક્ષણ તેની દૃષ્ટિ બદલાઈ ગઈ. તે પહેલાં પવિત્ર હતી, હવે પવિત્રતમ્ હતી. તે મા હતી.

તેને એ પણ સમજાયું કે સંયોગ, અકસ્માતો અને સમયના અનોખા ખેલ યથાર્થ હોય છે.

તેણે પોતાનું મન કાબૂમાં લઈ લીધું અને અભિનયમાં લીન થઈ ગયો.

તેણે સ્વપ્રયત્ને આંસુ ખાળ્યાં. એક વ્યકિતએ સંસાર ત્યાગીને વૈરાગ્ય ધારણ કર્યો તો પણ તેને તે ભૂલી ન શકી. એ હરિશંકર હતો. એક વ્યકિતએ તેની યાદથી બચવા માટે ત્યાગને બદલે સંસારનું શરણું લીધું તો પણ તે વૈરાગી રહ્યો. એ હતો ગૌતમ નીલાંબર. તે પોતે દુ:ખિયારી ન તો સંસારનો ત્યાગ કરી શકી, કે ન તો જીવનનો આનંદ માણી શકી. આ બધા માયાના ખેલ હતા.

તેને એ જ કરવું પડયું હતું જે સ્રીના ભાગ્યમાં લખાયું હતું; અથવા કદાચિત જે તેનું કર્તવ્ય હતું. રાજાના વધ પછી અન્ય રાજકુમારીઓ સાથે તેને બંદીવાન બનાવીને પાટલીપુત્ર લાવવામાં આવી હતી. અયોધ્યાના રાજકુટુંબની તમામ યુવતીઓનાં લગ્ન વિજેતાઓ સાથે કરવામાં આવ્યાં. તેનાં લગ્ન પણ ચાણકય-મહારાજના એક ઉચ્ચાધિકારી સાથે કરવામાં આવ્યાં હતાં. આ અધિકારીની વય સાઠ વર્ષની હતી. તે ચાલાક બ્રાહ્મણ હતો, નાણાં ખાતામાં કામ કરતો હતો અને હમેશાં ધનમાં જ રાચતો રહેતો હતો.

ચમ્પકનો ધર્મ હતો કે તે તેની પૂજા અને સેવા કરે કારણકે તે એનો પતિ હતો. અને તે એની સેવા કરતી હતી. પાટલીપુત્રની હજારો અન્ય ગૃહિણીઓ જેવી હતી તેવી જ એ પણ એક હતી, તે કંઈ વિશેષ ન હતી. તેના ખોળામાં પતિનું બાળક હતું અને તે પોતાની સાહેલીઓ સાથે આડીઅવળી વાતો કરતી હતી. દર્શનશાસ્રની વાતો કરવાનો તેનો જમાનો વીતી ગયો હતો.

થોડા સમય પછી નાટકનો પહેલો અંક સમાપ્ત થયો અને પડદો પડયો એટલે તેણે ધીમેથી પોતાની દાસીના કાનમાં કશુંક કહ્યું. દાસી આમતેમ જોતી ઝડપથી બહાર ચાલી ગઈ.

પહેલા અંકની સમાપ્તિ થઈ એટલે ગૌતમ રંગમંચની પાછળ આવેલા પ્રસાધન-ગૃહમાં ગયો.

"એક દાસી તમને મળવા માગે છે," અંબિકાએ દર્પણ સમક્ષ ઊભા રહી ગળાની માળા ઉતારતાં કહ્યું.

"કોણ છે એ?" ગૌતમે ધીરેથી પૂછ્યું. તેના સ્વરની તમામ કટુતા, ચિડિયાપણું લુપ્ત થઈ ગયાં હતાં. તેના આ અચાનક પરિવર્તનથી અંબિકા આશ્ચર્યચકિત થઈ ગઈ.

"ખબર નથી," અંબિકાએ જરાક અકળાઈને જવાબ દીધો. "તમે જાતે જોઈ લો." અને તે પોતાનાં વસ્ત્ર ઉપાડીને અન્ય નર્તિકાઓ પાસે ચાલી ગઈ.

ગૌતમ પ્રસાધનગૃહનાં પગથિયાં પર આવ્યો.

નીચે એક શામળી સેવિકા ઊભી હતી. તેણે ગૌતમને નમીને હાથ જોડીને નમસ્કાર કર્યા અને કહ્યું, "મારી રાણીએ આપને પ્રણામ પાઠવ્યા છે અને પુછાવ્યું છે કે જતાં પહેલાં એક વખત તેમને મળીને જશો?"

તે દાદર ઊતરી નીચે આવ્યો અને કેટલીક ક્ષણ ગુમસૂમ ઊભો રહ્યો. પછી તેણે ઉત્તર આપ્યો, "ના, તારી રાણીને કહે, જે જાગે છે તેને એક દિવસ ઊંઘ આવી જાય છે; અને જે સૂએ છે તે એક દિવસ જાગે છે. જે લોકો સતત જાગે છે તેની તરફ દૃષ્ટિ નાખો. તેમને કહો, હવે હું પણ જાગુ છું અને હવે કોઈ વસ્તુ મારા માર્ગમાં આવી શકે તેમ નથી. અને તેમને એમ પણ કહે કે શું તે ભૂલી ગયાં કે પતિવ્રતા સ્ત્રીને માટે અન્ય પુરુષો છાયા સમાન જ છે?.... હવે તું જઈ શકે છે."

તે પગનાં ઝાંઝર ઝમકાવતી નાટ્યગૃહમાં ગઈ. થોડીક ક્ષણો બાદ પાછા આવી તેણે કહ્યું: "મારી રાણી કહે છે—તમારું કહેવું બરાબર છે. તમે હવે જાગી ગયા છો તે ઘણું સારું છે. બીજી વાતનો ઉત્તર એ છે કે તમે પતિવ્રતાનો અર્થ શું જાણો? પણ ઠીક છે, કોઈને પણ તમારો માર્ગ રોકવાનો કોઈ અધિકાર નથી. હવે તમે પણ જઈ શકો છો!"

આટલું કહીને તે ઘૂમટો તાણીને દર્શકોની ભીડમાં ભળી ગઈ.

નાટકની સમાપ્તિ પછી ગૌતમ દર્શકો પર દૃષ્ટિ નાખ્યા વિના સીધો રંગમંચની બહાર નીકળી ગયો. પ્રસાધનગૃહમાં જઈ, પોતાનાં રેશમી વસ્ત્રો અને આભૂષણો ઉતારી, એક શ્વેત ચાદર ખભે નાખી, પગરખાં પહેર્યા વિના, જનસમૂહની દૃષ્ટિ ચુકાવીને નાટ્યગૃહની બહાર જતો રહ્યો. પછી ત્વરાથી નગરનાં દ્વાર તરફ એવી રીતે આગળ વધ્યો કે જાણે કોઈ કેદી બંદીખાનામાંથી ભાગી નીકળ્યો હોય અને સંત્રીઓ તેને ફરી પકડી લે તેના ભયથી જાણે ડરતો હોય!

ચારે તરફ ધમાલ હતી. ચિકિત્સાલયોમાં દરદીઓ મોત અથવા આરોગ્યની પ્રતીક્ષા કરી રહ્યા હતા. બજારોમાં ચાંદી અને તાંબાના સિક્કા રણકી રહ્યા હતા. આયુધ-ગૃહોમાં અસ્ત્રશસ્ત્રો તૈયાર કરાઈ રહ્યાં હતાં. નદીકિનારે બંદરો પર જહાજો બંધાઈ રહ્યાં હતાં. તે ચાલતો ચાલતો રૂપજીવિનીઓની વસતિમાંથી પસાર થયો. ત્યાં ઠગો, જુગારીઓ, મદારીઓ અને નકલી જાદુગરોના અડ્ડાઓ પર જુગાર ખેલાઈ રહ્યો હતો. દૂરથી રાજભવનનાં ઊંચાં કાંગરાં દેખાઈ રહ્યા હતા.

આ સમયે સમ્રાટ પોતાના મહેલમાં ચાણક્ય સાથે આડા પડયા પડયા શેતરંજ રમી રહેતા હશે—આ વિચાર આવતાં તે મનમાં મલકાયો.

એક ગણિકા તેને ધ્યાનપૂર્વક જોતી જોતી તેની પાસેથી પસાર થઈ. કદાચ એ પણ અન્ય નિપુણ વેશ્યાઓની જેમ ગુપ્તચર વિભાગમાં કામ કરતી હશે!

પ્રશ્ન એ છે કે ચાણક્ય મહારાજને કોઈ પૂછે કે—તેણે મનોમન કહ્યું,—કોણ કોના ઉપર જાસૂસી કરશે? — તે ફરી મનોમન મલકાયો.

તિમિરનું સામ્રાજ્ય વિસ્તરતું જતું હતું. કિલ્લાના બુરજો ઉપર પહેરેગીરો પડકાર કરી રહ્યા હતા. તે એક ફાટક પાસે જઈ અટકી ગયો. આ કિલ્લાના ચોસઠ ફાટક છે. મારે કયા ફાટકના રસ્તે જવાનું હશે?

પહેરેગીરે તેને કોઈ પ્રતિષ્ઠિત બ્રાહ્મણ માની ચુપચાપ બહાર જવા દીધો. તે પહોળી ખાઈ પાર કરીને રાજમાર્ગ ઉપર આવી ગયો. એ માર્ગ પ્રયાગ તરફ જતો હતો.

સોન નદી પાર કર્યા બાદ કેટલાક દિવસો સુધી તે મુસાફરી કરતો રહ્યો. માર્ગમાં અંધારાં જંગલો અને નદીનાળાં આવતાં હતાં. નદીકિનારે અસંખ્ય સાધુઓ તપ-સ્યામાં લીન હતા.

વાનપ્રસ્થ પછી સંન્યાસની અવસ્થા આવે છે. કદાચ મારી પણ એ જ અવસ્થા છે, આ સમયે, જ્યારે ન તો મૃત્યુની ખેવના રહે છે કે ન તો જીવનની! તે આગળ વધતો જ ગયો. માર્ગમાં નગરો, સરકારી ખેતરો, આશ્રમો, મોર પાળનારાઓનાં ગામો આવતાં હતાં...! તેની મંજિલ ક્યાં છે?

પણ ડરવાનું શું હતું. તે ધરતીને ખોળે તો હતો. ધરતી તેની મા હતી. આંતર-મને કહ્યું : ધરતી તને સાથ આપશે.

ઘાસની શીતળ મહેક, પથ્થરોની શીતળતા અને માટીની શક્તિનો અનુભવ તેના પગની પાનીઓએ કર્યો. તેણે ભુજાઓ ફેલાવીને હવાનો સ્પર્શ કર્યો અને મંદ સ્વરે ગણગણવાની શરૂઆત કરી :

"ધરતીમાતા! તારી પહાડીઓ, હિમાચ્છાદિત પર્વતો અને વનઉપવન હસી રહ્યાં છે! હું તારી પીઠ પર ઊભો છું. હું અપરાજિત છું. મને કોઈ ઈજા પહોંચી નથી, હું ઘાયલ નથી, હું અખંડ છું! કોઈ મારો અંત લાવી શક્યું નથી.

"ધરતી માતા! તારામાં કશુંક છે. મને આશ્રય આપ, મને ક્યાંક આશ્રય આપ."

ચાલતાં ચાલતાં કેટલાક દિવસ વીતી ગયા. માર્ગમાં તરેહતરેહના છોડ અને પુષ્પડાળીઓએ તેને ઝૂકીઝૂકીને આવકાર આપ્યો. પક્ષીઓ તેની સાથે ટહુકાર કરતાં રહ્યાં. સાવનના જલબિંદુઓ કમલપત્રો પર જલતરંગ છેડી રહ્યાં.

તે એક ટેકરી પાસે આવીને ઊભો, અને અશ્રુભીના નેત્રે તેણે એ દશ્ય જોયું. છીપમાં સ્વાતિનું બુંદ ટપકે તેમ વાદળાંમાંથી એક બુંદ તેની પલકો પર ટપક્યું. ક્ષિતિજ પર કાળાં વાદળાં ગરજી રહ્યાં હતાં. તે આનંદવિભોર હતો. તેના અંતરમાં તોફાની નદી ઊછળી રહી હતી. તેના મનમાં સૂરીલાં ઝરણાંઓનાં ગીત ગુંજી રહ્યાં હતાં. તેણે ઈન્દ્રને પોતાને સહાય કરતો દીઠો. રુદ્રે તેનો સથવારો કર્યો. એક વૃક્ષના થડને અઢેલીને તે ઊભો અને આંખ બંધ કરી. વર્ષાનાં બુંદ તેના સુંદર ઉદાસ મુખ પર ઝરણાંની જેમ પડવા લાગ્યાં.

રાત આખી વરસાદ વરસતો રહ્યો. પ્રભાત થયું. વર્ષા થંભી અને પ્રકાશ રેલાયો. કુંજોમાં શંખનાદો થતા હતા. નદીકિનારે બ્રાહ્મણો ઉષાની સ્તુતિ કરી રહ્યા હતા.

સમીર મંદ મંદ વહેતો હતો.

અને ગૌતમ આગળ વધતો હતો.

"દેવતાઓની જનની! ઝગમગતી રહે અને અમને રાષ્ટ્રોમાં ઉચ્ચ સ્થાન પ્રદાન કર!"

બ્રાહ્મણોના સ્તુતિસ્વરો તેની પાછળ નદીપટ પર પ્રસરતા હતા. મંદિરોની હારમાળા સામેથી પસાર થઈ. ફરીથી તે જંગલના માર્ગ પર આવી પહોંચ્યો.

સામે અયોધ્યા હતી.

ભીની ભીની માટી પર ઘૂંટણ ટેકવીને તે બેસી ગયો. તેણે જોયું કે ચારે તરફ શૂન્ય છે અને તે હમેશાંની જેમ એકાકી છે. સંસારનો અનાદિ-અનંત માનવ, થાકેલો, પરાજિત, પ્રસન્નચિત્ત, આશાવાદી માનવ, જે ઈશ્વરમાં છે અને સ્વયં ઈશ્વર છે! સામે અયોધ્યાની સોનેરી નગરી હતી જે વર્ષાનાં ફોરાંના આચ્છાદન આડે એવી રીતે ચમકી રહી હતી કે જાણે સોનાથી મઢેલી ન હોય! અને તેમાંથી ઝગારા મારતાં તેજકિરણો ફેલાતાં ન હોય!

પછી તે ઊભો થઈ ગયો. તેના સ્વરમાં વિશ્વાસ હતો, ગર્વ અને સ્વાભિમાન હતું. તેણે પોતાના ભગવાનને પડકારીને સંબોધન કર્યું. તેણે કહ્યું:

"હે ઈશ્વર! તું અગ્નિ છે, તું સૂર્ય છે, વાયુ છે, ચંદ્રમા અને તારાભર્યું ગગન છે. તું બ્રહ્મા છે, જલ છે, પ્રજાપતિ છે!

"તું નારી છે, તું નર છે, તું યુવક છે, તું યુવતી છે! તું એ વૃદ્ધ છે જે લાકડી ઠોકતો લથડતો જઈ રહ્યો છે; તું પ્રત્યેક દિશામાં મુખ રાખી જન્મ લે છે.

"બે પક્ષીઓ, જીગરી દોસ્તો, એક વૃક્ષ ઉપર બેઠાં છે. એક ફળ ખાઈ રહ્યું છે, બીજું તેની તરફ ટીકી ટીકીને જોઈ રહ્યું છે. તે જ વૃક્ષ પર માનવી પણ બેઠો છે — ઉદાસ, પોતાની અશક્તિ પર ચકિત. પરંતુ તે બીજાને સંતુષ્ટ જુએ છે, અને તેની મહાનતાને પિછાને છે ને તેનું પોતાનું દુ:ખ દૂર થઈ જાય છે. જે ઋગ્વેદના આ અવિનાશી રૂપને ઓળખતો નથી, પણ જેની પોતાની અંદર જ દેવતા વાસ કરે છે તેને ઋગ્વેદથી શો લાભ થયો? જેઓ એને જાણે છે, સમજે છે તેઓ નિશ્ચિંતપણે બેઠા છે.

"જે એને જાણે છે-સમજે છે, જે સૂક્ષ્મથી પણ સૂક્ષ્મતર છે, જેનાં અનેક રૂપ છે, જે શિવ અર્થાત્ આનંદ છે.

"અને, હવે જ્યારે જ્યોતિનો પ્રસાર થાય છે ત્યારે નથી તો દિન શેષ રહેતો કે નથી રહેતી રાત્રી; ન અસ્તિત્વ ન અનસ્તિત્વ! એક માત્ર શિવ શેષ રહે છે. એ અનંત જ્યોતિ સાવિત્રીની છે, જેનાથી બુદ્ધિનો જન્મ થયો છે.

"તેનું સૌંદર્ય જોઈ શકાતું નથી. તેનું ઐશ્વર્ય અને માહાત્મ્ય અનુપમ છે. તે અંતરમાં સ્થિત છે.

"તું અજન્મા છે! આ શબ્દો સાથે કોઈ થરથર કાંપતું તારી પાસે આવે છે— ઓ રુદ્ર, મારી રક્ષા કર!

"તે વિશ્વમાં એકાકી પક્ષી છે. તે સમુદ્રમાં ડૂબેલા સૂર્ય સમાન છે. માનવી જો તેને પિછાની શકશે તો તે મૃત્યુથી પાર ઊતરશે.

"કારણ કે તેના વિના યાત્રાનો અન્ય કોઈ માર્ગ નથી."

પછી તેણે આંખો ખોલી, તાનપૂરાના તાર જેમ ઝણઝણે તેમ તેનું શરીર કંપી રહ્યું. તેના પગ નીચે પાણીના વહેવાનો અવાજ આવી રહ્યો હતો. તેણે દૃષ્ટિ ઉઠાવીને જોયું, સરયૂ નિ:સંગ ભાવથી વહી રહી હતી.

તેણે આંખ ઉપર હાથની છાયા કરી ખૂબ ધ્યાનપૂર્વક જોવાનો પ્રયત્ન કર્યો. તેને કશું દષ્ટિગોચર ન થયું. નદીને સામે કિનારે કેટલાક લોકો ભગવાં વસ્ત્રો પહેરીને ભૂતની જેમ ડોલી રહ્યા હતા.

તેણે ઘાટ ઉપર બેઠેલી એક છોકરીને પૂછ્યું (આ છોકરીએ કેસરી રંગની સાડી પહેરી હતી અને તેના કેશમાં ચંપાનું ફૂલ હતું): "નદીને પેલે પાર કોણ રહે છે તે જાણે છે?"

"થોડાક ભિક્ષુઓ છે." છોકરીએ બેપરવાઈથી ઉત્તર આપ્યો અને પોતાના પગ ધોવામાં વ્યસ્ત રહી.

"વારુ, એ લોકોને હું જરા મળી આવું!"

"આવી તોફાની નદી પાર કરશો? અત્યારે અહીં કોઈ નાવ પણ નથી."

"વાંધો નહીં, નદીઓ પાર કરવા માટે જ હોય છે!"

મોસમ ગુલાબી હતી, મોર ટહુકી રહ્યા હતા, કોયલ કૂજી રહી હતી અને ભમરા ગુંજી રહ્યા હતા. કેટલાંક પુષ્પો ડાળ પરથી ખરીને તેનાં ચરણોમાં પડયાં. તેણે વાંકા વળીને પુષ્પો ઉપાડી લીધાં અને નદીના નીરમાં વહાવી દીધાં. પછી તે પાણીમાં કૂદી પડયો અને સામેના કિનારા તરફ તરવા લાગ્યો.

પાણીનો એક જોરદાર ઠેલો આવ્યો અને તેના મારથી ઠેલાઈને તે કિનારાની નજીક પહોંચી ગયો. પણ હવે પાણીની લહેરો ઊંચી જવા માંડી હતી. તેણે બધી તાકાત ભેગી કરી હાથ-પગ હલાવવા માંડયા, પણ પાણી તેનાથી વધુ બળવાન હતાં. આ દરમિયાન તેને પાણી ઉપર ઝૂકેલી એક દીવાલ દેખાઈ. એ ચંડીના તૂટેલા મંદિરની દીવાલનો એક ભાગ હતો. તેણે ત્વરાથી તેના એક કાંગરાને પકડી લીધો. હવે તે અત્યંત શ્રમિત થઈ ગયો હતો. તે હાંફી ગયો હતો. આથી તેણે પથ્થરને પકડીને ઘડીભર માટે આંખો બંધ કરી લીધી. કાળનો પ્રવાહ પાણીને વહેવડાવી રહ્યો હતો. ચારે તરફ વિસ્તાર જ વિસ્તાર હતો. પથ્થરને પકડયા પછી તેને ક્ષણભર માટે પોતાની સુરક્ષાનો આભાસ થયો કારણકે અતીત સાથે સંકળાયેલો પથ્થર ભવિષ્યમાં પણ એવો જ રહેવાનો હતો.

પણ તેના બન્ને હાથની આંગળીઓ કપાયેલી હતી, તે પથ્થરને વધુ સમય પોતાની પકડમાં રાખી ન શકયો.

સરયૂની લહેરો ગૌતમ નીલાંબર ઉપરથી પસાર થતી ચાલી ગઈ.

બીજી તરફ, અબુલ મન્સૂર કમાલુદ્દીને કિનારે પહોંચીને પોતાના શ્યામરંગી અશ્વને એક વૃક્ષ હેઠળ બાંધ્યો અને ચારે તરફ દષ્ટિ કરી. સામે નદી વહી રહી હતી. દૂર ઝૂંપડાંઓ બાંધેલાં હતાં. શિવાલલયોમાં થતો ઘંટારવ સંભળાતો હતો. વડના વૃક્ષ હેઠળ કોઈ પીરની મજાર હતી. તેણે નીચા વળીને પાણીમાં આંગળી નાખી, પથ્થરોની નીચે બનતાં લહેરોનાં વમળમાં તેને પોતાનો ચહેરો દેખાયો અને એક ક્ષણ માટે તે ચકિત થઈ ગયો...હું અહીં શું કરી રહ્યો છું?

ચમ્પા હજી સુધી આવી ન હતી. તેણે ફરીથી નદી તરફ દષ્ટિ નાખી. કદંબની ડાળ પુષ્પોથી લચેલી હતી. કેટલાંક પુષ્પો ટપાટપ તેની પાઘડી પર પડયાં. તેણે પાઘડી ઉતારી પુષ્પોનો સ્પર્શ કર્યો અને પછી પોતાની તલવારની નકશીદાર મૂઠ પર હાથ ફેરવ્યો. પુષ્પોના આ ઢગલાની વચમાં તલવાર તેને જરા વિચિત્ર લાગી. તેણે હળવેકથી કમર પરથી તલવાર છોડી લીધી અને બાજુમાં ઘાસ પર મૂકી દીધી.

ત્યાં તો તરીને ચમ્પા ઘાટ પર આવી પહોંચી.

ચમ્પાએ હસતાં હસતાં કહ્યું, "મને તો થયું કે તું મરવા–મારવા માટે ક્યાંક ચાલી ગયો હશે!'

"પાછી એ જ વાત! તને કેટલી વખત સમજાવ્યું છે કે હું ફોજી સિપાઈ નથી. હું તો સુલતાનના પુસ્તકાલયની દેખભાળ કરું છું."

"તો પછી આ તલવાર શા માટે બાંધે છે? એ ઘણી ભયાનક ચીજ છે."

"ચમ્પારાણી, એ તો મર્દોનું આભૂષણ કહેવાય છે. તલવાર અને પાઘડી વિના પોશાક અપૂરતો ગણાય છે. માળવા અને બુંદેલખંડના રજપૂતોને નથી જોયા? જોયા છે કદી? મારો એક મિત્ર છે ઉદયસિંહ રાઠોડ–કનોજનો રજપૂત છે. એવો બાંકો સિપાહી છે! કોણ જાણે આજકાલ ક્યાં હશે! સાંભળ્યું હતું કે ગ્વાલિયરના કિરતસિંહના લશ્કરમાં છે. સંભવ છે કે માળવામાં ક્યાંક લડાઈ લડી રહ્યો હોય." કમાલુદ્દીન થોડીક ક્ષણો માટે યુદ્ધક્ષેત્રના પોતાના સાથીઓની યાદમાં ખોવાઈ ગયો.

"જો," ચમ્પા પોતાના કાળા, લાંબા વાળમાંથી પાણી નીતારી અંબોડો વાળતાં બોલી, "યુદ્ધની વાત ન કર! હું જ્યારે તને જોઉં છું અને સાથે આ તારી તલવાર જોઉં છું ત્યારે મને પાકો વહેમ જાય છે."

"વહેમ? એ વળી કઈ બલા છે?"

"તને સમજાવવું બેકાર છે," એમ બોલી તે ફરી સીડી પર બેસી ગઈ. કમાલુદ્દીને વૃક્ષના ઢળતા પડછાયા તરફ જોયું.

"ઠીક ચમ્પાવતી, તને ખુદાને હવાલે કરું છું." તે પોતાના અશ્વ તરફ આગળ વધ્યો.

પાસેથી મુસલમાન ફકીરોની એક ટોળી પસાર થઈ. તેમાંથી એક નૌજવાને ચમ્પા અને કમાલને જોયા, પછી નજર નીચી કરી અને શિર ઝુકાવી આગળ વધ્યો.

"આ પણ કેવા વિદૂષક જેવા લોકો છે!" કમાલે કહ્યું.

"વિદૂષક નથી, કેવા મઝાના લોકો છે! તેમની મઝાક નહિ કરતો." ચમ્પાએ ગુસ્સે થઈને કહ્યું. "એક દિવસ આ લોકો જ તને સાથ આપશે."

"તું કાશી જઈને તારા કબીરની ચેલી કેમ નથી થઈ જતી?"

"તને પણ સાથે કાશી લઈ જઈશ. પણ તે પહેલાં તારે તારી તલવાર છોડવી પડશે."

"અચ્છા, ખુદાહાફિઝ!" કમાલે કહ્યું.

તે નદી તરફ આગળ વધ્યો. "પેલે પાર પેલા તૂટેલા પથ્થરોના ઢગલા જેવું શું છે?" તેણે પૂછ્યું.

"પેલું...અરે! એ તો એક પુરાણા મંદિરનું ખંડેર છે—સેંકડોહજારો વરસ પુરાણું."

"અને તેની પાસે પેલી ઝૂંપડીઓ છે તેમાં કોણ રહે છે?"

"તેમાં સૂફી લોકો રહે છે – ભક્તજન. પણ તું હવે કયાં જાય છે?" તેણે ધીમેથી પૂછ્યું.

"બહરાઈચ. શી ખબર ત્યાં કેટલા દિવસ મુકામ રહેશે."

"વરસાદ શરૂ થવાની તૈયારી છે. જરા ધ્યાન રાખજે."

તે તેને ગાંડી છોકરી કહ્યા કરતો હતો. પણ આ સંબોધનમાં કેટલો અથાગ પ્રેમ ભર્યો હતો! તેણે આંસુ ખાળ્યાં અને મલકાઈ. કમાલુદ્દીને ઘોડાને ફેરવ્યો અને રસ્તા પર પહોંચી, ધૂળના ગોટેગોટા પાછળ અદૃશ્ય થઈ ગયો.

## ૭

બહરાઈચની નાની શી વસતિ છે. પીળા રંગનાં કાચાં મકાનો આમતેમ વિખરાયેલાં છે. ધૂળિયા રસ્તા ઉપરથી બળદગાડીઓ પસાર થઈ રહી હતી અને ચારે તરફ એક પ્રકારની બેરંગ બેનામ ઉદાસી છવાયેલી જણાતી હતી. કહેવાય છે કે પહેલાં અહીં શ્રાવસ્તી નામની એક મોટી નગરી હતી. તેનો સોમવંશી રાજા ઘણો તેજસ્વી અને પ્રતાપી હતો. જ્યોતિષિઓએ શ્રાવસ્તીના સુહલદેવને કહ્યું હતું કે એક એવો

સમય આવશે જ્યારે ઉત્તર તરફથી લાંબા-તગડા, ભીમકાય તુર્કો આવીને તમારો નાશ કરશે! પછી ગઝનીના મહમૂદનો એક સેનાપતિ અહીં આવ્યો. તેનું નામ મસઉદ ગાઝી હતું. તેણે સુહલદેવનો નાશ કર્યો. દિલ્હીમાં કુતબુદ્દીન ઐબક આવ્યો અને તેના સેનાપતિ અહમદ બખ્તિયારે કોશલ, મગધ અને બંગાળના તમામ મૂર્તિપૂજક રાજાઓનો નાશ કર્યો.

પણ શાક્યમુનિને જેવી રીતે પાછલા બે હજાર વર્ષમાં વિષ્ણુનો અવતાર બનાવી દીધા હતા તેવી જ રીતે મૂર્તિભંજક સેનાપતિ મસઉદ ગાઝી પાછલી બે સદીમાં કોશલવાસીઓ માટે બાલેમિયાંના રૂપમાં દેવતા બની ચૂક્યો હતો. અબુલ મંસૂર કમાલુદ્દીન પહેલી વખત બહારઈચ આવ્યો હતો. સાલર મસઉદની સમાધિની દીવાલની પાસે આવેલ વૃક્ષની છાયામાં બેઠો બેઠો તે હિંદુ સ્ત્રીઓના એક વૃંદને અચંબાપૂર્વક જોવા લાગ્યો. તેઓ હાથમાં પિત્તળની થાળીઓ લઈને મજાર પર પુષ્પો ચડાવવા આવી રહી હતી.

અને, નાલંદા અને વિક્રમશિલા; ઉજ્જૈન અને અમરાવતીનાં આંતરરાષ્ટ્રીય વિશ્વ-વિદ્યાલયો હવે ઉજ્જડ થઈ ગયાં હતાં. શ્રાવસ્તીના પ્રાચીન આશ્રમો સુમસામ પડયા હતા અને અનોખી ભાષામાં લેખાયેલાં પોથી-પત્રોને સમજાવવાવાળું કોઈ હવે રહ્યું ન હતું.

પણ કાશ્મીરના સુલતાન જૈન–ઉલ-અબીદ્દીન અને ગૌડના સુલતાન અલાઉદ્દીન હુસેન શાહની જેમ જૌનપુરના સુલતાન હુસેન શર્કી પણ એવા બાદશાહોમાંનો હતો જેમણે વધુ મૂર્તિભંજનના કાર્યક્રમને બદલે આ પોથી-પત્રોમાં રસ લેવાની શરૂઆત કરી હતી.

સુલતાન હુસેન શર્કીને દિલ્હીના સુલતાન બહલોલ લોદી અને સુલતાન સિકંદર સાથેના જંગમાંથી જ્યારે પણ ફુરસદ મળતી ત્યારે તે પોતાનો તાનપૂરો લઈને રાગોની દુનિયામાં અથવા તો પ્રાચીન પાંડુલિપિઓના અધ્યયનમાં ડૂબી જતો. થોડા દિવસ પહેલાં તેમને અયોધ્યાના કેટલાક પંડિતો પાસેથી જાણવા મળ્યું કે બહરા-ઈચના કોઈ પુરાણા મઠમાં દોઢ-બે હજાર વર્ષ પુરાણાં સંસ્કૃતનાં કેટલાંક તામ્રપત્રો છે. તેણે પોતાના પુસ્તકાલયના નવયુવક નિરીક્ષક અબુલ મન્સૂર કમાલુદ્દીનને ત્યાંના પંડિતોને મળવા અયોધ્યા મોકલ્યો.

કમાલુદ્દીન અયોધ્યા થોડાક દિવસો માટે ગયો હતો. ત્યાં પેલા પંડિતોમાં એકની બહેન જે ચંપાવતીને નામે ઓળખાતી હતી તેના ઉપર કમાલની નજર ઠરી.

પોતાનાં રૂઢ દર્શનશાસ્ત્રોને છોડીને સુલતાનની આજ્ઞા અનુસાર જેની શોધમાં કમાલ તેમની પાસે આવ્યો હતો તે સરયૂકિનારે વસતા પંડિતો એક નવા ચક્કરમાં પડ્યા હતા. આ ચક્કરનું નામ તેમણે "ભક્તિ" રાખ્યું હતું. પણ કમાલને ભક્ત કબીર અથવા સંત અથવા સૂફીમાં રસ ન હતો. તે ઇતિહાસકાર બનવા માગતો હતો. સુલતાને તેને વિભિન્ન અસ્પષ્ટ-પ્રકારનો ઇતિહાસ લખવા માટે નિયુક્ત કર્યો હતો અને તેનો સમય ઘણી સારી રીતે પસાર થઈ રહ્યો હતો. પણ હવે સુલતાનનો હુકમ હતો કે પંડિતોની સહાયતાથી સંસ્કૃત, પાલિ અને અર્ધમાગધીમાં લખાયેલાં પુસ્તકોનો ફારસી ભાષામાં તે અનુવાદ કરે.

પ્રાચીન ગ્રંથોની શોધમાં તે તમામ મઠોમાં ફરી વળ્યો. તે શ્રાવસ્તીનાં ખંડેરોમાં ઘૂમ્યો. એક દિવસ તેને આ ખંડેરોમાં પથ્થરો અને વળીઓનો મોટો ઢગલો દેખાયો. તેની ચારે તરફ ગલીઓ હતી. અહીં કદીક શાનદાર બજાર અને ઊંચી ઊંચી હવેલીઓનું અસ્તિત્વ હશે. આશ્ચર્ય અને જિજ્ઞાસા સાથે તે તેની અંદર દાખલ થયો. કમાલને મનમાં થયું: આ કોણજાણે કોનું મકાન હશે! તેણે મઠમાં જઈને પંડિતને પૂછ્યું, "ખંડેરોમાં જે સૌથી મોટું મકાન છે તે કોનો મહેલ હતો?"

પંડિતે કમાલ તરફ રહસ્યમય દૃષ્ટિથી જોયું, આ વિદેશી વિદ્વાન કેવો વ્યર્થ પ્રશ્ન પૂછી રહ્યો છે? કહ્યું: "અહીં તો અગણિત ચક્રવર્તી રાજાઓ થઈ ગયા છે— ચંદ્રગુપ્ત મૌર્ય, અશોક પ્રિયદર્શી, સમુદ્રગુપ્ત, ચંદ્રગુપ્ત મૌર્ય. પહેલાં અહીં મહાન ચિત્રકારો રહેતા હતા, મૂર્તિકાર અને લેખક, કિન્તુ, તે લોકોનાં નામની તો અમને ખબર નથી. નામ નષ્ટ થઈ જાય છે, મનુષ્ય જીવિત રહે છે!"

"લાહોલ બિલાકૂવત!" કમાલે મનોમન કહ્યું, "આ દેશનો પ્રાચીન ઇતિહાસ લખવો અસંભવિત છે." તે આમતેમ ફરીને પાછો ખંડેરમાં ગયો, અને એક તૂટેલા સ્તમ્ભ પર બેસીને વિચારવા લાગ્યો કે હવે શું કરવું.

એકાએક તેને બગદાદ અને નેશાપુરની યાદ સતાવવા લાગી.

**કમાલ આ દેશમાં નવો આવ્યો હતો. તે જૌનપુરમાં માત્ર થોડાંક જ વર્ષોથી રહેતો હતો. બાવીસ વર્ષની ઉંમર સુધી તેણે બગદાદના વિદ્યાલય નિઝામિયામાં ઈબ્નેસીના, અલ્ફારાબી અને ઈરાનના ફખરૂદ્દીન રાઝી. અને સ્પેનના ઇબ્નેરૂશ્દ અને ઇબ્નુલ**

અરબનું વિસ્તૃત અધ્યયન કર્યું હતું. ઈબ્ને-ખુલ્દૂનને તે પોતાના ગુરુ માનતો હતો અને તે આરબ રાષ્ટ્રોનો ઈતિહાસ લખવાની શરૂઆત કરવાનું વિચારતો હતો. ઇબ્ને-ખુલ્દૂનની વિચારધારા સાથે સંબંધ ધરાવતા કેટલાક ચિંતકોને મળવાના આશયથી તે ઉત્તર આફ્રિકા તરફ જવાનો હતો ત્યાં જ તેને કાહિરામાં ખબર મળી કે તેના પિતાનો દેહાન્ત થઈ ગયો છે. આ સમાચાર મળતાં તે બગદાદ પાછો ફર્યો અને ત્યાંથી ઈરાન ગયો. નેશાપુરમાં તેણે પોતાના એક મિત્ર પાસેથી સાંભળ્યું કે તલવાર ચલાવનારાઓ સાથે કલમ ચલાવનારા વિદ્વાનો હિન્દ તરફ જઈ રહ્યા છે. કમાલે પોતાના પ્રિય ગ્રંથો સાથે લીધા અને મધ્ય એશિયા, કાશ્મીર અને લાહોર થઈને તઘલખાબાદ પહોંચ્યો.

એ સમયે દુનિયામાં અજબ ઊથલ-પાથલ થઈ રહી હતી. જોકે કમાલને તો ખબર હતી કે ઇતિહાસમાં કોઈ એવો યુગ નથી આવ્યો જ્યારે બિચારા માનવી પર મુસીબતનો કોઈ ને કોઈ પહાડ તૂટી પડ્યો ન હોય. પાછલી સદીઓમાં તાર્તારીના આક્રમણે દેશને બરબાદ કર્યો હતો. અરબસ્તાન, ઈરાન, સ્પેન અને ઉત્તર આફ્રિકાના મુસ્લિમ વિદ્વાનોએ ભેગા મળીને જ્ઞાનની જે દીપ-માલિકાઓ પાછલી છ સદીઓ દરમિયાન પ્રકટાવી હતી તે ગોબીના રણમાંથી ઊઠેલી પીળી આંધીઓએ બુઝાવી દીધી. પણ આ અરાજકતા, આ મારફાડ, આ યુદ્ધો અને લડાઈઓનાં આ વાદળો પાછળ જ્ઞાનદીપિકા ટમટમતી રહી. સૂફીઓની દરગાહો અને પંડિતોનાં વિદ્યાલયોમાં ગ્રંથ લખાતા રહ્યા અને શિક્ષણના આદાનપ્રદાનની પરંપરા ચાલતી રહી. માનવતાનો ચિરાગ કદી પણ ન બુઝાયો.

આ કામળીવાળા ફકીરો હવે આ નવા મુલક તરફ પણ આવી રહ્યા હતા. આ કલંદરો અને ફકીરોએ બંગાળ, બિહાર, અવધ, રાજસ્થાન, દક્ષિણ અને ગુજરાત, સિંધ અને પંજાબમાં નવા વિહાર બનાવ્યા.... શર્કી રાજ્ય હવે સભ્યતા અને સંસ્કૃતિનું પ્રખ્યાત કેન્દ્ર બન્યું હતું. જૌનપુર ભારતનું શિરાજ કહેવાતું.

અબુલ મન્સુર કમાલુદ્દીને પણ દિલ્હીમાં થોડાક દિવસ મુકામ કર્યા બાદ જૌનપુર તરફ પ્રયાણ કર્યું.

તેની સામે એક બિલકુલ નવી અને વિચિત્ર દુનિયા પથરાયેલી હતી. હિન્દ અત્યંત સુંદર મુલક હતો. પણ તેમ છતાં તે તેનું વતન ન હતું. અને પોતાના વતનથી ઘણે દૂર હોવાના કારણે તે ઘણો ઉદાસ થઈ ગયો. તેણે બંદરના એક સ્તંભ

સાથે માથું ટેકવીને આંખો બંધ કરી. પણ હું અહીંથી શા માટે પાછો ચાલ્યો નથી જતો? તેણે મનોમન નક્કી કર્યું કે તે જૌનપુર પાછો જશે અને તે સુલતાનની ક્ષમા માગી દમિશ્ક પાછો ફરશે. દમિશ્ક! તેને એકાએક આ નામ પણ ઘણું અવનવું લાગ્યું! તે દમિશ્ક પાછો જઈને શું કરશે? નેશાપુર સાથે હવે તેને શો સંબંધ? બગદાદ સાથે તેને હવે શી લેવાદેવા? આ વિચાર માત્રથી પણ તેને ઘણું દુઃખ થયું.

અને તેને પણ કેવા કેવા લોકો સાથે પાનો પડયો છે! તેણે આંખ ખોલીને જોયું તો માથા પર કપડું લપેટેલો એક કિસાન ઉચ્ચ સ્વરે બારમાસી આલાપતો વસતિ તરફ જઈ રહ્યો હતો.

જેની પૃષ્ઠભૂમિમાં ઈબરાની, યુનાની, રોમન અને ઈરાની સભ્યતા હતી તે લોકો સાથે તેને કોઈ સંબંધ ન હતો. તેણે સાંભળ્યું હતું કે જોગી હવામાં ઊડે છે; જ્યાં કામરૂપની જાદુગરણીઓ પુરુષોને બકરા બનાવી દેતી હતી અને જ્યાં બંગાળ અને બિહારનાં અમુક મંદિરોમાં રોમાંચિત કરી દે તેવી તાંત્રિક વિધિઓ થતી હતી. આ બધાં સાથે તેને કોઈ સંબંધ હોઈ શકે નહીં. કમાલ ચુપચાપ ખંડેરોના પગથિયા પર બેસી રહ્યો અને સામે નિહાળતો રહ્યો. થોડા દિવસ પર ચમ્પાએ અયોધ્યામાં સંભળાવેલાં તમામ ગીતો એને યાદ આવી રહ્યાં હતાં, આ પરાયા દેશમાં અજાણ્યો મન્સૂર, એક ઠંડા પથ્થર ઉપર બેસી રાતની છાયાને નિહાળતો રહ્યો.

સાધારણ રોશની ચારે તરફ ફેલાઈ.

પૂર્ણિમાનો ચંદ્ર ખંડેરનાં તૂટેલાં છાપરાં વચ્ચેથી ડોકિયું કરી રહ્યો હતો અને તેનાં કિરણો લાલ પથ્થરના તૂટેલા ફરસ ઉપર અજબ પ્રકારના આકારો બનાવતાં હતાં. ફરસ ઉપર તરેહતરેહની ઝીણી નકશીઓ હતી. સેંકડો વર્ષાઋતુની વર્ષાએ આ નકશીઓને ઝાંખી પાડી દીધી હતી. ત્રિશૂલ અને કલ્પવૃક્ષ, ધરતીના પ્રતીક જેવું કમલ, સૃષ્ટિનું ચક્ર, કમલનું સિંહાસન અને અગ્નિસ્તંભ ન જાણે આ અનોખાં પ્રતીકોનો તેમના મનમાં શો અર્થ રહ્યો હશે?—કમાલ ચકિત મનથી આ આકૃતિઓ જોઈને વિચારતો રહ્યો. બહાર મહુડાના ઉદ્યાન ઉપર ભયજનક પ્રાણહારક શાંતિ અને ચુપકીદીનું સામ્રાજ્ય વર્તાઈ રહ્યું હતું.

આ વાતાવરણમાં જાતજાતના અને અનોખા પ્રકારના અવાજો આવવા શરૂ થયા.

એવું લાગતું હતું કે એ વિરાન ગલીમાંથી મોટા મોટા રથો બહાર નીકળી રહ્યા હતા અને રથો પર સુવર્ણજડિત છત્રોની નીચે, સુવર્ણકુંડળ પહેરેલા અને શાલ-દુશાલ ઓઢેલા અપરિચિત માનવીઓ બેસી તેને ટીકી ટીકીને જોઈ રહ્યા હતા. અંધારામાં તેમની આંખો ફોસ્ફરસની જેમ ચમકી રહી હતી. તેઓ ભયાનક રીતે હસતા હતા, જાણે તેને ચિડવીને કહી ન રહ્યા હોય કે, જો, જેમ અમે નામશેષ થઈ ગયા છીએ તેમ તું પણ એક દિવસ નિર્મૂળ થઈ જઈશ. તેની સામેના તૂટેલા દરવાજામાં ચંદ્રગુપ્ત ઊભેલો હતો— ભારતનો સમ્રાટ. તે અહીં ક્યાંથી આવ્યો? તે તો ઈસુના જન્મથી ત્રણ સદી પહેલાં ચિરનિદ્રામાં પોઢી ગયો હતો. પણ તે તો અહીં ઊભો ઊભો મલકી રહ્યો હતો. તેની પાછળથી એક મનવીએ ડોકું કાઢયું, અને તેણે અત્યંત ધીમેથી સંબોધન કર્યું, "જો મારું નામ અશોક છે—અશોક પ્રિયદર્શી! હું સમગ્ર ભારતવર્ષનો સમ્રાટ હતો. પણ જ્યારે હું મર્યો ત્યારે દોઢ આમળાંનો ધણી હતો." તેણે મુઠ્ઠી ખોલી અર્ધું આમળું કમાલ તરફ ફેંક્યું.

ત્યાર બાદ એ પ્રાચીન આત્માઓની લંગાર લાગી. રથમાંથી ઊતરીને તે બધા તેની સામે ગોઠવાઈ ગયા.

"હું ભરતમુનિ છું, મેં નૃત્ય અને નાટકના સિદ્ધાંત રચ્યા હતા."

"હું તક્ષશિલાનો વિષ્ણુગુપ્ત છું, મેં અર્થશાસ્ત્ર લખ્યું હતું."

"હું રાજા ભોજ છું."

"હું ગાંગો તેલી છું."

"અંધારા આકાશમાં વાદળો ગર્જી રહ્યાં છે, હું કાલિદાસ છું."

"હું કનોજનો રાજશેખર છું."

"મને ભવભૂતિ કહેવામાં આવે છે, મેં 'માલતીમાધવ' લખ્યું હતું."

"હું ભર્તૃહરિ છું. મેં કહ્યું ન હતું કે સંસાર એક રંગભૂમિ છે અને આપણે બધા અભિનેતા છીએ! તું નટ છે, હું નટ છું, આપણે બધા નટ છીએ!"

માટીની ગાડી હાંકતો શૂદ્રક આંગણામાંથી બહાર ચાલી ગયો.

હવે જોરજોરથી તલવારોનો ખણખણાટ સંભળાયો. તેની ચમકથી અંધારામાં અજવાળું થઈ ગયું, અને માથાં કપાઈ કપાઈને ચારે તરફ પડવા માંડયાં.

"અમે ચંદેલા રાજપૂત છીએ! અમે પરમાર સૂરમા છીએ! અમે રાઠોડ છીએ! અમે ચૌહાણ છીએ! અમે આલ્હા છીએ! અમે ઉદલ છીએ!"

અબુલ મન્સૂર કમાલુદ્દીન ગભરાઈને ઊઠયો. ક્ષિતિજ પર પ્રભાતનાં અજવાળાં રેલાવા માંડયાં હતાં, અને બહાર મહુડાના ઉદ્યાનમાં કેટલાક ખેડૂતો મધુર કંઠથી પ્રભાતિયાં ગાતાં ગાતાં, ખભે હળ મૂકીને ખેતરો તરફ જઈ રહ્યા હતા.

તેણે ગભરાઈને ચારે તરફ જોયું. પણ તેને યાદ ન આવ્યું કે તે ક્યાં છે.

આ બહરાઈચ હતું અને તે મૂર્તિપૂજકોના એક ખંડેરમાં સૂતો હતો તેનો. કાળો ઘોડો બહાર થાંભલા સાથે બાંધેલો હતો તે હણહણી રહ્યો હતો. વાદળ ઘેરાયલાં હતાં. વરસાદ પડું પડું થઈ રહ્યો હતો અને આહ્લાદક હવા ચાલી રહી હતી.

તેણે બીજી વખત "લાહૌલ" પઢી અને સવારની નમાજ પઢવાના ઇરાદાથી ધીમે ધીમે નદી તરફ પ્રયાણ કર્યું.

## ૮

દિવસ આખો પંડિતો સાથે તામ્રપત્રો અંગે માથું પટક્યાં પછી કમાલ મઠની બહાર ઘાસ પર બેસીને વિચાર કરી રહ્યો હતો કે હવે આવતી કાલે સવારે તે અયોધ્યા જવા નીકળશે. બરાબર એ જ સમયે વરસાદનું એક બુંદ તેના ચહેરા પર પડયું! કમાલ એક છત નીચે જઈને ઊભો રહ્યો, અને તેને અચાનક ખ્યાલ આવ્યો કે સાવન આવી પહોંચ્યો છે. મોસમનો એ જાદુ! પ્રત્યેક મહિનાના નામ સાથે તેનું પોતાનું વાતાવરણ છે, તેનાં પોતાનાં દશ્ય છે, તેનો પોતાનો રંગ છે, તેનો પોતાનો રાગ છે."

આ તેનું વતન ન હતું, પણ મોસમના જાદુથી તો તે અલિપ્ત રહી શકે તેમ નહોતો.

એકાએક તેમે ચીપિયાનો અવાજ સંભળાયો. એક સાધુ વરસાદથી બચવા છત નીચે આવીને બેઠો હતો. કમાલ તેના તરફ કુતૂહલપૂર્વક જોવા લાગ્યો.

કદાચ મોસમની અસર હશે. તેણે ધીમેથી કહ્યું, "જય રામજીકી."

"જય રામજીકી" સાધુએ ઉત્તર આપ્યો, "કહો સિપાહી, કયાંથી આવો છો?"

"બાબા, તમે અહીં જ રહો છો?" કમાલે પૂછ્યું.

'નહીં, હું તો જૌનપુરનો રહેવાસી છું."

"અરે!" કમાલે ખુશ થઈને કહ્યું, "ત્યારે તો તમે મારા વતનના જ છો."

બીજી જ પળે તેને પોતાના આ અજ્ઞાત હર્ષ અંગે ભારે આશ્ચર્ય થયું—"મારા વતનના?"

પણ જૌનપુર ક્યાં તેનું વતન હતું? તે તો બગદાદનો નિવાસી હતો—તેને મૂંઝવણ થઈ.

"નિર્ગુણ રામ! નિર્ગુણ રામ! જપો રે ભાઈ!" સાધુ આંખો બંધ કરી એક જ સ્વરે પાઠ કર્યે જતો હતો. થોડા સમય પછી તેણે પોતે જ કમાલને કહ્યું, "આજે કેટલાક લોકો કલન્દરવાળા મિયાંની મજાર માટે ઝંડા લઈને રાપડથી અહીં આવ્યા છે."

"એન!"

"તેઓ કહેતા હતા કે અમારા સુલતાન અને દિલ્હીવાળા વચ્ચે ફરીથી ચકમક ઝરી છે. આ વખતે અમારો સુલતાન બચે તેમ લાગતું નથી. મુકાબલો ઘણો કટોકટીનો છે. નિર્ગુણ રામ! નિર્ગુણ રામ!"

કમાલ ચોંક્યો. ઊભો થઈ સાધુની નિકટ આવી ગયો.

"શું કહો છો બાબા? ફરી કહો તો!"

છત નીચે સાતઆઠ ખેડૂતો પણ આવી ગયા હતા. તે બધાએ ભેગા મળીને સાધુ સાથે રામનામનો જપ શરૂ કરી દીધો. કમાલના પ્રશ્નનો કોઈએ ઉત્તર ન આપ્યો.

જલદીથી પટ્ટો કમરે બાંધી, વરસતા વરસાદમાં તે બહાર નીકળ્યો અને ધર્મશાળા તરફ ચાલી નીકળ્યો.

ધર્મશાળાની પરસાળમાં ઉદયસિંહ રાઠોડ તેની પ્રતીક્ષા કરી રહ્યો હતો.

"તું—તું અહીં! કેવી રીતે આવ્યો?" કમાલે ચોંકીને તેના તરફ જોયું, "તું તો ગ્વાલિયરમાં હતો ને?"

"હું ગ્વાલિયરથી જ આવી રહ્યો છું. મારી સાથે ચાલ. આલમપનાહે મને તારી શોધમાં મોકલ્યો છે."

"મને શોધવા આટલે દૂર આવ્યો?"

"આલમપનાહ પણ આ સમયે અહીં મહરઈચમાં હાજર છે." ઉદયસિંહ કહ્યું. "તું અહીં જ્ઞાન-ધ્યાનમાં મગ્ન છે, પણ ત્યાં તો દુનિયા બદલાઈ ગઈ છે. સુલતાન બહલોલે તમારા બાદશાહ ઉપર રાપડીમાં હુમલો કર્યો છે. આમ આવ. અહીં બેસી જા. હું તેને બધા સમાચાર સંભળાવું." તે નિરાંતે ખાટલા પર બેઠો. "સુલતાન હુસેન પર હુમલો થયો, એટલે તેઓ જમના નદી પાર કરીને અમારા રાજાની મદદ લેવા ગ્વાલિયર આવ્યા. અમારા રાજાએ તેમને મદદ કરી. હું તેમની ફોજ લઈને

કાલપીથી તરફ આગળ વધ્યો, ભારે જોરદાર લડાઈ થઈ ભાઈ." ઉદયસિંહે રણશૂરા સૈનિકની અદાથી લડાઈનું વર્ણન શરૂ કર્યું. પછી તે નીચો નમી, ફરસ પર નકશો દોરી કમાલને સમજાવવામાં તલ્લીન થઈ ગયો. "જો અહીં સુલતાન બહલોલની ફોજ છે. ત્યાં અમે હતા. વચમાં જમનામૈયા છે. ન તો અમે નદી પાર કરી શકતા હતા કે ન તેઓ પાર કરી શકતા હતા. સમય વીતતો જતો હતો. પછી એક દિવસ એવું બન્યું કે ત્રિલોકચન્દ્રે સુલતાન બહલોલને નદી પાર કરાવી." પછી તેણે વાતને વચ્ચે રોકીને પૂછ્યું: "ત્રિલોકચન્દ્રને ઓળખે છે?"

"ના."

"બકસરનો હાકેમ છે. બકસર ગયો છે કદી?"

"ના." કમાલ અકળાઈ ગયો. "મૂળ વાત પર જ આવ ને. પછી શું થયું?"

"થવાનું શું હતું! દિલ્હીની ફોજ સતત અમારો પીછો કરતી રહી. અમે જૌનપુર તરફ વળ્યા. ત્યાં પણ દિલ્હીવાળાઓ સાથે અમારે લડાઈ થઈ. અમે જૌનપુરને રામભરોસે છોડીને બહરાઈચ આવી ગયા. તારું જૌનપુર હવે સૂમસામ પડ્યું છે. દિવસના વખતે હવે ત્યાં ઘુવડ બોલે છે. તું ચાલ મારી સાથે" એમ કહેતાં તે ઊભો થયો, "આલમપનાહે કહ્યું હતું તું ઘણા વખતથી અહીં છે. સવારથી તને શોધતો ફરું છું. મઠના પંડિતો પાસેથી તારું ઠેકાણું મળ્યું."

કમાલે કમરે તલવાર બાંધી, અને તે ઉદયસિંહ સાથે લશ્કર તરફ જવા રવાના થઈ ગયો. લશ્કર રાપ્તીના કિનારે જેતવનમાં હતું.

બહરાઈચથી તેઓ કનોજ ગયા. ત્યાં પણ તેમને બહલોલ લોદી સાથેની લડાઈમાં હાર મળી. અંતે સુલતાન હુસેને હારીને બિહારમાં શરણ લીધું.

હવે જૌનપુરમાં દિલ્હીનો એક શાહજાદો ગાદી પર બેઠો. શર્કી સુલતાનનો અંત આવ્યો. ભારતનું શીરાજ ઉજ્જડ થઈ ગયું!

અબુલ મન્સૂર કમાલુદ્દીન, કાજી શાહબુદ્દીન જૌનપુરીનો ઉત્તરાધિકારી, ઇતિહાસજ્ઞ, સંશોધક, હવે રાજકીય ષડયંત્રોમાં નિપુણ થઈ ગયો. તે દિવસ-રાત સુલતાનની પાસે બેસીને દિલ્હીના સુલતાનનો કેવી રીતે પરાજય કરી શકાય તે માટેની નવી નવી તરકીબો વિચાર્યા કરતો.

સુલતાન બહલોલનું અવસાન થઈ ચૂક્યું હતું. તેનો યુવાન દીકરો સિકંદર હિન્દનો બાદશાહ હતો, તેની હિન્દુ માનું નામ હેમાવતી હતું, અને તે પોતે બાપથી પણ સવાયો શક્તિશાળી બાદશાહ હતો.

બિહારના આ શરણાર્થીઓએ ફરીથી એક વખત જાનની બાજી લગાવીને પાસો ફેંક્યો. પણ હુસેન શર્કીનો ફરીથી એક વખત પરાજય થયો અને સંગીતકાર બાદશાહ ફરીથી એક વખત બિહાર તરફ પાછો ફર્યો.

હવે કમાલનો જીવ ઊઠી ગયો હતો. તેણે એટલો રક્તપાત જોયો હતો, તેણે એટલા માનવીઓની કતલ કરી હતી, તેણે એટલી લાચાર સ્ત્રીઓને રડતી જોઈ હતી, તેણે સુલતાન હુસેનના દરબારના અમીર-ઉમરાવોને સિકંદર સામે જતાં જોયા હતા, તેમના સાફા માથા પરથી ઉતરાવી લેવામાં આવ્યા હતા અને દોરીની જેમ ગળે બાંધવામાં આવ્યા હતા અને તેઓને બંદીવાનની જેમ પગપાળા જ વિજેતા સમક્ષ રજૂ કરવામાં આવ્યા હતા—આ સર્વે વિદ્વાન, શાયર અને કલમના કસબીઓ હતા, તેમનો વિજેતા પણ વિદ્યાપ્રેમી અને શાયર હતો પણ પુસ્તકો નકામાં હતાં, જ્ઞાન વ્યર્થ હતું, દર્શન નિરર્થક હતું.

કારણકે આ બધું છતાં માનવીઓનુ રક્ત તો વહેતું જ હતુ. ઈતિહાસમાં તેને જેટલો રસ હતો તેટલી જ ઘૃણા થઈ ગઈ. તેણે સુલતાનોની વંશાવળીઓ, તેમનો યુગ અને કાળ, અને તેમનાં રાજ્યોનાં ઘટના આ બધુ ભૂલી જવા ઇચ્છ્યું."

બિચારા બેવતન સુલતાન હુસેન બિહારથી બંગાળ તરફ રવાના થયા અને ગૌડના સુલતાન હુસેન શાહે જોનપુરના પરાજિત સુલતાનને શરણ આપ્યું.

હવે મારો આત્મા શાની ખોજ કરી રહ્યો છે?—ગૌડના શાહી બાગમાં નિરુદ્દેશ આમતેમ આંટા મારતાં કમાલે પોતાની જાતને પ્રશ્ન કર્યો. તેનું સમગ્ર અસ્તિત્વ એવા ભયાનક શૂન્યમાં ડોલી રહ્યું હતું જ્યાં કેવળ ઘેરી શાંતિ હોય છે.

એ શાંતિમાં માત્ર એક વિચાર વારંવાર ગુંજી ઊઠતો: જ્યાં સુધી હું આ ચક્કરમાં રહીશ ત્યાં સુધી મારે અન્યોને મારવા પડશે અને બીજાઓ મને મારવા માગશે. માનવી ખરેખર માનવી નથી, લોહીતરસ્યા છે, માનવી ક્યાં મળશે?

એ શાંતિમાં જાતજાતનાં અવાજોએ અનેક પ્રકારનાં પ્રશ્નો પેદા કર્યા. હું સામેવાળા માનવીને ખતમ કરું કારણકે તે ચોટલી રાખે છે અથવા તો ગાયની પૂજા કરે છે. અને જો મેં તેની પહેલાં કતલ ન કરી તો તો તેઓ મને મારી નાખશે કારણકે હું માથા પર ચોટલી રાખતો નથી અને ગાયની પૂજા કરતો નથી.

સુન્દર શિવપુરી—બનારસ—નો નાશ કરી તેને ખંડેર બનાવી દેવું જોઈએ કારણકે ત્યાં મંદિરોમાં લાખો. કરોડો મૂર્તિઓનું પ્રતિષ્ઠાન કરવામાં આવ્યું છે—પણ એ મૂર્તિઓ મારું શું બગાડે છે?

મોસમ બદલાતી રહી, તે દિલની વીરાનીથી ગભરાઈને રંગરાગોની મહેફિલોમાં સામેલ થયો. પણ સારંગીના તારમાં તેને મોતનો સાદ સાંભળ્યો. તેણે લખનૌની રૂપજીવિનીઓનાં નૃત્ય જોયાં પણ રૂપવતી નર્તકીઓને સ્થાને તેને દાંત કચકચાવતી મૃતવત સ્ત્રીઓ દેખાઈ.

તરેહતરેહના ધ્વનિઓ, અજબ અને અનોખા ગીતોના બોલ, મૃત ભાષાઓના વાક્યો તેના મનમાં હર ઘડી શોર મચાવતાં રહ્યાં. મનની અંદરના આ શોરબકોરથી એ ત્રાસી ગયો. શાંતિ પણ આટલા શોરબકોરવાળી હોઈ શકે છે તેની તેને ખબર ન હતી.

એક દિવસ કોઈકે તેના કાનમાં કહ્યું: "હીરા જેવો આ અણમોલ જનમ કોડીના મૂલ્યે વહી જાય છે. જનમ હીરા સમ અણમોલ છે— જનમ હીરા સમ અણમોલ છે.." તે ચિડાઈને બીજી નર્તકીને ત્યાં જતો, અને કહેતો, ગુન-કરીના સૂર છેડ! મધુ-માધવી સંભળાવ! લલિત રાગ આલાપ. અને તે તાનપૂરો હાથમાં લેતી એટલામાં તે ત્યાંથી ભાગી નીકળતો, ગાયિકાઓના ગીતના સ્થાને અન્ય કોઈ શબ્દો તેનો પીછો કરતા "શ્વાસ માનવી માત્રના નગારાના ધ્વનિ-રૂપ છે, આ નગારું દિવસ-રાત વાગતું રહે છે, સતત વાગતું રહે છે, વાગતું રહે છે." અંતે એણે લખનવતી, ગૌડ અને સુનાર નગરોની ધમધમતી ધરતી છોડી ગામડાંનો રાહ લીધો; જ્યાં ફક્ત ઘેરા રંગોની પ્રધાનતા હતી, તળાવોમાં કમળનાં લાલ ફૂલ શોભતાં હતાં અને સુગંધી ફૂલનાં બોરસલીનાં વૃક્ષો તથા ખટમધુરાં ફળનાં વૃક્ષોની છાયામાં વૈષ્ણવ પૂજારીઓ તથા પૂજારણો રાધા અને કૃષ્ણના પ્રેમનાં ગીતો ગાતાં હતાં.

વેરાન મેદાનોમાં તેને પ્રાચીન કાળના બંગપતિ અને ગોડેશ્વર સમ્રાટોના સૂમસામ મહેલો દેખાયા—જેમાં ઘાસ ઊગી નીકળ્યું હતું. પાલ અને સેન સમ્રાટોના પ્રાસાદોનાં ખંડેરોની છાયામાં કોઇ પ્રાચીન કબરસ્તાન હતું. તેની તૂટીફૂટી દીવાલ નીચે એક વૃદ્ધ હાંફતો-કંપતો બેઠો બેઠો ખાંસી ખાતો હતો. બાજુનાં ખેતરમાં હળ વડે ખેડાણ થતું હતું. સામે મહાનન્દા વહી રહી હતી. હવે તેના મનમાં મચેલો શોરબકોર થોડોક

ઓછો થયેલો લાગ્યો. અને ત્યારે તેને એ શબ્દોનો અર્થ સમજાવો શરૂ થયો, જે ઘણા સમય પહેલાં તેને અયોધ્યામાં કોઈકે સંભળાવ્યા હતા. તેને કોઈકે કહ્યું હતું:

**આજ અને કાલની મધ્યમાં જંગલનો હશે ત્રાસ,**
**અને વધુ હળો ચાલશે, ઢોર ચરશે ઘાસ.**

ઢોર ચરસે ઘાસ, ઢોર ચરસે ઘાસ –

આખરે જ્યારે આ બેચેની હદ બહાર વધી ગઈ ત્યારે તેણે બંગાળ છોડી દેવાનો વિચાર કર્યો. સુલતાન હુસેન શર્કીને ગૌડમાં આ રીતે એકલા મૂકીને જતાં તેને શરમ આવતી હતી.

"પરંતુ બધી ભાવનાઓ માત્ર ક્ષણિક જ હોય છે,", તેણે પોતાની જાતને કહ્યું અને એક દિવસ તે ચુપચાપ શાહી મહેલ છોડીને બહાર નીકળી ગયો. તે ગંગાના ઘાટ પર પહોંચીને એક વહાણમાં બેસી ગયો. તેને એ પણ ખબર ન હતી કે એ જહાજ કઈ તરફ જઈ રહ્યું છે.

નદી પર રોશની ઝગમગી ઊઠી. લંગર ઉઠાવવામાં આવ્યું. ખલાસીઓ ઉલ્લાસ-ભર્યા સ્વરે ગાઈ રહ્યા હતા. કમાલ એક ખૂણામાં બેસી રહ્યો. એ મોટું જહાજ પ્રયાગ જઈ રહ્યું હતું.

દિવસો પસાર થતા રહ્યા. વહાણ ગંગાની લહેરો પર આગળ વધતું રહ્યું યાત્રી-ઓથી ભરેલા વહાણમાં મોટી હલચલ રહેતી. ભાગલપુર નજીકના એક ગામમાંથી જાનૈયાઓ નવવધૂની એક લાલ પાલખી લઈને વહાણમાં ચડયા. વરરાજાએ પીળા રંગનાં પગરખાં પહેર્યાં હતાં. વધૂએ લાંબો ઘૂંઘટ તાણેલો હતો. તેની આંખોમાંથી અશ્રુધારા વહી રહી હતી. જાનૈયાઓ ધાંધલ-ધમાલ મચાવી રહ્યા હતા.

કમાલ વહાણમાં એક તરફ અઢેલીને બેઠો બેઠો આ બધું જોઈ રહ્યો હતો.

"સાંભળ ચમ્પાવતી, મારી સાથે લગ્ન કરી લે.!"

"રામ...રામ! કેવી વાત કરે છે! મને તો તારી મૌલવીઓ જેવી દાઢી જોઈને ડર લાગે છે. જૌનપુરનો કાજી બનીને તું પણ લાંબી દાઢી રાખી લેજે!"

"હજી પણ સમય છે ચમ્પારાણી! જોજે કોક દિવસ કોઈક મુંડિયા પંડિત જોડે તને પરણાવી દેવામાં આવશે જે તને આખી જિંદગી વૈતરું કરાવશે અને જ્યારે તે મરશે ત્યારે તેની પાછળ તને ચિત્તામાં ધકેલી મૂકવામાં આવશે. તેં કદી આવા પણ ભયાનક ભાવિ અંગે વિચાર પણ કર્યો છે ખરો?"

"હું તો તારી સાથે પણ મરવા તૈયાર છું. તું મરી તો જો!"

તે આ સાંભળીને મૂંઝાઈ ગયો. "તે શી રીતે બને? મારાં તારી સાથે લગ્ન ક્યાં થયાં છે? એટલે કે–હું–તું, મારા કહેવાનો અર્થ છે કે...!!"

"તેથી શો ફેર પડવાનો હતો! મારો-તારો સાથ તો જનમ-જનમનો છે."

"જનમ-જનમનો સાથ? આ શું બકવાદ કરે છે!" કમાલે કહ્યું, "પાછો તેં જાદુ કરવો શરૂ કર્યો!"

"એમાં જાદુ શું છે?" ચમ્પાએ ચકિત થઈને પૂછ્યું. "મેં તને પસંદ કર્યો છે અને હું તારી આગળ નમું છું"

"કેવી બેહૂદી વાત કહે છે, હું કંઈ ખુદા છું?"

"છે તો ખરો. માનવીનું મન જ તો ખુદાને જન્મ આપે છે." તે ખડખડાટ હસતી ગુમ થઈ ગઈ.

પટનાના ઘાટ પર ઘણા યાત્રીઓ ઊતર્યા, ઘણા નવા ચડયા. નવા યાત્રીઓમાં કેટલાક ધનિક યુવકો હતા. એક સાધુ-વૈરાગીની મંડળી હતી. એક નારંગી વસ્ત્રધારી ભિક્ષુ પણ હતો જે બધાથી અળગો રહેતો હતો.

કેટલાક સમય બાદ આ વૈરાગીઓમાંથી એક કમાલની નજીકથી પસાર થયો. એમ જણાતું હતું કે તે એને ઓળખી ગયો હતો.

"તમે ક્યાં જઈ રહ્યા છો?" કમાલે પૂછ્યું.

"કાશી."

"ત્યાં શું છે?"

"ત્યાં શું નથી? તે શિવપુરી છે. ત્યાં આનંદ પ્રાપ્ત થાય છે. ત્યાં મારા ગુરુ રહે છે, મારા માર્ગદર્શક રહે છે પણ અફસોસની વાત છે કે તમે આટલી ઉમ્મર વિતાવી પણ તેને ન ઓળખ્યા!" તે અટકી ગયો અને પૂછ્યું, "તમે તો જૌનપુરના કમાલુદ્દીન ને?'

કમાલ સ્તબ્ધ થઈ તેને જોઈ રહ્યો.

"હું સુલતાન સિકંદરનો સિપાહી હતો, હું ચુનારની લડાઈમાં તમારી સાથે લડયો હતો, તમે તમારી તલવારથી મને ઘાયલ કર્યો હતો. આ જુઓ," તેણે જમણો હાથ આગળ ધર્યો, તેની આંગળીઓ કપાયેલી હતી. તે પોતાનો તંબૂરો ડાબા હાથથી વગાડી રહ્યો હતો. "તમને બીજી એક વાત કહું. જ્યારે તમે ગૌડ દરબારમાં મોજમજાહ ઉડાવી રહ્યા હતા ત્યારે તે બિચારી જંગલમાં તમારી રાહ જોઈ રહી હતી અને અશ્રુ વહાવી રહી હતી. પણ કોઈ રાજહંસ તેનો સંદેશો તમારા સુધી પહોંચાડી ન શક્યો.

કમાલનું દિલ ધડકવા લાગ્યું. તેને થયું, આ વૈરાગી જ્યોતિષવિદ્યા જાણતો હશે?

"હું મારી ફોજ લઈને અયોધ્યાથી જઈ રહ્યો હતો. રાપડીમાં જે યુદ્ધ થયું તેમાં તેનો ભાઈ માર્યો ગયો અને તે જંગલમાં રોતી-કકળતી ફરતી રહી. પ્રત્યેક સિપાહી જોઈને તે સમજતી હતી કે તમે પાછા આવી ગયા છો કારણકે તમે તેને વચન આપ્યું હતું કે તમે જરૂર તેની પાસે પાછા ફરશો. મને સિપાહીના પોશાકમાં જોઈને તે તમારી ખબર પૂછતી મારી પાસે આવી. હું તો તેને તમારા અંગે કશી જ ખબર આપી ન શક્યો. પછી તે ક્યાં ચાલી ગઈ તે ખબર નથી. દુનિયા ઘણી મોટી છે." વૈરાગી કહેતો રહ્યો. "તમે તેને શોધી શકો તેમ નથી, તે તમને શોધી શકશે નહિ. જીવનમાં બે માનવીઓ ફક્ત એક જ વખત મળે છે અને જો તેઓ વિખૂટાં પડે છે તો ફરીથી મળવું અસંભવ બની જાય છે. મળવા અને વિખૂટા પડવાનો અર્થ જાણો છો?" એટલું કહીને વૈરાગીએ પોતાનો તંબૂરો ફરીથી ઉઠાવી લીધો અને પોતાના સાથીઓ તરફ ચાલી ગયો.

ગંગા વહેતી રહી. ચાંદીની વિશાળ ચાદર પર યાત્રીઓથી ભરેલી નાવો સરતી હતી—યાત્રીઓ અને માલસામાન ભરેલી નાવો! નીરવ રાત્રીમાં સમીર વહેતો હતો અને વહેતા સમીરથી હોડીઓના સઢો ફૂલેલા હતા, જાણે માનસરોવર તરફ ઊડવાને માટે અગણિત રાજહંસો પાંખો ફફડાવી ન રહ્યા હોય! નાવોમાંથી ગીતોનો ધ્વનિ ઊઠતો હતો. જોગીઓ ને ફકીરો, વૈષ્ણવો અને વૈરાગીઓ પોતપોતાનાં પ્રભુ-ભજનોમાં લીન હતા. દૂરદૂર દેશોના લોકો આ નાવોમાં બેઠા હતા. આરબ અને ચીન દેશના વિદ્વાનો, તિબેટ અને કાશ્મીરના ભિક્ષુઓ, આરબ પ્રવાસીઓ, ઈરાની ચિત્રકારો અને જાવાના નૃત્યકારો આ નાવોમાં સફર કરતા હતા. દેશમાં શાંતિ પ્રસ્થાપિત થતી જતી હતી. દિલ્હીમાં સુલતાન સિકંદર રાજ્ય કરતો હતો. જિંદગી ભારે ધમાલમય હતી.

"જે લોકોને દિલની શાંતિ પ્રાપ્ત થઈ છે તેઓ ઘણા નસીબદાર છે ભાઈ. મને શાંતિ જોઈએ છે!" કમાલે ધીમેથી કહ્યું'

હવે ભિક્ષુએ આંખો ઉઠાવીને જોયું. આજે વૈશાખી પૂર્ણિમા હતી. બે હજાર વર્ષ પૂર્વે, આજની રાત્રે, આ જ ગંગા નદીની પેલે પાર શાક્યમુનિનો જન્મ થયો હતો. વૈશાખી પૂર્ણિમાને દિને જ તેમને બુદ્ધત્વ પ્રાપ્ત થયું હતું. ચૌદસનો ચાંદ નદીની લહેરો ઉપર તરતો રહ્યો....તેનાં શીત કિરણો કમાલ અને ભિક્ષુના ચહેરા પર પડતાં રહ્યાં.

"મને મારા વિચારોથી મુક્તિ અપાવો!" કમાલે કહ્યું.

ભિક્ષુ પોતાની રહસ્યભરી આંખોએ તેને જોતો રહ્યો.

"વિચાર! વિચાર સ્વયં પોતાને ઓળખી શકતો નથી. વિચાર પોતાની મેળે બહાર જઈ શકતો નથી. સૃષ્ટિની બહાર કોઈ ઈશ્વર નથી અને ઈશ્વરની બહાર કોઈ સૃષ્ટિ નથી. સત્ય અને અસત્યમાં કોઈ અંતર નથી પણ એ બધાંની ઉપર પરમ સત્ય શૂન્ય છે," તેણે ગંભીર સ્વરે કહ્યું.

"મને આ શૂન્ય, આ શાંતિનો ઘણો ડર લાગે છે." કમાલે કહ્યું.

"શૂન્ય–શાંતિ–શૂન્યતા; જે અંતિમ સત્ય છે, જે શૂન્યની પરિકલ્પના છે."

"આ શાંતિમાં હું એકલો ક્યાં જાઉં? તમે પણ મને સાથ નહીં આપી શકો?" કમાલે મહાયાની ભિક્ષુ તરફ શંકાની દૃષ્ટિએ જોયું.

જહાજ એક ગામને કિનારે થોભ્યું. કમાલ ઘાટ ઉપર પહોંચી ચારે તરફ જોવા લાગ્યો. તેને સમજાયું નહીં કે તે કઈ તરફ પ્રયાણ કરે. તેની જ સાથે તેના વહાણમાંથી ઊતરેલી પૂજારીઓની એક ટોળી પર તેની નજર પડી. તે તેમની પાછળ પાછળ ચાલ્યો.

ઘણા દિવસ સુધી તે આમતેમ ભટકતો રહ્યો.

આ રીતે ગામેગામ ભમતાં ભમતાં તે એક હર્યાભર્યા જંગલમાં પહોંચી ગયો. તેને આ જગ્યાના નામની ખબર ન હતી. બાજુમાં જ વણકરોની વસતિ હતી. ચારે તરફ હવામાં ચંદનની સુગંધ મનને તરબતર કરી રહી હતી. શ્રાવણ શરૂ થવામાં હતો.

ગળામાં તુલસીમાળા પહેરેલી વૈષ્ણવ જોગણો ફણસના વૃક્ષ નીચે બેસીને કરતાલ વગાડી રહી હતી. ગુલાબી આંખોવાળા પોપટો વૃક્ષ પર બેઠા હતા. તૂરી વગાડતા કમંડલધારી જોગીઓ પોતાની તીર્થયાત્રાએ જઈ રહ્યા હતા. ઝાડીઓમાં જંગલી તેતર બોલી રહ્યાં હતાં.

તળાવને કિનારે રસવેલ મહેકી રહી હતી. મહુડાનાં ઝુંડમાંથી ગીતોના મધુર સ્વરો આવી રહ્યા હતા. કમાલ તળાવના પગથિયા પર બેસીને જંગલ અને સાવનના આ સ્વરો સાંભળતો રહ્યો.

ત્યારે તેને ભાન થયું કે તે શાંતિ વચ્ચે હતો. આ શાંતિ ભિન્ન પ્રકારની હતી. તે આશ્ચર્યચકિત હતો. આ શાંતિ પરમ સત્ય હતી. ભિક્ષુની વાત તેની સમજમાં આવી ગઈ.

પછી તેણે ધ્યાનથી સાંભળ્યું તો તેને મહુડાનાં ઝુંડ પાછળ જે વૈષ્ણવ પૂજારણો

ગીત ગાઈ રહી હતી તેના શબ્દો સ્પષ્ટ રીતે સંભળાયા. એ બર્દવાનના જયદેવ ગોસ્વામીના શબ્દો હતા.

પૂજારણો ગાઈ રહી હતી :

"મલયનાં જંગલો ઉપરથી વહેતી હવા મહેક લાવી રહી છે. ત્યાં એલચીનાં વૃક્ષોમાંથી ચોરેલી સુગંધ ફેલાયેલી છે અને ત્યાં મધમાખીઓનું ગુંજન સંભળાય છે.

"એ કુંજોમાંથી આ સમીર આવી રહ્યો છે, જ્યાં તે નૃત્ય કરી રહ્યો છે. આ વસંતનો મહિનો છે અને આ મહિનામાં એકાંત ઘણું ખટકે છે.

"કેતકીની કળીઓ અને પીળાં ફૂલ કામદેવના બાણની જેમ ઝગમગી રહ્યાં છે, પાટલની કળીઓ ઉપર ભ્રમરો સૂઈ રહ્યા છે, માધવી હવામાં ઝૂમી રહી છે, અને ઝૂમી રહ્યા છે રેશમી મોગરા. અને, આ સમયે તે કુંજોમાં નૃત્ય કરી રહ્યો છે. આ વસંતનો માસ છે અને આ મહિનામાં એકાંત ઘણું ખટકે છે.

"જેવી રીતે ગરમ હોઠ આંખોને સ્પર્શી લે તેવી જ રીતે સૂર્યનાં કિરણો કેરીને સ્પર્શી રહ્યાં હતાં. અને તે શાંત જમુનાતટ પર નૃત્ય કરી રહ્યો છે. ફૂલોની ઋતુઓમાં તે કાંઈ એકલો નથી."

"અને રાધા તેની પ્રતિજ્ઞા કરી રહી છે ત્યારે તે ગોપીઓ સાથે નાચી નાચીને પોતાનો સમય નાહક બરબાદ કરી દેશે."

પૂજારણોએ ગીતનો બીજો ભાગ ઉપાડયો :

"જેવી રીતે દૂર યાત્રાએ જનારને કોયલનો સાદ સાંભળીને પોતાના દેશના નદીતટ પરની અમરાઈઓમાં ગુંજતા ભ્રમરોની યાદ આવી જાય તેવી રીતે તેને એકાએક રાધાની યાદ આવી.

"અને રાધાએ જોયું કે સોનેરી વસ્ત્રો ધારણ કરેલો, કેશમાં વનફૂલો સજાવેલો અને હોઠ રંગેલો તે ગોપીઓ સાથે નાચી રહ્યો છે."

કમાલ સાંભળતો રહ્યો, પૂજારણો ગાઈ રહી હતી :

**કોયલના સ્વરથી પથિકને પીડા થાય છે.**<br>
**તે આનંદની પીડા, જે પ્રાપ્ત ન થઈ.**<br>
**તે યાત્રાઓની પીડા, જે કહી ન શકાઈ.**<br>
**તે પરિશ્રમની પીડા, જેનું કોઈ ફળ ન મળ્યું**<br>
**અને આનંદ હોવા છતાં પણ**<br>
**આનંદમાં પીડા છુપાઈ છે, પીડા અનન્ત છે.**

કમાલ ઊભો થયો. પૂજારણોનો અવાજ, જયદેવના શબ્દો, ધીમે ધીમે દૂર થતા ગયા.

અને, જયદેવે કહ્યું હતું : હું પ્રતીક્ષામાં છું. પ્રેમ તો તે પણ કરે છે, જેણે પ્રેમનો આરંભ મોડેથી કર્યો હોય.

મેના અને કોયલનું સંગીત સાંભળતો સાંભળતો તે જંગલના છાયાદાર માર્ગો પર આમતેમ ભટકતો રહ્યો. વૃક્ષોનાં ઝુંડ પાછળથી તેને વહેતી ગંગાનાં નીરનો કલરવ સંભળાયો.

તેને ખબર ન હતી કે તે આમતેમ ભમતો ભમતો બનારસ પહોંચી ચૂક્યો હતો. સામે કિનારે શિવપુરી હતી. તેનાં મંદિરોના કળશ તડકામાં ચમકી રહ્યા હતા. સેંકડો ઘંટારવ એકસાથે થઈ રહ્યા હતા. હવામાં અગરની મહેક હતી. કાશી—અનાદિ અને અનંતકાળની નગરી.

તે વૃક્ષોની છાયામાં દિનભર નિરુદ્દેશ ભમતો રહ્યો. હવે તેના પગમાં શક્તિ ન હતી. તે થાકીને લોથપોથ થઈ ગયો હતો. જ્યાં જંગલ સમાપ્ત થતું હતું ત્યાં વણકરોની વસતિ હતી. થાકેલો અને હારેલો તે શ્રમિત પગલે આગળ વધી રહ્યો હતો.

તેને નત મસ્તકે, શ્રમિત પગલે આગળ વધતો જોઈ એક આહીરે પૂછ્યું, "ભાઈ, ખૂબ દૂરથી આવી રહ્યા હો એમ લાગે છો! જુઓ ને, તમારા પગે કેટલી માટી ચોંટેલી છે!"

"હા," તેણે ઉત્તર આપ્યો, "મેં લાંબી સફર ખેડી છે."

"આવો બેસો, સત્તૂ ખાવ." આહીરે કહ્યું અને તેને પરસાળમાં લઈ ગયો. "કપડાં પરથી ધનવાન દેખાવ છો, પછી આમ શા માટે ફરો છો? સુલતાનના માણસ છો?"

"હું કોઈ સુલતાનનો માણસ નથી."

તે પગરખાં ઉતારીને પરસાળમાં બેઠો, અને ચારે તરફ જોવા લાગ્યો.

"લે, ચમ્પાવતી," તેણે મનોમન કહ્યું, "તારી શરત પૂરી થઈ. તેં કહ્યું હતું કે હું મારી તલવાર દૂર કરીશ ત્યારે તું મને તારી સાથે કાશી લઈ જઈશ. મેં તલવાર નદીની લહેરોને સમર્પિત કરી છે અને હું કાશી પણ પહોંચી ગયો છું. પણ તું ક્યાં છે?"

સામેથી સાધુઓની એક ટોળી નીકળી. ઘણા સંન્યાસીઓ કાનમાં કુંડલ પહેરીને અને હાથમાં ત્રિશૂલ લઈને ઘાટની તરફ જઈ રહ્યા હતા. વણકરો, આહીરો અને એવા બીજા લોકોનો એક સમૂહ હાથમાં કરતાલ સાથે ભજન ગાતો ગાતો તેમની સાથે ચાલી રહ્યો હતો.

ચમ્પાએ કહ્યું હતું, "આ લોકોની મજાક ન ઉડાવતો! એ ઘણાં સારા લોકો છે. એક દિવસ આ લોકો જ તને સાથ આપશે!" તેને આ વાત યાદ આવી. તે ધીરેથી પરશાળમાંથી બહાર નીકળ્યો અને જનસમૂહની સાથે થઈ ગયો.

એ લોકો ગુરુની પાસે જઈ રહ્યા હતા.



મિયાં કબીર સવારના સમયે હાથશાળ પર બેસીને કાપડ વણતા અને કાપડની ગાંસડી બાંધી, પીઠ પર લાદી, બનારસની ગલીઓમાં ફેરી કરતા. સાંજને સમયે એમના ઘરની સામે વડના ઝાડની ઘટામાં લોકો એકઠા થતા, ઝાંઝ, પખવાજ અને કરતાલ વાગતાં અને ભજનોના મધુરા સાદમાં જનસમૂહ ડોલતો.

કાશીના પંડિતો અને દિલ્હીના મૌલાનાઓને મિયાં કબીરની આ પ્રવૃત્તિઓ પસંદ ન હતી. પણ તેઓ તેમને કરી પણ શું શકે તેમ હતા? આખો ય દેશ એક નવા રંગે રંગાઈ ચૂક્યો હતો. પાછલી ત્રણ સદીથી આ ભક્તિમાર્ગ પર એક ખૂબસૂરત વણઝાર ચાલી આવતી હતી. અને આ વણઝારમાં કેવા કેવા લોકો સામેલ હતા! અજમેરના મોઈનુદ્દીન, એટાનો અમીર ખુશરો, દિલ્હીનો નિજામુદ્દીન, ગુજરાતના નરસિંહ મહેતા, વીરભૂમિના ચંડીદાસ, મિથિલાપુરીના વિદ્યાપતિ, મહારાષ્ટ્રના નામદેવ, પ્રયાગના રામચંદ્ર અને દક્ષિણના માધવ અને વલ્લભ. બાદશાહો, છત્રપતિ રાજાઓ, મંત્રીઓ અને સેનાપતિઓની દુનિયાથી બહાર નીકળીને કમાલે જોયું તો આ બીજી દુનિયામાં મજદૂરો અને હજામ, મોચી, કિસાન અને ગરીબ કારીગર હતા. એ લોકશાહી ભારત હતું અને એ ભારત પર એ સાધુસંતો અને સૂફિ-મૌલવીઓનું શાસન હતું. ઇસ્લામનો સમાનતાનો સિદ્ધાંત હિન્દુ ભક્તોને પ્રભાવિત કરી રહ્યો હતો. શાન્તિપ્રિય સૂફી આ દેશમાં ઇસ્લામનો ફેલાવો કરી રહ્યા હતા. અહીં તલવારને ક્યાં સ્થાન હતું? હજારો વરસથી સતાવાયેલા

અછૂતો, આ સૂફીઓ અને સન્તો પાસે બેસીને ભગવાનનું નામ લઈ રહ્યા હતા. આ નિરાળી દુનિયા હતી. અહીં હિન્દુ-મુસલમાનનો પણ ભેદ ક્યાં હતો? અહીં પ્રેમનું સામ્રાજ્ય હતું. માણસની ખોજમાં ભટકતા કમાલે જોયું કે પશુઓ ઉપરાંત માનવીઓ પણ વસે છે. પેલો આહીર, જેણે પરશાળમાં બેસાડીને સત્તૂ આપ્યું હતું, તે એનો જાન લેવા માગતો ન હતો કારણકે તેને કોઈ રાજ્ય પ્રાપ્ત કરવાની કામના ન હતી. તેને બે વખત બાજરાનો રોટલો મળતો હતો અને એ માટે તે પરમેશ્વરનો પાડ માનતો હતો. તેને દેશની રાજનીતિ સાથે શી લેવાદેવા? એક કિસાન તો પોતાની બાળકીને ખોળામાં બેસાડીને બોર ખવડાવી રહ્યો છે. કેવો ખુશખુશાલ હતો એ! તેને શી ચિંતા કે આવતી કાલે દિલ્હીમાં કોણ શાસન કરશે? સુલતાન હુસેનનું રાજ્ય હશે ત્યારે પણ આ જ પ્રકારે હળ ચલાવશે અને મહેસૂલ ભરશે. સુલતાન સિકંદર બાદશાહ હશે ત્યારે પણ તે એમ જ કરશે. આ તુર્કો પહેલાં જ્યારે પૃથ્વીરાજ હતો ત્યારે પણ તેના બાપદાદા જેઠના ધોમધખતા તાપમાં કામ કરતા, શ્રાવણમાં ગીતો ગાતા અને દુકાળ પડતો તો ચુપચાપ મરણને શરણ થતા.

સંધ્યાના ઓળા ઊતરતા હતા અને લોકો કીર્તન માટે ભેગા થઈ રહ્યા હતા. કમાલ ઊઠયો અને લોકોના સમૂહમાં ભળી ગયો.

બગદાદ અને જૌનપુરનો અબુલ મન્સૂર કમાલુદ્દીન, ઈતિહાસજ્ઞ, સંશોધક, રાજનીતિજ્ઞ, સિપાહી, જેને આધ્યાત્મિક તત્ત્વજ્ઞાન સાથે કદી કોઈ પણ સંબંધ ન હતો તે અંતે કાશીના પંચગંગા ઘાટ પર પહોંચી ગયો હતો.

પણ વિચારશીલ તાત્ત્વિક બુદ્ધિ માટે હજી ઘણા પ્રશ્નો વિચારવાના બાકી હતા. કબીરે તેને કહ્યું, "સાંભળ ભાઈ સાધુ, હરિ સાથે પ્રેમ કરો, તમારું દુઃખ આપોઆપ દૂર થશે." દુઃખ સત્ય, દુઃખનું મૂળ સત્ય...! પેલા જહાજવાળા તાંત્રિક સિદ્ધે પણ તેને આવું જ સમજાવવા પ્રયાસ કર્યો હતો. પણ હરિ કોણ હતો? કિનારો ક્યાં છે? ત્યાં પહોંચીને શું મળશે? યથાર્થ વિશ્વાસ શું છે? અને, ઈશ્વરની પરિકલ્પના? પ્રેમ અને વૈરાગ્યથી શું પ્રાપ્ત થાય છે? મોક્ષ શું છે? પરંતુ જ્ઞાનનું ક્ષેત્ર એટલું વિશાળ છે! તે કઈ વિચારધારાનું અધ્યયન પહેલાં શરૂ કરે? કર્મ, જ્ઞાન અને પ્રેમના ત્રણે માર્ગો તેની સામે હતા. તે કયા પથ પર પહેલાં પ્રયાણ કરે? મુસ્લિમ વિદ્યાલયોમાં ઈસ્લામી દર્શનની સમસ્યાઓ પર લાંબી લાંબી ચર્ચાઓ ચાલુ હતી. સૂફીઓ અને દર-

વેશો પોતપોતાના ડાયરાઓ જમાવીને બેઠા હતા અને ખુદાની મહોબ્બતનાં આહ ભરતા હતા. ગંગાને કિનારે કિનારે અમરાઈઓ પાછળ આવેલાં ઉપાસના-ગૃહોમાં તેણે અલ્લાહના એવા બન્દાઓ જોયા જે 'નાસૂત'(સસીમ)થી 'લાહૂત' (અસીમ) સુધીની તમામ આધ્યાત્મિક સ્થિતિઓ પાસર કરી ચૂક્યા હતા; અથવા તો શેખ(ગુરુ)ના ધ્યાનમાં મગ્ન થઈને બેઠા હતા. નિર્વાણ અને ફનાની શોધમાં તેણે યોગીઓ અને સૂફીઓ બંનેને 'મરાકબે' અને સમાધિમાં લીન થયેલા જોયા હતા. સૂફીઓએ તેને કહ્યું, "અંતિમ સત્યપ્રકાશ છે, નૂર...નૂર...નૂર! જે નૂર નથી તેનુ અસ્તિત્વ નથી." તો વળી કેટલાક દરવેશોએ તેને જણાવ્યું કે, "અંતિમ સત્ય 'ખ્યાલ'(ચિત્ત) છે." અલ્લાહના જલાલ(તેજ), જમાલ-(સૌન્દર્ય), અને કમાલ(પૂર્ણતા)ની ચર્ચાના સૂરો તેણે બન્ને કુંજોમાં સાંભળ્યા કારણકે આ હિન્દુસ્તાન હતું. આ ફરીદુદ્દીન સત્તાર અને શેખ જમાલુદ્દીન તબરેજી અને બહાઉદ્દીન જકરિયા અને જલાલુદ્દીન સુર્ખપોશ અને ખ્વાજા મોઇનુદ્દીન ચિશ્તી અને કુતબુદ્દીન બખ્તિયાર કાકીનો દેશ હતો; અને એવો કોણ અભાગી હોઈ શકે જે આ મહાન આત્માઓના દેશમાં પણ જેને તે શોધે છે તેને તે પામી ન શકે.

એક રાત્રે મઠની પરશાળની છત નીચે બેસીને તેણે કલાકો સુધી વિચાર કર્યા કર્યો. અંદર રોશની હતી. પંડિત શ્લોક વાંચી રહ્યા હતા. તે મુસલમાન હતો એટલે તેને મઠની અંદર જવાની અનુમતિ ન હતી. તેને આ શ્લોકો ઘણા નવા અને આશ્ચર્યજનક લાગ્યા. જૌનપુરના બધા મુસલમાન વિદ્વાનો અને પંડિતો તેની નજર સામે દાંતિયા કરતા દેખાયા. કોઈ તેની વાત સાંભળતું ન હતું. તે છત નીચે બેસી રહ્યો.

"સાહિબો મેહરબાન! સાહિબો મેહરબાન!"

તેણે પાછળ ફરીને જોયું. રાતની ઠંડી હવા ચાલી રહી હતી. બાજુમાં પગથિયાં પર કેટલાક પહાડી લોકો આવીને બેઠા હતા અને એકતારા પર ભજન ગાઈ રહ્યા હતા: "સાહિબો મેહરબાન! સાહિબો મેહરબાન! સાહિબો ...!"

તેણે આળસ મરડ્યું અને ઊઠીને બેઠો થયો. "કમાલુદ્દીન," તેણે પોતાને જ ઉદ્દેશીને કહ્યું, "એમ લાગે છે કે કબીરના 'સાહબ' તને પાછા બોલાવી રહ્યા છે; એ જ કે જે ખૂબ મહેરબાન છે. તેં બંને માર્ગ જોઈ લીધા છે પણ હજી પ્રેમનો માર્ગ બાકી છે. તે માર્ગે ચાલીને કદાચ તું ત્યાં સુધી પહોંચી શકે. હા, હજી પ્રેમનો માર્ગ બાકી છે."

અને તેણે ફરીથી ઘાટ તરફ ચાલવા માંડ્યું અને ગંગા પાર કરીને કબીરની કુંજમાં પાછો જઈ પહોંચ્યો.

દિવસો પસાર થતા રહ્યા.

ચમ્પાની યાદ તેના મનના એક ખૂણામાં તેનું વિશિષ્ઠ સ્થાન જમાવીને બેઠી હતી. ભકિતમાર્ગમાં તેણે જોયું કે વિષ્ણુ અન્તર્યામિ એવો ઈશ્વર છે જે માનવહૃદયોની અંદર વસે છે. તે માતા છે, પિતા છે, પતિ છે, મિત્ર છે, રાધા માટે કૃષ્ણ છે, કૃષ્ણને માટે રાધા છે. તેણે વિચાર્યું: લૌકિક પ્રેમથી આધ્યાત્મિક પ્રેમ સુધીની મંજિલે તો ઘણા પહોંચે છે; પણ ચમ્પા ચારેતરફ લાગેલા ઘોર અંધારામાં મારે માટે પ્રકાશ પાથરતી જાય છે. જ્યારે તે સાવનની રાતોમાં છોકરીઓનાં ગીતો સાંભળતો ત્યારે દુનિયા એક નવા જ રૂપમાં તેની આંખોની સામે આવતી કારણકે હવે તેને ખબર હતી કે શબ્દોનો શો અર્થ હતો. વૈરાગણ, જે વિયોગની અંધારી રાત્રે પિયાની શોધમાં નીકળી છે, એ વિયોગ હતો. જોગણ, ગૌરી, સોહાગણ--ઈશ્વરનાં ભકત હતાં, પતિ, પિયા, મનોહર---ઈશ્વર હતા, જેની શોધમાં ગૌરી રાજપાટ છોડીને ચોમેર ફરી રહી છે. તેને હજરત અમીર ખુશરુનો વિખ્યાત દોહરો, જે તેણે હજરત નિઝામુદ્દીન ઓલિયાના બ્રહ્મકાલીન થવાના સમાચાર સાંભળીને રચ્યો હતો તે યાદ આવ્યો:

**"ગોરી સોવે સેજ પે, મુખ પે ડારે કેસ.**
**ચલ ખુસરો ઘર આપને, રન ભઈ ચહુઁ દેસ!**

પ્રેમ-નિર્વાહનો અર્થ તેની સમજમાં આવ્યો. પ્રેમ-નિર્વાહનો માર્ગ તેને ચમ્પાએ જ સુઝાડયો હતો. તે કબીર સાથે એવી રીતે રહેતો હતો, જેવી રીતે ગંગા સાથે જમના વહેતી હતી અને ચમ્પા પણ તેની સાથે તેવી જ રીતે હતી, જેવી રીતે ગંગા સાથે સરસ્વતી, જે બાહ્યચક્ષુથી જોઈ શકાતી ન હતી.

પણ આ કબીરનો સાથ પણ થોડાક દિવસનો જ હતો. કાશીના પંડિતો અને મૌલવી-ઓએ સુલતાન સિકંદર લોદીને ફરિયાદ કરી કે આ પથભ્રષ્ટ વણકર સામાન્ય લોકોને રસ્તો ભુલાવી રહ્યો છે.

દિલ્હીના સુલતાને મિયાં કબીરને સંદેશો મોકલ્યો કે પંડિતો અને મૌલવીઓની ધર્માંધતાથી બચવા માટે કાશીથી દૂર જતા રહો!

## ૧૦

મિયાં કબીર બનારસથી નિર્વાસિત થયા. કમાલે ફરીથી એક વખત યાત્રા માટે કમર કસી અને ગંગાના ઘાટ ઉપર જઈ બંગાળ તરફ જતી નાવ પકડી. ગંગાના એક છેડે, અહીંથી સંકડો માઈલ દૂર ગૌડ હતું જ્યાં તે આજથી કેટલાંય વર્ષ પહેલાં પોતાના સુલતાનને એકલો છોડીને ભાગી નીકળ્યો હતો.

કેટલાક સપ્તાહ પછી નાવ પટના પહોંચી. પટનામાં તેને જાણવા મળ્યું કે સુલતાન હુસેન શર્કી ગૌડ છોડીને ભાગલપુર આવી રહ્યા હતા; અને તે ત્યાં કેટલાંક વર્ષ પહેલાં નિર્વાસિત અવસ્થામાં જ અલ્લાહના પ્યારા થઈ ગયા હતા.

સુલતાન હુસેન શર્કી, જેણે સંગીતની દુનિયામાં એક નવી પરંપરા પ્રસ્થાપિત કરી હતી, તે યુદ્ધો લડતો રહ્યો, જંગલોમાં સંતાતો રહ્યો અને એક દિવસ ખુદાને પ્યારો થઈ ગયો.

પણ 'હુસેની પીયા'નું રાજ્ય નશ્વર હતું, તે સૂરમાં ડૂબીને જીવંત રહ્યો.

સૂરની લહેરો પર વહેતાં વહેતાં કમાલે નવી નવી દુનિયાઓની સફરનો આરંભ કર્યો—સંગીત—જે સૌ પ્રથમ ઉત્પન્ન થયું—પરમ સત્યનું સંગીત, જેને સૂફી 'નવાયેશર્મદી' અને કબીર 'અનહદ નાદ' કહેતા હતા.

સંગીતનો આ આખોય સંસાર હવે કમાલનો પોતાનો હતો—જયદેવ, વિદ્યાપતિ અને ચંડીદાસનાં ભજન, માછીમારો અને કિસાનોનાં ગીત, જેમાં આક્રમણો, અચાનક મારફાડ, રાજકીય ચડતીપડતી, દેશનિકાલ કે મૃત્યુનો ભય ન હતો.

બંગાળ પહોંચીને તે એક એવા ઘાટ ઉપર ઊતર્યો જેના નામની પણ તેને ખબર ન હતી. અહીં પલ્લવિત વેલો ફેલાયેલી હતી, ધનધાન્યથી લચેલાં ખેતરો હતાં અને તળાવોમાં નીલરંગી ફૂલો ખીલ્યાં હતાં. પીપળાના વૃક્ષ નીચે કોઈ 'મુર્શિદ'નું આરાધનાગૃહ હતું. તેણે ત્યાં જ વાસ કર્યો.

કમાલ લોકકવિઓ સાથે ગલી-ગલીઓમાં ઘૂમતો રહ્યો. પૂર્વમાં નદીની લહેરો પર પોતાની નાવ હંકારતો ચટગાંવની પહાડીઓ સુધી પહોંચી ગયો. યાત્રીઓ સાથે તે ચટગાવમાં સીતાકુંડ ગયો. ત્યાં પહાડીઓમાં વાઘ ભમતા હતા, ત્યાં જ મહારાણી સીતાનું મંદિર હતું. પહાડીની તળેટીમાં લાલ પથ્થરના તળાવના કિનારે મંદિરો હતાં અને વડનાં વૃક્ષો નીચે છોકરીઓની એક ટોળી બેઠી હતી.

હવે તે એક નવી ભાષા શીખી રહ્યો હતો. એ બંગાળી ભાષા હતી, જે અવધ અને

બિહારની બોલીઓથી ખાસ ભિન્ન ન હતી. તે સંસ્કૃતની ઘણી નજીક હતી અને દેશની નવીન ભાષાઓની જેમ ઝડપથી વિકાસી રહી હતી.

બંગાળી ઘણી મધુર ભાષા હતી. હવે તે બંગાળીને પોતાની ભાષા માનતો હતો. તે બંગાળીમાં જ વાતચીત કરતો, તેમાં જ વિચારતો અને બંગાળીમાં જ લખતો. એક સમય એવો પણ હતો જ્યારે તે જૌનપુર દરબારનાં એક સરદાર તરીકે અહીં આવ્યો હતો.

પણ દુનિયા તો જૌનપુરના અબુલ મન્સૂર કમાલુદ્દીનને ભૂલી ચૂકી હતી. કોઈને ક્યાં ખબર હતી કે આ ખૂબસૂરત નવજવાન, જેના વાળ કાન આગળથી થોડા થોડા સફેદ થવા માંડયા છે, જે ચમ્પાના ઝાડ હેઠળ બેસીને એક મુસલમાન ફકીર પાસેથી કંચનમાલાની રૂપકથા સાંભળી રહ્યો છે અથવા તો એકતારો વગાડી વગાડીને બંગાળી ભજન આલાપી રહ્યો છે અથવા કાગળ-કલમ લઈને બંગાળીમાં કોઈ લોકગીત અથવા વાર્તા લખવામાં વ્યસ્ત છે તે કોણ છે! કોઈને ખબર ન હતી. તે બંગાળી ભાષા ફારસી લિપિમાં લખતો હતો ત્યારે તેને એ ખબર ન હતી કે સદીઓ પછી તેનાં તથા તેના જેવા સેંકડો મુસલમાન કવિઓનાં ફારસી લિપિમાં લખેલાં લખાણો બંગાળની અણમોલ 'પૂથી' અને લોકસાહિત્ય કહેવાશે.

કેટલાંય વર્ષ સુધી તે આ રીતે ગીતો અને વાર્તાઓ લખતો રહ્યો. ઇતિહાસજ્ઞ, સંશોધક, રાજનીતિજ્ઞ, સિપાહી, સૂફી, કબીરનો ચેલો હવે ગીતકાર બની ચૂક્યો હતો.

આ પ્રકારે તે હરતો-ફરતો સોનાર ગામ પહોંચ્યો. ત્યાં તેણે લગ્ન કર્યાં. જેની સાથે તેણે લગ્ન કર્યાં હતાં તે યુવતીનું નામ સુજાતા હતું. તે જાતિએ શૂદ્ર હતી. એક દિવસ તે તળાવને કિનારે ગાગર લઈને આવી ત્યારે કમાલ તેના લાંબા કેશ અને કાળી પલકો પર મોહિત થઈ ગયો. એની વય અને એની બૌદ્ધિક પ્રૌઢતા પ્રેમ કરવા માટે યોગ્ય ન હતી. પરંતુ આત્મા અને હૃદયની દુનિયાઓમાં ડૂબકી માર્યા બાદ તેને સમજાયું હતું કે જીવનમાં જો કંઈ પામવા જેવું હોય તો તે શાંતિ છે—એવી શાંતિ જેમાં પ્રચંડ તુફાનો અને આંધીઓની શકયતા પણ હોય! આ શાંતિ તેને એક સીધીસાદી અભણ યુવતી સાથે લગ્ન કરવાથી મળી, જાણે કે એ જ તેનું ગંતવ્ય હતું.

સુજાતા હવે તેની પત્ની હતી. કમાલની સમજમાં એ ન આવ્યું કે સુજાતા શૂદ્ર છે તો તેમાં ખોટું શું છે! તેણે સુજાતાનું નામ આમનાબીબી રાખ્યું અને તેની સાથે વાંસની એક સુંદર કુટિરમાં તે રહેવા લાગ્યો.

આજીવિકા માટે તે ખેતી કરતો. તેણે ખેતરમાં ધાન્ય વાવ્યું હતું. તેની કુટિર સામે નાનું સરખું તળાવ હતું. જ્યારે આકાશમાં ઈન્દ્રધનુષ રચાતું અને જૂઈનાં પુષ્પો પર ભ્રમરો ગુંજારવ કરતા ત્યારે તે પોતાના નાનકડા ઘરના આંગણામાં પોતાના લચકદાર તન પર ઘેરા જાંબલી અથવા લીલા રંગની સાડી લપેટી, કમર પર ઘડો લઈ તળાવ તરફ જતી દેખાતી.

સમય વીતતો ગયો. બંગાળના સુલતાન હમેશાં આપસ-આપસમાં કપતા-મરતા રહ્યા હતા, પણ બંગાળે હવે કેટલાક સમયથી નિરાંતનો શ્વાસ લીધો હતો. ગૌડની ગાદી પર સૈયદુસાદાત અલાઉદ્દીન અબુલ મુજફ્ફર હુસેન શાહ બિરાજમાન હતા. તેના સમયમાં દૂધની નદીઓ વહેતી હતી, લૂંટફાટ અને રક્તપાત ઓછાં થઈ ગયાં હતાં. બંગાળના આ મહાન બાદશાહના શાસનકાળ દરમિયાન વિદ્યાપતિ, ઠાકુર અને મહાપ્રભુ ચૈતન્ય શ્રીકૃષ્ણપ્રેમનાં સુરીલાં ગીત આલાપી રહ્યા હતા. રાજમહેલની પહાડીઓ પરથી પથ્થરો ગૌડ લાવવામાં આવી રહ્યા હતા અને નવી નવી સુંદર ઇમારતો રચાઈ રહી હતી; દરબારમાં સાહિત્ય અને જ્ઞાનની મજલિસો જામતી હતી.

કેટલાંક વધુ વરસો પસાર થયાં. કમાલનાં બાળકો યૌવનમાં પ્રવેશ્યાં હતાં. તેણે પોતાના પુત્રોના નામો જમાલ અને જલાલ રાખ્યાં હતાં. પુત્રીનું નામ સકીના-બીબી રાખ્યું હતું. તે તેનાં સંતાનોને આધારે જીવતો હતો. તેના બન્ને પુત્રો ભવન-નિર્માણ કલામાં નિપુણ હતા અને ગૌડ તથા સોનાર ગામોમાં ભવનનિર્માણ કાર્યમાં વ્યસ્ત હતા.

કમાલની પત્નીનું અવસાન થઈ ચૂકયું હતું. તેણે આમનાને પોતાને હાથે જ પેલા તળાવને કિનારે દફનાવી હતી. હવે તેના કેશ શ્વેત થઈ ચૂકયા હતા. હજી પણ તે તેની કુટિરની પરસાળમાં બેસીને 'મુર્શિદી ગીત' લખતો અને ગાતો. બંગાળના સુલતાનોના સંરક્ષણ હેઠળ લોકસાહિત્ય, લોકસંગીત અને નવી બંગાળી ભાષા ઝડપથી ઉન્નતિ કરી રહી હતી. તેના પુત્રો ગૌડથી પોતાને ગામ પાછા ફરતા ત્યારે તેને દેશની રાજકીય ખબરોથી માહિતગાર કરતા પણ હવે તેને આ સમાચારો જાણે કોઈ બીજા ગ્રહના હોય તેવા લાગતા.

અબુલ મન્સૂર કમાલુદ્દીન હવે બંગાળનો નિવાસી હતો, બંગાળી હતો. આથી જ્યારે સુદૂર પશ્ચિમ દિલ્હીમાં એકવાર ફરીથી રાજપલટો થયો, સુલતાન ઈબ્રાહિમ લોદી પરાજિત થયો, જહીરૂદ્દીન બાબર વિજયી થયો અને દુનિયાનો બોજ વહન કરનાર ગાયે પોતાનું શિંગડું બદલ્યું ત્યારે પોતાના મોટા પુત્ર જમાલ પાસે આ સનસનાટી-

ભર્યા સમાચાર સાંભળીને તેણે જરા પણ આશ્ચર્ય પ્રકટ ન કર્યું. તેના બેટા જમાલે જ્યારે તેને કહ્યું કે મોગલો માટે ભવન નિર્માણ કરવા પોતે દિલ્હી જઈ રહ્યો છે ત્યારે પણ તે મૌન રહ્યો. તેણે સારી દુનિયા ફરીને તેનું ગંતવ્ય પોતે જ ગોત્યું હતું. હવે તેના બેટાઓ સામે પણ દુનિયા પડી હતી. તેઓ પણ પોતાનું ગંત્યવ્ય પોતે જ ગોતી લેશે.

પણ હવે શાંતિના દિવસો પાછા સમાપ્ત થવાના હતા. બંગાળ પર સૈયદ અલા-ઉદ્દીન હુસેન શાહનો બેટો નાસિરુદ્દીન શાહ શાસન કરતો. મોગલોથી પરાજિત થયા બાદ ગઈ કાલ સુધી હકૂમત ચલાવનારા દિલ્હીના અફઘાનો આજે શરણાર્થીઓના રૂપે ગૌડ અને લખનવતીની ગલીકૂંચીઓમાં ભમી રહ્યા હતા – બિલકુલ એ જ પ્રકારે, જેવી રીતે એકવાર જૌનપુરના શાસક આ જ અફઘાનોના હાથે માર ખાઈને અહીં શરણ લેવા આવ્યા હતા. આ અફઘાનો કમાલને ઠેકઠેકાણે મળતા અને ગૌડની બજારોમાં રસ્તે ચાલતા લોકોને રોકી રોકીને પોતપોતાના લૂંટાયેલા વૈભવ અને પ્રતાપની વાતો સંભળાવતા. ગૌડની ગલીઓમાં એક દિવસ કમાલે એક પોર્તુગીઝને પણ જોયો જે અક્કડ થઈને એક બાજુએ જઈ રહ્યો હતો. પોતાની લાઠીના સહારે ઊભેલા કમાલે તેને આશ્ચર્યથી જોયો. એ સમયે ચટગાંવના બંદરમાં પોર્તુગીઝોનાં જહાજો નાંગરેલાં હતાં.

વખત ઝડપથી પસાર થઈ રહ્યો હતો. ગૌડની રાજકીય પરિસ્થિતિ પણ બગડવા માંડી. હવે ત્યાં નાસિરુદ્દીનનો ભાઈ ગ્યાસુદ્દિન ગાદીએ બેઠો હતો.

એક દિવસ કમાલે સાંભળ્યું કે, શેરખાંએ ગ્યાસુદ્દિન પાસે બંગાળની ગાદી છીનવી લીધી હતી. પછી ખબર મળી કે દિલ્હીના સમ્રાટ હુમાયૂં અને શેરખાં વચ્ચે મોટી લડાઈ ચાલી રહી છે. હર્યાભર્યા બંગાળમાં અશાન્તિ વધતી ગઈ. શેરખાં ફરી ગરજતો આવ્યો અને દિલ્હીના મોગલોને પાછા દિલ્હી ભગાડી મૂકયા અને ફરી બંગાળ પર કબજો જમાવ્યો. હુમાયૂં અને શેરખાંની ફોજો વચ્ચે એક ભયાનક યુદ્ધ ખેલાયું. આ યુદ્ધમાં જ જમાલ, ગૌડની ગલીઓમાં લડતાં લડતાં મરાયો. એક રાત્રે શેરખાંના સિપાહીઓએ જ્યાં કમાલની કુટિર હતી તે ગામને પણ ઘેરી લીધું. સિપાહીઓ લૂંટફાટ કરતા તેના ઘર સુધી પહોંચી ગયા. "બહાર નીકળો!" તેઓ ત્રાડી ઊઠયા. "તું સૌથી વધુ ઉપદ્રવી છે! તારો કોઈ ભરોસો નહીં! તારો બેટો દિલ્હી જઈ મોગલને મળી ગયો છે. તું ગદ્દાર છે. અરે, પેલો ગીતકાર અબુલ મન્સૂર અહીં રહે છે ને? બહાર નીકળ ઓ બુઢ્ઢા!" કમાલ કાંપતાં હાથમાં દીવો લઈને દરવાજા સુધી આવ્યો અને

આશ્ચર્યથી સિપાહીઓ તરફ જોવા લાગ્યો. તેઓ કોલાહલ કરતા તેની તરફ આગળ વધ્યા. કમાલ દઢતાથી દરવાજાની બારસાખ પકડીને તેમની સામે ઊભો રહી ગયો. તે ઘણો બુઢ્ઢો થઈ ગયો હતો. તેના હાથ કાંપી રહ્યા હતા. પણ તે અડગ ઊભો રહ્યો. તેની પાસે પોતાની રક્ષા માટે તલવાર પણ હતી. તેણે કોઈનો શો ગુનો કર્યો હતો? તેને અફઘાનો અને મોગલોના ઝઘડામાં જરા ય રસ ન હતો. તે માત્ર એટલું જ ઇચ્છતો હતો કે અહીં તેને શાન્તિથી જીવવા દેવામાં આવે. આ તેનો મુલક હતો, તેનું વતન હતું. અહીં તેના બચ્ચાંઓ પેદા થયાં હતાં, અહીં જ તેની બીબીની કબર હતી, અહીં તેનાં ધાનથી હર્યાંભર્યાં ખેતરો હતાં. તેણે બંગાળી ભાષાને પોતાના હૃદયનું રકત આપ્યું હતું, તેનાં ગીત રચ્યાં હતાં, તે અહીં જ રહેશે. તેને ગદ્દાર કહેવાનો કોઈને પણ અધિકાર નથી. આ 'દારુલ્હર્બ (યુદ્ધનું ઘર) નથી,' 'દારુસ્સલામ' (શાન્તિનું ઘર) છે. તે સમયે તેની સમજમાં આવી ગયું કે દારુ-લ્હર્બ અને દારુસલ્લામમાં કોઈ અંતર નથી. ફેર માત્ર પદ્ધતિનો છે. લડાઈ બે ધર્મો વચ્ચે નથી થતી, બે રાજનૈતિક શકિતઓ વચ્ચે થાય છે.

સહસરામનો શેરખાં અને દિલ્હીનો હુમાયૂં બાદશાહ બન્ને ઈસ્લામના કલમા પઢે છે. પણ એકે આવીને બીજાને ખતમ કર્યો. દારુસલ્લામ પણ દારુલ્હર્બ બની શકે છે, જો તેમાં પાપાચારનું અસ્તિત્વ હોય તો.

શેરખાંની સેનાના અજાડ સિપાહીઓ આ બધું કયાં સમજતા હતા! તેમણે જોરથી ધકકો મારીને કમાલને ગબડાવી પાડયો અને હોકાર-પડકારા સહિત ધમાલ મચાવતા આગળ ચાલ્યા ગયા. કમાલ તેના ઘરના દરવાજામાં ઊંધે મોંએ પડી ગયો. તેના મોંમાંથી લોહીની નદી વહેવા માંડી; કેટલાક કલાકો સુધી તે આ દશામાં જ સિસકતો રહ્યો અને પછી એ હાલતમાં જ પડયો પડયો શાંતિથી મૃત્યુને શરણ થઈ ગયો.

હિન્દ પર હવે મુગલ બાદશાહોનું શાસન હતું. જૂની પરિસ્થિતિ પલટાઈ ગઈ હતી. ગૌડ, લખનવતી અને પટના હવે બદલાઈ ગયાં હતાં. તુર્કોનું દિલ્હી પણ બદલાઈ ગયું હતું. દિલ્હી હવે મોગલનું હતું. એક વખતની ઈન્દ્રપ્રસ્થ અને આજની દિલ્હીનું નામ તુઘલકાબાદ થઈ ગયું હતું. આજે હવે તે મહાન તૈમૂરીઓની શાન-દાર રાજધાની શાહજહાંનાબાદ હતું.

પણ પેલો ખેડૂત એનો એ જ રહ્યો છે જે કલાકો સુધી ભૂખેપેટે પાણીમાં ઝૂકીને અનાજ વાવી રહ્યો છે, બળદોની જોડીને હાંકતો હાંકતો મેઘનાને કિનારે કિનારે જઈ રહ્યો છે. તે ભાગીરથીની જલસપાટી પર નાવ હાંકતો અને ગીત ગાતો ગાતો એક ગામથી બીજે ગામ જઈ રહ્યો છે. તે ગુરુઓ અને ભકતોનાં ચરણોમાં બેસી ભજન અને સૂફીઓનાં ગીત આલાપી રહ્યો છે.

બંગાળનો કિસાન અબુલ મન્સૂર કમાલુદ્દીન જીવંત છે અને જીવંત રહેશે. તે તો પોતાની નાનકડી નૌકામાં બેસીને પદ્માનાં પ્રચંડ મોજાંઓનો સમનો કરી રહ્યો છે. નૌકા પદ્માની લહેરો પર ડોલતી જઈ રહી છે. આગળ જ્યાં ઘોર અંધારું છે, હવાઓમાં તોફાન ગરજી રહ્યું છે, અંધારામાં ભયાનક મગરો મોં ફાડીને બેઠા છે, અને હવા તેજ છે. પરંતુ પદ્માના આ બુઢ્ઢા ઉપવાસી ખલાસીની નાવ મોજાથી તોફાનનો સામનો કરી રહી છે કારણકે તોફાનની ક્રૂરતા અને મોત સાથે તેને પુરાણી દોસ્તી છે.

આખરે જ્યારે હવાનું જોર ઘણું વધ્યું અને નાવ હાલક-ડોલક થવા લાગી ત્યારે સ્ત્રિલે ફાનસ ઉઠાવીને ગભરાટ સાથે ચારે તરફ દૃષ્ટિ દોડાવી, "પીટર, આપણે તોફાનમાં તો ફસાઈ નથી ગયા ને?" તેણે ગભરાઈને પ્રશ્ન કર્યો.

"નહીં, આ તો મામૂલી હવા છે, ગભરા નહીં." પીટરે જવાબ આપ્યો. "પણ આ કાળા સુવ્વરને જરા કહે કે તેનું બસુરું ગીત આલાપવાને બદલે સુકાન તરફ જરાક વધારે ધ્યાન આપે, નહીં તો આ રીતે આપણે સવાર સુધી પણ ઘાટ પર પહોંચી શકીશું નહીં."

"સૂઈ રહ્યો છે કે શું? બુઢ્ઢા કુત્તા!" સ્ત્રિલે ચટાઈની છત પર ઝૂકીને બીજી તરફ જોતાં કહ્યું. ખલાસીએ દૃષ્ટિ ઉઠાવીને તેની તરફ જોયું અને ધીરજપૂર્વક હલેસાં મારતો રહ્યો.

"આ ભારે નીચ લોકો છે. જ્યાં સુધી હંટર ન ચલાવો ત્યાં સુધી તેઓ બરાબર કામ કરતા નથી.' પીટરે કહ્યું. સ્ત્રિલે દૂરથી પોતાની ચાંદીની મૂઠવાળી છડી બુઢ્ઢાની કમરમાં ભોંકી.

"એઈ, તારું નામ શું?"

"અબુલ મનસૂર, સાહેબ!"

"અબુલ મન્સૂર, જો તું એમ ઇચ્છતો ન હો કે હંટરથી હું તારી ચામડી ઉતારી નાખું, તો જરા જોરથી હલેસાં ચલાવ, સમજ્યો!" સ્ત્રિલે કહ્યું.

"જી, સાહેબ!" એમ કહીને તે ફરીથી હલેસાં પર ઝૂકી ગયો. નૌકા ચાલતી રહી. કિનારા પર બંને બાજુએ અનનાસનાં ખેતરો અને કેળાંની વાડીઓ હતી. દૂર ગામમાં દીપકો જલતા હતા. સ્રિલે નૌકાની અંદર ડોકિયું કર્યું, જ્યાં અબુલ મન્સૂરનો ઘાસલેટનો દીવો, ચટાઈ, સરસામાન અને કાંસાનાં વાસણો હતાં. દીવાલ પર નારિયેળ ટાંગેલું હતું. આ બુઢ્ઢા, સફેદ દાઢીવાળા ખલાસીની એ કુલ મિલકત હતી, અને પદ્માની તોફાની લહેરો પર ડોલતી રહેતી. આ જોઈ સ્રિલને ઘણી નવાઈ લાગી. તેણે આંખ પર હાથ ફેરવ્યો અને પોતાની જાતને ખાતરી કરાવવા પ્રયત્ન કર્યો કે તે જે કંઈ જોઈ રહ્યો તે સાચું છે? એ સાચું છે કે ભાગ્યના એક અનોખા ખેલે તેને કેમ્બ્રિજની ગલીઓમાંથી બહાર કાઢીને આ નૌકામાં આણ્યો હતો—આ અજાયબ અને સુંદર દેશમાં, જેને બંગલા કહેવામાં આવતો, જેને 'ઈંડિયા' કહેવામાં આવે છે.

ફાનસ ઉપાડીને તેણે ચારે તરફ ફરીથી દૃષ્ટિ નાખી. પ્રકાશથી લહરો પર રસ્તો બની ગયો. પાસેથી એક મોટો શમિયાણો પસાર થયો. ચંદ્ર વડનાં વૃક્ષો પાછળથી ધીરે ધીરે ઉપર આવતો હતો.

## ૧૧

જ્યારે સ્રિલ હાર્વર્ડ એશ્લેએ કેમ્બ્રિજમાંથી બી. એ. ની પદવી પ્રાપ્ત કરી ત્યારે તેની ઉંમર માત્ર વીસ વર્ષની હતી. તેનો પિતા એક તદ્દન સાધારણ સ્થિતિનો પાદરી હતો. આ સ્રિલ ભારે મુશ્કેલીથી કેમ્બ્રિજ સુધી પહોંચી શકયો હતો. પદવી પ્રાપ્ત કર્યા બાદ તે લંડન આવી મિડલ ટેમ્પલમાં ભરતી થઈ ગયો. પાસે જ ફ્લીટ સ્ટ્રીટ હતી. અહીં કૉફીઘરમાં લેખકો અને પત્રકારો ભેગા થઈને આખી દુનિયાની વાતો કર્યા કરતા. સ્રિલ પણ પોતાના સાથીઓ સાથે આ ગોષ્ટીમાં સામાન્ય રીતે સામેલ થતો. અહીં એક દિવસ સ્રિલની મુલાકાત પીટર જેકસન સાથે થઈ. તે હિન્દુસ્તાનમાં વ્યાપાર કરતો હતો અને એ દિવસોમાં પોતાને દેશ આવ્યો હતો. તે એને ઊંચા સાદે વિસ્તારથી કહેવા લાગ્યો: "બંગાળમાં ગળીની ખેતીમાં મને હજારો પાઉન્ડનો લાભ થયો. નેટિવ ખૂબ જ મૂર્ખ હોય છે. તેમના શાસક આમીર-ઉમરાવ બહુ ધનવાન છે; કલકત્તા અત્યંત રંગીલું શહેર છે. તું અહીં શું કરી રહ્યો છે? મારી સાથે હિન્દુસ્તાન ચાલ! તું સમજદાર માણસ જણાય છે. જો અક્કલથી

કામ કરીશ તો ચાર દિવસમાં સોનાનો મહેલ બનાવી શકીશ. .........શું કહ્યું? તું કાવ્યો રચવા માગે છે? ડ્રામા લખીશ? વકીલાતનો ધંધો ઘણો ઉમદા છે? ઠાલી વાતો છે આ બધી.

અને થોડાક દિવસ પછી પીટર તેને શહેરમાં પોતાના કાકા પાસે લઈ ગયો જે ઈસ્ટ ઈન્ડિયા કંપનીના એક ડાયરેક્ટર હતા.

સ્રિલને કલકત્તામાં નોકરી મળી ગઈ. એક દિવસ તે ટિલબરીથી એક 'ઇન્ડિયા મેન' નામના જહાજમાં બેઠો અને ડોવરના સફેદ ખડકો તેની દષ્ટિથી દૂર જવા લાગ્યા ત્યારે તેને એવું લાગ્યું કે તે ઇંગ્લૅન્ડ છોડી રહ્યો છે. ઇંગ્લૅન્ડ, જ્યાં કેન્ટમાં તેનું ઘર છે, જ્યાં કેમૂ વહે છે અને જ્યાં ગોલ્ડસ્મિથ અને કૂપર અને ગ્રે અને વર્કે જન્મ લીધો હતો; જ્યાં હોગાર્થે અને ગેન્જબરો અને રેનાલ્ડ્ઝે ચિત્રો બનાવ્યાં હતાં. ઇંગ્લૅન્ડ, જ્યાં શાંતિ હતી અને પૂર્ણ સૌંદર્ય હતું. બંગાળ અને કેનેડા અને દક્ષિણ અમેરિકાથી આવેલા ધને દેશને માલામાલ કરી દીધો હતો. ઊંચા ઊંચા ભવનો રચાઈ રહ્યાં હતાં. ગરીબ અમીર બની ચૂકયા હતા, અમીરો હીરામોતીમાં આળોટતા હતા. ચારે તરફ એક જ ચર્ચા હતી: ધન! ધન! ધન! સ્રિલ, જે સાહિત્યનો ઉપાસક હતો, જેને ધનનું કોઈ આકર્ષણ ન હતું, તે પણ એ જ ધૂનમાં જઈ રહ્યો હતો. તે દરિદ્ર વિદ્યાર્થી બંગાળ પહોંચીને ધનવાન થઈ જશે. લંડનમાં તેનો પણ એક મહેલ હશે; અથવા શી ખબર કદાચ કોઈ અસભ્ય જંગલી હિન્દુસ્તાની સરદાર સાથે યુદ્ધ કરતાં માર્યો જાય અને મદ્રાસ અથવા મૈસૂરમાં તેની નનામી કબર પણ બને!

તેણે ભારે શ્વાસ લીધો અને ડેક પરથી હઠી ગયો. સમુદ્ર ઘણો ભયાનક હતો. વિશ્વમાં આ સમયે શું શું થઈ રહ્યું હતું અને તે પોતે કેટલો તુચ્છ હતો! આ જહાજમાં કેવા કેવા લોકો મુસાફરી કરતા હતા અને કેવા કેવા ઇરાદાઓ તથા તમન્નાઓ લઈને આ અંધારામાં એક અજાણ્યા ભાવી તરફ જઈ રહ્યા હતા! આ બધાનો અંત કેવો આવશે? કંપનીના વ્યાપારીઓ; મદ્રાસના વડા ન્યાયમૂર્તિ, ઉચ્ચ કુટુંબની કેટલીક કુંવારી કન્યાઓ, જે સ્વાભાવિક રીતે જ એવી આશાઓ સાથે જઈ રહી હતી કે ત્યાં તેમના લગ્ન થઈ જશે. ડિનર ટેબલ પર જહાજનો કેપ્ટન હૈદરઅલી સાથેના યુદ્ધના કિસ્સાઓ વર્ણવતો હતો. પટના અને ઢાકાના ગળીના વ્યાપારીઓ બધો વખત પોતાના કારોબારની વાતોમાં લીન રહેતા અને બધા જ આખો વખત 'મડેયરા' પીતા. સિડનીથી કેમ્બ્રિજની સેક્સ કૉલેજના શાન્ત ચતુ-

કેબિનની બહાર નીકળીને સ્રિલે જોયું તો દુનિયા વાસ્તવમાં આ હતી! જહાજ હવે માડાગાસ્કરની પાસેથી પસાર થઈ રહ્યું હતું. આ 'પૂર્વ' હતું—કાળા ગુલામોનું વતન! સ્રિલની પ્રતિક્ષામાં બીજું 'પૂર્વ' પણ હતું. ચીન અને હિન્દુસ્તાન તથા ઈરાન અને મિસર—બધાં પોકારી પોકારીને તેને કહેતાં હતાં: "ઓ ભાઈ સ્રિલ, આવો! અમે તમારા માટે બધી તૈયારીઓ કરી રાખી છે. બાઈબલ અને બંદૂકો તથા તલવાર લઈને આવો અને આવીને અમારી ચામડી ઉતારી લો!" કાનપુર અને ઢાકાના પુરાણા યાત્રીઓએ તેને સમજાવ્યું, "સમજથી કામ લેશો તો થોડાંક વર્ષમાં લખપતિ બની જશો."

"આ સિરાજુદૌલા કોણ હતો?" સ્રિલે પીટર જેક્સનને પૂછ્યું.

"સિરાજુદૌલા?" પીટરે મોં મરડીને કહ્યું, "હું તને આખી વાત વિસ્તારથી કહીશ. હું કાસિમ બજાર રહી ચૂક્યો છું. ભારે વિચિત્ર માણસ! જુલમી, બદમાશ. પણ આપણો વફાદાર દોસ્ત પણ છે, જેવી રીતે અવધનો હાલનો નવાબ છે."

પીટર જેક્સને સ્રિલને ફૈઝાબાદ અને લખનૌની વાતો સંભળાવવાની શરૂઆત કરી. પછી મૈસૂર અને આર્કટમાં બનેલા બનાવોનું વર્ણન કર્યું. મુંબઈ પહોંચતા સુધીમાં તો સ્રિલ પાછલાં બસો વર્ષની ઘટનાઓથી પરિચિત અને હિન્દુસ્તાનના ઇતિહાસનો પંડિત બની ચૂક્યો હતો. હિંદુસ્તાનમાં હિંદુઓની વિચિત્રતા ભારે છે. તેઓ એક લાલ જીભવાળી મૂર્તિને પૂજે છે; ક્રૂર રીતે વિધવાઓને આગમાં જીવતી જલાવી દે છે; ઉઘાડા પગે ફરે છે; ગાય, વાંદરા અને સાપને ભગવાન માને છે. મુસલમાનો પણ અત્યાચારી છે. સ્ત્રીઓને બુરખાઓમાં પૂરી રાખે છે, પંદરપંદર શાદી કરે છે, બેહદ અભિમાની, બદતમીઝ અને અકડુ છે. આ બધાનો સાર એટલો કે પીટર જેક્સને જે કંઈ તેને કહ્યું તે ઘણું ચિંતાજનક હતું. પણ સચ્ચાઈ પર પડદો શી રીતે નાખી શકાય? એ વાત નિશ્ચિત હતી કે 'નેટિવ'ની જાતિ નીચી છે, એ નીચા દરજ્જાના લોકો છે એટલે તેમના દિમાગ પણ પછાત છે. બંગાળમાં એક રૉયલ એશિયાટિક સોસાયટીની સ્થાપના કરવામાં આવી છે, જેણે ખોદી-ખોતરીને કોણ જાણે ક્યા જમાનાની નિરર્થક વાતો બહાર કાઢી રહી છે. સંસ્કૃત અને ફલાણું અને ઢીંકણું! મૃત ભાષાઓ—જેમાં જાદુના નુસખાઓ લખેલા છે—તેને જોઈને આપણા કેટલાક સંશોધકો એમ કહેવા લાગ્યા છે કે હિન્દુસ્તાની લોકો પણ એક જમાનામાં સભ્ય અને સુસંસ્કૃત હતા." પીટરે વાત પૂરી કરી.

સામે મુંબઈનો કિનારો નજીક આવી રહ્યો હતો.

હિન્દુસ્તાન !

જહાજે બંદરમાં લંગર નાખ્યું. યાત્રીઓ જહાજમાંથી ઊતરીને કિનારા પર આવી ગયા. દોઢસો વર્ષ પહેલાં સૂરત બંદર પર મોગલ સીમા-કર અધિકારીઓ યુરોપિયનોનો પ્રવેશ નિયંત્રિત કરતા હતા. પણ હવે તેમનું રાજ હતું. સ્ટ્રિલના તમામ સાથીઓ ઠાઠથી સીટી વગાડતા જહાજ પરથી ઊતર્યા કે તુરત ઘણા કાળા માણસોએ આવીને તેમને ચારે તરફથી ઘેરી લીધા અને દોડી દોડીને તેમનો સામાન ઉતારવા લાગ્યા. પ્રેસિડેન્સી મેજિસ્ટ્રેટની પાલખી પીટરના સ્વાગત માટે આવી હતી. સ્ટ્રિલ તેની સાથે પાલખીમાં બેસીને મલબાર હિલ તરફ ગયો.

વરસાદ હમણાં જ પડી ગયો હતો. અંગ્રેજોનાં મોટાં મકાનોની દીવાલો પર રંગબેરંગી ફૂલોની વેલો પથરાયેલી હતી. પીટર અને સ્ટ્રિલનો યજમાન તેમનું સ્વાગત કરવા માટે દરવાજા સુધી આવ્યો. પછી તેમણે લાકડાની થાંભલીવાળા વરંડામાં બેસીને ચા પીધી. ચા પીને સ્ટ્રિલ પોતાના ઓરડાની બારીમાં ઊભો રહીને સમુદ્ર જોતો રહ્યો. એક ખૂણામાં હબશી ગુલામ છોકરો ઝડપથી તેના જોડાને પાલિશ કરી રહ્યો હતો. આ છોકરાને અન્ય ગુલામોની સાથે માડાગાસ્કરથી લાવવામાં આવ્યો હતો. તે જેટલો સમય ઓરડામાં રહ્યો તેટલો સમય સ્ટ્રિલને ઘણો સંકોચ થતો રહ્યો.

એક રાત્રે ભોજન સમયે બે પારસીઓ સાથે સ્ટ્રિલની મુલાકાત કરાવવામાં આવી. આ બન્ને જહાજ બનાવનાર કારખાનાના માલિકો હતા અને શુદ્ધ અંગ્રેજીમાં બોલી રહ્યા હતા. કેવા વિધવિધ પ્રકારના લોકો આ મુલકમાં છે! સ્ટ્રિલે ચકિત થઈને વિચાર્યું.

કેટલાક દિવસો પછી તે પીટર જેકસન સાથે ફેક્ટરી જોવા સૂરત ગયો. સૂરત! મુગલોનું બંદર—સો વર્ષ પહેલાં જેની વસતિ લંડન અને પૅરિસથી વધુ હતી. મુંબઈ પાછા ફર્યા બાદ મુંબઈથી મદ્રાસ જનારા બીજા જહાજની સ્ટ્રિલ પ્રતીક્ષા કરતો રહ્યો. પીટર જેક્સન પણ હજી અહીં જ હતો. હવે સ્ટ્રિલ એકલો જનાર હતો. તે કેટલેક અંશે હિન્દુસ્તાનથી પરિચિત થઈ ચૂકયો હતો.

જહાજે લંગર ઉઠાવ્યું અને કોરોમંડલના કિનારે કિનારે ચાલવા માંડયું. પોંડીચેરીમાં કેટલાક ફ્રેન્ચો જહાજ પર ચડયા. તેઓ બીજા જહાજ દ્વારા ફ્રાન્સ પાછા જઈ રહ્યા હતા. તેમનામાં એક વિદ્યાર્થી પણ હતો. તે તરત જ સ્ટ્રિલ સાથે મળી ગયો. તે તેના મા-બાપને મળવા માટે હિન્દુસ્તાન આવ્યો હતો અને હવે પાછો જઈ

રહ્યો હતો. તેણે ખભા ઉલાળીને વાતો કરવા માંડી—પૅરિસની વાતો, યુનિવર્સિટીની વાતો, ઈન્કિલાબની વાતો. સ્વતંત્રતા, સમાનતા અને બંધુત્વ ઝિંદાબાદ! ઈન્કિલાબ ઝિંદાબાદ! ફ્રાન્સ ઝિંદાબાદ! તે આ પ્રકારે જોશીલી રીતે બાળકોની જેમ સૂત્રો પોકરતો ઊતરીને નાવમાં બેસી ગયો અને દૃષ્ટિ સામેથી અદૃશ્ય થઈ ગયો. કોણ જાણે તેનું નામ શું હતું! અને આ ઈન્કિલાબોના મેદાનમાં તેનો શો અંત આવશે. ચારે તરફ રક્તપાત હતો, અને યુદ્ધ—બંગાળમાં, દક્ષિણમાં. યુરોપમાં નેપોલિયને ધૂમ મચાવી હતી. સારુંય યુરોપ સળગી રહ્યું હતું. અને આ ધાંધલમાં કેમ્બ્રિજ અને સાર્બોનના વિદ્યાર્થી આંધીનાં પાંદડાંની જેમ ખોવાઈ જશે! હમેશાં એવું જ થતું આવ્યું છે.

અને તે—સ્ટ્રિલ હાર્વર્ડ એશ્લે—બંગાળની ખાડીની સપાટી પર આગળ વધી રહ્યો હતો. ચારે તરફ મોત મોં ફાડીને ઊભું હતું. સામે મૈસૂરી અને મરાઠા, ઉત્તરમાં દાઢીવાળા અફઘાનો અને શીખો તલવાર ચમકાવી રહ્યા હતા. ચારે તરફ ગભરાટ અને વિનાશ હતો. દિલ્હીમાં દુ:ખ છે, ફૈઝાબાદમાં દુ:ખ છે, મુર્શિદાબાદમાં દુ:ખ છે. આ બધી વાતોની સ્ટ્રીલને ખબર ન હતી. તેને એ વાતની પણ ખબર ન હતી કે એ સમયે દિલ્હીમાં શાહઆલમ બીજો ચંદાબાઈનું નૃત્ય જોવામાં તલ્લીન છે... પછી મદ્રાસ દેખાયું.

જહાજ મદ્રાસમાં પાંચછ દિવસ રોકાયું. તેણે વાલાજાહ નવાબ આર્કટનો મહેલ જોયો. સેંટ ટૉમસ રોડની અંગ્રેજી દુકાનો પર નજર નાખી. એક દિવસ તે ટહેલતો ટહેલતો યૂરેશિયન વસતિ તરફ નીકળી ગયો.

ત્યાં તેને એક મકાનના દાદર પર એક યુવતી ઊભેલી દેખાઈ—વર્ણસંકર જાતિની પણ સુંદર યુવતી! તે તેને જોઈને ઉદાસથી મલકી અને અંદર ચાલી ગઈ. એક કાળા રંગની સ્રી બાળકને તેડીને બહાર આવી અને વરંડામાં બેસીને દાળ-ચોખા વીણવા લાગી. સ્ટ્રિલને જોઈને ત્રણચાર છોકરાં બહાર આવ્યાં. પછી તેનો બાપ પણ આવ્યો. તે એક દરિદ્ર યૂરેશિયન લાગતો હતો. સ્ટ્રિલ તેના તરફ કુતૂહલપૂર્વક જોઈ રહ્યો. "અંદર આવશો?" એક બાળકે પૂછ્યું. બધાને એ વાતનું આશ્ચર્ય હતું કે એક અંગ્રેજ સાહેબ તેમના મહોલ્લા તરફ કેવી રીતે આવી ચડ્યો! સ્ટ્રિલની કોમ ઈંગ્લાંડના વર્ગભેદમાં દઢ વિશ્વાસ રાખતી હતી. ભારતમાં એ લોકોએ કાળા અને ગોરાનો વર્ગભેદ શરૂ કર્યો હતો. મદ્રાસ બ્લૅક ટાઉન, યૂરેશિયન ટાઉન અને વ્હાઈટ ટાઉનમાં વહેંચાયેલું હતું. સ્ટ્રિલે કેમ્બ્રિજમાં રહીને અઢારમી સદીના લિબર-

લિઝમનો ઘણો પ્રચાર કર્યો હતો. પણ કાળા અને ગોરાનું વિભાજન તેની સમજમાં આવતું હતું. હવે તેણે જોયું કે ભારતમાં રહેનારા ગોરાઓનું કાળાઓના સંપર્કથી પતન થયું છે. તે ટહેલતો ટહેલતો આગળ ગયો. એટલામાં પેલી યુવતી તેને બીજી વખત દેખાઈ. તે પોતાના ઘરની વાડ ઓળંગી આગળ જઈ રહી હતી. તેણે ફરીથી એક વખત સ્મિલ તરફ જોયું અને ધીમું હસી. પેલી યૂરેશિયન યુવતી અત્યંત સુંદર હતી. સ્મિલ ઝડપી ચાલે તેની પાસે પહોંચી ગયો અને કહ્યું: "એક વાત સાંભળ તો? તું અહીં જ રહે છે?" તેણે મૂર્ખની જેમ પ્રશ્ન કર્યો.

"હા, તમે હમણાં મારું ઘર જોયું તો ખરું. તમે કલકત્તાથી આવો છો?"

"ના, કલકત્તા જઈ રહ્યો છું. લંડનથી આવ્યો છું. હમણાં મુંબઈથી અહીં આવ્યો છું."

"ખૂબ મુસાફરી કરો છો!"

"હા, અને હજી તો ઘણી સફર બાકી છે. તું અહીં ક્યારથી રહે છે?"

"હું અહીંની જ રહેવાસી છું."

"અહીંની જ? પણ તું તો ખ્રિસ્તી છે."

"શું હિન્દુસ્તાની ખ્રિસ્તી નહિ બની શકે!" પછી જરા અટકીને તેણે ઉમેર્યું, "મારા દાદા અંગ્રેજ હતા, બિલકુલ તમારી જેમ જ. મારી મા હિન્દુસ્તાની છે."

તે ગૂંચવાયો. પીટર જેક્સને તેને સલાહ આપી હતી કે યૂરેશિયન લોકો સાથે હળતોમળતો નહીં. ગઈ સદીમાં અંગ્રેજ લોકોએ અહીં આવીને કાળી સ્ત્રીઓ સાથે એટલા મોટા પ્રમાણમાં લગ્નો કર્યાં હતાં અને એટલો સંબંધ સ્થાપિત કર્યો હતો કે એક આખી પેઢીને કાળી બનાવી દીધી."

"તારો બાપ જીવે છે? શું કરે છે?" સ્મિલે પૂછ્યું.

"પેલો પગથિયા પર બેઠો છે, તમે જોયો નહીં! શરાબની દુકાન ચલાવે છે."

"આવ, અહીં બેસીએ!" સ્મિલે હિંમત કરીને એક બાંકડા પર બેસવાનું સૂચન કર્યું.

યુવતી જરાક ખંચકાઈ, પછી માથા પરનો કાળી ચોકડીવાળો રૂમાલ સરખો કરી બાંકડા તરફ આગળ વધી. એ રસ્તો દેવળ તરફ જતો હતો. સ્મિલ તેની સાથે ગપ્પાં મારવા લાગ્યો.

પછી એકાએક શું થયું કે સ્મિલ પોતે શું કરી રહ્યો છે તે સમજ્યા વિના જ તેને ઉદ્દેશીને બોલ્યો (કદાચ સૂર્યના તાપની અસર હશે): "તું...તું મને ઘણી સુંદર લાગે છે. તું મારી સાથે કલકત્તા આવીશ?"

"એ શી રીતે બની શકે?" તેણે કહ્યું.

"કેમ ન બની શકે?"

"તમે ઉચ્ચ ખાનદાન અંગ્રેજ છો અને...આજ પછી કદાચ તમે મારી સાથે વાત કરવાનું પણ પસંદ નહીં કરો. તમારા જેવા ઘણા અંગ્રેજ સહેલાણીઓ મદ્રાસ આવે છે!" તેણે ઉદાસીથી વૃક્ષનું પાન તોડયું.

સિરિલને લાગ્યું કે તે પહેલી નજરે જ એ યુવતીના પ્રેમમાં પડી ગયો છે. "સાંભળ!" તેણે ભાવનાવશ થઈને કહ્યું, "સાંભળ!" પણ પછી તે જરા ગૂંચવણમાં પડી ગયો. તેણે હજી સુધી તેનું નામ પણ પૂછ્યું ન હતું.

"મને મારિયા ટેરેઝા કહે છે."

"મારિયા ટેરેઝા!—મારિયા ટેરેઝા!"

તે રાત્રે તે ગવર્નમેન્ટ હાઉસના બૉલમાં જવાને બદલે ચુપકીથી યૂરેશિયન ટાઉન પહોંચી ગયો, અને એની આગલી રાત... અને એની આગલી રાત..., ચોથે દિવસ સવારે જહાજે કલકત્તા માટે લંગર ઉપાડ્યું.

સફરની તૈયારી કરતાં કરતાં તેને ભાન થયું કે તેણે કેવી મોટી મૂર્ખતા કરી હતી. તે એ છોકરી સાથે લગ્ન નહીં કરી શકે. અત્યાર સુધી તેણે મારિયાને લગ્ન કરવા અંગે કશું કહ્યું પણ ન હતું. પણ પેલી મૂર્ખ છોકરી હિન્દુસ્તાની સ્ત્રીઓની જેમ કદાચ તેને મનોમન પોતાનો દેવતા માનવા લાગી હતી. જ્યારે તે તેની વિદાય લેવા દેવળના બાગમાં પહોંચ્યો ત્યારે તેણે જોયું કે તે પોતાની સાથે પોતાનાં વસ્ત્રોની પોટલી લઈને તેની સાથે કલકત્તા ચાલી નીકળવા તૈયાર થઈને આવી હતી. તેને જમીન પગ તળેથી સરકતી લાગી.

પોતાની બધી હોશિયારી, નિપુણ કાવ્યોચિત શૈલી અને અભિનયકલાનો પ્રયોગ કરીને તેણે મારિયાને સમજાવવા પ્રયત્ન કર્યો કે હમણાં તે તેને સાથે લઈ જઈ શકે તેમ નથી, પણ પછી તે જલદીથી તેને કલકત્તા બોલાવી લેશે. અને આ શબ્દો કહેતાં તેને પોતાની હલકટાઈનું ભાન થયું.

આ નાનકડા ઊર્મિલ સાહસ પછી સિરિલ પોતાના નિશ્ચિત સ્થળ પ્રતિ રવાના થયો. બંગાળની ખાડીના સુનીલ વિસ્તારમાં પહોંચતાં પહોંચતાં તો તે મારિયાને લગભગ ભૂલી ગયો.

જહાજ હવે કલકત્તાની નજીક પહોંચવા આવ્યું હતું. ડાયમંડ હાર્બરમાં દાખલ થઈને જહાજે લંગર નાખ્યું અને પાયલટની પ્રતીક્ષા કરવા લાગ્યું. યાત્રીઓ ડેક

ઉપર આવ્યા. સામે બંગાળનો સમુદ્રતટ હતો. યાત્રીઓ જહાજમાંથી ઊતરીને હોડીઓમાં બેઠા. ઉચ્ચ અધિકારીઓને લેવા તેમની પોતાની હોડીઓ આવી હતી. ક્લિવ આ બધામાં કોઈને ઓળખતો ન હતો. તે જલદીથી કૂદીને ભાડાની હોડીમાં બેસી ગયો. ખલાસીઓની એક ટોળીએ હોડી હંકારવી શરૂ કરી. થોડીવારમાં તો હોડી બંદરનો કોલાહલને છોડી શાન્ત ખુલ્લા જળમાં પ્રવેશી. આસપાસ યાત્રીઓથી ભરેલી બીજી હોડીઓ ચાલી રહી હતી. પાણીની બન્ને બાજુએ વૃક્ષો ઝૂકેલાં હતાં. દૂર ગીચ જંગલોમાંથી કદી કદી વાઘની ત્રાડો અને શિયાળોના અવાજો સંભળાતા હતા. હોડીઓમાં મચ્છરોએ ગણગણાટ શરૂ કર્યો હતો. કલકત્તા હજી ઘણું દૂર હતું. ક્લિવે થાકીને આંખો બંધ કરી દીધી અને કલકત્તાની કલ્પના સાકાર કરવા પ્રયત્ન કર્યો. કલકત્તા—મહેલોનું નગર! સોના અને ચાંદીની વસતિ! પૂર્વનું લંડન! રાત પડી રહી હતી. બંગાળનો જાદુભર્યો ચંદ્ર પાણીની સપાટી પર હોડીની સાથે સાથે તરતો હતો. ખલાસીઓ પોતાની ભાષામાં ગીત ગાઈ રહ્યા હતા. તેમનો અવાજ ક્લિવને અત્યંત મધુર અને સુરીલો લાગતો હતો.

પછી દશ્ય બદલાવાની શરૂઆત થઈ. કિસ્તી ગાર્ડનરીચ આવી પહોંચી. ક્લિવ પણ એક પાલખીમાં બેઠો. શહેરની ગીચોગીચ વસતિ છોડીને પાલખી બરદાર બરાકપુર તરફ આગળ વધી.

તાબાના બરાકપુરમાં અંગ્રેજોનાં શાનદાર કન્ટ્રી-હાઉસ હતાં. ડચ સિરામપુર અને ફ્રેંચોના તાબાના ચંદ્રનગર સુધી આ મકાનો ફેલાયેલાં હતાં. કિલ્લાની આસપાસ સરકારી ઇમારતો હતી. અલીપુરમાં બેલ્વેડિયરનું શાનદાર ગવર્નમેન્ટ હાઉસ હતું. થોડાંક વર્ષ પૂર્વે કોર્નવાલિસ ધામધૂમથી અહીં બિરાજતો હતો.

ક્લિવે છ માસ બાદ પોતાના પિતાને પત્ર પાઠવ્યો કે હું હવે ઈસુની કૃપાથી ઠરીઠામ થઈ ગયો છું. મારો બંગાળી ગુમાસ્તો આશુતોષ ડે સડસડાટ અંગ્રેજી બોલે છે. મને બઢતી મળવાની છે અને હું ઉપનગરમાં ગળીનો વ્યાપાર શરૂ કરી રહ્યો છું. મેં એક મુસલમાન મુન્શીને નોકર રાખ્યો છે. તે મને ફારસી અને બંગાળી શીખવે છે. હું મારા અહીંના જીવનથી ઘણો ખુશ છું.

ઘણાં વરસ વીતી ગયાં. ક્લિવ હવે કલકત્તાની ઊંચી સોસાયટીમાં હળીમળી ગયો હતો. તેની પાલખી ઊંચકનારાઓ હમેશાં લાલ પોશાકમાં સજ્જ રહેતા. છડીદારો ચાંદીની મૂઠવાળી છડી લઈને ચાલતા. હુક્કો ભરનારાઓ તેનો હુક્કો ભરતા. દફતરમાં

તેનો કારકુન યૂરેશિનય હતો. તેનું નામ રાલ્ફ જૉસેફ હતું. સ્રિલને તેની હાજરીમાં બેચેનીની લાગણી થતી. દફતરની વ્યવસ્થા માટે બંગાળી 'સરકાર' હતા. આ ઉપરાંત અનેક ચપરાશીઓ વગેરે હતા. સ્રિલ એશ્લેના હાથ હેઠળ ચાલીસપચાસ માણસો કામ કરતા હતા. આ ઉપરાંત માળી, બગીચાની લૉન કાપનાર, સાઈસ, ચાબુકસવાર, દરવાન અને ચોકીદાર હતા. તેની નાનકડી હોડી હતી. તેના ખલાસીઓ તેના નોકર હતા. સફેદ રંગના મોટા મહેલમાં સ્થપાયેલા આ સામ્રાજ્યનો એક માત્ર નિરંકુશ શાસક સ્રિલ એશ્લે હતો. તે ચાહે તો આ બધાને ઊંધા લટકાવી ફટકા પણ મરાવી શકતો હતો; અને હકીકતમાં તેણે કેટલીકવાર એમ કર્યું પણ હતું. આ એ જ સ્રિલ હતો જે કેટલાંક વર્ષ પૂર્વે કેમ્બ્રિજની ગલીઓમાં વિલિયમ બ્લેકનાં પુસ્તકોનો અભ્યાસ કરી રહ્યો હતો અને કાવ્યો રચવાનાં સપનાં જોતો હતો ને કોઈક નાનીસરખી હૉટેલમાં સસ્તાં બટાટા આરોગતો હતો.

સવારે સાત વાગે દરવાન તેના મકાનનો દરવાજો ખોલતો. તેનો હેડ કલાર્ક સરકાર અને ચપરાશી જરૂરી કામના કાગળો લઈને ઝૂકીને સલામ ભરતા તેના બેડરૂમમાં આવતા. હજામ તેની દાઢી બનાવતો. માથા પર વીગ મૂકી, વાસ્કોટ પહેરીને તે ભોજનખંડમાં પ્રવેશતો. ત્યાં તે ચા પીતાં પીતાં વચમાં હુક્કાનો દમ લેતો જતો. કારોબાર અને સરકારી કામને અંગે જેટલા લોકો સવારે તેની સલામે આવતા, તેઓ મેજથી થોડે દૂર અદબથી ઊભા રહેતા. સ્રિલ તેમની તરફ દૃષ્ટિ પણ નાખ્યા વિના હુકમો છોડતો. લગભગ દસ વાગે આ આખુંય સરઘસ પાલખી તરફ આગળ વધતું. તે પાલખીમાં બેસી આફિસ જવા રવાના થતો. ચાર વાગે પાછો ફરીને સ્રિલ કલકત્તાના રિવાજ મુજબ સાંજે ૭–૮ વાગ્યા સુધી નીંદર ખેંચતો. ત્યાર બાદ કપડાં બદલી અને બનીઠની બાનુઓની મુલાકાતે બહાર નીકળતો; રેસકોર્સ જઈને હવા ખાતો અથવા તો કોઈકને ત્યાં ડિનર પર જતો. વેપારમાં તે ધૂમ કમાઈ રહ્યો હતો. ગવર્નર જનરલ તેના પર ઘણા ખુશ હતા. એવી પણ અફવા હતી કે કદાચ તેને કોઈ મહત્ત્વના સરકારી પદ પર નિયુક્ત કરવામાં આવે. બૉલરૂમમાં તેની સાથે નૃત્ય કરતી કુંવારી અમીરજાદીઓ વિચારતી કે આ સુંદર અને ધનવાન સ્રિલ જેની સાથે લગ્ન કરશે તે ખરેખર ભાગ્યશાળી છોકરી હશે.

પણ મિસ પેમીલા અથવા મિસ સ્નેહલતાની સાથે લગ્ન કરવાને બદલે આ અસાધારણ બુદ્ધિશાળી અને સૂઝબૂજવાળા સ્રિલ એશ્લેએ જુદું જ કામ કર્યું. એવું કામ જે હિન્દુસ્તાનના અંગ્રેજ 'નવાબો' સામાન્ય રીતે કરતા જ હતા.

એટલે કે, સ્ત્રિલ એશ્લેએ પણ એક 'નેટિવ' સ્ત્રીને પોતાના ઘરમાં રાખી હતી.

અંગ્રેજ 'નવાબો'ની ઇંગ્લૅન્ડમાં ઘણી મજાક ઉડાવવામાં આવતી. ત્યાંનો જાગીરદાર વર્ગ તેમને પોતાની બરોબરીના ગણવાનો ઇનકાર કરતો. ગઈ કાલની જ તો વાત છે. આ લોકો લંડનમાં સાધારણ વ્યાપારીઓ અથવા દુકાનદારો હતા પણ હિન્દુસ્તાનમાં આ લોકોએ પોતાની એક ખાસ દુનિયા ઊભી કરી લીધી હતી. પટના, ઢાકા, કાસિમ બજાર, બાલાસોર અને હુગલીના વ્યાપારી; મુર્શિદાબાદ, લખનૌ, બનારસ, ગ્વાલિયર અને દિલ્હીના દરબારોમાં રાજદૂતોનો અંચળો ઓઢનારા કૂટનીતિજ્ઞો; બંગાળ, બિહાર અને ઉડીસાના જિલ્લાઓમાં નિયુક્ત કરાયેલા ક્લેક્ટરો; અવધમાં જેમણે છાવણી નાખી હતી તે લશ્કરી અફસરો; લશ્કરી સાહસખોરો જેઓ હિન્દુસ્તાની શાસકોની સેનાઓમાં કર્તાહર્તા બનીને ધમધમાટ કરી રહ્યા હતા—એ બધા સ્ત્રિલના સાથી હતા. સ્ત્રિલ તેમનો દષ્ટિકોણ સારી રીતે સમજતો હતો. પ્લાસીના યુદ્ધ પછી લક્ષ્મીએ હિન્દુસ્તાનીઓથી રિસાઈને ફિરંગીઓનું ઘર આબાદ કરવા માંડ્યું હતું. અંગ્રેજોને ત્યાં લક્ષ્મીનો વરસાદ વરસતો હતો. સૂરોખાર અને ગળીના વ્યાપારીઓ કરોડપતિ બની ચૂક્યા હતા. નવાબોની જેમ જિંદગી જીવવી એ તેમનો આદર્શ હતો. હિન્દુસ્તાની નવાબો, રાજાઓ અને અંગ્રેજોના ઉચ્ચ વર્ગે અંદર અંદર સમજૂતી કરીને એક અત્યંત 'સુસંસ્કૃત' વ્યવસ્થાનો પાયો નાખ્યો હતો. દીવાની સત્તા મળ્યા બાદ અંગ્રેજ નાગરિકો બંગાળમાં મોટી સંખ્યામાં આવ્યા હતા. તેઓ ઘણી નાની વયે ઇન્ગ્લેન્ડથી અહીં આવતા અને હિન્દુસ્તાની વ્યસનો ખૂબ ઝડપથી અપનાવી લેતા. જિલ્લાઓમાં ક્લેક્ટરના પદ પર નિયુક્ત થયા બાદ તેઓ પોતાનો બધો સમય જાગીરદારોની સોબતમાં ગાળતા. પ્લાસીના યુદ્ધ પછી કંપનીના ક્લેક્ટર ધન ભેગું કરીને પોતાના દેશ ભેગું કરવાને બદલે હવે 'નવાબ' કહેવડાવવાનું સ્વપ્ન સેવતા અને પોતાના જનાનખાનામાં દસદસ દેશી સ્ત્રીઓ રાખતા.

સ્ત્રિલ પણ પોતાના ઘરમાં સુજાતાદેવીને બેસાડીને 'નવાબ' બની ગયો હતો.

કાળા લાંબા વાળ અને નશીલાં નેત્રોવાળી સુજાતા ઢાકા નજીકના એક ગામની વતની હતી. તેનો બાપ ભૂખે મરી રહ્યો હતો કારણકે ઢાકા આર્થિક વિનાશની પકડમાં હતું. સુજાતાને સાત બહેનો હતી, તેમાંની ત્રણ વિધવા હતી અને ચારનાં હજી સુધી લગ્ન કરી શકાયાં ન હતાં. તેનો એક ભાઈ હતો, તેનું નામ શ્યામચરણ હતું. તેને ક્લકત્તામાં એક ગોદામમાં નોકરી મળતાં તેણે પોતાની બહેનોને ઢાકાથી બોલાવી મગાવી. આ ગોદામના માલિકનું નામ સ્ત્રિલ હતું.

ગ્રિલસાહેબ હજી છોકરડા જેવો હતો, પણ કલકત્તામાં તેણે સારું સ્થાન જમાવી દીધું હતું. એક દિવસ સુજાતા પૂજા માટે કાલિઘાટ જઈ રહી હતી ત્યારે ક્યાંકથી ગ્રિલસાહેબે તેને જોઈ. ગ્રિલસાહેબ અંગે એવી પણ વાતો ફેલાયેલી હતી કે તે ઘણો દિલવાળો માણસ છે. સુજાતાનો ભાઈ પોતાની ગરીબાઈથી કંટાળીને રોજ વિચારતો કે તે સિરામપુર જઈને ખ્રિસ્તી થઈ જાઉં પણ તે દિવસે જ ગ્રિલસાહેબના 'સરકાર' બાબુએ આવીને કહ્યું: "સાહેબે તને યાદ કર્યો છે." અને બીજા દિવસે સુજાતાને ગ્રિલસાહેબને ઘેર પહોંચાડી દેવામાં આવી. આ રીતે તેનું કુટુંબ ભૂખમરાથી બચી ગયું.

ગ્રિલસાહેબે સુજાતા સાથે લગ્ન ન કર્યાં, પણ સુજાતા નાખુશ ન હતી. તે ઠાઠથી મહેલ જેવા ઘરમાં રહેતી અને નોકરો પર શાસન કરતી. તેની જેમ ઘણી દેશી સ્ત્રીઓ ઉચ્ચ વર્ગના અંગ્રેજોના રાણીવાસમાં હતી. તેમના સંતાનોને અભ્યાસ માટે વિલાયત મોકલવામાં આવતાં અને જ્યાં સુધી તે બાળકનો પિતા જીવતો હોય ત્યાં સુધી પરિવાર સુખચેનથી રહેતું.

પણ ગ્રિલને ખબર હતી કે તેના મૃત્યુ પછી તેનાં અને સુજાતાનાં બાળકોના શા હાલ થશે. તેમની મદ્રાસ અથવા કલકત્તાનાં અનાથાલયોમાં ભરતી કરવામાં આવશે. મોટાં થયાં પછી તેમને સારી નોકરી નહીં મળે. તેઓ રાલ્ફની જેમ કારકુનો બનશે અથવા તો રેજિમેન્ટમાં ભરતી થઈને મરાઠાઓ સામે લડયા કરશે. તેમની પુત્રીને કોઈ અંગ્રેજ નવાબજાદાની આયા બનવું પડશે અથવા તો કોઈ ફોજી અફસરની રખાત. ત્યારે તેને ખ્યાલ આવ્યો કે યૂરેશિયન લોકોની સ્થિતિ કેવી દયાજનક છે. તે સમયે તેને સુંદરી મારિયા ટેરેઝા યાદ આવી જેને તે નીચતાપૂર્વક મદ્રાસમાં ત્યજી આવ્યો હતો. ગ્રિલ આ બધું વિચારીને મૂંઝાઈ ગયો. તો શું તેણે મિસ સિશિયા સાથે લગ્ન કરી લેવાં જોઈએ ? પણ સુજાતા તેના મધુર અવાજથી તેને બોલાવતી ત્યારે તે વિમાસણમાં મુકાઈ જતો અને પાલખીમાં બેસી રેસકોર્સ તરફ ચાલી નીકળતો. તે કામમાં વ્યસ્ત રહેતો અને તેની જિંદગી અનેક ઝંઝાવાતો વચ્ચેથી પસાર થઈ રહી હતી. આખું ય બંગાળ અને બિહાર તેની સમક્ષ પડયું હતું. બંગાળના તમામ જલમાર્ગો તેને માટે ખુલ્લા હતા. ધાલેશ્વરી, હરિમંગલ, કરનાફુલી, મધુમતી અને શિવબંસુરીની લહેરો પર તેનાં જહાજો ગળી લાવવા માટે ફરતાં હતાં. ઢાકનો મોગલોનો શાનદાર ધક્કો હવે તેના હાથમાં હતો.

તેણે દૂરથી પોતાની ચાંદીની મૂઠવાળી લાકડી લંબાવીને બુઢ્ઢાને ભોંકી: "અબુલ મન્સૂર, જો તું એમ ઇચ્છતો હો કે હંટરથી હું તારી ચામડી ઉતારી ન નાખું તો જરા જોરથી હલેસાં માર, સમજ્યો." તેણે કહ્યું

બુઢ્ઢો વધારે જોશથી હલેસાં મારવા લાગ્યો. તે એને ચુપચાપ જોઈ રહ્યો. તેણે વિચાર્યું, કેવા પથ્થરદિલ લોકો હોય છે આ. ૧૭૭૦માં કેવો ભયંકર દુકાળ પડયો હતો! સમુદ્રમાં પણ આટઆટલાં તોફાનો આવે છે, બીમારીઓ ફેલાય છે, પણ આ લોકો એ જ રીતે જીવી રહ્યા છે. હદ છે! તેણે ઘડિયાળમાં જોયું. રાતના નવ વાગ્યા હતા. આજે રાતે તો રાજા ગિરીશચંદ્રને ઘેર તેને પહોંચવાનું છે. કલકત્તાના શાસનમાં ઘણાં પરિવર્તન થઈ રહ્યાં હતાં. એકાદ-બે દિવસ પછી સર જૉન શોર આવવાના હતા. નવો ગવર્નર જનરલ પણ આવી રહ્યો હતો. ત્યાંથી પાછા ફરીને તેણે ગવર્નમેન્ટ હાઉસ જવાનું હતું! "આજે કઈ તારીખ છે?" તેણે પીટરને પૂછ્યું. પીટર ઘસઘસાટ ઊંઘી રહ્યો હતો. સ્મિલે ફાનસ ઉઠાવીને વિલિયમ હિકીના 'બંગાલ ગેઝેટ' પર નજર નાખી. ગઈ કાલનું અખબાર હતું.

૮, જૂન, ૧૭૯૮. સ્મિલ એકાએક ચોંકી ઊઠયો. તેને હિન્દુસ્તાન આવ્યાને આજે પાંચ વર્ષ પૂરાં થતાં હતાં. આ પાંચ વર્ષમાં તે ક્યાંથી ક્યાં પહોંચી ગયો હતો. ગળીનો વ્યાપાર દિવસે ન વધે તેટલો રાત્રે વધી રહ્યો હતો. ગુજરાતમાં ગળીનો ઉદ્યોગ નાશ પામ્યો હતો. તેને બદલે કંપનીના અંગ્રેજ પ્લાન્ટરો દિલ્હીથી બંગાળ સુધી ફેલાઈ ગયા હતા. બંગાળના ખેડૂતો બગીચાઓના અંગ્રેજ પ્લાન્ટર પાસેથી ઉધાર લઈને ગળીની ખેતી કરતા. પરિણામે તેમને અનેક પ્રકારના અત્યાચારોના ભોગ બનવું પડતું.

દિવસ આખો ગળીના ખેતરોમાં પરિશ્રમ કરનારો બંગાળનો ખેડૂત અબુલ મન્સુર કમાલુદ્દીન તે સમયે પોતાના નવા માલિક સ્મિલ એશલેને નૌકામાં બેસાડીને સામે પાર લઈ જઈ રહ્યો હતો. ચંદ્ર પદ્માના જલ પર ઊતરી આવ્યો હતો અને હવામાં ઠંડક પ્રસરી હતી. કેળનાં ઝુંડમાં શિયાળ બોલી રહ્યાં હતાં.

કારણકે, રાત ઘણી બિહામણી હતી.

## ૧૨

કિનારે આવીને રાઘેચરણે ફાનસ ઊંચું કર્યું અને પાણી પર પ્રકાશ નાખ્યો. દૂર ક્ષિતિજ પરથી એક નાવ મંદ ગતિથી ઘાટ તરફ આવી રહી હતી. તેણે ફાનસ જમીન

પર મૂકી દીધું અને ચાદર લપેટીને તે ઊભડક બેસી ગયો. બાજુના ચોકમાં ગામના લોકો ભેગા મળ્યા હતા. વાંસનાં ઝુંડ નીચે રાધેચરણનું પોતાનું નાનકડું ઘર હતું. ચારે તરફ એક પ્રકારની નિઃતબ્ધતા છવાઈ હતી. રાજા ગિરીશચંદ્રના મહેલમાંથી તંતુ-વાદ્યોના હળવા સૂરો સંભળાઈ રહ્યા હતા. સાંભળ્યું હતું કે ત્યાં પટના અને લખનૌથી તવાયફો આવી હતી. રાજાસાહેબને લાટસાહેબનો ખિતાબ આપીને સન્માનિત કર્યા હતા તેની ખુશીમાં ઉત્સવ ઊજવાઈ રહ્યો હતો. કલકત્તાથી સાહેબલોકો તેમાં સામેલ થવા આવી રહ્યા હતા. ચોકમાં એક પ્રકારનું અજબ મૌન છવાયું હતું.

"કંઈ વાત કરોને, દાદા!" પ્રમોદે ચલમની રાખ ખંખેરતાં ઉદાસ સ્વરે રાધેચરણને કહ્યું.

રાધેચરણ મૌન ધારણ કરી ઘાટ તરફ જોતો રહ્યો. વાંસનાં ઝુંડમાં થઈને વહેતો પવન સૂસવાટા મારતો હતો.

આવી જ રાતોમાં વાંકડિયા વાળવાળા સત્યપીર સત્યનારાયણે[1] માથા પર ચંદનનું ટીલું કરી, હાથમાં વાંસળી ધારણ કરી, કેસરી રંગનાં વસ્ત્રો પહેરી, કમરે બાંધેલ સાંકળી રણકાવતા પદ્માને કિનારે જતા દેખાયા કરતા. જો મને કદી સત્યનારાયણ મળી જાય તો હું તેમને પૂછીશ.... તો હું તેને શું પૂછીશ? રાધેચરણ ઊભડક બેઠો બેઠો વિચારી રહ્યો હતો.

ઘણી બધી સાંકળો ખખડવાના અવાજે શાંતિનો ભંગ કર્યો. રાધેચરણે ચોંકીને જોયું તો સામે સત્યપીર નહીં પણ કેટલાક ફકીરો ઊભા હતા. વાંસોનાં ઝુંડમાંથી નીકળીને તેઓ રાધેચરણના ઘર તરફ વળ્યા હતા અને દ્વાર પર ઊભા રહીને બૂમો પાડી રહ્યા હતા.

રાધેચરણે મૂંઝવણ સાથે તેમની તરફ જોયું. સત્યનારાયણના કેટલાક ભિખારીઓ તેના દ્વાર પાસે ઊભા હતા પણ તેની પાસે કશું ન હતું. સદીઓથી આ ફકીરો આવી જ રીતે ગાતાબજાવતા ફરતા હતા. ગામની હિન્દુ સ્ત્રીઓ તેમની ઝોળીમાં દાળચોખા નાખતી અને તેમની પાસે આશીર્વાદ માગતી. ગયે વર્ષે જ્યારે સુજાતા ભિક્ષા દેવા આવી ત્યારે તેમણે કહ્યું હતું: "આ બેટી પદ્મિની છે, બેટી ઘણી ભાગ્યશાળી છે."

---

૧ ગૌડના સુલતાન અલાઉદ્દીન હુસેન શાહના સૂફી દેવતા, જે બંગાળના મુસલમાનો માટે 'સત્યપીર' અને હિંદુઓ માટે 'સત્યનારાયણ' બની ગયા હતા.

તેમનો અવાજ સાંભળીને સુજાતાની મા ઘરની બહાર આવી. ફકીરોને આપવા માટે તેની પાસે કશું જ ન હતું. સત્યપીર, માણિકપીર, લક્ષ્મી, ચંડી—આ બધાં દેવી-દેવતાઓની જમાત પર તેને ઘણો ગુસ્સો આવતો. એ બધાં દગાબાજ હતાં, બધાંય દેવી-દેવતાઓ! તેણે સાડીના છેડાથી આંસુ લૂછવા માંડયાં અને ચુપચાપ ઊભી ઊભી ફકીરોને જોતી રહી. "સુજાતા કયાં છે?' આખરે તેમનામાંના એક જણે પૂછ્યું.

"કલકત્તા." રાધેચરણની પત્નીએ કહ્યું. "તેનાં લગ્ન થઈ ગયાં." માએ ધીમેથી જવાબ આપ્યો. તેણે એ ન કહ્યું કે, સુજાતાને લાજ-મલાજો છોડવા પડયાં અને તે એક ફિરંગીના ઘરમાં રહે છે.

"અમારો જમાઈ શું કરે છે?"

"કલકત્તામાં કામ કરે છે."

"સારું, સારું." ફકીરોએ સંતોષ પ્રકટ કરતાં આશીર્વાદ આપ્યા અને પાછા ફરવા લાગ્યા. હવે તેમને દરેક ઘરે એમ સાંભળવા મળતું કે અમારી પાસે દાન માટે કશું નથી. તેઓ દુકાળથી ટેવાઈ ગયા હતા. ઈસ્ટ ઇન્ડિયા કંપનીની જબરદસ્ત લૂંટને કારણે ૧૭૭૦માં બંગાળમાં જે ભયંકર દુકાળ પડયો હતો તેને ત્રણ દાયકા વીતી ગયા હતા. ત્યારે સાંભળ્યું હતું કે, ફિરંગીઓની રાજધાની કલકત્તાની સડકો ભૂખથી મરેલા માનવીઓની લાશોથી ઊભરાય છે. પણ હવે કલકત્તાની સડકો દૂર દૂર સુધી ફેલાઈ હતી. આ સમયે ગામેગામ લોકો ભૂખથી મરી રહ્યા હતા.

"થોભો" સુજાતાની માએ કહ્યું, 'મેં પ્રફુલ્લને બજારમાં મોકલ્યો છે, કદાચ કંઈ લઈ આવ્યો હોય તો."

પણ ફકીરો આશીર્વાદ આપતા આપતા ઉદાસ કદમો ઉઠાવતા આગળ નીકળી ગયા હતા. સુજાતાની મા પોતાના ભાણેજની પ્રતીક્ષા કરી રહી હતી.

પણ તે તો બજારથી ઘેર પાછા આવવાને બદલે પેલા ચોકમાં જઈને બેઠો હતો. તેના બધા સાથીઓ નીચાં મોંએ બેઠા હતા. તે ત્રણ દિવસથી તેલની શોધમાં રખડતો હતો. તેલના ભાવ આસમાને ચડયા હતા. સોનાના ભાવે તેલ વેચાઈ રહ્યું હતું. મીઠું તો જોવા પણ મળતું ન હતું, ચોખાનું નામનિશાન ન હતું. સોપારી અને તંબાકુ, ચોખા અને મીઠું તથા અન્ય તમામ વસ્તુઓના વ્યાપાર પર કંપની બહાદુરના ફિરંગીઓએ કબજો જમાવી દીધો હતો. નદીઓમાં માલથી લાદેલી તેમની

નાવો ફરતી હતી પણ બજારમાં ભાવો આસમાને પહોંચ્યા હતા. ચોકમાં બીજા સાત-આઠ માણસો પણ આવીને બેઠા હતા. ધીમે ધીમે વાતો શરૂ થઈ.

"મહમૂદદાદા, તમે પણ ઢાકાથી આવો છો?" પ્રમોદ બસુએ પૂછ્યું.

"હા, હું પણ, અને નઝીર પણ, અને બધા જ. હવે ત્યાં ખાવા મળતું નથી. શાળો પડી ભાંગી છે. હવે અમે પણ હળ ચલાવીશું. તમારા રાજાસાહેબ અમને જમીન ખેડવા દેશે?" મહમૂદ ઉલહકે કહ્યું અને પોતાના હાથ સામે ધર્યા. તેના હાથની આંગળીઓ કાપી નાખવામાં આવી હતી.

"ખબર નથી." પ્રમોદે કંટાળીને જવાબ આપ્યો. તે આ બધું વિચારી વિચારીને થાકી ગયો હતો. લોકોનાં ટોળેટોળાં ગામડાંઓ તરફ પાછાં વળી રહ્યાં હતાં. ગામડાં-ઓની ધરતી પર વસતિનો બોજ વધી રહ્યો હતો. દુનિયાના સૌથી મોટા ઔદ્યોગિક દેશ હિન્દુસ્તાનનું હવે કૃષિ-પ્રધાન દેશમાં પરિવર્તન કરાઈ રહ્યું હતું. ખેતીમાં ઉપજ ઓછી હતી અને મહેસૂલ વધારે હતું. અને વારંવારનો દુકાળ એ વધારાની મુસીબત હતી.

આ આંખોએ જમાનાના કેવા કેવા પલટાઓ જોયા છે—રાધેચરણ ચોકમાં બેઠેલા લોકો પર દૃષ્ટિ નાખતાં વિચારતો હતો. કૉર્નવૉલિસના કાનૂને તો બિલકુલ કમર તોડી નાખી છે. ત્રણચાર નવયુવકો તેની પાસે આવીને બેઠા.

"દાદા, તમારા નવાબોના જમાનામાં પણ આમ જ થતું હતું?" આશુતોષે પ્રશ્ન કર્યો.

"શું?" રાધેચરણે પૂછ્યું.

"આ જ બધું—મોંઘવારી, દુકાળ, લડાઈઝઘડા."

લાંબી સફેદ દાઢીવાળા બે હિન્દુ બુઢ્ઢાઓએ તેમની ઓછું દેખાતી આંખે નવ-યુવકો તરફ જોયું. એ બન્ને જણા બક્સરમાં લડયા હતા. ગામ આવા પુરાણા જમાનાના બુઢ્ઢાઓથી ભરેલું હતું. તેઓ મોગલો અને નવાબોના જમાનાના ગુણગાન ગાતા હતા અને વર્તમાન કાળને રોતા હતા.

"એવો જમાનો આવવાનો છે, જ્યારે આપણી સ્ત્રીઓને બુરખા અને લાજમાંથી બહાર નીકળવું પડશે. આપણાં બાળકો ગલીઓમાં ભૂખે મરશે. આપણા બાદશાહનો તાજ રગદોળાશે. મહાભારતમાં લખ્યું છે." બુઢ્ઢા ધનગોપાલ મજૂમદારે કહેવાનું શરૂ કર્યું.

"દાદા, મહાભારતને છોડો!" પ્રફુલ્લે ગુસ્સે થઈને તેની વાત કાપી.

આ જ તો બુઢ્ઢાઓમાં એક ખામી હતી. વખત-કવખત સિરાજુદ્દૌલાને યાદ કર્યા કરતા. "વીતેલા દિવસોની શી વાત કરો છો!" તેણે કહ્યું, "કલકત્તા ચાલો, જ્યાં શ્યામદા ગયા છે," શ્યામ રાધેચરણનો છોકરો હતો. તે સ્મિથસાહેબના ગોદામમાં નોકરી કરતો હતો. "અને લાટસાહેબની ચાકરી કરો! સિરાજનો જમાનો વીતી ગયો, દાદા!"

રાધેચરણ ચકિત થઈને સાંભળતો રહ્યો. આ છોકરો પ્રફુલ્લ બિલકુલ મારવાડીઓ જેવી વાત કરે છે. તેનામાં આ મનોવૃત્તિ ક્યાંથી આવી? તેને મારવાડીઓ પ્રત્યે તિરસ્કાર હતો. રાધેચરણ ફારસી શીખનારા પુરાણા કુલીન વર્ગમાંથી આવતો હતો. મોગલોના સમયમાં આ લોકો રાજનો કારોબાર સંભાળતા અને બાકીનો સમય પૂજા-પાઠમાં વ્યતીત કરતા. પણ હવે કલકત્તાના મારવાડીઓમાં એક નવો વર્ગ—મધ્યમ વર્ગ—પેદા થયો હતો જે કંપની સાથે વ્યાપાર કરીને અને કંપનીનાં ષડ્યંત્રોમાં ભાગ લઈને રૂપિયા બનાવી રહ્યો હતો. આ બંગાળના વાણિયાઓનો નવો વર્ગ હતો. જાગીરદાર અને ખેડૂતની વચમાં આ નવો મૂડીવાદી વર્ગ અંગ્રેજોનો મિત્ર અને જમણો હાથ હતો.

"લાટસાહેબની ચાકરી!" ધનગોપાલે ખાંસી ખાઈને જોરથી બોલવું શરૂ કર્યું. તેની હલતી દાઢી ફાનસના પ્રકાશમાં હાસ્યાસ્પદ લાગતી હતી. "લાટસાહેબ!" તેણે ફરી કહ્યું, "અમારે તેમની સાથે શો સંબંધ? અમારો બાદશાહ હજી દિલ્હીમાં છે. તે તમારા લાટસાહેબનું મગજ ઠેકાણે લાવી આપશે!"

"તમારા બાદશાહને આંધળો બનાવી દેવામાં આવ્યો છે, ગોપાળદાદા!" પ્રફુલ્લે ખડખડાટ હસતાં કહ્યું—"તમારા બાદશાહે દીવાની સત્તા ક્લાઈવને હવાલે શા માટે કરી દીધી? હવે શું મગજ ઠેકાણે લાવવાનો હતો!" પ્રફુલ્લ ફરીથી એક વખત હસ્યો. બન્ને બુઢ્ઢાઓ ચુપચાપ ઘૂંટણ વચ્ચે માથું દબાવી બેસી ગયા. રાધેચરણે મૂંઝવણથી પ્રફુલ્લ તરફ જોયું: આ છોકરાઓને કંઈ પણ સમજાવવું વ્યર્થ હતું. એ પણ કહેવું વ્યર્થ હતું, કે બાદશાહે પોતાની મરજીથી દીવાની સત્તા આપી ન હતી, ક્લાઈવે તે જબરજસ્તીથી હસ્તગત કરી લીધી હતી. આ ભૂખ્યા દેશમાં જન્મ લેનારા આ નવયુવકોને ખાતરી કરાવી શકાય તેમ ન હતું કે તેઓ જ્યાં જન્મ્યા હતા તે પ્રદેશ બંગાળનો સૌથી વધુ ફળદ્રૂપ વિસ્તાર હતો. આ વિસ્તાર જ 'ફિરદૌસે-હિન્દ'(ભારતનું સ્વર્ગ) કહેવાતો હતો. ત્યારે આ દેશ ઉપર પરાયા દેશ ઇંગ્લૅન્ડનો જમીનદારી કાનૂન અમલમાં

ન હતો, તે સમયે દેશમાં જ બનેલી ચીજ ઉપર નિકાસ-કર લાગતો ન હતો, તે તો રાધેચરણની નજર સામે દાખલ કરવામાં આવ્યો હતો. થોડા દિવસ પહેલાં જ જ્યારે સ્થાયી બંદોબસ્ત અંગે ઢાકાનો કલેક્ટર અહીં આવ્યો હતો ત્યારે તેણે પોતાના દરબારમાં રાધેચરણને બોલાવીને કહ્યું હતું: અમે આ બધું તમારા લાભ માટે જ કરી રહ્યા છીએ. મુસલમાન નવાબોએ તેમની ગેરવ્યવસ્થાથી તમને બધાને ગરીબ બનાવી દીધા હતા.

"તમે જૂઠું બોલો છો, સાહેબ! અમારા નવાબોને ત્યાં ગેરવ્યવસ્થા ન હતી. મારા પૂર્વજો સદીઓથી મુર્શિદાબાદમાં રાજ્યની વ્યવસ્થા સંભાળતા હતા. આજે હું આ બુઢ્ઢી ગંગાને કિનારે ઝૂંપડીમાં રહું છું તેનો અર્થ એ નથી કે મેં મારા સુખના દિવસો સાથે મારી સમજશક્તિ પણ ગુમાવી દીધી છે. મને ખબર છે કે તમે જૂઠું બોલો છો. તમે...!" અને રાધેચરણ ક્રોધથી કાંપવા લાગ્યો. કલેક્ટરના ચપરાશીઓએ તેને પકડીને ખંડમાંથી બહાર કાઢ્યો. તે દિવસે તે ખંડમાં એક મિશનરી પણ હાજર હતો. તે પોતાની યાત્રાનો વૃત્તાંત લખી રહ્યો હતો. આ સંવાદ સાંભળીને તેણે તે 'પ્રામાણિકપણે' લિપિબદ્ધ કર્યો હતો: "બંગાળના હિન્દુઓ મુસલમાન નવાબોની ઘૃણા કરે છે. મુસલમાન હિન્દુઓના ખૂનના તરસ્યા છે. આ દેશમાં કોઈ એકતા નથી. વાસ્તવમાં તો તેને એક દેશ જ કહેવો ન જોઈએ!"

રાધેચરણ નદીના કિનારા પર ઘાસમાં બેઠો રહ્યો. હવે નાવ તેની સામેથી પસાર થઈ રહી હતી. તેમાં એક ઊંચો પહોળો નવજુવાન અંગ્રેજ બેઠો હતો. તેની વિગનો પાવડર અને તલવારની મૂઠ ચાંદનીમાં ચમકી રહ્યાં હતાં. મન્સુરદાદા હાંફતા-કાંપતા નાવ હંકારી રહ્યા હતા.

રાધેચરણે આંખો બંધ કરી દીધી. નવાબ અલીવર્દીએ મરતી વખતે નૌજવાન સિરાજને કહ્યું હતું: "ફિરંગીઓએ શહેનશાહનો મુગટ અને તેની રૈયતની ધન-દોલતની અંદરોઅંદર વહેંચણી કરી લીધી છે. તેની શક્તિ જબરજસ્ત છે. તેને કિલ્લાઓ અને ફોજ પ્રાપ્ત ન કરવા દેતો, નહીં તો મુલક તેનો થઈ જશે." તે સમયે ચોવીસ વર્ષનો સિરાજ મુર્શિદાબાદમાં હતો. ફિરંગીઓ તેને અપમાનિત કરવાના ઇરાદાથી તેને કાસિમ બજારની વ્યાપારી કોઠીઓમાં પ્રવેશ કરવા દેતા ન હતા. તેણે એ વ્યાપારીઓ ઉપરનો કર માફ કરી દીધો હતો પણ નવાબના ઇલાકાથી જે માલ આવતો તેની ઉપર અંગ્રેજો જબરજસ્ત મહેસૂલ લગાવી રહ્યા હતા. કલકત્તાના પતન પછી

પણ સિરાજે અંગ્રેજોના પ્રતિજ્ઞાપત્ર પર વિશ્વાસ કરીને તેમને ક્ષમા કરી હતી. રાધેચરણનો બાપ આ બધાં યુદ્ધોમાં સિરાજની સાથે સાથે રહ્યો હતો. અંગ્રેજોએ હુગલીમાં મારફાડ કરી તો સિરાજે લખ્યું, "તમે મારી પ્રજા ઉપર ભયંકર જુલમ કર્યો છે. તમે તમારી જાતને ઇસાઈ કહો છો. જો તમે હજી પણ માત્ર વ્યાપારીઓ તરીકે રહેવાનું કબૂલ કરશો તો હું તમને માફ કરવા તૈયાર છું અને પહેલાંની તમામ સગવડો ફરીથી આપીશ કારણકે યુદ્ધનું પરિણામ માત્ર વિનાશ જ છે. તમે મારી સાથે શાંતિની સમજૂતી કરો છો અને પછીથી પાછો હુમલો કરો છો." સિરાજે વધુમાં લખ્યું, "મરાઠાને બાઈબલ સાથે કોઈ સંબંધ નથી, પણ તેઓ પોતાના કરારનામાનો અમલ કરે છે અને તમે ખુદા અને ઈસુના કસમો ખાવ છો ને પોતાની પ્રતિજ્ઞાઓ તોડો છો!"

અને એડમિરલ વોટ્સને જવાબ આપ્યો હતો, "હું તમારા દેશમાં એવી આગ સળગાવીશ જેને ગંગાનું બધું પાણી પણ બુઝાવી શકશે નહિ. હું એવી આગ સળગાવીશ... !" એકાએક મશાલના પ્રકાશથી બુઢ્ઢી ગંગાની લહેરો ઝગમગી ઊઠી. સાહેબની નાવ ઘાટ પર પહોંચી ગઈ હતી. રાજા ગિરિશચંદ્ર અને તેના મળતિયાઓ ઘાટ ઉપર સ્વાગત માટે હાજર હતા. રાધેચરણે ચમકીને માથું ઊંચું કર્યું અને પ્રકાશમાં તેની આંખો અંજાઈ ગઈ, તે ચાદર લપેટીને ધીમેથી ઊઠયો અને પોતાના ઘર તરફ વળી ગયો.

## ૧૩

પચ્ચીસ વરસ વીતી ગયાં.

ઢાકાનાં કારખાનાં સૂનાં પડયાં હતાં. દેશભરની લોખંડની ભઠ્ઠીઓ કેટલાય સમય પહેલાં ઠંડી થઈ ચૂકી હતી. હિન્દુસ્તાની વણકરોનાં હાડકાં મેદાનોમાં તડકામાં ચમકી રહ્યાં હતાં. મુર્શિદાબાદ, જે એક સમયે ક્લાઇવને લંડન કરતાં પણ મોટું અને શાનદાર જણાયું હતું તે હવે સૂમસામ પડયું હતું. કલકત્તા કલબલતું શહેર બની ચૂકયું હતું. આ કલકત્તામાં જ અલીપુર રોડ ઉપર સિરાલ એટલે પચાસ વર્ષનો અનુભવી, જૉન કંપનીનો મહત્ત્વપૂર્ણ સ્તંભ, અવધના બાદશાહનો

લંગોટિયો દોસ્ત એ સમયે પોતાનાં શિકારી કૂતરાઓ સાથે 'હલો-હલો' કરીને રોજની જેમ હવા ખાવા માટે પોતાની પાલખીમાં સવાર થવાનો ઇરાદો કરી રહ્યો હતો. તેના તબીબે તેને ચેતવણી આપી હતી કે તેણે પોતાના સ્વાસ્થ્યની કાળજી રાખવી, મહેનત ઓછી કરવી, આનંદમાં રહેવું, શરાબ ઓછો કરવો અને રોજ નિયમિત રીતે ખુલ્લી હવામાં ફરવા જવું. નહીં તો મરી જશો. તબીબના આ ઉપદેશ પર તેને હસવું આવ્યું. તેને ખાતરી હતી કે તે તંદુરસ્ત હતો. સફળ, ધનવાન, બુલંદ કિસ્મતનો ઇન્સાન. પોતે પચાસ વર્ષની ઉંમરે પહોંચ્યો છે ત્યારે તેના તબીબો તેની આગળ-પાછળ દોડવા માંડે છે.

તેણે કેટલાક કર્મચારીઓને પોતાની તરફ આવતા જોયા, અને જલદીથી તે 'બડા સાહબ'ની મુખમુદ્રા ધારણ કરીને વાહનમાં જઈને બેઠો. કાસદ ગવર્નમેન્ટ હાઉસથી આવ્યો હતો. પોતાના કારકુન મારફત કેટલાક કાગળો તેને રેસિડેન્ટ પાસે મોકલવાના હતા. બંગાળની હાલત સારી ન હતી. અવધના કેટલાક બળવાખોર મૌલવીઓની આગેવાની હેઠળ જિલ્લાના મુસલમાન ખેડૂતોએ માથું ઊંચક્યું હતું અને ઉપદ્રવ મચાવતા ફરી રહ્યા હતા. અવધના બાદશાહ પાસે આ કાગળો પહોંચાડવા આવશ્યક હતા. એને ઉપદ્રવખોરોને કચડવા માટે નદિયા જિલ્લા જવું પણ જરૂરી હતું (નદિયા જિલ્લામાં પ્લાસી બાગ હતો જ્યાં કેરીની મોસમમાં ફળો આવ્યાં હતાં ત્યારે કર્નલ ક્લાઇવ સિરાજની સાથે લડ્યો હતો.). નદિયા... ગવર્નમેન્ટ હાઉસમાંથી આવેલા સરકારી પત્રમાં આ નામ વાંચી તેને ઘણી વાતો યાદ આવી ગઈ. નામો અને શબ્દો સાથે આ શી મુશીબત હતી! હરેક વસ્તુનો કોઈ ને કોઈ બીજી વસ્તુ સાથે સંબંધ હતો. આખી દુનિયા, સમગ્ર વિશ્વ તેને કોઈ ને કોઈ કહાણી સંભળાવવા જાણે તૈયાર બેઠું હતું! પણ પોતાની કહાણી તે કોને સંભળાવે?

પત્ર પર હસ્તાક્ષર કરીને, કાસદને રવાના કરીને તે ફરી ફરવા જવા તૈયાર થયો. આસમાનમાં વાદળો ઘેરાયાં હતાં. સામે સડક પર કેટલાક કાળા માણસો નનામી ઉપાડીને 'હરિ બોલ! હરિ બોલ!'ના ભયોત્પાદક પોકારો કરતાં જલદી પગલાં ભરતાં સ્મશાન તરફ જઈ રહ્યા હતા. સિરિલને એક ધ્રુજારી આવી ગઈ. પછી તેણે નનામી સાથે ચાલતા એક માણસને પૂછ્યું:

"કોનું શબ લઈ જઈ રહ્યા છો?"

"ઢાકાના રાધેચરણબાબુનું!"

સિરિલ ચોંક્યો. રાધેચરણ તો સુજાતાના પિતાનું નામ હતું.

સુજાતા કોણ હતી?

સંસારમાં હજારો રાધેચરણ હશે...અને, તેણે સુજાતાના બાપને કદી પણ જોયો ન હતો. સાંભળ્યું હતું કે કોઈક વખત બુઢ્ઢો પોતાના છોકરાને મળવા ગામથી આવી જતો, પણ તે ઘણો સખત અને મિજાજી બુઢ્ઢો હતો.

સ્મિથ ટોપી ઉતારીને રસ્તાને એક કિનારે ઊભો રહી ગયો. શબવાહકોએ તેના તરફ આશ્ચર્યથી જોયું. જીવંત બંગાળીઓ સાથે લાત-જૂતાથી વાત કરનાર એક અંગ્રેજ હાકેમ મરેલા બંગાળીને આ સન્માન શા માટે આપી રહ્યો હતો!

બિચારા રાધેચરણબાબુ! તેણે થોડીક ક્ષણો માટે પણ જીવતા થઈને પોતાનું આ સન્માન પણ જોઈ લીધું હોત તો!

નનામી લઈ ડાઘુઓ આગળ વધ્યા. 'હરિ બોલ! હરિ બોલ!'નો અવાજ ધીમો પડતાં પડતાં છેવટ સંભળાતો બંધ પડ્યો. પાલખી ઊંચકનારાઓએ પૂછ્યું, "સાહેબ, ક્યાં જવાનું છે?"

સ્મિથ પાલખીમાં જઈને બેઠો અને કહ્યું, "ક્યાંય પણ લઈ જા!"

તેણે જીવનમાં ચડતીપડતી જોઈ હતી, લોકોને મરતાં પણ જોયા હતા તેણે દુનિયાના બધા રંગોને બધી બાજુએથી જોઈ નાખ્યા હતા. ઇનસાન કેવી રીતે જીવે છે, કેવી રીતે મરે છે, આ ગોરખધંધો કેમ ચાલુ હતો? એક નેટિવ કવિએ લખ્યું હતું:

**ગહરી નદિયા, અગમ જળ, જોર બહુત હૈ ધાર,**
**ખેવટસે પહેલે મિલો, જો ઉતરા ચાહો પાર.**

ખેવટ ક્યાં હતો? અને તેને મળવાનો અવકાશ કોને છે! પરંતુ આત્માનો આ સંતાપ કેવો છે જે કેટલાય સમયથી અંદરથી કોરી ખાય છે! કોઈ વખતે કોઈ સ્થિતિમાં પણ તેનો પીછો છોડતો નથી. જીવન પાસે તેને જેટલી અપેક્ષા અને આકાંક્ષાઓ હતી તેનાથી પણ વધુ મહેરબાની તેની ઉપર જીવને કરી હતી. પણ તેણે પોતે જીવનને શું આપ્યું હતું? તેણે ગભરાઈને ચારે તરફ જોયું. આ સુંદર શહેર, તેની દૌલત, તેની વસતિ તેના ચરણ ચૂમતી હતી. તેને ચારે તરફ માનવીઓ તેની મશ્કરી કરતાં હોય એમ લાગ્યું. ચાર રસ્તા પર પહોંચીને પાલખી ઊંચકનારાઓએ કાંધ બદલી. સામે એક પોર્ટુગીઝ શરાબખાનું હતું. હુગલીના અંગ્રેજ અને ઇટાલિયન ખલાસીઓ તેના દરવાજા ઉપર ઊભા રહીને હુલ્લડ મચાવી રહ્યા હતા. અંદર કોઈ જોર જોરથી હાર્પ વગાડી રહ્યું હતું. માથા ઉપર કાળા રંગનો જાળીવાળો રૂમાલ બાંધેલી એક સ્ત્રી તેના તરફ ટીકી ટીકીને જોતી શરાબખાનામાં દાખલ થઈ.

"થોભો ! અહીં અટકો !" ગ્રિલે પાલખી ઊંચકનારાઓને મોટેથી બૂમ મારીને કહ્યું. તેમણે પાલખી ફરીથી જમીન ઉપર મૂકી દીધી. ગ્રિલ કૂદીને પેલી સ્ત્રીની પાછળ પાછળ ગયો. તે એ વાત જ ભૂલી ગયો કે તેને કલકત્તાના આ હલકા શરાબખાનામાં પ્રવેશતો જોઈને લોકો શું કહેશે! કાઉન્ટરની પાછળ એક પીળા રંગનો અને નિસ્તેજ આંખોવાળો યુરોપિયન બેઠો બેઠો ઝોકાં ખાતો હતો. ગ્રિલને જોઈ ગભરાઈને ઊભો થઈ ગયો અને ડરનો માર્યો પૂરું બોલી પણ ન શક્યો. "સર... સર.. !" અવાજ તેના ગળામાં જ અટકી ગયો. અને આથી વધુ તે બોલી ન શક્યો.

ગ્રિલ ચુપચાપ તેની તરફ જોતો રહ્યો. આખી દુનિયાનાં શરાબખાનાઓનાં કાઉન્ટર પાછળ બેઠેલા માલિકો કેટલા રહસ્યમય લાગતા હતા! આ બધાની મોટી મૂક-મૌન બિરાદરી હતી, એ રખડુઓ, ચોરો, ભામટાઓ, બદમાશો અને વેશ્યાઓની ઉદાસ દુનિયા હતી.

એટલામાં પેલી સ્ત્રી મોટેથી બોલતી લાકડાના એક દાદર પરથી ઊતરી. એટલામાં તો શોર મચાવતા બે અંગ્રેજ નાવિકો દુકાનમાં દાખલ થઈ ગયા. તેમની સાથે બે સુંદર યૂરોશિયન છોકરીઓ હતી. તેમાંથી એક છોકરી મોટેથી હસી રહી હતી.

એ છોકરીના ચહેરા પર ગ્રિલને પોતાના જેવી જ આંખો દેખાઈ. તે ગૂંચવાઈ ગયો. "ગ્રિલસાહેબ? ક્યાં જાવ છો!" જે સ્ત્રીની પાછળ તે આ દુકાનમાં આવ્યો હતો તે સ્ત્રી એકાએક તેની સામે આવીને દરવાજામાં તેનો રસ્તો રોકીને ઊભી રહી. તેનાં કાનનાં એરિંગો જોરજોરથી હાલી રહ્યાં હતાં અને તે વિચિત્ર લાગી રહી હતી. દરવાજાની બારસાખમાં ઊભા રહીને તે ગ્રિલ તરફ ઘૂરકીને જોઈ રહી. "ગ્રિલસાહેબ! તમારી દીકરીને તો મળતા જાઓ! તમે મને કલકત્તા બોલાવી હતી ને! હું પૂરાં પચ્ચીસ વરસથી તમારી પ્રતીક્ષા કરી રહી છું. તે ચાર વર્ષની થઈ ત્યારે હું મદ્રાસથી અહીં આવી હતી. પણ તમારા દરવાનોએ આજસુધી મને તમારી કોઠીમાં દાખલ થવા દીધી નથી. હું કરું પણ શું? તમે મારા એક પણ પત્રનો ઉત્તર સરખોયે ન આપ્યો! તમે જાણવા માગતા હતા કે અમારા જેવા લોકોની જિંદગી કેવી રીતે ગુજરે છે, તો જોઈ લો, આવી છે અમારી જિંદગી!

"ગ્રિલસાહેબ! તમે તો બંગાલ ગવર્નમેન્ટમાં ઘણા મોટા અફસર છો. મારે માટે કશોક બંદોબસ્ત કરી આપો. નેટિવ સ્ત્રીઓ પર તમે ઘણી મહેરબાની કરી છે, તો હું તો એક રીતે તમારી કોમની જ છું."

ક્લિવ પરસેવે રેબઝેબ થઈ રહ્યો હતો. તેને લાગ્યું કે તેનું હૃદય બેસી જશે અને તે ઊભો ઊભો જ ખતમ થઈ જશે. તે સમયે જ સામેથી એક ઘોડાગાડી પસાર થઈ. તેમાં 'કલકત્તા ક્રોનિકલ'ના કેટલાક પત્રકારો બેઠેલા હતા. તેમને જોઈને તો ક્લિવ ઠરી જ ગયો. જો એ લોકોને આ વાતની કોઈ પણ રીતે ખબર પડી ગઈ તો કાલ સુધીમાં તો આ બધી વાતો આખા કલકત્તાની સોસાયટીમાં પ્રસરી જશે. પછી વાત વિલાયત સુધી પહોંચશે. તેના ચહેરાનો બદલાતો રંગ જોઈને તેના નોકરો તેની પાસે દોડી આવ્યા, " સાહેબ, આપની તબિયત ઠીક નથી લાગતી, ચાલો." તે પાછો પાલખીમાં જઈને બેઠો.

મારિયા ટેરેઝા કમર પર હાથ રાખી દરવાજામાં ઊભી ઊભી તેના તરફ જોતી રહી. પછી અંદર ચાલી ગઈ.

"હજૂર, ઘેર પાછા ફરીશું?" પાલખી ઊંચકનારાઓએ પૂછ્યું.

ઘેર? તેને ઘર ક્યાં હતું? "નહીં, બાગવાળા બંગલે ચાલો!" તેણે ક્રોધભર્યા સ્વરમાં કહ્યું. પોતાના બાગમાં જઈને વિચારશે કે તેણે હવે શું કરવું જોઈએ.

પાલખી આગળ વધતી ગઈ.

"જલદી કરો, વધુ જલદી કરો!" તેણે પાલખી ઊંચકનારાઓને તાકીદ કરી. જિંદગીની બધી ઘટનાઓ તેની નજર સામેથી પસાર થઈ રહી હતી. એ જિંદગીનું પિંજરું હતું, તે એકલો તેમાં બંધ હતો અને તેની ચારે તરફ રંગબેરંગી તસવીરો બની હતી. તેને આ તસવીરોથી ડર લાગી રહ્યો હતો. ગવર્નમેન્ટ હાઉસના સહયોગીઓ, સાથીઓ ફોર્ટ વિલયમ કોલેજના શિક્ષકો અને ગદ્યના શૈલીકારો, એશિયાટિક સોસાયટીના સંશોધકો, અવધના શાયરો અને કલાકારો—એટલે સુધી કે લખનૌની રમ્પાબાઈ પણ—આ બધાં મળીને પણ તેના આત્માની પીડા મટાડી શકે તેમ ન હતાં.

તેના આત્માની પીડાઓ શી હતી? સ્ત્રીઓ! કદી પણ નહીં. સ્ત્રીઓના પ્રશ્ને તેને કદી પણ સતાવ્યો ન હતો. સફળ, સંતુષ્ટ માનવીઓની જિંદગીમાં એક ખાસ ખાનું હોય છે અને તે કોમલાંગીઓ માટે સુરક્ષિત રહે છે. તેનો પ્રેમ, તેની અસફળતાઓ, ગૃહસ્થજીવનના હર્ષ-વિષાદ—આ બધી ચીજો એ લેબલની હેઠળ આવે છે જેના ઉપર 'સ્ત્રી' લખેલું હોય છે. ક્લિવ એટલે જેણે કવિઓની નજરે દુનિયાને પહેલીવાર જોઈ હતી તે હવે કવિને બદલે એક સફળ માનવી બની ચૂક્યો હતો. તેના આત્માનો તાપ અને પીડા એ હતાં કે તે કોઈને પ્રેમ કરી શક્યો

ન હતો—તે દેશ પ્રત્યે પણ નહિ, જેણે પોતાની મિલકત તેને ચરણે ધરી; તે સ્ત્રીઓ, જેમણે તેને જુદા જુદા સમયે પ્રેમ કર્યો હતો... સ્રિલ એશ્લેએ દુનિયામાં બધું પ્રાપ્ત કર્યું હતું પણ તેના બદલામાં તેણે દુનિયાને કશું આપ્યું ન હતું એ મોટી કમનસીબીની વાત હતી. જો તે સમયે ધર્મનું જોર હોત તો કદાચ તેણે તેનું શરણ લીધું હોત. પણ દુનિયા બુદ્ધિવાદ, વિજ્ઞાન અને ભૌતિકતા તરફ જઈ રહી હતી. બેંક ઑફ ઇંગ્લેંડ ચર્ચ ઑફ ઇંગ્લેંડના કરતાં વધુ મહત્ત્વ ધરાવતી હતી. જીવનનો અર્થ હતો, વધુ ધન અને અધિક વ્યાપાર, શાસન, સત્તા; અને અધિક ઉન્નતિ તથા અધિકાર.. તેણે પોતાના ગાર્ડન હાઉસમાં પહોંચીને ચાલુ સપ્તાહની ટપાલ જોઈ. થોડોક વખત વિચાર કર્યો. પછી તે ફરીથી ઑફિસે જવા તૈયાર થયો. દિલની વ્યથા પણ હતી પણ કર્તવ્ય, ન્યાય અને કાનૂનનાં બંધન પણ હતાં જે વ્યક્તિગત દુ:ખોને ગૌણ બનાવતાં હતાં. કર્તવ્યનો પોકાર હતો કે નદિયા જિલ્લામાં જઈ ત્યાંના ખેડૂતોના ઉપદ્રવને દબાવી દે. પણ દિલની વ્યથાઓ કહેતી હતી: લખનૌ ચાલ! ત્યાં દરબારના રંગરાગમાં દિલનું બધુ ય દુ:ખ ધોવાઈ જશે.

કોટ પહેરીને ફરીથી તે પાલખીમાં જઈને બેઠો અને ચૌરંગી તરફ ગયો. તેનું દફતર પણ તે તરફ જ હતું.

## ૧૪

નવયુવાન બાંગાળી કારકુને માથું ઊંચું કરીને જોયું. તે અત્યાર સુધી નીચો નમીને ધ્યાનપૂર્વક ફાઈલો તપાસી રહ્યો હતો. તેનાં ઝુલ્ફાં તેના મોં ઉપર વિખરાયેલાં હતાં. મેજ પર ચારે તરફ કાગળો પથરાયેલા હતા. બહાર બારણામાં ઉડિયા છોકરો ઝોકાં ખાતો ખાતો પંખાની દોરી ખેંચી રહ્યો હતો. સ્રિલને ઑફિસમાં પ્રવેશતો જોઈને તે ગભરાઈને ટટ્ટાર બેસી ગયો. જોરજોરથી પંખો ખેંચવા લાગ્યો.

"ગુડ આફ્ટર નૂન, સર!" નવયુવકે ખુરશી ઉપરથી ઊભા થતાં ધીમે અવાજે કહ્યું.

'ગુડ આફ્ટર નૂન. તારું નામ શું છે?"

"ગૌતમ નીલામ્બર દત્ત, સર."

"મે આ પહેલાં તને કદી જોયો નથી!"

"હું ગઈ કાલે જ પ્રેસીડન્સી મેજિસ્ટ્રેટની ઑફિસમાંથી બદલી થવાથી અહીં આવ્યો છું."

"કેટલા સમયથી નોકરીમાં છો? ઉંમર તો ઘણી નાની દેખાય છે!" સ્ટ્રિલે દિલચસ્પીથી પૂછ્યું. એક સમયે કૉર્નવૉલિસને સ્થાનિક લોકો પ્રત્યેનું આવું મિત્રતાપૂર્ણ વલણ ઘણું ખૂંચતું કારણકે જયારથી કંપનીને રાજકીય સત્તા પ્રાપ્ત થઈ હતી ત્યારથી કૉર્નવૉલિસે નીતિ બદલી હતી. હવે અંગ્રેજો શાસક હતા અને હિન્દુસ્તાનીઓ શાસિત હતા. તેણે 'નેટિવો' સાથે બરોબરીનો વર્તાવ ન રાખવો જોઈએ. 'હેસ્ટિન બહાદુર'નો જમાનો સ્વપ્નવત્ બની ચૂકયો હતો. પણ સ્ટ્રિલ જુનવાણી વિચારોનો પ્રતિનિધિ હતો. મુજરા સાંભળતો. રેસિડેન્સીમાં રહીને તેની ઉપર હિન્દુસ્તાનિયતનો પાકો રંગ ચડી ચૂકયો હતો. તેને કૉર્નવૉલિસ યાદ આવ્યો—ગુડ ઑલ્ડ કૉર્નવૉલિસ—જે ગાઝીપુર જઈને મરકીનો ભોગ બની ગયો હતો. હવે તો કબરમાં તેનાં હાડકાં પણ ગળી ગયાં હશે. તેણે એક ક્ષણ માટે આંખો બંધ કરી અને પછી બંગાળી કારકુન પર દષ્ટિ નાખી પૂછ્યું: "કયાં અભ્યાસ કર્યો છે?"

"સંસ્કૃત કોલેજ-બનારસ અને અહીં કલકત્તામાં," તેણે ઉત્તરમાં કહ્યું, "કલકત્તા કૉલેજમાં એફ. એ. સુધી કર્યું છે. હવે બી. એ. કરવા માગું છું."

"ઘણી ખુશીની વાત છે!" સ્ટ્રિલે ખુશ થઈને કહ્યું, "ઓફિસકામ સિવાય પણ મને મળતા રહેજો." એમ કહી તે પોતાના ખંડમાં ચાલ્યો ગયો.

થોડાક દિવસ બાદ ગૌતમ નીલાંબરને સ્ટ્રિલસાહેબે પોતાના ખંડમાં બોલાવ્યો. સ્ટ્રિલ કોન્ફરન્સ ટેબલ પર બેઠા હતા, સાથે અન્ય ચાર સાહેબો પણ હતા.

"મુસાફરી કરવી ગમે છે?" સ્ટ્રિલસાહેબે પૂછ્યું.

"જી હા."

"કદી અવધના શાહના પ્રદેશમાં ગયા છો?"

"હું બનારસથી આગળ ક્યાંય ગયો નથી."

"કેટલાક અગત્યના પત્રો લખનૌ રેસિડેન્સીમાં પહોંચાડવાના છે. તારી સાથે સશસ્ત્ર રક્ષકો પણ આવશે. હું જાતે જઈ શકું તેમ નથી કારણકે મારે જિલ્લાનો પ્રવાસ કરવાનો છે. ઘેરે જઈને સામાન બાંધીને તૈયાર થઈ જાઓ. આકલેશબાબુને કહો કે જહાજમાં તમારે માટે કેબિનની વ્યવસ્થા કરે." સ્ટ્રિલસાહેબે હુકમ કર્યો.

"યસ સર, થેંક્યુ સર!" એમ કહીને તે પોતાના રૂમમાં પાછો આવ્યો. અન્ય સાહેબો કંઈ બોલ્યા વગર સ્ટ્રિલ તરફ જોતા રહ્યા. ઓલ્ડ સ્ટ્રિલ પણ અજબ આદમી છે.

'નેટિવો' સાથે અત્યંત કઠોર પણ થઈ શકે છે અને મૈત્રીભર્યું વર્તન પણ બતાવી શકે છે. હવે તે આ બાંગાળી છોકરા સાથે બાંગાળી કવિતા અંગે ચર્ચા કરવી શરૂ કરશે.

કલકત્તાથી બનારસ જનારાં જહાજે હજી સુધી લંગર ઉઠાવ્યું ન હતું. વર્ષાઋતુની શરૂઆત થઈ ચૂકી હતી, અને મુંગેર અને પટના સુધી ગંગા બન્ને પટ પર પૂરપાટ વહેતી હતી. ગૌતમ નીલાંબર પોતાનો સામાન સરખો કરીને વાદળોમાંથી વર્ષાબિંદુ ટપકે તેની રાહ જોતો હતો. માનિકતલ્લામા તેનું નાનું મકાન હતું અને ત્યાં તે એકલો જ રહેતો હતો. તેના માતાપિતા, ભાઈબહેન બધાં રાજશાહીમાં ખેતી કરતાં હતાં. તે સમયે સંધ્યાના ઓળા ઊતરી ચૂક્યા હતા. આંગણામાં પક્ષીઓ કલબલાટ કરતાં હતાં. શેરી વર્ષાના પાણીથી ભરેલી હતી. હવા અટકી ગઈ હતી. તે પોતાના ખંડમાં સાદડી પાથરીને ફાનસ સળગાવીને એક અંગ્રેજી પુસ્તકના અધ્યનમાં વ્યસ્ત હતો અને વારંવાર ડિક્સનરીમાં જોતો હતો. એટલામાં કંઈક અવાજ થયો અને સફેદ સાડી પરિધાન કરેલી ચાલીસ વર્ષની સ્ત્રીને તેણે સામે ઊભેલી જોઈ. તે એકદમ ઊભો થઈ ગયો અને નમસ્કાર કરીને કહ્યું, "શું છે મા? કોને મળવા માગો છો?"

"તમને જ. તમે સિ્રલસાહેબના કારકુન છો ને?"

"હા, મા!"

"હું સિ્રલસાહેબની પત્ની છું."

"એમ!" તેને યાદ આવ્યું કે ઑફિસમાં કોઈએ તેને કહ્યું હતું કે સિ્રલસાહેબના જનાનખાનામાં વર્ષોથી એક હિન્દુ સ્ત્રી રહેતી હતી, જેને કેટલાક સમયથી સિ્રલસાહેબે અલગ કરી હતી.

"સાહેબ તમારું કહ્યું બહુ માને છે. મારું એક કામ કરશો? તમે લખનૌ જઈ રહ્યો છો, ખરું?"

"હા, મા."

"તમે ચમ્પાબાઈનું નામ સાંભળ્યું છે?"

"ચમ્પાબાઈ!...એ કોણ છે?"

"લખનૌની મશહૂર તવાયફ છે. સાહેબ જયારે પણ ત્યાં જાય છે ત્યારે તેની પાછળ હજારો રૂપિયાનો ખર્ચ કરે છે. હવે મારા તરફ પાછું ફરીને પણ જોતાં નથી. દુનિયામાં મારું કોઈ નથી. એક વૃદ્ધ પિતા હતા તે પણ મરણ પામ્યા છે. ભાઈ તેના કામકાજમાં વ્યસ્ત રહે છે. ભાભી ઊઠતાં-બેસતાં મહેણાં મારે છે કે તારા ફિરંગીની પાસે જા!"

આમ કહેતાં તેની આંખોમાંથી અશ્રુ વહેવા માંડયાં, "મારી એક પુત્રી પણ છે. તે દશ વર્ષની થઈ ત્યારે સાહેબે તેને પોતાની બેન પાસે લંડન મોકલી દીધી હતી. હવે વિલાયનથી પાછી આવી છે પણ મને તો ઓળખતી પણ નથી. તેની મા એક કાળી સ્ત્રી છે એ વાત બીજા લોકોને કહેતાં એને શરમ આવે છે."

ગૌતમ નીલાંબરની સમજમાં ન આવ્યું કે તે શું કહે. તેને એ વાતની ખબર ન હતી કે સાહેબને એક પુત્રી પણ છે. "આપની પુત્રીનું નામ શું છે?"

"મારગ્રેટ અજાબિલ, પણ હું તને બેલા કહીને બોલાવતી."

"તમે ખ્રિસ્તી થઈ ગયાં છો?"

"ના, પણ બેલા ખ્રિસ્તી છે અને મારા ધર્મને ઘણો ખરાબ માને છે. તમે લખનૌ જાવ ત્યારે ચમ્પાને કહેજો કે સાહેબનો ખ્યાલ મૂકી દે. લખનૌથી પાછા ફરીને તમે મને મળશો ને? ચમ્પાએ તમને શો જવાબ આપ્યો તે મને જણાવશો ને?"

"હું તમને અવશ્ય મળીશ. મા!" ગૌતમ નીલાંબરે કહ્યું. પછી તે તેને વિદાય આપવા ગલીના નાકા સુધી ગયો, પછી પૂછ્યું, "તમારી પાલખી કયાં છે?"

"હું પગે ચાલતી જ આવી હતી. તમે મારી ચિંતા ન કરો." ગલીના અંધારામાં તેની સફેદ સાડી થોડોક સમય દેખાતી રહી, અને વળાંક પર પહોંચીને દેખાતી બંધ થઈ ગઈ.

## ૧૫

લખનૌના રૂમી દરવાજે એક પહોર દિવસ ચડયાની નૌબત વાગવાની તૈયારી હતી. ચોક અને શેરીઓમાં અવરજવર થવાની શરૂઆત થઈ ચૂકી હતી. અમીરઉમરાવોના મહેલોમાં માળીઓએ બાગ-બગીચાની સફાઈનું કામ શરૂ કર્યું હતું. દાસીઓ ટોળટપ્પામાં મશગૂલ હતી. રસ્તાને કિનારે પાનપટ્ટીવાળાઓએ દુકાનોની સજાવટ શરૂ કરી દીધી હતી. મેદાનોમાં લશ્કરી ટુકડીઓ કવાયત કરી રહી હતી. સિપાહીસપરાં હબસી સિપાહીઓ અને રાજપૂત અફસરો શાહી મહેલનો પહેરો ભરી રહ્યા હતા. જંગલમાં ચકલીઓ કલબલાટ મચાવી રહી હતી. ગોમતીને કિનારે હોડીઓ બાંધેલી પડી હતી. ગોમતીનાં નીર પર હોડીઓની અવરજવરનો સમય થયો ન હતો. શ્રાવણનાં વાદળો અને આસપાસની હરિયાળીને પરિણામે ગોમતીનો રંગ પણ લીલો હોય તેવું લાગી

રહ્યું હતું. હયાત બક્ષ, ટેઢી કોઠી. સિંઘાડાવાળી કોઠી, ખુર્શીદ મંઝિલ – તમામ સ્થળે વાદળો ઝૂમી રહ્યાં હતાં. બાગો અને કુંજોમાં ઝૂલા બંધાઈ ગયા હતા. લખનૌ શ્રાવણને મનભરીને માણવા માટે તૈયાર થઈને બેઠું હતું.

સવાર ઊગ્યું અને મોજીલા લખનૌને બપોરને હવાલે કરીને ચાલ્યું ગયું. હવે રસોડાઓમાં ઝડપી હલચલ શરૂ થઈ. કારખાનાંમાંથી લોકો જમવા માટે બહાર નીકળ્યા. પાણીપાટલા થઈ ગયા. બેગમોએ ખસની ટટ્ટીઓ પાછળ શેતરંજની બાજી બિછાવી. દાસીઓ પાનપેટીઓ લઈને બેસી ગઈ. યુવતીઓ ચૂંદડી રંગવાનાં કામમાં લાગી ગઈ.

ત્રીજા પહોરની નોબત વાગી. દિવસ ઢળવાની શરૂઆત થઈ. ચિરૈયા તળાવ પર વાદળો ઘેરાવા લાગ્યાં. મોતીમહલ ઉપર વરસાદના છાંટા પડી ગયા.

પછી ચોથા પહોરની સવારી આવી. આકાશ લાલ રંગથી છવાઈ ગયું. સૂરજદાદા અસ્તાચળે પહોંચ્યા. હવા સાથે જાતજાતની સુગંધ પસરવા લાગી. અવધની સંધ્યા તેના તમામ ઠાઠ સાથે શણગારાવા માંડી. આખા નગરને ભાતભાતની સુવાસ વીંટી વળી. હળવા વરસાદથી પલળેલી માટીની સુગંધ, ગાંધીઓની દુકાનોની સુગંધ, કનોજની જૂઈ અને જોનપુરનાં ગુલાબોની ફોરમ, મંદિરોમાં કરાઈ રહેલા લોબાનની સુવાસ, બાદશાહના મહેલમાં વહી રહેલી અત્તારની નહેરની મહેક. શેરીઓનાં દ્વારો ખુલ્યાં. સંગીતની સૂરાવલીઓ સંભળાવા લાગી. તેજીલી તંબોલણો અને હાજરજવાબી ભઠિયારણો સાવનનાં ગીતો ગાતી ઘૂમી રહી. ગલીના છોકરાઓ ધિંગામસ્તી કરતા હતા અને લખોટીએ રમતા હતા. નદીકિનારે બેઠેલા જોગીઓ શંખ વગાડી રહ્યા હતા, હલવાઈ પૂરી તળી રહ્યો હતો, છોકરીઓ પકવાન બનાવી રહી હતી. પ્રત્યેક જણ કામમાં ગૂંથાયેલ હતું.

ઓ લોકો, ખુશ થાઓ, આ દુનિયા ક્ષણભંગુર છે. તમારા નસીબમાં કેટલા દિવસ સુખ-ચેન લખેલું છે તેની કોને ખબર છે? બેચાર મિત્રો ભેગા મળીને આનંદ કરી રહ્યા છે એ જ ઘણું છે! કોને ખબર છે આવતી કાલે શું થશે! અંતિમ વિદાય પહેલાંના જે થોડાઘણા દિવસો છે તે દરમિયાન શ્વાસનું નગારું તો વાગતું રહેશે. એક માત્ર ઈશ્વર છે – જે ક્યાંક દૂર બેસીને આ બધી લીલા જોઈ રહ્યો છે. તે કોઈ પણ ઘડીએ આંગળી ઉઠાવીને કહી શકે છે કે બસ, હવે ખેલ ખતમ!

ઓ માનવીઓ, તમે બધા જાળમાં ફસાઈ ચૂક્યા છો. તમે એ જાળ જોઈ શકતા નથી કારણકે તે અદૃશ્ય છે. જે લોકો રસ્તા પર ફરી રહ્યા છે તેમણે જીવવાની રીત શીખી લીધી છે. તેઓ ઘણા મોટા લોકો છે કારણકે તેઓ એક મોટી સંસ્કૃતિ અને

સભ્યતાના પ્રતિનિધિઓ છે. અઢારમી સદીના ફ્રાંસની જેમ તેમણે જીવવાની કલાને ચરમસીમા સુધી પહોંચાડી દીધી છે. એ નામો, એ ચહેરાઓ ઘણાં મહત્ત્વનાં છે. શુજાઉદ્દૌલા, બહૂ બેગમ, બેની બહાદર, ટિકન રાય અને અવધની તમામ વસતિ, જે કદી ન તો પોતે દુ:ખી થતા કે ન તો અન્યને દુ:ખી કરતા. તેઓ હજારો વર્ષથી ધાઘરા અને ગોમતીના કિનારે આ જ રીતે રહેતા આવ્યા છે. રામચંદ્રના જમાનામાં પણ આ લોકો જ હતા અને શુજાઉદ્દૌલાના સમયમાં પણ તેઓ જ છે. આ ખેડૂતો અને જોગી. નદીને કિનારે પેલો નગ્ન ગોસાઈ ધૂણી ધખાવીને બેઠો છે. તે પોતાના સાથીઓ સાથે શુજાઉદ્દૌલાના સૈન્યમાં ભરતી થઈને અંગ્રેજો સામે લડયા હતા. આ શાન્તિપ્રિય ખેડૂત પોતાના દેશને બચાવવા માટે નવાબના સિપાહી તરીકે મરાઠાની સામે ટક્કર લેતો હતો. હમેશાં પ્રસન્ન રહેનારા આ આહીરો અને ભરવાડો-એ અજીમાબાદ સુધી જઈને અંગ્રેજો સામે ટક્કર લીધી હતી.

અંગ્રેજોએ શુજાઉદ્દૌલાની મોટી ફોજથી ગભરાઈ જઈને એવી સંધિ કરી હતી કે તેઓ પાંત્રીસ હજારથી વધુ ફોજ નહીં રાખે. પણ રાબેતા મુજબ તેમણે વચનભંગ કર્યો હતો અને જયારે ફૈજાબાદના શુજાઉદ્દૌલાનું મૃત્યુ થયું ત્યારે તેને એ વાતનો રંજ હતો કે તે અંગ્રેજોને પોતાના દેશમાંથી ભગાડી શકયો નહોતો. આ શુજાઉદ્દૌલા મહાદજી સિંધિયાનો ગાઢ મિત્ર હતો. આ નામો એવી કહાણીના છે જે સવાર થતાં સુધીમાં તો પૂરી થઈ જાય છે. આથી જ તો તેમણે વાર્તાકલાને એટલી હદ સુધી ખીલવી હતી કે કહાણી કહેતાં કહેતાં તેઓ પોતે જ એક કહાણી બની ગયા.

લખનૌ પરીઓની નગરી જેવું ઝગમગી રહ્યું હતું. આ જાણીતી ગલીઓ, રસ્તાઓ, મહોલ્લાઓ, બાગબગીચાઓ—બધું જ ભર્યુંભાદર્યું હતું. આ મચ્છીભવન છે. આ મઆલીખાંની સરાઈ છે. અહીં આસિફઉદ્દૌલાના જિગરી દોસ્ત રાજા ભાઉલાલનો પુલ છે.

જરા થોભો! આસિફઉદ્દૌલા જેના નામસ્મરણ સાથે હિન્દુ દુકાનદારો સવારે પોતાની દુકાનો ખોલે છે તે જ ને? 'જેને ન આપે મૌલા, તેને આપે આસિફઉદ્દૌલા!'

આ નગર અયોધ્યા અને બનારસનાં પુરાણાં સંગીતનું સંરક્ષણ છે. અહીંની ભૈરવી દેશભરમાં વિખ્યાત છે. વ્રજના રાસધારીઓ રાસ રચે છે. બ્રાહ્મણ નર્તકો ઘૂંઘરું વગાડીને નાચી રહ્યા છે અને આસપાસ મોતના ઘૂઘરા વાગી રહ્યા છે. પાછલાં સિત્તેર-એંસી વરસથી આ નાટક ફૈજાબાદ અને લખનૌની રંગભૂમિ પર ભજવાતું આવ્યું છે. આ પાત્રોનું મહત્ત્વ બહારના લોકો નહીં સમજી શકે. આ બધાએ મળીને એક

એવી સૃષ્ટિ રચી હતી જે અવધવાસીઓની પોતાની સૃષ્ટિ હતી. આ ગરીબ અને તવંગરો, સ્ત્રીઓ અને પુરુષો, ઠાકુર ઈમામબક્ષ અને લાલા હુસેનબક્ષ, મિર્ઝા મેંઢું અને નવાબ કમ્મન કહેવાતા હતા અને ઈમામન મહરી અને મિર્ઝા જંગલી અને સુખચયન લૌંડી અને બસન્તી બેગમ નામે ઓળખાતા હતા. આ બધા લોકો નાચે છે, ગાય છે અને ઝગડે પણ છે. મર્દાનગી એ એનું ખમીર છે અને જાન કુરબાન કરવી એ તેમની માણસાઈ છે. કૃતઘ્નતા, વફાદારી અને સચ્ચાઈ એ તેમનો ગુણો છે. આ ઉપરાંત તેમનામાં તમામ સામંતી બુરાઈઓ પણ છે. આથી જ આ લોકો ઘણા ઊર્મિશીલ છે. કોડીદામ માટે નાચનારા કથ્થર, કાશ્મિરી ભાંડ, જલતરંગવાદક, વીણાવાદક, વાજપેયી બ્રાહ્મણ, તબલચી, શાયર, મરસિયા ગાનારાઓ, કથાકાર, કાયસ્થ, ફૌજી, બાંકેલાલો, ચંડૂબાજ, ભગત, બહુરૂપી, નકલ કરનારાઓ, વિદ્વાન, કલાવંતો. અહીં વીરરસ અને શૃંગારરસની ધારા સાથે સાથે વહેતી હતી. આવું હતું અહીંનું સામાજિક જીવન

લખનૌથી સિત્તેર માઈલ દૂર બંગલા ફૈજાબાદ છે—રામની નગરી અયોધ્યા. શુજાઉદ્દૌલાએ તેને દિલ્હીની બરોબરી કરી શકે તેવું નગર બનાવી દીધું હતું. અહીં ગુલાબની વાડી છે, ઘાઘરા ઘાટ અને મોટા મોગલોના જમાનાની મસ્જિદો પણ છે. હમણાં દિલ્હીમાં બિરાજતા મોગલો તો નાના મોગલો છે. આ હાસ્યાસ્પદ નાના નાના મોગલો ભટકતા ફરી રહ્યા છે, તેમને ઠરીઠામ થવા માટે કોઈ સ્થળ રહ્યું નથી.

અહીં હિન્દુ અને મુસલમાનના ભેદને કોઈ જાણતું નથી કારણકે ગઢીનો ઠાકોર અને મહેલનો નવાબ બંને જણા જાગીરદારી આધિપત્યના દૃઢ સંબંધે બંધાયેલા છે અને તેમની પ્રજા—જેમાં હિન્દુ અને મુસલમાન ખેડૂતોનો સમાવેશ થતો હતો—તેમના સિપાહીઓની લાઠી હેઠળ અકસરખા પિસાતા હતા.

ધાર્મિક માન્યતાને પ્રજાનો અંગત પ્રશ્ન માનવામાં આવતો હતો. મોહરમના દિવસોમાં ઝઘડા ન થતા અને મસ્જિદ સામે વાજાં વગાડવામાં ન આવતાં. હિન્દુઓ તાજિયાઓની માનતા રાખતા અને મુસ્લિમો દિવાળીના તહેવારો ઊજવતા. કેવો ઊલટો જમાનો છે. નવાબના ઘરની વહુ-બેગમો પ્રતિવર્ષ હોળીનો ઉત્સવ ઊજવવા ફૈજાબાદથી લખનૌ જતી. રાજ્યભરમાં અસંખ્ય રાજાઓએ મસ્જિદો અને ઈમામ-વાડાઓ બંધાવ્યા હતા. સિરિલ એશ્લેનો મિત્ર બિશપ હૈબર, જે આજકાલ દેશભરમાં ફરીને પોતાનો વૃતાંત લખી રહ્યો હતો, તેણે નોંધ્યું કે "દેશના હિન્દુ-મુસલમાનો એકબીજાના ખૂનના તરસ્યા છે. આ પરિસ્થિતિમાં એ અત્યંત જરૂરી છે કે આપણી

સરકાર આ જંગલી જાતિઓને અજ્ઞાન અને સાંપ્રદાયિકતાથી મુક્ત કરવા માટે શક્ય તેટલાં વધુ બાઈબલો અને બંદૂકો મોકલે."

લખનૌના નાગરિકોને એ ખબર ન હતી કે એ લોકોનાં બંદૂકો ભરેલાં જહાજો કલકત્તા તરફ આવવા નીકળી પણ ચૂક્યાં છે. આગા મીર શાહે-જમનના મુખ્યમંત્રી છે. નગરમાં સંપૂર્ણ શાંતિ છે. તે અબુલ મુજફ્ફર મોઆજુદ્દીન શાહે-જમન ગાજીઉદ્દીન હૈદરની રાજધાની છે.

બજાર જોતાં સમૃદ્ધિનો બરાબર ખ્યાલ આવતો હતો. પોતાના માલની જાહેરાત ફેરિયાઓ લહેકાદાર અવાજથી કરી રહ્યા હતા. દુકાનોમાં પણ ગામપરગામનો ભાતભાતનો માલ વેચાઈ રહ્યો હતો. સઆદતઅલીખાંના સમયમાં બનેલી ઇમારતોમાં કબૂતરો ઊડતાં હતાં. એટલી ખૂબસૂરતી અને નાજુકાઈ કેટલો સમય રહી શકે?

સૌંદર્ય નશ્વર છે. શાક્યમુનિ ગૌતમ સિદ્ધાર્થે એક વખત વારાણસીમાં કહ્યું હતું, "બધું જ નશ્વર છે! નશ્વરતાથી બચો! દુ:ખથી બચો! છાયાથી બચો!" અને ભૂલશો નહીં કે રામચંદ્રની અયોધ્યા, પ્રસેનજિતની શ્રાવસ્તી, ચંદ્રગુપ્તનું પાટલિપુત્ર, હુસેન શર્કીનું જૌનપુર અને અલાઉદ્દીન હુસેનના ગૌડમાં પણ જિંદગીનું સૌંદર્ય તેની ચરમસીમાએ પહોંચ્યું હતું, એ પણ ભૂલશો નહીં કે પ્રત્યેક સૌંદર્યમાં મોત છુપાયેલું હોય છે. રસ્તા પર એક પાલખી પસાર થઈ રહી છે. ચંચલ ભંગિયણ એની સામે સામે દોડી રહી છે. ભોઈઓના પોશાકો લાલ રંગના છે, તેમની લાલ પાઘડી પર માછલીનાં સોનેરી નિશાનો છાપેલાં હતાં. રસ્તે ચાલનારાઓની નજર આ પાલખી પર ઠરી છે. એ પોતાના સમયની સર્વથા વધુ રૂપવાન યુવતી ચમ્પાની પાલખી છે.

સમય ઘણી અજબ ચીજ છે! સમય, સૌંદર્ય અને મોત!

બાગોમાં મેળા ભરાયા છે. અંગ્રેજ રેસિડન્ટ બાદશાહ સાથે સવારનો નાસ્તો લઈ રહ્યો છે અને સાથે સાથે હાથીઓની લડાઈ પણ જોતો જાય છે. દરબારમાં પ્રકાશજી કથ્થકનૃત્ય કરી રહ્યા છે. આમ્રકુંજોમાં કોયલ ટહુકે છે. સ્મશાનઘાટ પર, આ ધમાલમાંથી શાશ્વત શાંતિને વરેલાઓને, અગ્નિદાહ દેવાઈ રહ્યો છે. વિદ્વાનો અને વિચારકોની મહેફિલોમાં ચર્ચા ચાલી રહી છે. સુરસિંગાર, મંજીરા અને પખવાજના શોરમાં કશું પણ સાંભળવું અસંભવ બની ગયું છે. કબરસ્તાનોમાં નવી કબરો ખોદાઈ રહી છે.

નશ્વર! નશ્વર! જે કંઈ છે તે નશ્વર છે!

કાળ નશ્વરતામાં સમાયેલો છે

કાળને વિભિન્ન ભાગોમાં બાંધી લેવામાં આવ્યો છે, પરંતુ તે હરપળ આ બંધનને ભેદતો ચુપચાપ આગળ વધતો જ જતો હતો.

હવે રૂમી દરવાજા ઉપર સૂર્યાસ્તનાં નગારાં વાગી રહ્યાં છે.

દિવસના ચાર પહોર પસાર થઈ જાય છે. ચાર પહોર રાત પણ પસાર થઈ જશે. પ્રત્યેક પહોરમાં આઠ ઘડીઓ છે, અને પ્રત્યેક આઠમી ઘડીએ નગારા પર ઘોષ કરવામાં આવે છે. માનવીઓનો મેળો પોતપોતાની કબરમાં ઊતરી રહ્યો છે.

કાળ મૃત્યુ છે.

## ૧૬

આસિફી યુગમાં બંધાયેલા રૂમી દરવાજાનાં નગારાંનો ઘોષ ગૌતમ નીલાંબરના કાન સુધી પહોંચ્યો. એ સમયે તેનો શિગરામ શહેરમાં દાખલ થઈ રહ્યો હતો. નાકા ઉપર અવધના બાદશાહના સિપાહીએ પૂછ્યું: "ક્યાં જવાનો ઇરાદો છે?"

"રેસિડન્સીમાં."

સિપાહીએ એક ક્ષણ માટે તેને ધ્યાનથી જોયો અને બોલ્યો, "જનાબનો સંબંધ ફિરંગી સરકાર સાથે છે?"

"હા!" તેણે જરા ચિડાઈને જવાબ આપ્યો.

"હા, મિયાં!" બીજા સિપાહીએ કહ્યું, "ખુદા દરેકને કોઈ ને કોઈ રીતે જિવાડે જ છે. પછી ભલેને તે ફિરંગી સરકાર હોય!"

આ વાત પર પહેલા સિપાહીએ સ્થિતિને અનુરૂપ એક શેર સંભળાવ્યો અને દાદ માટે ગૌતમ નીલાંબર તરફ જોયું. ગૌતમે બચપણમાં ફારસી ભાષાનો અભ્યાસ કર્યો હતો પણ આ લોકોની ઉર્દૂ તે સમજી ન શક્યો. પરંતુ તેણે એ પહેલી વખત જોયું કે દેશમાં હજી એવાં પણ સ્થાનો છે જ્યાં 'નેટિવ' બાદશાહોનું શાસન ચાલે છે. આ ખ્યાલથી તેણે એક પ્રકારની પ્રસન્નતા અનુભવી. શિગરામ આગળ વધ્યો.

આ ઉપનગર હતું. રસ્તાના કિનારે કેટલાક આહીરો વૃક્ષો રોપી રહ્યા હતા. પીપળાના વૃક્ષ નીચે લાકડું બળી રહ્યું હતું. એક વૃદ્ધ જોગી ધૂણી ધખાવીને બેઠો હતો.

પાછળ ભવાની મઠ હતો. અહીં પણ પોતાની કાળીમાતાને જોઈને ગૌતમમાં નવી શકિતનો સંચાર થયો.

રેસિડેન્સી પર પહોંચતાં તેને જાણવા મળ્યું કે સાહેબ તો નવાબ કમાલ રઝા બહાદુરને ત્યાં મિઝબાનીમાં ગયા છે. તેના આગમનના સમાચાર અવધ સરકારના સૂચના-વિભાગ પર પહોંચાડી દેવાયા. બીજો એક ખેપિયો ગોલાગંજમાં નવાબ કમાલ રઝા બહાદૂરના મકાન પર મોકલવામાં આવ્યો.

નવાબ અબુલ મન્સૂર કમાલુદ્દીન અલ રઝા બહાદૂર નુસરતગંજ જમી-કારવીને રેસિડેન્ટ સાથે શતરંજ રમી રહ્યા હતા. તેઓ શહેરના એક પ્રતિષ્ઠિત કુળના નબીરા હતા. કલ્યાણપુર અને સંદીલમાં તેમની ઘણી જમીન-જાયદાદ હતી. તેઓ સુંદર હતા અને તેમનો અવાજ પણ મધુર હતો. શહેરની તવાયફો તેમના પર આસકત હતી. તેમનાં લગ્ન સોળ વર્ષની વયે કરવામાં આવ્યાં હતાં. અત્યાર સુધીમાં તેઓ ઘરની દાસીઓની અનેક છોકરીઓ સાથે મોજમઝા માણી ચૂકયા હતા.

આજકાલ તેઓ ચમ્પાજાન પર લટ્ટુ હતા. પણ હવે લાગતું હતું કે કલકત્તાવાળા સ્મિલસાહેબની જેમ રેસિડેન્ટ પણ ચમ્પાજાનના આશક બન્યા હતા. ચમ્પાજાનના વિચારોમાં જ ખોવાયેલા તે શતરંજ રમી રહ્યા હતા, એટલામાં એક કાસદે તેને સમાચાર આપ્યા કે કલકત્તાથી એક બંગાળી બાબુ સરકારી કાગળો લઈને આવ્યા છે અને બેલી-ગાર્ડમાં તેમની મુલાકાતની પ્રતીક્ષા કરી રહ્યા છે.

રંગમાં ભંગ પડયો. ચમ્પાજાનના આગમનનો સમય થઈ ચૂકયો હતો. રેસિડેન્ટને ઘણો ગુસ્સો ચડયો. હવે લોર્ડ એમ્હર્સ્ટ કલકત્તામાં ગર્વનર જનરલ થઈને આવ્યો હતો, તેણે પોતાના અનુશાસન અને સખતાઈથી નાકમાં દમ લાવી દીધો હતો. દર બીજાત્રીજા દિવસે કલકત્તાથી તેના નામે કોઈ ને કોઈ સંદેશો આવતો હતો. દિલ ચમ્પાના નૃત્યમાં રમી રહ્યું હતું પણ કર્તવ્યપરાયણતાના વિચારે ચમ્પાના આકર્ષક રૂપરંગને ઝાંખું બનાવી દીધું.

"અહીં ચમ્પાબાઈ કયાં રહે છે?" બીજા દિવસે ગૌતમ નીલાંબરે રેસિડેન્સીના એક કારકુનને પૂછયું. મુનશી હરિશંકર મર્માળું હસ્યા. આ બંગાળી બાબુ પણ દિલવાળા જણાય છે. વાહ ભાઈ વાહ, હું તો ધારતો હતો કે માત્ર કારકુની જ કરતા હશે.

"શું તમે પણ ચમ્પાજાનને ત્યાં પધારશો?"

"હા!" ગૌતમે ગભરાઈને કહ્યું, અને તેનો ચહેરો ગુલાબી થઈ ગયો. મુનશી હરિશંકરને તેના ગભરાટથી આશ્ચર્ય થયું કારણકે હરિશંકરના આ સમાજમાં તવાયફનું

સ્થાન અત્યંત મહાત્ત્વપૂર્ણ અને પ્રતિષ્ઠિત હતું. તેના વિના સમાજ અપૂર્ણ હતો. મુનશી હરિશંકરે સંદેશવાહક મારફત ચમ્પાને ખબર મોકલી કે સિવિલસાહેબનો કારકુન તેને મળવા માગે છે. ચમ્પાએ તેને મળવા બોલાવ્યો.

સાંજના સમયે જ્યારે મોગરા અને ખસની સુગંધ હવામાં પ્રસરી રહી હતી અને કેવડા તથા ગુલાબનો જમીન પર છંટકાવ કરવામાં આવ્યો હતો અને ચોકમાં રોશની ઝગમગી ઊઠી હતી ત્યારે ગૌતમ નીલાંબર ચમ્પાના ત્રણ માળના મકાન પર પહોંચ્યો. દ્વાર પર વરદીધારી ચોકીદારો હતા. ગૌતમ ખંચકાતો ખંચકાતો દુશાલાને ખભા પર સરખો કરતો કરતો માળ ઉપર ચડવા લાગ્યો.

ખંડમાં ઘણા લોકો બેઠા હતા. ફરસ પર જાણે ધવલ ચાંદની પ્રસરી હતી. સફેદ છત પર ઝુંમરો લટકતાં હતાં. ચારે તરફ પુષ્પોની મહેક હતી. ખંડમાં ચારે તરફ મોટા મોટા કીમતી અરીસાઓ દીવાલમાં જડેલા હતા. આ અરીસાઓમાં ગૌતમને નવા નવા ચહેરાઓ જોવા મળ્યા. આ લોકો કોણ હતા? ક્યાંથી આવ્યા હતા? અને ક્યાં જશે? આ સુગંધિત ખંડમાં તેઓની જમાવટ ક્યાં સુધી રહેશે?—આ લોકો, જેઓ ઉત્તમ પ્રકારનાં અંગરખાં, ઊંચી જાતના કાપડના કળીવાળા પાયજામા અને ખૂણાવાળી ટોપી અને પાઘડી પહેરીને અને શાલ ઓઢીને આરામથી ગાદીતાકિયે અઢેલીને બેઠા હતા. ધ્યાન ખેંચાય એવી શાંતિથી એ લોકો બેઠા હતા, એકબીજા સાથે માનપૂર્વક ધીમા સાદે વાતો કરતા હતા. એક ખૂણામાં રાજા શિવકુમાર સાથે 'વફા'ના કોઈ એક શેર પર ચર્ચા થઈ રહી હતી. બીજી તરફ એક સજ્જન સંગીતના કોઈ એક અંગ વિશેના એકબીજાના વિચારોને સમજવાની કોશિશ કરી રહ્યા હતા. ગૌતમ નીલાંબર દત્ત એક ક્ષણ માટે શરમાઈને દ્વાર પાસે ઊભો રહી આ બધું જોતો રહ્યો. તેણે પણ ઉત્તમ પોશાક અને માથે પાઘડી પહેરી હતી. પણ તેનો ચહેરોમહોરો જ કહી આપતો હતો કે તે અહીં નવો હતો, મુખ્ય સ્થાન પર બેઠેલા નવાબ કમ્મને તેને બોલાવીને પાસે બેસાડયો અને તેના કુશળસમાચાર પૂછ્યા.

"કલકત્તા આવવાનું મને પણ મન થાય છે પણ સફર ઘણી જોખમી છે!" તેણે કહ્યું. તેઓ હુક્કો ગડગડાવતા હતા અને ફાનસનો પ્રકાશ તેમના સુંદર ચહેરા પર સંતાકૂકડી રમતો હતો. "બંગાળના જમીનદારોનું શું કહેવું. ત્યાં તો મોટા સંપત્તિશાળી લોકો વસે છે! જનાબની જાગીરદારી બંગાળની કઈ તરફ છે?" —કમ્મને પાનની તાસક આગળ ધરતાં પૂછ્યું.

"હું જાગીરદાર નથી. હું નોકરી કરું છું."

"નોકરી !"

ગૌતમને ફરીથી એવી લાગણી થઈ, જેવી લહેરમાં દાખલ થતાં થઈ હતી. "હું કંપની સરકારનો નોકર છું."

"અચ્છા !" નવાબ કમાલ રઝાએ વાત ફેરવી.

"ત્યારે તો જનાબ અંગ્રેજી પણ ભણ્યા હશે !" બીજા કોઈકે પ્રશ્ન કર્યો.

"જી હા, થોડુંઘણું ભણ્યો છું."

"કેટલુંક ભણ્યા છો ? પત્ર વાંચી શકો છો ?"

ગૌતમ મલક્યો. "જી હા !" હવે તેણે જરાક નિરાંતનો દમ લીધો. આ બધા લોકો ઇમાનદાર અને ભલા સ્વભાવના હતા. તેમનાથી ગભરાવાની શી જરૂર હતી ! તેઓ પણ એ જ દુનિયામાં વસતા હતા જે દુનિયામાં તે પણ વસતો હતો.

. એટલામાં તો સાજના સૂરની મિલાવટ થઈ ચૂકી હતી. એક સત્તર-અઢાર વર્ષની ગૌરવાન, તંદુરસ્ત, નાજુક ડોકવાળી યુવતી નાકમાં સાચા હીરાની ચૂની, સોનાનાં ઘરેણાં અને ઝવેરાતથી શોભતી, ખૂલતો પાયજામો પહેરેલી, ઠસ્સાથી ખંડમાં દાખલ થઈ અને બધાની વચમાં આવીને બેસી ગઈ. તેણે મોહક અદાથી ઝૂકીને ગૌતમને આવકાર્યો. અને આસિફ઼ઉદ્દૌલાની એક ગઝલ ગાવાની શરૂઆત કરી :

ભૂલે હી ગલીમેં હમ રોઝ 'આસિફ઼'
તમાશા ખુદાઈ કા હમ દેખતે હૈં.

શ્રોતાગણ તન્મય થઈને તેના સુરીલા અવાજને સાંભળી રહ્યો. ગૌતમ તેની સુંદર મુખરેખાઓમાં ખોવાઈ ગયો.

કલકત્તાનો અંગ્રેજી ભણેલો કારકુન લખનૌના જાદુમાં બંધાઈ ગયો. દિવસ પર દિવસ પસાર થતા ગયા. વરસાદને કારણે કલકત્તા પાછા ફરવાનો માર્ગ બંધ હતો. જન્માષ્ટમીનો તહેવાર આવ્યો. વ્રજના રાસલીલાવાળાઓએ કૃષ્ણલીલાનો સ્વાંગ રચ્યો. ચમ્પા રાધારાણી બની. ગૌતમે ક્યારેક ચમ્પાને હિઝ મેજેસ્ટી શાહે-ઝમન ગાઝીઉદ્દીન હૈદરના દરબારમાં અવાજનો જાદુ જમાવતી પણ જોઈ હતી. તેણે ચમ્પાને શુક્રવારે દરગાહ હઝરત અબ્બાસમાં જતી પણ જોઈ હતી. ગોમતીમાં નાવમાં પણ જોઈ હતી. ચમ્પા ચારે તરફ હતી.

સુજાતાદેવીનો જે સંદેશો તે લાવ્યો હતો તે ક્યારનોય ભૂલી ગયો હતો. દિવસ આમતેમ હરવાફરવામાં પસાર થતા અને રાત મહામુશ્કેલીએ ગુજરતી. રાત ચમ્પાની

રાજધાની હતી. એ રાતમાં ગૌતમ નીલામ્બર દત્તની કોઈ દખલગીરી ન હતી. તેની જિંદગી અને દુનિયામાં વેશ્યાની કલ્પના જ ધૃણાસ્પદ હતી. તે વિચારતો: સ્ત્રી જે દેવી છે, તેણે વેશ્યા ન બનવું જોઈએ. એ મોટો અન્યાય છે. પછી તેને યાદ આવ્યું, કહેવાય છે કે સ્ત્રીને તો માત્ર દુઃખ સહન કરવા જ સર્જવામાં આવી છે. બાળવિધવાઓ, અનાથ બાલિકાઓ જે ગાયના જેવી મૂગી છે; જે સતી થઈને સળગતી ચિતા પર ચડે છે, તેમાં જ તેની પ્રતિષ્ઠા છે. પણ આ ચમ્પાને તો જુઓ! જે જાતે બળી મરવાને બદલે બીજાઓને બાળે છે.

'न स्त्री स्वतंत्रम् ।' મનુ મહારાજે લખ્યું છે. સ્ત્રી સ્વતંત્ર નથી તે બિલકુલ સાચું છે. રામાયણના છઠ્ઠા કાંડમાં તો એટલે સુધી લખ્યું છે કે સંકટ સમયે, વિવાહના શુભ અવસરે અને આરાધનાના સમયે સ્ત્રી બહાર આવે તો વાંધો નથી. તેમાં વળી એમ પણ લખ્યું છે કે સ્ત્રી વેદનું પઠન કરશે તો અનિષ્ઠ ફેલાશે.

સામંતી સમાજમાં સ્ત્રીને ત્યારે જ સ્વતંત્રતા પ્રાપ્ત થાય છે જ્યારે તે બજારમાં શીલના વેચાણ માટે આવીને બેસે છે. ચમ્પાબાઈ આ જ સમાજમાં જન્મી અને ઊછરી હતી. પણ ગૌતમ આ વાત સમજવા અસમર્થ હતો કારણકે તેણે બંગાળના મધ્યમવર્ગમાં જન્મ લીધો હતો. આ મધ્યમવર્ગ સામંતી ઢાંચામાંથી બહાર નીકળીને પોતાનાં આગવાં મૂલ્યોની સ્થાપના કરી રહ્યો હતો. મધ્યમવર્ગ કટ્ટર રીતે નૈતિકતાને પૂજારી હોય છે.

એક દિવસ મુનશી હરિશંકર સાથે તે નાવમાં બેસીને ઘેટાની લડાઈ જોવા રમના જઈ રહ્યો હતો ત્યાં અચાનક તેની નજર, એક સોનેરી નૌકા ધીમે ધીમે તેની નાવની પાછળ આવી રહી હતી તેના પર પડી.

"કંપની બહાદુરની દુહાઈ હો!" એવો મધુર રણકતો અવાજ તેના કાન સાથે અથડાયો. તેણે પાછળ ફરીને જોયું. એ ચમ્પાનો અવાજ હતો, જે સોનેરી નૌકામાં બેઠી હતી. ગૌતમને ગભરાઈને પોતાની તરફ જોતો જોઈને એ ખિલખિલાટ હસી પડી.

જો તે લખનૌવાળાઓની સોબતમાં થોડો વધુ રહ્યો હોત તો તેણે કહ્યું હોત, "હજૂર, એ ફિકર અમારા પર જ છોડી દો!" પણ તે બિલકુલ ગભરાઈ ગયો. સામેથી આગા અને મીરની નૌકા આવી રહી હતી. કેટલીક સજાવેલી નૌકાઓમાં અમીર-ઉમરાવો, કેટલાક વજીરો, સાહેબ-બહાદુરો (તે સમયે અંગ્રેજો માટે વપરાતું ઉપનામ) અને નગરની પ્રસિદ્ધ વેશ્યાઓ રમના તરફ જઈ રહ્યાં હતાં.

"અમારી નૌકામાં આવી જાવ." ચમ્પાએ કહ્યું.

"જેથી તમે એને પણ સાથે લઈને ડૂબો!" હરિશંકરે જવાબ આપ્યો. એ પછી બન્ને વચ્ચે શ્લેષ-શૈલીમાં મજાકમશ્કરી શરૂ થઈ ગયાં! હસતાં-બોલતાં બધાં ઘાટ ઉપર પહોંચી ગયાં. ઘાટનાં પગથિયાં ચડતાં ગૌતમે નક્કી કરી નાખ્યું કે સુજાતા-દેવીએ સોંપેલી જવાબદારી પૂરી કરવાનો આ સુઅવસર છે. ચમ્પા તેની ઈજારના પાયચા ઊંચા ચઢાવીને પગથિયાં ચઢી રહી હતી ત્યારે ગૌતમે હિંમત કરીને પૂછી નાખ્યું, "સ્રિલસાહેબને તમે ઓળખો છો?"

તે મૌન રહી.

"ચમ્પાબાઈ, મેં તમને પૂછ્યું છે, જવાબ આપો."

"હા, ઓળખું છું. પણ તમારે તેની સાથે શો સંબંધ?"

"કલકત્તામાં તેમની પત્ની છે." તેને એવી આશા હતી કે આ સાંભળીને ચમ્પાને આંચકો લાગશે, ગ્લાનિ અને પશ્ચાતાપથી તેના માથા પર પસીનો ચમકવા લાગશે. પણ તે શાંતિથી બોલી, "હં, પણ તેથી શું! જેટલા લોકો મને મળે છે તે બધાને બબ્બે ચારચાર પત્નીઓ હોય છે."

"તેને એક દીકરી પણ છે." ગૌતમે પોતાની વાત પર જોર દીધું.

"બધાને દીકરીઓ હોય છે અને પૌત્રો-પ્રપૌત્રો પણ હોય છે. તમારે શું કહેવું છે એ મુદ્દા પર આવો ને!"

"તમે સ્રિલસાહેબ સાથે સંબંધ તોડી નાખો; એટલે કે હવે જ્યારે સ્રિલસાહેબ અહીં આવે ત્યારે તેને મળવાનો ઇનકાર કરજો. તેઓ રેસિડેન્ટ બનીને અહીં આવવાના છે."

ચમ્પા જરા ચમકી અને એક ઘડી તો તેના તરફ કુતૂહલથી જોતી રહી, "તમે પણ અજબ ઇન્સાન છો! જનાબ, એમ કહો કે હવે તમારી નજર મારા પર ઠરી છે!!"

ગૌતમને ચક્કર આવતાં હોય એવી લાગણી થઈ. નફ્ટાઈની પણ હદ છે ને! તેને થયું,'તે અહીંથી જ પાછો ફરી જાય. પણ હવે કાર્યક્રમ શરૂ થવાનો હતો. મોટી મેદની જમા થઈ ચૂકી હતી. બાદશાહસલામત અને દરબારીઓ પોતપોતાની જગ્યાએ બેસી ગયા હતા. બેંડ વાગવાની શરૂઆત થઈ ગઈ હતી. તે એક તરફ જઈને ચુપચાપ ઊભો રહ્યો.

પાછા ફરતી વખતે તેને નવાબ કમ્મન અને રેસિડેન્ટ પાછળ પાછળ ઘાટ સુધી જવું પડ્યું. નૌકામાં ચમ્પા સાથે થઈ ગઈ, એ નૌકામાં બીજું કોઈ ન હતું. તે તેના તરફ પ્યારભરી દષ્ટિથી જોઈ રહી. "સુનો જી!" તેણે એકાએક કહ્યું, "સ્રિલસાહે-

મને જાનવર છોડી દઈશ, પણ તમે મને છોડીને ક્યાંય ન જતા! તમે મારા મનમાં વસી ગયા છો!"

તે મૌન રહ્યો.

ચમ્પાએ પછી ધીરે ધીરે વાત શરૂ કરી, "મેં આજ સુધી કોઈને આમ કહ્યું નથી. ઘમંડી આદમી! પોતાની જાત પર વધારેપડતો ગર્વ ન કરવો! સમય કોઈની સાથે હંમેશ રહ્યો નથી, જલદીથી વીતી જશે." નૌકા ઘાટ પર પહોંચી ગઈ.

ચમ્પા ભવાં ચડાવીને તેના તરફ ધ્યાનથી જોઈ રહી, પછી હસી પડી. "અણ-ઘડ આદમી!" તેણે પ્યારથી કહ્યું, " વાત કરવાની રીતભાત તો આવડતી નથી અને હું તમારી ઉપર આશક થઈ ગઈ! કુદરતનો તમાશો પણ જોવા જેવો છે!" ગૌતમ ચુપચાપ નૌકામાંથી ઊતર્યો. ચમ્પાએ તેની પાલખી તરફ આગળ વધતાં કહ્યું, "મારે ત્યાં આવશો ને?"

"ના." ગૌતમે સંક્ષિપ્તમાં ઉત્તર આપ્યો અને જલદીથી પોતાની પાલખીમાં જઈને બેસી ગયો.

ત્યારબાદ તે ત્રણ દિવસ સુધી સૂઈ શક્યો નહીં. આ દરમિયાન ચમ્પાના અનેક સંદેશાઓ તેની પાસે આવી ચૂક્યા હતા. આ સ્ત્રીએ અચાનક જ આ કેવું નાટક કર્યું હતું! પણ આજ સુધી સ્ત્રીના ચરિત્રનો પાર કોણ પામી શક્યું છે! આ સ્ત્રી, જેની સેવા મોટા મોટા ધનિકો અને શૂરવીરો કરે છે તે મારી કઈ અદા પર વારી ગઈ હશે? મુનશી હરિશંકરે ફાઈલોમાંથી ઊંચું જોઈ પૂછ્યું, "ભાઈ ગૌતમ નીલાંબર, અમારા કાશીના કબીરદાસ કહી ગયા છે કે:

છુઈ-મુઈ સી કામની સબ હૈ બિસ કી બેલ
બેરી મારે વાંવ સે, યે મારે હંસ ખેલ

પણ તું તેને ત્યાં જતો કેમ નથી? એમાં વાંધો શો છે?"

ગૌતમ નીલાંબર અવધના આ લાલાને એ ન સમજાવી શક્યો કે ચમ્પાને ત્યાં જવામાં શો વાંધો છે.

"ભગવાને નારીને આપણો જીવ બહેલાવવા માટે જ સર્જી છે." હરિશંકરે ફરીથી કહ્યું. ગૌતમે આશ્ચર્યથી તેની તરફ જોયું. "નારી તો અત્યંત પવિત્ર છે. તમે તેને દિલ બહેલાવવાની વસ્તુ સમજો છો!" તેણે કહ્યું.

આસો માસ શરૂ થઈ ગયો હતો અને અલ્હાબાદમાં કલકત્તા તરફ જનારાં જહાજો તૈયાર ઊભાં હતાં. કાગળોનાં બંડલ તૈયાર કરીને ગૌતમ પાછો ફરવા તૈયાર થયો.

તે નાકા તરફ જઈ રહ્યો હતો ત્યારે એકાએક તેણે ગાડીવાનને પૂછ્યું, "આ રસ્તો કઈ તરફ જાય છે?"

"નખ્ખાસ, ખુદાવંદ!"

"તે તરફ ગાડી ફેરવ!"

"સારું, ખુદાવંદ."

શિગરામ ચમ્પાના ઘર સામે જઈને ઊભી રહી. તે ધીમે પગલે ઉપર ગયો. એક ખૂણામાં ચંપા બેઠી હતી. ગૌતમનો સાદ સાંભળીને તેનો ચહેરો ફિક્કો પડી ગયો.

"તમે આવી પહોંચ્યા?"

"ના, હું જઈ રહ્યો છું."

"બે ઘડી રોકાઈ જાઓ, શરબત મગાવું?" તેને ખંચકાતો જોઈને એણે કહ્યું, "બ્રાહ્મણની દુકાનેથી કંઈ નાસ્તો મંગાવું?"

"મને ક્શાંની જરૂર નથી."

"મને ખબર છે."

"હું માત્ર તમને ખુદાહાફિઝ કહેવા આવ્યો હતો."

"ખુદાહાફિઝ."

તે દ્વાર પર અચકાઈને ઊભો રહી ગયો.

અમારા શહેરનો રિવાજ છે. દુઆ આપતી વખતે કહે છે: 'સિવા ગમે-હુસૈન કે ખુદા કોઈ ગમ ન દે!' પણ આ દુઆ હું તમને આપી શકું તેમ નથી. તમે હુસૈનના દુઃખને પણ જાણતા નથી. તમે તો એ પણ નથી જાણતા દુઃખ કોને કહેવાય!"

"સાંભળો ચમ્પા!"ગૌતમે ધીમેથી કહ્યું, "તમારી જિંદગી એટલી રંગીન છે કે તમે તો જલદી મને ભૂલી જશો. મારો અને તમારો શો સંબંધ!"

"સાંભળો!" તેણે ચમ્પાને ફરીથી સમજાવવાનો પ્રયત્ન કર્યો. "તમારી આસપાસ ફરતા બધા લોકોથી હું ભિન્ન છું એટલે તમને પસંદ છું. અનોખી વસ્તુ દરેકને ગમે છે. અચ્છા, તો હું જાઉં છું."

"ઓ અલ્લાહ, કેટલો મિજાજ! જાણે રાજા ભાઉલાલની ખુરશી પર બેસવા ન જતા હોય એમ લાગે છે." ચમ્પાએ હસવાની કોશિશ કરતાં કહ્યું.

અંધારાના ઓળા ઝડપથી ફેલાઈ રહ્યા. શહેરની શેરીઓમાં ચારે તરફ દીવાનાં ફાનસ ટાંગવાની શરૂઆત થઈ. ઘરમાં પણ ફાનસ અને કોડિયાં સળગ્યાં... નીચે રસ્તા પરથી એક વરઘોડો પસાર થઈ રહ્યો હતો. વરઘોડાની સાથે સાથે નૃત્ય પણ થઈ રહ્યું હતું. સજાવેલ દહેજની લાંબી કતારની આસપાસ વરપક્ષના છોકરાઓ નાચતા-ઊછળતા ચાલી રહ્યા હતા. વાજાં વાગી રહ્યાં હતાં. બીજી બાજુ નાટક ભજવાઈ રહ્યું હતું. તેની મશાલનો પ્રકાશ ચમ્પાના મકાનની બારી પર પડયો. આ પ્રકાશમાં ચમ્પાનો જરીભરેલો દુપટ્ટો ઝગમગ થતો હતો. નીચે વરઘોડાની સ્ત્રીઓ સુહાગ-ગીતો ગાતી હતી. ચમ્પા બારીમાં આવીને જોવા લાગી. " કોઈ સોહાગણની જાન લાગે છે!" તેણે કહ્યું. ગૌતમ નીલાંબરે ત્રાંસી નજરે એને જોઈ. તે કહી રહી હતી, "તેની સેંથીમાં સિંદૂર અને હાથોમાં મેંદી હશે, નાકમાં સૌભાગ્યની નથની હશે!" તેણે હળવેકથી પોતાની સેંથીને સ્પર્શ કર્યો. તેની સેંથીમાં હીરાની સેર હતી પણ સેંથી સિંદૂરથી ભરેલી ન હતી. ગૌતમે વ્યાકુલ બની વિચાર્યું: ચમ્પા ફરીથી નાટક કરી રહી છે.

"પુરુષ આટલો કઠોર હશે!" ચમ્પાએ કહ્યું.

"સ્ત્રી અને પુરુષ એકબીજા ઉપર હમેશાં આ આક્ષેપ કરતાં આવ્યાં છે. આ તકરાર તદ્દન બિનજરૂરી છે."

"સવાર થતાં સુધીમાં તો તમે લખનૌથી ઘણે દૂર નીકળી ગયા હશો."

"હા."

ગૌતમ બારીમાંથી નીચે જોવા લાગ્યો. જાણે આખું શહેર કોઈ મેળા તરફ જઈ રહ્યું હતું. ગલીઓમાં પહેલવાનો મૂછ પર તાવ દેતા અકડીને ફરતા હતા. બાંકેલાલાઓ પોતાની તલવાર ચમકાવી રહ્યા હતા. શરાબી, ગંજેરી અને ચરસશોખીનો ચંડૂ-ખાનામાં ભેગા મળ્યા હતા. દુનિયા કેવી રંગરાગ માણવાની જગ્યા હતી ! આ જ દુનિયાને ભર્તૃહરિએ રંગભૂમિ કહી હતી.

આ રંગભૂમિ ઉપર એક આ નિરર્થક નાટક પણ ખેલાઈ રહ્યું હતું. અંધારું ગાઢ બનતું જતું હતું. નીચે શિગરામ તેની રાહ જોતી હતી.

...ભાગ જીવડા, ભાગ અહીંથી! કલકત્તા જવાનું મોડું થાય છે, કલકત્તા ચાલ! તારું ઠેકાણું નહીં. હું જોઈ રહ્યો છું કે તારા પગ ઢીલા પડવા માંડયા છે....

પછી તે પોતાના કાગળો સંભાળતો ઝડપથી દાદર ઊતરવા માંડયો. પાછા વળીને તેણે એક વખત પણ ન જોયું અને ઝડપથી શિગરામમાં બેસી ગયો.

ભીડમાંથી માર્ગ કરતી શિગરામ મીરની ચોકી સુધી પહોંચી ગઈ. નવયુવાન ગાડી-વાન, "સંભાળો મહેરબાન! જરા બાજુ ખસો!"ની બૂમ મારતો શહેર બહાર નીકળી ગયો.

શિગરામ તેજીથી આગળ વધી. રસ્તાના કિનારે કેટલાક વૈરાગીઓ બેઠા હતા. અંબે-ભવાની મઠ સામે લોબાન બળી રહ્યો હતો. ગૌતમ શિગરામમાંથી ઊતર્યો અને મૂર્તિ તરફ ધ્યાનથી જોવા લાગ્યો. દેવીને તે કાલિકાના રૂપથી ઓળખતો હતો. હવે માતાએ તેને જોગમાયાના રૂપમાં પણ દર્શન આપ્યું હતું. આથી તે પોતાને ધન્ય માનવા લાગ્યો. "મા, મેં તમારી આ લીલા પણ જોઈ. હવે હું પાછો જઈ રહ્યો છું. મા, તમારી શક્તિથી આ પ્રકારે જ મારું રક્ષણ કરતાં રહેજો!" તેણે ધીમેથી કહ્યું.

તે લખનૌ આવ્યો ત્યારે જે જોગીએ તેની સાથે વાત કરી હતી તે તેને જોઈને બોલ્યો, "બહુ જલદીથી પાછા જવાનું થયું!"

"મૃગજળને કિનારે વધારે રોકાવું ડહાપણભર્યું ન ગણાય. આ તમારી નગરી મૃગ-મરીચિકાનું નગર છે." ગૌતમે લખનૌની રોશની તરફ સંકેત કરતાં કહ્યું. દૂર મચ્છી ભવનમાં ચોથા પહોરનો ઘોષ થયો.

વૈરાગીએ તેની તરફ ધ્યાનથી જોતાં કહ્યું: "મરીચિકાની હકીકત આટલી સહેલાઈથી સમજી શકાતી નથી, બેટા!"

"બાબા" ગૌતમે સહેજ અચકાઈને કહ્યું, "જોગમાયાએ પોતાના દશ હાથથી મને પોતાની તરફ ખેંચવા ઇચ્છ્યું, પણ જુઓ, હું સહીસલામત પાછો જઈ રહ્યો છું."

"આપણામાંથી કોઈ સહીસલામત નથી, આપણે બધા માટીનાં રમકડાં છીએ, જે હરઘડી ભાંગતાં-તૂટતાં રહે છે. પોતાની હોશિયારી પર ગર્વ ન કરીશ." પછી વૈરાગીએ થોડીક માટી હાથમાં લઈને સૂંઘી.

"જો, આ માટીમાં કેટલી સુગંધ છે. આ માટીને લઈ જા. કટકમાં જોગમાયાનું મંદિર છે ત્યાં ચડાવી દેજે." હાથ લાંબો કરીને માટી લેતાં ગૌતમ જરા અચકાયો.

"લઈ લે! આ લખનૌની માટી છે. તેને તારી સાથે લઈ જા, કારણ કે આ શહેરનો જાદુ એવો છે કે જેમ તેનાથી દૂર જાવ તેમ તે બેહદ યાદ આવે છે."

જોગી શુદ્ધ ભાષામાં વાત કરી રહ્યો હતો.

"બાબા, તમે વૈરાગી કેમ થઈ ગયા?" ગૌતમે પૂછ્યું.

"તું–તું મને ઓળખે છે?" જોગીએ જરા ગભરાઈને પૂછ્યું.

"ના, હું તો કોઈને પણ ઓળખતો નથી."

"હા, કોઈને પણ ઓળખવું ઘણું મુશ્કેલ છે; અને જાણકારને કોણ જાણી શકશે?" જોગીએ કહ્યું અને આંખો બંધ કરી દીધી.

ગૌતમે ઉપનિષદમાં આ વાક્ય વાંચ્યું હતું. વૈરાગી ઘણો વિદ્વાન લાગતો હતો. "બાબા, હુ પૂછી શકું કે તમે કોણ છો."

"કેમ ભાઈ! ફિરંગીની જાસૂસી કરે છે.?"

"હું...હું ફિરંગીની જાસૂસી કરતો નથી!" તેણે દુ:ખદ સ્વરે કહ્યું.

"સાચું કહે છે?" જોગીએ તેની આંખમાં આંખ પરોવીને પૂછ્યું.

"હા તદ્દન સાચું!"

"ઠીક, તો સાંભળ! હું રાજા બેનીબહાદુરનો બેટો છું. રાજા બેનીબહાદુરનું નામ સાંભળ્યું છે? તે મિર્જા જલાલુદ્દીન હૈદર નવાબ શુજાઉદ્દોલાના દીવાન હતા—જે અવધના નવાબ અને બંગાળના નવાબ સાથે મળીને તમારા અંગ્રેજ સાહેબો સામે બહાદુરીપૂર્વક આખર સુધી લડયા હતા. ગંગાને એક કિનારે મારા બહાદુર પિતા અને બનારસના રાજા બલવંતસિંહ અને ગોંસાઈ હિમ્મતબહાદુર અને રોહિલા હતા અને બીજી તરફ ફિરંગી લશ્કર હતું. ફિરંગીઓએ મારા પિતાની ફોજ પર એકાએક હુમલો કર્યો. ગોળીઓની વર્ષા અને ઓચિંતા હુમલાને કારણે ફોજ વેરવિખેર થઈ ગઈ. મારા પિતા ઘોડા ઉપર સવાર થઈને દરેકને પડકારતા ફર્યા, 'કમબખ્તો! ક્યાં ભાગી રહ્યા છો' અવધના નવાબે પડકાર કરીને કહ્યુ, 'તમે મોગલ કહેવડાવો છો અને મેદાન છોડીને ભાગી રહ્યા છો' પણ અમારી ફોજ ભાગતી ભાગતી દુર્ગાવતી નદી પાર કરી ગઈ. હજારો નદીમાં ડૂબી ગયા. હિન્દુસ્તાન પર આફત ઊતરી. પછી તેણે ધીમેથી કહ્યુ, 'ફિરંગી સરકારે તે ઘડીએ જ જોઈ લીધુ કે હિન્દુસ્તાનીઓની એકતા તૂટી છે. અવધના નવાબ અને બંગાળના નવાબ વચ્ચે પણ ફૂટ પડી હતી. ફિરંગીઓએ જોયુ કે આ બધા લોકો એકબીજાની ચાડી ખાનારા છે, એકબીજા વિરુદ્ધ કાગળો લખીને એક તરફ દિલ્હીના બાદશાહને મોકલે છે તો બીજી તરફ કલકત્તા સાથે સમાધાન કરવા તૈયાર રહે છે. આ કેવો દેશ છે! આ બધાને એકબીજા ઉપર વિશ્વાસ રહ્યો નથી. મારા પિતા અવધના નવાબના સૌથી વધુ વફાદાર નોકર હતા. દુશ્મનોની કાનભંભેરણીનો શિકાર બનીને નવાબે તેમને નિમકહરામ માની લીધા અને સજા કરવાનું વિચારવા લાગ્યા."

"અરે!" ગૌતમના મોંમાથી ઉદ્ગાર સર્યો.

"નવાબે મુંડિયાવન છાવણીમાં મારા પિતાના તંબુમાં થોડોક વખત આરામ કર્યો અને પછી મારા પિતાને કહ્યું, 'રાજા, તમે પણ શિકાર માટે ચાલો.' મારા પિતાએ કહ્યું, 'સેવકે હજૂરની સાથે ઘણા શિકાર જોયા છે.' પણ નવાબે કહ્યું, 'આજનો શિકાર નવી જ જાતનો છે. એવો શિકાર તમે કયારેય નહીં જોયો હોય' અને મારા પિતાને પોતાની પાલખીમાં સાથે બેસાડીને પોતાના લશ્કર તરફ લઈ ગયા. મારા પિતા સમજી ગયા હતા કે તેમને ગિરફતાર કરવાની આ ચાલબાજી હતી. પણ તેઓ કશું કરી શકે તેમ ન હતા. નવાબના હુકમથી મારા પિતાની આંખો ફોડી નાંખવામાં આવી અને તેમની જાગીર જપ્ત કરવામાં આવી. મારા પિતા તેરસો ઘોડા, અઢાર હાથી અને તોપખાનાં ઉપરાંત એક મોટી જાગીરના માલિક હતા. પણ અત્યારે હું ફક્ત એક લંગોટીનો માલિક છું."

જોગી ચુપ થઈ ગયો.

ગૌતમ નીલામ્બર મૂર્તિવત્ બેઠો બેઠો આ બધું સાંભળી રહ્યો હતો. જોગીએ ધૂણીમાં એક લાકડું ઉમેર્યું અને ઊભડક બેસીને કહેવું શરૂ કર્યું, "મૃગ-મરીચિકાની હકીકત તો હું સારી રીતે સમજી ગયો છું. તું એના વિષે શું જાણે! તું એના ચક્કરમાં સામેલ છે અને રહેશે. મને સલ્તનતોની ચડતીપડતી, કંપનીની ખુશીનાખુશી અને બાદશાહના ગુસ્સાની આગ–કોઈ ચીજની પરવા નથી. મારા પિતાને આંધળા કરવામાં આવ્યા હતા, મને ખુદા સિવાય બીજું કોણ અંધ કરી શકે તેમ છે? હવે તને મોડું થાય છે. જોગમાયાના મંદિરમાં જાય તો જોજે. તેની ચારે તરફ બારીઓ અને અસંખ્ય દ્વારો છે. એક દ્વાર પછી બીજું દ્વાર ખૂલે છે, અને ત્યારબાદ ત્રીજું. આ પ્રકારની જ ભૂલભુલામણી ચારે તરફ બની છે, જેમાંથી માનવી નીકળી શકતો નથી. તું માને છે કે એ ભૂલભુલામણીમાંથી નીકળી આવ્યો છું પણ તું ભૂલે છે. જા હવે, તને મોડું થશે."

ગૌતમ ઊઠયો. તેણે નમીને જોગીના પગ પાસેથી રજ લીધી અને ભારે પગલે શિગરામમાં જઈને બેઠો. ગાડીવાને સીતાપુર તરફ જતો રસ્તો લીધો.

પુલ પાસે જઈને શિગરામ એકાએક થોભી, સામે એક અંગ્રેજ સિપાહી ઘોડા ઉપરથી નીચે ઊતરીને એક રાહદારીને ચાબુકથી ફટકારી રહ્યો હતો અને અંગ્રેજીમાં ગાળો ભાંડતો હતો.

એ મંડિયાવન છાવણી હતી. ચારે તરફ અંગ્રેજોની કોઠીઓ, ફોજની છાવણીઓ, દેવળ અને ઇસ્પિતાલ હતાં.

ગોરો સિપાહી રાહદારીને સારી રીતે માર માર્યા પછી ઘોડા ઉપર સવાર થઈને અંધારામાં ગુમ થઈ ગયો.

"સાલાઓ! અમારું જ ખાય છે અને અમારી ઉપર જ જુલમ ગુજારે છે." ગંગાદીન નામના પેલા ગાડીવાને ગુસ્સાથી કહ્યું, "શાહે-જમનના વખતમાં આ અંધેર!" તે બબડતો રહ્યો. ગૌતમ નીલાંબર ફરીથી પોતાના વિચારમાં ખોવાઈ ગયો! રાત પડતાં તેણે રાજા ટિકૈતરાયે બતાવેલી ધર્મશાળામાં મુકામ કર્યો. ગંગાદીન હજી સુધી બબડતો હતો. ગૌતમની સાથે શિગરામમાંથી રેસિડેન્ટના સિપાહીઓ અને પહેરેગીરોને ઊતરતા જોઈ ધર્મશાળામાં છાનીછૂપી વાત થવા માંડી, "બંગાળી બાબુ છે. કલકત્તા જઈ રહ્યા છે. અંગ્રેજી જાણે છે. તેને પૂછો કે આપણી માલગુજારીમાં કંપની બહાદુર ક્યારે ઘટાડો કરશે. સાંભળ્યું છે કે લંડનમાં નવા કાનૂનો બન્યા છે, અહીં પણ લાગુ થશે. બંગાળ અને અવધમાં સરખા કાનૂન લાગુ પડે છે. ઓ બાબુસાહેબ, "માલગુજારીમાં ઘટાડો કરાવો. અમારી તો કમર તૂટી ગઈ છે." આંગણાંમાં ગૌતમ ફરતી ભીડ જામી ગઈ. તે બધા આસપાસનાં ગામડાંઓના ખેડૂતો હતા, જેઓ પોતપોતાની ફરિયાદો લઈને રાજધાની તરફ જઈ રહ્યા હતા. એક વૃદ્ધ હિન્દુ જમીનદાર લાઠીના ટેકા વડે ચાલતો ચાલતો ગૌતમની નજીક આવીને બેસી ગયો.

"ક્યાંથી આવો છો?" તેણે પૂછ્યું.

"બંગાળથી!"

"તો તો અમારા મહેમાન ગણાઓ. મારે ગામ આવો તો તમારી સેવા કરું. મારું મકાન અહીંથી એક જ કોસ દૂર છે."

તેનું મન ભરાઈ આવ્યું. આ બધા લોકો કેટલા કોમળ મનના, કેટલા ભોળા છે! તેને એ વાતનું દુઃખ થયું કે પોતે અવધપુરી છોડીને જઈ રહ્યો છે.

"ભાઈ!" બુઢ્ઢાએ ચારે તરફ નજર નાખીને કહ્યું, "તમારી અંગ્રેજ સરકારને કહો કે અમારી ઉપર વધુ જુલમ ન કરે!"

તે મૌન રહ્યો.

"લખનૌથી આવો છો ને?"

"હા."

"ત્યાં અમારા બાદશાહનાં દર્શન કર્યાં?"

"હા."

"અમારા બાદશાહને કંપની બહાદુરે રૂપિયા માટે હેરાન કરી મૂક્યા છે."

"ખબર નથી."

"બોલતા કેમ નથી, બંગાળીભૈયા! તમને બધી જ ખબર છે." હવે બુઢ્ઢાએ અધિક ઉત્તેજિત થઈને બોલવાની શરૂઆત કરી, "કંપની બહાદુરે આમારા બાદશાહોને વચનો આપ્યાં હતાં પણ એક પછી એક બધાં વચનો તોડયાં છે. તમને બધી ખબર છે. બક્સરની હાર પછી અવધના નવાબ પાસે.."

લો, ફરીથી આ બક્સર અને જનાબે-આલીની વાત શરૂ થઈ ગઈ. બુઢ્ઢાએ એક ક્ષણ માટે ગૌતમ તરફ જોયું. "તમને આ વાતમાં જરા ય રસ નહીં હોય પણ એ ઘા અમારા દિલ પર વાગ્યા છે. કંપની બહાદુરે અમારા દેશને ખેદાનમેદાન કરી નાખ્યો છે.... તમને ખબર છે, બક્સરની હાર પછી અંગ્રેજોએ અવધના નવાબ સાથે કરાર કર્યા હતા કે તેઓ પાંત્રીસ હજારથી વધુ ફોજ રાખી શકશે નહિ. હવે મેં ડિયા-વનમાં જઈને પરિસ્થિતિ જુઓ. મરહૂમ આસિફુદ્દૌલાએ કલકત્તાથી લખ્યું, 'અંગ્રેજી ફોજ દેશભરની આવક હજમ કરી ગઈ. ઘરના લોકો માટે ખાવા ધાન બચતું નથી. ખેતરો ઉજજડ થઈ ગયાં છે. અમારા ગળા ઉપર આ છરી કેટલો સમય રહેશે?' પણ એનું પરિણામ શું આવ્યું? અમે વધુ ને વધુ ગરીબ થતા જઈએ છીએ. ભાઈ, અમે ઘણા દુ:ખી લોકો છીએ. જ્યારે મુનરોએ હુમલો કર્યો ત્યારે અમારા સિપાહીઓ 'યા હુસેન! યા હુસેન!' કહીને રડતા જતા હતા અને લડતા જતા હતા. આ પ્રકારે અમે ફિરંગીઓ સામે લડયા. પણ તેનો કોઈ ફાયદો થયો નહીં. પણ હવે અમારી પાસે કંપનીના ખજાનામાં ભરવા માટે કશું બાકી નથી રહ્યું." એટલું બોલીને તે ચુપ થઈ ગયો.

દીવાની જ્યોત પવનથી આમતેમ હલતી હતી. ગૌતમ દીવાલને અઢેલીને બેઠો.

## ૧૭

કલકત્તા પાછા ફરીને તે પોતાની પરિચિત દુનિયામાં ખોવાઈ ગયો. ઑફિસર, પુસ્તકો, અંગ્રેજી અને બંગાળી અખબાર, ભાષણ. તે સુજાતાદેવીને મળવા ધરમ-તલ્લા ગયો. પણ ત્યાં જાણવા મળ્યું કે તેનું મૃત્યુ થયું હતું. વર્ષાના દિવસોમાં તે પૂજા માટે કાલીઘાટ જઈ રહી હતી ત્યારે રસ્તામાં સાપે ડંખ દીધો અને તેનું અવસાન થયું... સિવિલસાહેબ ઓફિસના કામે જિલ્લામાં ગયા હતા.

ગૌતમ પોતાને ઘેરે પાછો ફર્યો અને અભ્યાસમાં રત થઈ ગયો.

પણ હવે તેનો જીવ નોકરીમાં લાગતો ન હતો. માનેકતલ્લામાં તેના ઘર પાસે એક ઘણું સુંદર ગાર્ડન હાઉસ હતું. તેના બાગમાં ઘણા નવયુવકો ભેગા થતા હતા. અહીં રામમોહનબાબુ રહેતા હતા.

એક દિવસ તે પોતાના મિત્ર સાથે રામમોહનબાબુનું ભાષણ સાંભળવા ગયો હતો. રામમોહનબાબુનું ભાષણ સાંભળીને ધર્મ અંગે તેના મનમાં જે શંકાઓ હતી તે વધી ગઈ. હવે તે કાલીઘાટ જતો ન હતો, ઘરમાં બેસીને વિચાર કર્યા કરતો.. શું સેરામપુરવાળા ઈસાઈઓ સાચું કહે છે? શું રામમોહનબાબુ સાચા માર્ગ પર છે? કોણ સાચું અને કોણ ખોટું એ કોણ કહી શકે! આ પ્રશ્નોથી મૂંઝાઈને તેણે મનોમન નિશ્ચય કર્યો કે, જ્યાં સુધી પોતે જ ખૂબ સારી રીતે અધ્યયન ન કરે ત્યાં સુધી કોઈ ચોક્કસ નિર્ણય ઉપર નહીં આવે. તે કંપની બહાદુરની નોકરીમાંથી રાજીનામું આપી હિન્દુ કૉલેજમાં વધુ અભ્યાસ માટે દાખલ થયો. આ જ કૉલેજમાં શહેરના એક જાગીરદાર દ્વારકાનાથ ઠાકૂરનો દીકરો દેવેન્દ્રનાથ ઠાકુર પણ અભ્યાસ કરતો હતો. તેઓ બન્ને વર્ગ પૂરો થયા પછી પશ્ચિમી તત્ત્વજ્ઞાન પર વિચારવિનિમય કરતા, આત્મા અને પરમાત્માની શોધ કરતા. દેવેન્દ્રનાથમાં સૂફીઓના જેવી વિશેષતાઓ હતી. ગૌતમને તે ઘણી રોચક લાગી. સાંજે તેઓ રામમોહન રાયને ઘેર જઈને તેમની ચર્ચામાં ભાગ લેતા, અને વિદ્વાનો તથા દાર્શનિકોની વાતો સાંભળતા અથવા તો એકેશ્વરવાદી ભજન ગાતા અથવા ગૌતમ દેવેન્દ્રનાથ પાસેથી હાફિઝની ગઝલો સાંભળતા.

ગૌતમ નીલાંબર જે વર્ષે બી. એ. પાસ કરી તે વર્ષથી જ રામમોહન રાયના બ્રહ્મ-સમાજનો સક્રિય અને જોશીલો કાર્યકર્તા બની ગયો. ત્યારે તેણે એક દિવસ અખબારમાં વાંચ્યું કે સર સિરિલ હાવર્ડ એશલેનું પક્ષઘાત થવાથી અવસાન થયું છે. અવસાનના ત્રણ વર્ષ પહેલાં તેમણે લગ્ન કર્યું હતું. તેઓ અવસાન પામ્યા ત્યારે લેડી એશ્લે પોતાના બે વરસના પુત્ર સાથે દાર્જિલિંગ ગઈ હતી.

બિહારના એક અંધારા અને અજાણ્યા ડાક બંગલામાં સિરિલનું અવસાન થયું હતું. તે પોતાના કામ પરથી પાછો ફરીને બૂટ ઉતારીને આરામ-ખુરશીમાં બેઠો હતો તે સમયે દરવાને તેને તેની બદમિજાજ, ઘમંડી અને કુરૂપ પત્નીનો ટપાલમાં આવેલો પત્ર આપ્યો. આ પત્રમાં દાર્જિલિંગની સોસાયટીના તાજા સમાચાર લખેલા હતા. પત્ર વાંચીને તેણે અખબારો લેવા હાથ લાંબો કર્યો અને એકાએક તેને લાગ્યું

કે તેનું મોત આવી પહોંચ્યું છે. તેણે પોતાના ચોપદારને બૂમ પાડવા પ્રયત્ન કર્યો પણ તેનું ગળું ઝલાઈ ગયું હતું. બીજી ક્ષણે તે આ ફાની દુનિયા છોડી ગયો.

કલકત્તાના અખબારોમાં તેને અંગે ઘણા લેખો પ્રસિદ્ધ થયા. તેની જિંદગીનાં ચાલીસ વર્ષ તેણે બંગાળમાં ગાળ્યાં હતાં. બંગાળ એશિયાટિક સોસાયટીએ તેને અંજલિ આપવા એક ખાસ શોકસભા યોજી હતી. કૉલેજોમાં પણ તેને અનેક અંજલિઓ અપાઈ. પણ પંદર દિવસમાં તો લોકો તેને ભૂલી ગયા.

લેડી એશ્લે મદ્રાસના ચીફ જસ્ટિસની બહેન હતી. તે ખૂબ શરાબ પીતી હતી. પોતાના પુત્ર સાથે બધો માલ-સામાન લઈને તે ઈંગ્લાંડ ચાલી ગઈ. સર સિરિલ અવસાન સમયે લાખો-કરોડોની જાયદાદના માલિક હતા.

તેના બેટા સિરિલ એડવિન ડેરિક એશ્લેએ મોટા થઈને પોતાના બાપની મોટી મૂડીથી મોટા પાયા ઉપર કારોબાર શરૂ કર્યો હતો... હવે બ્રિટિશ સામ્રાજ્ય આખીય દુનિયા પર છવાઈ ગયું હતું. બર્મામાં ટીનની ખાણો, મલાયામાં રબરનાં જંગલ અને ચીનમાં અફીણનો વ્યાપાર.

૧૮૫૭ પછી હિન્દુસ્તાન, વિધિપૂર્વક, વિક્ટોરિયાના સામ્રાજ્યમાં સામેલ થઈ ચૂક્યું હતું. આખુંય પૂર્વ હવે સ્વર્ગીય સર સિરિલ હાવર્ડ એશ્લેના બેટા લૉર્ડ સિરિલ ડેરિક એડવિન એશ્લેનું હતું.

## ૧૮

એક દિવસ પ્રૉફેસર ગૌતમ નિલાંબર દત્ત બંધ ઘોડાગાડીમાંથી ઊતરી પોતાના મકાનમાં દાખલ થતા હતા ત્યાં માળીએ કહ્યું કે મટિયા બુર્જવાળા નવાબ તમને મળવા આવ્યા હતા. ઘણા સમય સુધી તમારી રાહ જોઈ તેઓ હમણાં જ પાછા ગયા છે. ગૌતમ તરત જ પાછા ફર્યા અને બહાર ગયા, અને રસ્તા પર આમતેમ જોવા લાગ્યા. સામે સફેદ જામદાનીનું અંગરખું પહેરેલો એક બુઢ્ઢો લાકડીને ટેકે રસ્તાના કિનારે કિનારે જઈ રહ્યો હતો. ગૌતમ ઝડપથી તેની પાસે પહોંચી ગયા.

"મિયાં ગૌતમ નિલામ્બર દત્તસાહેબ!" બુઢ્ઢાએ ખુશ થઈને કહ્યું, "મને તો એમ કે આપણી મુલાકાત હવે નહીં થાય."

"નવાબસાહેબ, મઝામાં તો છો ને? વર્ષોથી આપણે મળ્યા નથી. પાછા ચાલો.

આપણે થોડો વખત ગપ્પાં મારીશું. મારી દોહિત્રી પણ શાળાના છાત્રાલયમાંથી ઘેર આવી છે. કદાચ તમે તો તેને જોઈ જ નહીં હોય!" નવાબનો હાથ પકડીને ગૌતમ તેને ઘેર લઈ ગયા.

"અચ્છા મિયાં." નવાબે દીવાનખાનામાં આવીને સોફા પર બેસતાં કહ્યું, "તમને મળી લીધું. તમારાં બાળબચ્ચાં પણ જોઈ લઉં. કોને ખબર જીવતો પાછો ફરું કે નહીં!"

"કેમ! ક્યાં જવાનો ઇરાદો છે? લખનૌ જવું છે?"

"કરબલા જઈ રહ્યો છું. ખુદા ત્યાં જ પોતાની પાસે બોલાવી લે તો કેવું સારું! અહીં હવે રહ્યું પણ શું છે!" તેમનો સાદ ભારે થઈ ગયો. કાંપતા હાથે રૂમાલ કાઢીને એણે આંસુ લૂછ્યાં.

ગૌતમ નીલામ્બર દત્ત તેમને પ્રેમ અને શ્રદ્ધાથી જોઈ રહ્યા. નોકર ચાની ટ્રે લઈને આવ્યો. દીવાનખાનું સમકાલીન વિક્ટોરિયન ઢબથી સજાવેલું હતું. દીવાલ ઉપર અનેક ચિત્રો લટકાવ્યાં હતાં—પ્રાકૃતિક દૃશ્યો અને તસવીરો. દ્વાર પર મોતી ભરેલા પરદાઓ લટકતા હતા. બાજુના રૂમમાંથી પિયાનોના મધુરા સૂરો રેલાઇ રહ્યા હતા.

ગૌતમ નીલામ્બર દત્તાને પિયાનોના સૂરો ઉદાસ લાગ્યા. તેણે સાદ કર્યો, "નીલિમા બેટી, પિયાનો બંધ કરો અને અહીં આવો. જો તો, તારા મટિયા બુર્જવાળા ચાચા આવ્યા છે."

પંદર વર્ષની એક છોકરી અંદર આવી.

"આ મારી દૌહિત્રી છે, નવાબસાહેબ. હજી સુધી તમે તેને જોઇ નથી. તે શાળાના છાત્રાલયમાં જ રહે છે!"

નવાબ ઝાંખ આવતી આંખે તેના તરફ જોઈ રહ્યા. પંદર વર્ષની છોકરી લગ્ન કરીને ખોળામાં બાળકને રમાડતી હોય તેને બદલે શાળામાં અંગ્રેજી ભણી રહી હતી અને પિયાનો વગાડતી હતી.

નવાબ કમ્મન સોફા પર બેસીને બારીમાંથી બહાર દૃષ્ટિ નાખી રહ્યા હતા. કલકત્તાની રોશની ચારે તરફ ઝળહળી રહી હતી. ગૌતમ નીલામ્બર દત્ત તેની સાથે આડીઅવળી વાતો કરતા રહ્યા. બન્ને વચ્ચે વાતચીત માટે સમાન રુચિનો કોઈ વિષય ન હતો. સિવાય કે અતીત યુગ! પણ અતીતની યાદને ગૌતમ નીલામ્બર દત્ત ક્યાં સુધી ખેંચ્યે રાખે! તેની સમક્ષ ભવિષ્ય હતું, નવાબ કમ્મન પાસે હતો માત્ર અતીત. શિષ્ટાચારના

કર્તવ્યને નિભાવવા માટે બંને એકબીજાને મળતા હતા. જ્યારે લખનૌ ઉજ્જડ થયું ત્યારે મટિયા બુર્જમાં નવું લખનૌ વસાવવામાં આવ્યું. તે સમયે સુલતાને-આલમ સાથે આવેલા નવાબ કમ્મને ગૌતમ નીલામ્બર દત્તને મળવા બોલાવ્યો હતો. તે સમયે–ગૌતમ નીલામ્બર દત્ત કલકત્તાનો પ્રભાવશાળી પત્રકાર બની ચૂકયો હતો. ગૌતમ નીલામ્બર તેમને વર્ષમાં એક-બે વખત અચૂક મળતો. જ્યારે રાજા સુરેન્દ્રમોહન ટાગોરને ત્યાં સંગીતમાં નવીનતા આણવાના પ્રયાસ શરૂ કરવામાં આવ્યા અને દેશભરના સંગીતજ્ઞો કલકત્તામાં આવવા લાગ્યા ત્યારે પણ ગૌતમ નીલામ્બર નવાબ કમ્મનને નવા સંગીતની મહેફિલોમાં નિમંત્રિત કરતા રહ્યા.

હવે ખંડમાં રોશની કરવામાં આવી. ગૌતમ નીલામ્બર દત્તના મકાનના પહેલા માળ પરના ખંડમાં તેના પુત્ર મનોરંજન દત્તના વિશ્વવિદ્યાલયના સાથીદારો અને આર્ટ સ્કૂલના વિદ્યાર્થીઓ એક અંગ્રેજી નાટકનું રિહર્સલ કરી રહ્યા હતા. મનોરંજનના મિત્ર માઈકલ મધુસૂદન દત્તે એક નવું નાટક લખ્યું હતું. આ સમયે તેઓ બધા આ નાટકનું રિહર્સલ કરી રહ્યા હતા. કૅમ્પબેલ મેડિકલ સ્કૂલનો એક વિદ્યાર્થી બારીમાં બેસીને હારમોનિયમ વગાડી રહ્યો હતો.

મનોરંજન તરુલતાની નવી અંગ્રેજી કવિતા વાંચી રહ્યો હતો. હારમોનિયમના સૂરો, છોકરાઓનો કલબલાટ અને સંવાદોના અવાજો નીચે દીવાનખાના સુધી પહોંચતા હતા.

નવાબસાહેબ લાકડી પર આંગળીઓ ફેરવતા રહ્યા. આ નવો જમાનો હતો–નવો યુગ! આ ઈસવીસન ૧૮૭૧નું વર્ષ હતું. દુનિયા બુઢ્ઢી થઈ ચૂકી હતી–નવાબ કમાલ રઝાની દુનિયાની. ગૌતમ નીલામ્બર દત્ત પણ તેના સમવયસ્ક હતા. પણ ગૌતમ નીલામ્બર દત્તની દુનિયા હવે જવાન થઈ રહી હતી. નવાબ કમ્મનને લાગ્યું કે જાણે દુનિયામાં તેમનું કોઈ સ્થાન નથી. રાજધાનીના આ આધુનિક દીવાનખાનામાં નવાબને પોતે ઉપહાસાસ્પદ હોય તેવું લાગ્યું.

"નવાબસાહેબ! મનોરંજન લખનૌની કૅનિંગ કૉલેજમાં કાનૂનનો અધ્યાપક નિમાયો છે." ગૌતમ નીલામ્બર દત્તનો અવાજ તેમના કાને પડયો. તે ચોંક્યા, "સારું સારું! માશાલ્લાહ!" તેમણે કહ્યું. પછી લાકડીને સહારે ઊભા થયા અને ગૌતમ નીલામ્બર દત્તને ખુદા હાફિઝ કરીને મટિયાબુર્જ પાછા ફર્યા.

રાતના અંધારાં ઘેરાં બન્યાં હતાં. નવાબ કમ્મનના ગયા પછી ગૌતમ નીલામ્બર દત્ત થોડો સમય દીવાનખાનામાં ટહેલતા રહ્યા. તેમણે ગોળ ફરતી આલમારીમાંથી એક પુસ્તક

ઉઠાવ્યું અને તેનાં પાનાં પલટવા લાગ્યા. પણ તેમનું મન તેમાંય ન લાગ્યું. તેમણે ચારે તરફ નજર નાખી. આલમારીઓમાં ચારે તરફ પુસ્તકો જ પુસ્તકો હતાં. અખબારોની બાંધેલી ફાઈલો, કાનૂની પત્રિકાઓ અને સમિતિઓના હેવાલો અને ઠરાવોનાં પુસ્તકો હતાં. ચારે તરફ સમસ્યાઓ હતી અને સમસ્યાઓનું નિરાકરણ તેમણે શોધી કાઢ્યું હતું.

સમસ્યાઓનું નિરાકરણ તેમણે શોધી કાઢ્યું હતું—ગૌતમ નીલામ્બર દત્તનો શ્વાસ ગૂંગળાવા લાગ્યો. હવા બંધ હતી અને રાત ગરમ હતી. બહાર રસ્તાઓ પર દીવાઓની જ્યોત ઝાંખી થતી જતી હતી. એકાએક તેમને નગરોની રાણી કલકત્તા—નગરી ભયાનક લાગવા માંડી. તે ગભરાઈને બહાર વરંડામાં આવ્યા. આવી રાત્રીઓએ જ દુ:ખી આત્માઓની અદશ્ય અવર-જવરનો અવાજ સંભળાય છે. આંગણામાં કેળ અને નાળિયેરીનાં પાંદડાંઓ સ્થિર હતાં. હોજને એક કિનારે એક કૂતરો પગની વચ્ચે પૂંછડી દબાવીને પડયો હતો. જો તે પુનર્જન્મમાં શ્રદ્ધા ધરાવતા હોત તો કદાચ એમ વિચારત કે આ કૂતરો કોઈ દુ:ખી આત્મા જ છે. તે વરંડામાંથી નીચે ઊતરી કયારીના કિનારે કિનારે ટહેલતા રહ્યા.

પછી તેમણે આકાશમાં તરતા તરતા દત્ત હાઉસ સામે આવેલા ચંદ્ર તરફ દષ્ટિ નાખી. ચંદ્રનાં કિરણ હોજનાં પાણીમાં પોતાનાં પ્રતિબિંબો પાડી રહ્યાં હતાં. ચંદ્રે તેમને અનેક કહાણીઓ સંભળાવી. એ રાત પૂર્ણિમાની હતી.

તે રાત્રે માનિકતલ્લાથી પાછા ફરીને નવાબ અબ્દુલ મન્સૂર કમાલુદ્દીન અલી રઝા બહાદુર ગાર્ડન રીચ, જ્યાં મટિયાબુર્જમાં તેમનું મકાન હતું, ત્યાં પહોંચીને પોતાના પલંગ પર સૂતા સૂતા વિચારતા હતા: કેવી અજબ વાત છે કે માનવી ફક્ત એક જ વખત આ દુનિયામાં આવે છે અને પછી ખતમ થઈ જાય છે. ઈન્સાન મરી જાય પછી આ દુનિયાને કદી પણ જોઈ શકતો નથી—જેમ શાહે-જમન ગ્યાસુદ્દીન હૈદર મર્યા, અને નસિરૂદ્દીન હૈદર અને મોહમદઅલી શાહ અને અમજદઅલી શાહ. આ બધાને નવાબ કમ્મને પોતાની નજર આગળ મરતા જોયા હતા. આ બધા જેઓ અવધપુરીના રાજા હતા, એ બધા મોત આવ્યું એટલે ઝટ દઈને ખતમ થઈ ગયા અને બિચારા સુલતાને-આલમ વાજિદઅલી શાહ, જે આ સમયે પડોશની 'રાધા મંજિલ' માં 'ઈન્દ્રસભા'નું આયોજન કરાવીને પોતાને એવો વિશ્વાસ કરાવવા કોશિશ કરી રહ્યા હતા કે તેઓ હજી કેસરબાગમાં જ છે. તે પણ એક દિવસ ખતમ થઈ જશે. બાદશાહની ગાદી હોય કે વતનનું નાનકડું ઘર, અપાર

આનંદ હોય કે અસહ્ય દુ:ખ, મોત આવીને બધું ખતમ કરી દે છે. કોને ખબર મોત પછી શું ભોગવવું પડતું હશે! કબર અંદર ને અંદર ખૂલવું અને તે બે દૂતો મુન્કિર નકીર અને .. અને .. આમ વિચાર કરતાં નવાબ કમ્મનને ડર લાગવા માંડયો. તેમણે તકિયા પરથી માથું ઉઠાવી ઘરના માણસોને સાદ કરવાનો પ્રયત્ન કર્યો. તેમણે અલી અને હુસેન અને અબ્બાસ અલમદારને બોલાવવા બૂમ મારી પણ ગળામાંથી અવાજ ન નીકળ્યો. ગરમીથી અકળામણ થઈ રહી હતી. તેમણે પલંગ પરથી ઊઠવા પ્રયત્ન કર્યો, પણ પાછા ઢળી પડયા.

નવાબ અબુલ મન્સૂર કમાલુદ્દીન અલી રઝા બહાદુર કરબલા યાત્રા કરવાને બદલે જીવનની અંતિમ યાત્રાએ રવાના થઈ ચૂક્યા હતા.

## ૧૯

નવાબ સફદરજંગથી માંડી સુલતાને-આલમ સુધીમાં નવ શાસકોએ અવધપુરી ઉપર રાજ કર્યું હતું. સુલતાને-આલમના સમયમાં સલીમનસાહેબ આવ્યા હતા. સફદર-જંગે પોતાની શકિતના બળ પર આ સલ્તનતનો પાયો નાખ્યો હતો. દિલ્હીના પતન પછી તે હિન્દુસ્તાનની સૌથી શાનદાર સલ્તનત હતી અને તેના બાદશાહો ફ્રાંસના લુઈ ચૌદમાથી વધુ પ્રતાપી હતા. પણ સલીમનસાહેબ આ બધાથી વધુ પ્રતાપી હતા એટલે તેણે જોતજોતામાં એટલી મોટી ફૂંક મારી કે આ સારીય દીપમાળા પળમાત્રમાં બુઝાઈ ગઈ. હેવલોકની જીત થઈ અને સુલતાને-આલમનો અસ્ત થયો. લખનૌની ઈન્દ્રપુરી ઉજ્જડ થઈ ગઈ, નવટંકી ખતમ થઈ ગઈ. કેસરબાગની ચાંદીવાળી બારાદરીમાં સબ્જપરીનો નાચ, એશબાગનો મેળો, મોહરમ અને રામલીલા બધું ય બંધ થયું. બેલોગાદને તોપોથી ઉડાવી દેવામાં આવ્યું. હજરતગંજમાં અંગ્રેજોની દુકાનો ખૂલી અને અમીનાબાદમાં કૉલેજ અને શાળા શરૂ થઈ. વર્તમાનપત્રો શરૂ થયાં, બિનતારી સંદેશાઓ શરૂ થયા. અયોધ્યાના રામચંદ્રની ગાદી લૂંટાઈ ચૂકી, પરોઢ થયું અને આંખ ખૂલી તો ખબર પડી કે આ બધો ઉમર - ઐયારનો જાદૂ હતો. અંતિમ ‘દશ્ય’ શરૂ થતાં પહેલાં જ રાજા ઈન્દ્રને, તેના અખાડા સહિત, દેશનિકાલ કરવામાં આવ્યો હતો.

કલકત્તાના પ્રૉફેસર ગૌતમ નીલામ્બર દત્ત પોતાના પુત્રને મળવા માટે લખનૌ આવ્યા

હતા. રેલગાડી સ્ટેશન પર પહોંચી અને ફિટનમાં બેસીને તે બહાર નીકળ્યા તો તેમણે જોયું કે શહેરનો દેખાવ બદલાઈ ગયો હતો. તેઓ અડતાલીસ વર્ષ પહેલાં, ૧૮૨૩માં, લખનૌ આવ્યા હતા. તે વખતનું લખનૌ શાહી લખનૌ હતું, આ અંગ્રેજોનું લખનૌ હતું. હવે અહીં ઘૂમીબેગ કોટવાલને બદલે અંગ્રેજ નાયબ-કમિશનરનો હુકમ ચાલતો હતો. સઆદતઅલી ખાંની "નૂરબખ્શ' તે કોઠીમાં બેસતો હતો. બિચારા સઆદતઅલી ખાંની "હયાતબક્ષ' કોઠી હવે બેંકસ-હાઉસ કહેવાતું... કૈસરબાગમાં કેનિંગ કૉલેજ છે જ્યાં કલકત્તાનાં મનોરંજન દત્ત કાનૂનનું અધ્યયન કરાવતા હતા. શહેરની ગલીઓ અને મહોલ્લાઓ તો તે જ હતાં છતાં પણ જમાનો બદલાઈ ગયો હતો. અંધારા મહોલ્લાઓ અને ભાંગ્યાં-તૂટયાં મકાનોમાં જમાનાની કાયાપલટનો ભોગ બનેલા લોકો માથાં ઝુકાવીને બેઠા હતા. તવંગરો લૂંટાઈ ગયા હતા અને ગરીબો અમીર બની ગયા હતા. વિદ્રોહીઓને ફાંસી અને સ્વામીભકતોને ઈનામ મળ્યાં હતાં. અખ્તર પિયા વાજિદઅલી શાહ જ્યારથી પરદેશ સિધાવ્યા હતા ત્યારથી તેમની પાછળ રડતાં રડતાં આંસુ પણ સુકાઈ ગયાં હતાં. આ અવધપુરી હતી. રામને પણ અહીંથી આવી જ રીતે વનવાસ મળ્યો હતો.

ફિટન શહેર તરફ ચાલી. માથા પર રૂમાલ બાંધેલા કોચવાને ગૌતમ નીલામ્બર દત્ત તરફ જોયું અને કહ્યું: "બાબુસાહેબ, પાછળ સાઈસ બેઠો છે તેને ઉપર બોલાવી લઉં ? બુઢ્ઢો છે, કયાંક પડી જશે તો મોતને ઘાટ ઊતરશે."

"હા, બોલાવી લે." તેમણે ઉત્તર આપ્યો. પાછળથી એક બુઢ્ઢો કૂદીને આગળ આવી ગયો અને ફિટન ઝડપથી આગળ વધી.

"બાબુસાહેબ, કલકત્તાથી આવો છો?'

"હા."

"અમે પણ વિચાર કરીએ છીએ કે કલકત્તા જતા રહીએ, હવે અહીં મન લાગતું નથી." કોચવાને કહ્યું.

"કોણ છે આ ?" બુઢ્ઢાએ કોચવાનના કાન પાસે મોં લાવી પૂછ્યું.

"કલકત્તાના બાબુ." કોચવાને મોટેથી કહ્યું, તેનું નામ શંભુ હતું.

"કલકત્તા .. !" બુઢ્ઢાએ એ જ શબ્દનો પુનરુચ્ચાર કર્યો. તેનું નામ ગંગાદીન હતું અને તે થોડોક બહેરો હતો. તેના અવાજમાં અવિશ્વાસનો ભાસ થતો હતો. તેણે ચૂંચી આંખે બુઢ્ઢા બંગાળી તરફ જોયું.

"હા, હા, સમજમાં નથી આવતું?" શંભુએ કહ્યું.

"બાબુસાહેબ!" ગંગાદીને ગાંગાળીબાબુ તરફ ફરીને દીનતાપૂર્વક કહ્યું. "ખુદાવંદ, મને કલકત્તા લઈ જાવ, ત્યાં અમારા બાદશાહ રહે છે."

શંભૂ હસી પડયો અને બોલ્યો, "હજૂર, બાબાની વાત પર ધ્યાન આપશો નહીં. જે મુસાફર રેલગાડીમાંથી ઊતરે છે તે તમામને એ કહે છે, 'મિયાં મુસાફિર, તમે કલકત્તાથી આવો છો, મને પણ ત્યાં પહોંચાડી દો!' અમારા બાદશાહ પોતે જ જોખમમાં છે ત્યાં વળી એ જવા માગે છે! જાણે એની જ ત્યાં ખોટ ન હોય!"

ગૌતમ નીલામ્બર દત્ત મૂગા રહ્યા. ફિટને હવે અમીનાબાદ તરફ વળાંક લીધો હતો.

"સરકાર, પહેલાં પણ કદી લખનૌ આવ્યા છો?" શંભુએ પૂછ્યું.

"હા," ગૌતમ નીલામ્બર દત્તે ચોંકીને કહ્યું.

"ક્યારે?"

"ઘણા સમય પહેલાં. ત્યારે તારો જન્મ પણ થયો ન હતો. ગાઝીઉદ્દીન હૈદરના સમયમાં."

"બાબા," કોચવાને ફરીથી મોટા સાદે બુઢ્ઢા સાઈસના કાનમાં કહ્યું, "બાબુસાહેબ તમારા ગાઝીઉદ્દીન હૈદરના સમયમાં અહીં આવ્યા હતા."

પછી કોચવાને ગૌતમ નીલામ્બર દત્ત તરફ ફરીને કહ્યું, "બાબા કહ્યા કરે છે કે તે ગાઝી-ઉદ્દીન હૈદરના ચોપદાર હતા. તે પહેલાં શિગરામ ચલાવતા હતા. સુલતાને-આલમની પણ તેમના ઉપર ઘણી મહેરબાની હતી."

"ખુદાવંદ", ગંગાદીને કહ્યું. "સુલતાને-આલમને આપે જોયા છે? કુશળ તો છે ને?" એટલું પૂછીને તે નાના બાળકની જેમ રડી પડયો.

ગૌતમ નીલામ્બર દત્ત ઘણા પ્રભાવિત થયા. લોકો આટલા લાગણીવશ શી રીતે હોઈ શકે છે તે તેમની સમજમાં ન આવ્યું. તેઓ પહેલાં બૌદ્ધિકતાના પૂજારી હતા, પણ હવે તેમણે હૃદયની મહાનતાનો સ્વીકાર કર્યો હતો. ફિટન હવે અમીનાબાદને નાકે પહોંચી ચૂકી હતી.

એકાએક કોચવાને ઘાંટો પાડયો, "અરે ઓ ડોરી, વચમાંથી ખસતી કેમ નથી! કેમ મરવા તૈયાર થઈ છે!" તેણે લગામ ખેંચીને ફિટન થોભાવી. એક વૃદ્ધા સામે આવી અને હાથ ધરીને કહેવા લાગી, "ખુદા તમને બરકત આપે."

ગૌતમ નીલામ્બર દત્ત ફિટનની બેઠકને અઢેલીને બેઠા બેઠા વિચારી રહ્યા હતા, શું

લખનૌ બુઢ્ઢાઓનું નગર છે? અહીંના યુવાનો કયાં જતા રહ્યા છે? વૃદ્ધા આંખો બંધ કરી હાથ લાંબો કરી બોલતી રહી, "ખુદા તમને બરકત આપે! થોડીક દયા કરો!"

ગૌતમ નીલામ્બર તેની ઉપર નજર પડતાં ચોંકી ઊઠયા.

અવાજ જાણીતો લાગ્યો. આ અવાજે ઘણી ખૂબસૂરત વાતો કરી હતી. રાગ-રાગિણીઓ સંભળાવી હતી.

તેમણે ચશ્માં ઠીક કર્યા અને ફિટનની બહાર નજર નાખી. પણ ભિખારણ સિવાય બીજું કોઈ નજરે ચડ્યું નહીં.

"તેને કશું આપશો નહીં, ખુદાવંદ!" શંભુએ ગૌતમ તરફ ઝૂકીને આસ્તેથી કહ્યું, "તેને કોકેનની લત છે. જે કંઈ મળે છે તેમાંથી કોકેન ખરીદીને ખાય છે, કમબખ્ત."

ગૌતમ નીલામ્બરે કાંપતા હાથે ખિસ્સામાંથી એક રૂપિયો કાઢીને બુઢ્ઢીની હથેલીમાં મૂકી દીધો.

ભિખારણે આંખો ઝીણી કરીને સફેદ દાઢીવાળા અને સફેદ ધોતી પહેરેલા શાલમાં વીંટાયેલા બુઢ્ઢા બંગાળી તરફ જોયું.

ગૌતમ નીલામ્બરે બુઢ્ઢી ભિખારણને ઓળખી. તે ચમ્પા હતી.

રૂપિયાવાળી હથેલી સરખી બંધ કરતાં કરતાં બુઢ્ઢી ભિખારણને આશ્ચર્ય થયું. આ કેવો દયાળુ માનવી છે એક પૈસો માંગો તો ચાંદીનો રૂપિયો આપે છે. સિક્કાને હથેળીમાં દબાવીને ભિખારણે પાછું તેનું રટણ શરૂ કર્યું: "સરકાર, ગરીબપરવર, આપને પૌત્રો અને તેના પૌત્રો જોવાનું ખુશનસીબ સાંપડો! બન્દાનવાજ, હું બળવામાં ભિખારી બની ગઈ છું! એક જમાનામાં મારા દરવાજા પર હાથી ઝૂલતા હતા, આજે કોઈ રોટીનો ટુકડો આપનાર નથી. અલ્લાહ આપનો.." શંભુએ ઘોડાને ચાબુક લગાવી. ફિટન આગળ વધી. શંભુએ હસીને કહ્યું, "બુઢ્ઢીની વાતો તો સાંભળો! દરવાજા પર હાથી ઝૂલતા હતા! જેને જુઓ તે એમ જ કહેતું ફરે છે કે હું બળવામાં ભિખારી થઈ ગયો છું. તે પહેલાં હું અમુક હતો તમુક હતો. બાબાને જ જુઓ ને. પહેલાં તે બાદશાહના ખાસ ચોપદાર હતા, આજે સાઈસગીરી કરે છે."

ચમ્પાએ રૂપિયાને સાંજનાં ઝાંખા અજવાળામાં અનેક વખત ઉલટાવી-સૂલટાવીને જોયો અને ધીમે ધીમે એક અંધારી ગલીમાં સરકી ગઈ. ત્યાં એક દુકાન ઉપર કોકેન વેચાતું હતું અને અનેક બંજેરીઓ ત્યાં બે ગોઠણની વચમાં માથું દબાવીને બેઠા હતા.

ફિટન અમીનાબાદના ચાર રસ્તાથી જ્યારે આગળ વધી ત્યારે ગૌતમ નીલામ્બર દત્તે પાછળ ફરીને એક નજર નાખી. રસ્તાને કિનારે ઊભેલી ફાટીતૂટી સાડીમાં લપેટાયેલી

ચમ્પા પોતે આપેલા રૂપિયાને લૅમ્પના પ્રકાશમાં ઉલટાવી-પલટાવીને જોઈ રહી હતી— જાણે તેને પોતાની આંખો ઉપર પણ વિશ્વાસ ન આવતો હોય તેમ. તેના વાળ ચાંદીની જેમ ચમકી રહ્યા હતા, તેના ચહેરા પર કરચલીઓ હતી, તેણે પહેરેલાં વસ્ત્રોમાં અનેક સ્થળે કાણાં પડયાં હતાં.

ગૌતમે ફિટનની બેઠકને અઢેલીને આંખો બંધ કરી—

કારણકે ગૌતમ નીલામ્બરે વૈશાલીની આમ્રપાલીને જોઈ હતી.

ગોમતીને પેલે પાર શાહે-નજફ સામે સિંઘાડાવાળી કોઠી હતી. બાબુ મનોરંજન દત્તે આ મકાન પોતાના નિવાસસ્થાન માટે ભાડે રાખ્યું હતું.

તે રાત્રે જ્યારે મનોરંજન પોતાના ખંડમાં જઈને સૂઈ ગયો અને ખંડની બત્તીઓ બુઝાવી દેવાઈ ત્યારે ગૌતમ નીલામ્બર ઓસરીમાં આવ્યા. આ ઓસરીનાં પગથિયાં નદીમાં પડતાં હતાં. ગૌતમ નીલામ્બર દત્ત લાંબા સમય સુધી નદીનાં વહેતાં નીર નીરખી રહ્યા. રાત ઘેરી બનતી હતી પણ પોતાના ખંડમાં જઈને પોઢી જવાને બદલે તેઓ બહાર નીકળ્યા અને ગોમતીના કિનારે કિનારે ચાલવા લાગ્યા. ચારે તરફ સંપૂર્ણ નિસ્તબ્ધતા છવાઈ ગઈ હતી. તેમની પાછળ ભૂતોનું એક સરઘસ ચાલી રહ્યું હતું. આગળ પરીઓ નાચતી જતી હતી. સામે થોડેક દૂર પુલ નીચે નાવડીઓ બાંધેલી હતી અને ચંડીનું મંદિર દેખાતું હતું. વૃક્ષો પર લાલ આંખોવાળા વાંદરા સૂતા હતા. આ ઘણા જાણીતા ભૂત હતા જે તેની પાછળ લંગડાતા, કૂદતા આવી રહ્યા હતા.

અવધના બધા બાદશાહો..... સઆદતઅલીખાં અને જોન બેલી, નસિરુદ્દીન હૈદર અને તેનો યુરોપિયન હજામ, કુદ્સિયા મહેલ અને બુઢ્ઢો મહમદઅલી શાહ, વિલિયમ હાવર્ડ એશ્લે અને સુજાતા, લોર્ડ મેકોલે અને બિશપ હેબર—આ અંગ્રેજી ભૂતોને પણ તેઓ જીવતા હતા ત્યારે તે સારી રીતે ઓળખતો હતો. હવે મર્યા પછી તેઓ કોણ જાણે કયા જહન્નમમાં ગયા હતા. પણ તેના મગજ પર એ બધા પહેલાંની જેમ જ સવાર હતા ! દુનિયાના બધા નાના-મોટા, તેમની ચડતી અને પડતી, ગૌતમે જોઈ હતી. હવે કયો તમાશો જોવો બાકી હતો ! નદી વહી રહી હતી. કિનારા પર મકાનો બંધાયાં હતાં. આ મકાનોને નામો પણ હતાં. તેમાં માનવીઓ નિરાંતની ઊંઘ ખેંચી રહ્યાં હતાં.

એ માનવીઓનાં પણ નામો હતાં. મકાનો પથ્થરનાં હતાં. નદીના કિનારા પર પથ્થરો વિખેરાયલા પડ્યા હતા. સમય વહી રહ્યો હતો. કિનારા પર અગ્નિની જ્વાલાઓ દેખાતી હતી. આજે રાત્રે કોનાં કોનાં પૃથ્વી સાથેનાં બંધન તૂટયાં હશે!

ગૌતમ નીલામ્બર દત્ત આગળ વધતા ગયા.

સામે સ્મશાન હતું. સ્મશાનમાં કાળી નાચી રહી હતી–કાળી, જે સારી સૃષ્ટિને તેના અંત સમયે પોતાનામાં સમેટી લે છે. પોતાની સમસ્ત કામનાઓ ઉપર વિજય મેળવી તેની સત્તામાં જે લીન થઈ શકે તે જ કાળીથી ભયભીત થયા વિના તેની આરાધના કરી શકે છે.

સ્મશાન–અહીં બધીય કામનાઓ બળીને રાખ થઈ જાય છે. અને કાળી, જે બુદ્ધિ અને વાક્ ચેતનાથી પર સારા પ્રાણીજગતને નાસ્ત્યનું રૂપ આપે છે—જે શૂન્યને પૂર્ણ બનાવે છે–પૂર્ણ જે પ્રકાશ અને શાન્તિ છે.

કાળી–જેનું પરિધાન સમાધિ છે–તે વિસ્તાર છે કારણકે અસીમ છે. મહાન શકિત છે. માયાથી પર છે કારણકે સ્વયં માયા બનીને સંસારની સૃષ્ટિ કરી રહી છે.

સ્મશાનમાં કાળી શિવના શ્વેત શરીર પર ઊભી છે.

અગ્નિશિખાઓના ધુમાડામાં કાળી નૃત્ય કરી રહી હતી. તે શાંતરસનું નૃત્ય કરી રહી હતી અને સૃષ્ટિ જયજયકાર કરી રહી છે.

ગૌતમ નીલામ્બરે કાળીને સતી, ગૌરી અને યોગમાયાના રૂપમાં જોઈ હતી. તેણે સ્મશાન પર દષ્ટિ નાખી અને તેને ઓળખી–

તેઓ થોડો સમય પુલ ઉપર ઊભા રહીને જ્વાલાઓ જોતા રહ્યા અને પછી ધીમે કદમે સિંઘાડાવાળી કોઠી તરફ પાછા ફર્યા.

સવારે ચાર વાગે ગૃહસ્વામિની ઊઠી અને તેણે નોકરાણીને ઉઠાડી કહ્યું, "ચાનું પાણી મૂકી દે. આજે નાના છોકરાને છ વાગે નિશાળે જવાનું છે." નોકરાણી આંખો ચોળતી ઊઠી અને પાણીના નળ તરફ ગઈ. હવે તે નહાવાનું પાણી મૂકશે, સાહેબ અને ભૈય્યાસાહેબને દાઢી કરવા માટે વાટકીમાં પાણી કાઢશે અને પછી ચાની વ્યવસ્થા કરશે.

ગૃહસ્વામિની પૂજા માટે હરિમંદિરમાં ગઈ. હરિમંદિર બીજે માળે પૂર્વ તરફના ખંડમાં હતું. ત્યાં ઊકળાટ અને વરસાદની ગરમી હતી. મંદિરનાં બારણાં ખોલ્યાં તો

અંધારામાં સદાની જેમ ગોપીનાથ ઠાકુર પોતાની ખાલી આંખો વડે સામે શૂન્યમાં નજર નાંખી રહેલા દેખાયા. તેમના કેસરી વસ્ત્રો પર ડાઘ પડી ગયા હતા અને મુગટમાં એક મોરપીછ લગાવેલું હતું તે વાંકું થઈ ગયું હતું. તેઓ એક પગ પર બીજો પગ ટેકવી, વાંસળી હાથમાં પકડી પીતળના નાનકડા મંદિરમાં ઊભા હતા. તેમના ચહેરા પર ભયાનક લાગતું હાસ્ય હતું. ખંડમાં મચ્છરો ગણગણી રહ્યા હતા. સામે ઓસરીમાં બે છોકરીઓ સૂઈ રહી હતી. બાજુના ખંડમાં છોકરીઓનો ભાઈ સૂતો હતો. બાજુમાં ટેબલ-ફેન ઘૂ ઘૂ કરી રહ્યો હતો. ખંડનાં બધાં દ્વાર ખુલ્લાં હતાં અને ઠંડી હવા અંદર આવી રહી હતી. અલમારીઓમાં ઢગલાબંધ પુસ્તકો ખડકાયાં હતાં—ફારસી, ઉર્દૂ અને અંગ્રેજી! પલંગની બાજુના ટેબલ પર ઉર્દૂનાં નવાં પ્રગતિ-શીલ માસિકો તથા સાપ્તાહિકોનો ઢગલો પડયો હતો. નંદલાલ બોઝ, અવનીન્દ્રનાથ ઠાકુર, ખાસ્તગીર, એમ. એલ. સેન વગેરેએ ચીતરેલાં ચિત્રો દીવાલો શોભાવતાં હતાં. માથા તરફની દીવાલ પર જવાહરલાલ નહેરુની તસવીર લટકતી હતી. દીવાલ ઉપર ફોટાઓ પણ લટકતા હતા—૧૯૩૭-૩૮ અને ૩૯માં જે ટ્રોફીઓ જીતી હતી તેના ગ્રુપ ફોટાઓ. એક ખૂણામાં એક ગ્રુપ ફોટો હતો જે પીળો પડી ગયો હતો. તેની ઉપર ૧૮૩૭ની સાલ હતી. આ તસવીર તેના પિતાના વિદ્યાર્થી-જીવનની હતી, તેમાં એ છોકરાના પિતા ગોળ કાળી ટોપી અને બંધ કૉલરનો કોટ પહેરીને વિનયન વિદ્યાશાખાના અધ્યક્ષ સ્વર્ગીય ડૉ. મનોરંજન દત્તની પાછળ ઊભા હતા. ડૉ. મનોરંજન દત્તની ટાગોર જેવી લાંબી સફેદ દાઢી હતી (એ વાત અલગ છે કે પ્રત્યેક દાઢીવાળો બંગાળી ટાગોર જેવો દેખાય છે). ડૉ. મનો-રંજન દત્ત આ કોઠીમાં સિત્તેર વર્ષ પહેલાં રહેવા આવ્યા હતા.

દીવાનખાનું ભોંયતળિયે હતું. દીવાનખાનામાં આતિશદાન ઉપર એક તૈલચિત્ર ટાંગેલું હતું. એ ચિત્રમાં જના જમાનાનો એક બુઢ્ઢો લીલી ગોટનો જામો અને પાયજામો પહેરીને અને માથા ઉપર પાઘડી પહેરીને એક નકશીદાર ખુરસી ઉપર બેઠો હતો. આ ચિત્ર શાહી જમાનામાં એક અંગ્રેજ ચિત્રકારે બનાવ્યું હતું. તેની નીચે ઉર્દૂમાં લખ્યું હતું, 'રાયજાદા બખ્શી મેહતાબચંદ.' આ મકાનના ત્રણ ભાગ હતા. ત્રીજા ભાગમાં લાકડાની ફરસવાળો એક ખંડ હતો. તેમાં સાંજને વખતે ઘરની છોકરીઓ સૂરજબખ્શ પાસે નાચગાન શીખતી હતી.

આ ઘરના નિવાસીઓ માટે આ કોઠી વિશ્વના કેન્દ્ર સમાન હતી (પ્રત્યેક ઘર તેના નિવાસીઓ માટે વિશ્વનું કેન્દ્ર જ હોય છે).

અહીંથી જ જાનથી ય વધુ પ્યારાં એવાં કુટુંબીજનોની સ્મશાનયાત્રા નીકળી હતી, નવવધૂઓની પાલખી આવી હતી, વરઘોડા સજાયા હતા, દીકરીઓને અશ્રુભીની આંખે વિદાય અપાઈ હતી અને અહીં જ ધામધૂમથી વાર-તહેવારો ઉજવાયા હતા. અહીં બાળકો જન્મ્યાં, લડાઈ-ઝઘડા થયા, અહીં આનંદશોક અનુભવાયો હતો. દરેક ઘરમાં આ બધું થતું હોય છે. ઘર ચુપચાપ આ બધું જોતું રહે છે. તેની કથની કોઈ સાંભળનું નથી. તેને સમય સાથે હમેશાં ખેંચતાણ રહે છે. 'તું કેટલો સમય મારી સાથે રહે છે તે હું જોઈશ! તું કયાં સુધી મારી ટક્કર ઝીલી શકીશ,' સમય કહે છે. છતાં ઘર મૌન જાળવે છે. વર્ષો વીતે છે. સદીઓ બદલાય છે. ફરી ફરી એ જ ઋતુઓ પલટાઈને આવે છે-જાય છે. સમયરૂપી સમુદ્રમાં ઘર નાનકડા જહાજની જેમ, લંગર નાંખીને ઊભું રહે છે. કદીક કદીક આ સમુદ્રની લહેરો તેને તાણી જાય છે, અને તેનું નામોનિશાન ગોત્યું જડતું નથી.

આ કોઠી નવાબ સઆદત અલીખાંના સમયમાં તેના અર્થમંત્રી રાયજાદા બખ્શી મેહતાબચંદે બનાવી હતી. આ સમયે તેમના પ્રપૌત્ર તેમાં વસતા હતા. તેઓ પ્રથમ પંક્તિના બૅરિસ્ટર હતા. તેને એક પુત્ર અને બે પુત્રીઓ હતાં. ત્રણે વિદ્યાભ્યાસ કરતાં હતાં.

બૅરિસ્ટરસાહેબનો બધો સમય કૉંગ્રેસનાં કામકાજમાં વ્યતીત થતો અથવા 'જમાના' અને 'નિગાર'માં ઉર્દૂ શાયરી ઉપર લેખ લખવામાં જતો. વકીલાત પર તેઓ ખાસ ધ્યાન આપતા નહીં. ઘરની જમીનદારી હતી એટલે જિંદગી આરામથી પસાર થતી હતી. બન્ને પુત્રીઓ માટે પરઠણની પણ તૈયારી હતી. પુત્રને વધુ અભ્યાસ માટે કેમ્બ્રિજ મોકલવાનો તેમનો વિચાર હતો. તેમણે પણ કેમ્બ્રિજમાં જ તાલીમ લીધી હતી. અત્યારે તેઓ ખુલ્લી અગાશીમાં મચ્છરદાનીમાં જ પડયા પડયા આરામ કરી રહ્યા હતા. પત્નીની હલનચલનના અવાજે તેમની આંખ ખૂલી ગઈ હતી. પત્નીની આ જ તો ખરાબ ટેવ હતી, વહેલી સવારે તેના સટરપટર અવાજથી આખાય ઘરની નીંદર હરામ કરતી હતી. કદીક કોઠારનો દરવાજો ખોલે, તો કદીક પૂજાઘરની આલમારીનો દરવાજો બંધ કરે, ઘડીક આ ખંડમાં હોય તો વળી બીજી જ પળે બીજા ખંડમાં દોડી ગઈ હોય. ત્યારબાદ પૂજા-પાઠ શરૂ થાય અને મોટે સાદે રામાયણનું પઠન શરૂ થઈ જાય.

ઠંડો મીઠો મંદમંદ સમીર વહેતો હતો. સામે નદીના પટ પર હજી પણ ધુમ્મસ છવાયેલું હતું. મોતીમહાલ પુલ પર શાંતિ છવાયેલી હતી.

"ઊઠો દીકરી, જલદી કરો! તમારી શાળા આજથી સવારની થઈ છે." જમના નોકરાણીએ આવીને નાની બેબીને ઉઠાડતાં કહ્યું. બેબી ઊઠીને બેઠી થઈ ગઈ. આજથી શાળા શરૂ થતી હતી. તે પલંગ પરથી કૂદીને ઊતરી અને ઝડપથી સ્નાનગૃહ તરફ ગઈ.

મોટી પુત્રીએ આળસ મરડીને પડખું બદલ્યું, આંખો ખોલી અને નદી તરફ મીટ માંડી રહી. તેની ઉંમર ૧૭-૧૮ વર્ષની હશે. તે કૉલેજમાં અભ્યાસ કરતી હતી. તેની કૉલેજ ૧૪મી જુલાઈથી શરૂ થતી હતી. થોડા જ વખતમાં તેનું લગ્ન થનાર હતું, તેથી તેને કૉલેજની બિલકુલ પરવા ન હતી. તે નચિંત રીતે પથારીમાં પડી રહી અને નદી તરફ જોતી રહી.

તેનો ભાઈ બાજુના ખંડમાંથી અફીણિયાની જેમ ચપ્પલ ઘસતો બહાર આવ્યો અને તે પણ ઓસરીના એક થાંભલા પાસે અટકીને આરામથી નદી તરફ જ્યાં પુલ હતો ત્યાં જોવા લાગ્યો. તેણે જોરથી આળસ મરડયું અને ટુવાલ ખભા ઉપર નાખીને બેસૂરા અવાજથી કોઈ ગીત ગણગણતો સ્નાનગૃહમાં ઘૂસી ગયો.

જલદી જલદી ચા પીને, હાથમાં પુસ્તકો ઊઠાવીને, દાદર તરફ દોડી રહેલી નાની દીકરીને ઘરની માલિકણે કહ્યું, "શાળામાં તારી દાસીને કહેજે, સાંજે ઘરે આવીને બાકીનું ઓટણ પૂરું કરી જાય." તેણે ઝડપથી દાદર ઊતરતાં કહ્યું, "સારું, કહી દઈશ." એટલામાં લામાર્ટિનેયરની બસે હોર્ન વગાડયું.

ગૃહસ્વામિની પતિ સાથે મુંબઈ, કલકત્તા, કાશ્મીર, બધે ફરી આવી હતી. પ્રતિવર્ષ નૈનિતાલ અને મસૂરી જતી હતી પણ તેના રંગ-ઢંગમાં રતીભાર પણ ફેર પડયો ન હતો. તે મોટી પુત્રીને 'બડકી' અને નાનીને 'નાનકી' કહીને જ બોલાવતી.

એટલામાં મોટી પુત્રીએ બાલ્કનીમાંથી વાંકા વળીને નીચે ડોકિયું કર્યું. નીચે બાગના રસ્તા પર શાળાની બસ ઊભી હતી. બસમાં બે-ચાર હિન્દુસ્તાની છોકરીઓ સિવાય બાકીની બધી અંગ્રેજ છોકરીઓ હતી. એક હિન્દુસ્તાની છોકરીએ બસની બારીમાંથી હાથ બહાર કાઢી હલાવ્યો. "હવે અમે સાંજે મોરિસ કોલેજમાંથી છૂટીને પાછા આવશું."

"વારુ." મોટી પુત્રીએ ઉત્તર આપ્યો.

બસ ફાટકની બહાર નીકળી ગઈ.

ત્યારબાદ પુત્ર સીટી મારતો નીચે ઊતર્યો. નીચે પોર્ચમાં તેની સાઈકલ હતી.

તેણે છટાપૂર્વક એક નોટબુક સાઈકલના હેન્ડલ અને બ્રેકની વચમાં ભેરવી અને લાપરવાહીથી પેડલ મારતો કાચા રસ્તા ઉપર થઈને યુનિવર્સિટી તરફ રવાના થયો.

સૂરજદાદાએ દર્શન દીધાં. દુનિયા પોતાના કારોબારમાં પરોવાઈ. સાંજ પડી. રોશની ઝગમગી ઊઠી. નદીને કિનારે પેલી કોઠીના વરંડામાંથી છોકરીઓનો કલબલ કલબલ અવાજ આવતો હતો. ચારપાંચ છોકરીઓની એક મંડળી ઓસરીની પાળ ઉપર બેઠી બેઠી એવી રીતે ખિલખિલાટ હસી રહી હતી કે જાણે દુ:ખથી સર્વથા અપરિચિત ન હોય!.. તે બધી દુ:ખથી સાવ અપરિચિત જ હતી.

છત્તરમંજિલની પાછળ સૂરજ ડૂબ્યો. નદીના કિનારે-કિનારે દીપ થયા. નદીએ પોતાની સફર ચાલુ રાખી.

## ૨૦

સૂરજ જ્યારે જમુનાની પાછળ પહોંચતો ત્યારે ફિટન મોરિસ કૉલેજથી પાછી ફરતી અને તેની હમેશની ગતિથી નદીના પુલ ઉપર પહોંચતી. નદીનો પુલ પસાર કર્યા પછી જે સીધો રસ્તો જતો હતો તે યુનિવર્સિટી માર્ગ કહેવાતો. તેની બન્ને તરફ નદીના કિનારે કિનારે બે કાચા રસ્તાઓ હતા. અહીંથી નદીના કિનારે કિનારે ચાંદબાગ સુધી મકાનો બંધાયેલાં હતાં. ઈઝાબેલા-થોબર્ન કૉલેજ પણ અહીં આવેલી હતી. આ શાંત અને ઝાઝી હિલચાલ વગરનો વિસ્તાર હતો. કદીક કોઈ મોટર અહીંથી પસાર થતી યા તો કૉલેજના કોઈ વિદ્યાર્થી અથવા વિદ્યાર્થિની સાઈકલ પર આ રસ્તે પસાર થતાં. ઉપનગર અથવા ડૉલીગંજ તરફ જતા ટાંગાઓ ફૈઝાબાદ માર્ગ થઈને પસાર થતા. જરા વધુ આગળ મુસ્લિમ ગર્લ્સ કૉલેજ હતી. તેની આગળ તુવેર અને શેરડીનાં ખેતરો આવેલાં હતાં. અહીં એક પેપર મિલ પણ હતી. એ તરફ એક લાકડાનો પુલ પણ હતો. ત્યાંથી રસ્તો ચિરૈયા તળાવ અને ભૈંસાકુંડ તરફ જતો. તેની આગળ સિકન્દર બાગ અને બનારસી બાગ હતો. આ વિસ્તારમાં ગવર્મેન્ટ હાઉસ હતું. તેની પાછળ ગાજીઉદ્દીન હૈદરની નહેર, હજરતગંજ, લામાર્ટિનેયર કૉલેજ, લામાર્ટિનેયર માર્ગ, હરીભરી કુંજોમાંથી પસાર થતો દિલકુશા પેલેસ તરફ જતો હતો; તેની આગળ વિશાળ હરીભરી છાવણી હતી.

મોતીમહલ બ્રિજની થોડે આગળ મોરિસ કૉલેજ હતી અને કેસરબાગના બાર દરવાજા, કેસર બાગ, તેની થોડે દૂર અમીનાબાદ પાર્ક હતો; ત્યાર બાદ રસ્તો ચોક તરફ જતો હતો. ચોકમાં મેડિકલ કૉલેજ, શાહમિનાની દરગાહ અને હુસેનાબાદ ઈમામવાડો હતો. ત્યાં અકબરી દરવાજો અને ગોળ દરવાજો હતો. આ બધો વિસ્તાર જૂના લખનૌનો હતો. એ નવા લખનૌથી ઘણું દૂર હતું તેમ છતાં નવા લખનૌમાં તમામ જગ્યાએ જૂનું શહેર મોજૂદ હતું. એક શાહી કોઠીની જગ્યાએ સરકારી મકાન ખડું હતું. નદીકિનારે મોતીમહલમાં ઇમ્પિરિયલ બૅંક હતી. હજરતગંજની મધ્યમાં બેગમ-કોઠી હતી. છત્તર મંજિલમાં ક્લબ હતી. અહીંની ચીજો નવી હોવા છતાં જૂની પણ હતી. આ શહેરમાં સમયે ગંભીરતાથી ધીમે ધીમે પસાર થતાં શીખી લીધું હતું.

ફિટન સ્વસ્થતા અને શાંતિથી, સંધ્યાકાળની મોહક ગુલાબી રોશનીમાં ઠમક-ઠમક કરતી મોતીમહલ પુલ સુધી પહોંચતી. પુલ પસાર કરી યુનિવર્સિટી રોડ પર જવાને બદલે મોટે ભાગે એવું બનતું કે તે જમણા હાથ તરફના કાચા રસ્તે વળતી. અહીંનો માર્ગ મોટાં મોટાં શ્વેત પુષ્પોની ગીચોગીચ ઘટાઓથી છવાયેલો હતો. ત્યાં પણ જૂના સમયનાં કેટલાંક મકાનો હતાં.

ગંગાદીન કોચમેનની જગ્યાએ બેઠો બેઠો લહેરથી હૅકું ધુણાવતો, ગાડી હાંકતાં પાછળ ફરીને પૂછતો, "બેટી, સિંઘાડાવાળી કોઠીએ નથી જવું?"

"આ કથા હવે અહીંથી હું સંભળાવી રહી છું."(તઅલતે કહ્યું—) "જૂની કથાઓ સંભળાવવાની જુદી જુદી કેટલીય રીત હોય છે. પણ મારા ખ્યાલમાં એક પણ રીત આવતી નથી. કયું પાત્ર વધુ મહત્ત્વનું છે... કથા કયાંથી શરૂ થઈ...... ક્લાઈમેક્સ ક્યાં... નાયિકા કોણ... અને તેનો અંત કેવો હોવો જોઈએ... નાયક કોણ હતો... આ કથાનો શ્રોતા કોણ છે અને સાંભળનાર કોણ? મારો મોટો ભાઈ કમાલ એક જમાનામાં કહ્યા કરતો કે એક દિવસ નિરાંતે તે બધું નક્કી કરશે. કમાલ હજી સુધી કશું જ નક્કી કરી શક્યો નથી. પણ ચમ્પાબાજીને પૂછવા કોણ જાય! 'હા જઈશું,' હું ગંગાદીનને પ્રત્યુત્તર આપતી!... ફિટન ધીમે ધીમે કાચા રસ્તા પર ચાલતી. અહીં કેવી અનંત શાંતિ હતી! આ માર્ગ ઉપર દૂર દૂર સ્મશાન ઘાટ હતો. નદીનાં નીરમાં મોતીમહલની રૂપેરી ઇમારતનું પ્રતિબિંબ કંપતું રહેતું અને છત્તરમંજિલનો સોનેરી ગુંબજ તથા નજફ અશરફનો ઈમામવાડો—નદી આ ઇમારતોના દાદર પાસેથી ડાહી-ડમરી થઈને વહેતી હતી. સિંઘાડાવાળી કોઠીનો દાદર પણ નદીના નીરમાં ઊતરતો હતો.

તે બે માળની ઈમારત હતી અને તે ત્રણ અષ્ટકોણી બુરજોને કારણે સિંઘાડાવાળી કોઠી કહેવાતી. આ બુરજો ઘેરા લીલા રંગના હતા. શિયાળામાં સૂરજ ઘણો વહેલો ડૂબી જાય છે. 'બેટી, નિર્મળા બેટીને ત્યાં નથી જવું?' ગંગાદીન તેની બેઠક ઉપરથી પૂછતો.

"અને, ફિટન રસ્તાનો ઢોળાવ ઊતરીને આંચકા સાથે સિંઘાડાવાળી કોઠીમાં દાખલ થતી.

"'ઉપર આવ. ભાઈ હમણાં જ તારા આવવાની ખબર આપી ગયા છે.' અગાશી ઉપરથી લાજનો સાદ સંભળાતો.

"ભાઈ, એટલે કે હરિશંકર શ્રીવાસ્તવ, યુનિવર્સિટીમાં હતો અને બી. એ.માં તેણે ફારસીનો વિષય લીધો હતો.

"નિર્મળાની મોટી બહેન લાજ આરામથી પલાંઠી મારી નદી તરફ મોં કરી બેસી જતી અને પૂછતી, 'હવે કહો જોઉં, જ્ઞાને કુસુમને શો જવાબ આપ્યો?'

"આમ, મેરિસ કૉલેજનું પોલિટિક્સ શરૂ થઈ જતી. લાજે ત્યાંથી પાંચ વર્ષ પસાર કર્યાં હતાં અને હવે તેના લગ્ન થઈ ગયાં હતાં.

"'રાજકુમારી લાહોર જઈ રહી છે.' મેં કહ્યું.

"'લાહોર! અરે બાપ રે બાપ!'

"લાહોર ઘણું દૂર લાગતું. જાણે કોઈ બીજા જ દેશમાં ન હોય! રાજકુમારી સિંગાપુર જઈ રહી છે, એમ કહ્યું હોય તો ચાલે.

"'અરે બાપરે!' ઘૂંઘરુંવાળા પગે જ બહાર આવતાં નિર્મળાએ પોતાનો અભિમત પ્રગટ કરતી—પહેલાં તો તે પણ મારી સાથે મેરિસ કૉલેજમાં હતી. પણ ગયા વર્ષે તે બીમાર પડી ત્યારે તબીબોએ શાળા અને મેરિસ કૉલેજની બેવડી મહેનત તેની પાસે ન કરાવરાવી. હવે અમારી સખી માલતીના મોટાભાઈ સાંજે આવી એક કલાક 'રિયાઝ' કરાવતા. તે શંભુમહારાજના ઘરાનાના એક કથક નૃત્યકાર પાસે નૃત્ય શીખી રહી હતી. લામાર્ટિનેયરમાં હું અને નિર્મળા એક જ વર્ગમાં હતાં—અમે બન્ને બે વર્ષ પછી સીનિયર કેમ્બ્રિજ કરીશું.

"'નવી નવી જગ્યાઓ જોવાનું મને ઘણું મન થયું છે.' નિર્મળાએ પોતાનો જોખમભર્યો ઈરાદો જાહેર કર્યો.

"નદીમાં ડૂબતા સૂરજનાં કિરણો રંગબેરંગી લહેરો પર ચમકતાં. સમગ્ર વિશ્વ, આ સૃષ્ટિ--અમારા દિમાગમાં જીવન અંગેનું જે કંઈ ઝાંખું ચિત્ર હતું તે આ લહેરો ઉપર નાચતું રહેતું. શાહી જમાનાની ઇમારતો, બોટ-ક્લબની નાની નાવડી, સિંઘાડા-વાળી કોઠીના સુરક્ષિત ગોળાકાર દાદર—ભૂગોળના વિશેષણો જેમ અમે ગંભીરતા-પૂર્વક વિચારતા—'આની આગળ શું છે... અને શું શું બને છે?'

"'અપ્પી વિદાય લઈને ક્યાં જશે?' નિર્મળા કંઈક વિચારતાં વિચારતાં વિચિત્ર સવાલો કરી બેસતી.

"'ત્યાં જ જશે, જ્યાં ભૈયાસાહેબ લઈ જશે-બીજે ક્યાં જશે!' હું ખિજાઈને જવાબ આપતી.

"'ભૈયાસાહેબ ક્યાં જશે?'

"'શી ખબર,' હું ખિજાઈને બોલી ઊઠતી.

હવે કમાલ જે ખૂણામાં બેઠો હતો ત્યાંથી ઊઠીને આગળ આવ્યો અને એક મેજનો ટેકો લઈ ઊભો રહ્યો, જાણે કે તલઅતની વાત પૂરી થાય તેની પ્રતીક્ષા ન કરતો હોય! ત્યાર બાદ તેણે કહેવાનું શરૂ કર્યું:

"ભૈયાસાહેબ, જે મારા પિત્રાઈ ભાઈ છે, તે મારા બનેવી પણ થઈ શક્યા હોત. નાનો હતો ત્યારથી હું આ સાંભળતો આવ્યો હતો. ભૈયાસાહેબ જ્યારે મોટા માણસ બની જશે ત્યારે અપ્પી સાથે લગ્ન કરીને તેને લઈ જશે. મારે કોઈ સગો ભાઈ ન હતો. તે જ મારા 'હીરો' હતા.

"ભૈયાસાહેબ વરસોથી અમારે ત્યાં રહેતા હતા. ચાચા અબ્બા ભૈયાસાહેબને મળવા સ્વિટ્ઝરલેન્ડ ગયા હતા ત્યાં જ એક ઇસ્પિતાલમાં તેમનું અવસાન થયું હતું. તે સમયે ભૈયાસાહેબ લૂઝાનની એક શાળામાં અભ્યાસ કરતા હતા. પણ કાકાના અવસાન પછી તેમને સ્વિટ્ઝરલેન્ડથી પાછા બોલાવી લેવામાં આવ્યા. ભૈયાસાહેબ મુંબઈથી સીધા અમારે ત્યાં અલમોડા આવ્યા હતા. ફૂલબૂટ પહેરીને તે ઊભા હતા. સ્વિસ શાળાના લીલીભૂરી પટ્ટીઓવાળા મફલરમાં તેમનું મોં લગભગ ઢંકાયેલું હતું. તેમની આંખોનાં પોપચાં રડી રડીને સૂઝી ગયાં હતાં અને નાક લાલચોળ થઈ ગયું હતું. તેમણે મને અને અપ્પીને પાસે બોલાવ્યાં ને બન્નેને બાથમાં લઈને રડવા લાગ્યા. તલઅત ત્યારે ઘણી નાની હતી. અને ઘરનાં બીજાં છોકરાંઓ સાથે એલચીના ઝાડ પર ચડીને 'હોમવર્ક' કરી રહી હતી.

"ત્યારથી ભૈયાસાહેબ અમારી સાથે જ રહેવા લાગ્યા. બાબા તેમને જોઈને જીવતા હતા. મમ્મી તેમને માટે મરી ફીટતી. તેમની અમ્મીનું અવસાન ઘણા સમય પહેલાં થઈ ચૂક્યું હતું. આખું કુટુંબ તેમના નામની માળા જપતું હતું.

"ભૈયાસાહેબ અમારા મરહૂમ કાકાનું એકમાત્ર સંતાન હતા. ઉનાળાની રજા બાદ તેમને લામાર્ટિનેયર કૉલેજમાં દાખલ કરવામાં આવ્યા હતા. આ કૉલેજ દોઢસો વર્ષ પહેલાં નવાબ આસિફઉદ્દૌલાના ખાસ દરબારી ફ્રાન્સવાસી જનરલ ક્લાઉડ માર્ટિનના ફાળાથી યુરોપિયન છોકરાઓ માટે શરૂ કરવામાં આવી હતી.

"સવાલ એ છે કે શું આ કથાના હીરો ભૈયાસાહેબ પણ હોઈ શકે છે? હું કથા સંભળાવવા જ બેઠો છું તો પાત્રો અંગે પણ કહેતો જાઉં. વિચારું છું કે ભૈયાસાહેબમાં હીરોની તમામ વિશિષ્ટતાઓ હતી. તમે સમજદાર છો. તમે પોતે જ કલ્પના કરી હશે કે અત્યાર સુધી મેં તમને જે કંઈ કહ્યું છે તેવી ભૂમિકા હીરો સિવાય બીજા કોની હોઈ શકે! તમે જો જુનવાણી વિચારના શ્રોતા નહીં હો તો તમને એ જાણીને અકળામણ થશે કે ભૈયાસાહેબ ઘણાં ખૂબસૂરત હતા. ફ્રાંસ અને સ્વિટ્ઝરલૅન્ડની શાળાઓમાં અભ્યાસ કરવાને કારણે શરૂ શરૂમાં તેમની રીતભાત બિલકુલ ફ્રાંસીસી હતી. જ્યારે તેઓ 'ત' અને 'દ'ના ઉચ્ચાર સાથે અટકીઅટકીને અંગ્રેજી બોલતા ત્યારે ઈઝાબેલાથોબર્ન કૉલેજની છોકરીઓના દિલ પર જે ગુજરતી તેની વાત જ ન પૂછો.

"અપ્પી અને ભૈયાસાહેબ એકબીજાની બાબતોમાં માથું મારતાં ન હતાં. તેમની બન્નેની જુદી જુદી મિત્ર ટોળીઓ હતી. અપ્પી ભૈયાસાહેબના દોસ્તોને સતાવતી. લાજવતી શ્રીવાસ્તવ અપ્પીની સૌથી પ્યારી સહેલી હતી. તે મારા જાની દોસ્ત હરિશંકરની બહેન હતી. કોણ જાણે કેમ પણ એવું બનતું કે ચમ્પાબાજીનું નામ સાંભળતાં જ લાજ એકદમ ચુપ થઈ જતી. અપ્પી બેઠી બેઠી લાપરવાઈથી હસતી રહેતી. હરિશંકર બેવકૂફની જેમ સિગારેટ સળગાવવાનું શરૂ કરી દેતો. ચમ્પાબાજી અમારામાંથી કોઈની પણ ટોળીમાં ન હતી. તે બધાથી જુદી જ હતી. અમારે માટે તો તે અજાણી હતી. અમે બધા જન્મથી એકબીજાને ઓળખતાં હતાં; અમારું બેક્ગ્રાઉન્ડ એક જ અને એક જ વર્ગથી પશ્ચાદ્ ભૂમિકા સાથે અમારો સંબંધ હતો. ચમ્પાબાજી કોણ હતી, તેની અમને ખબર ન હતી. મને હમેશાં એવી શંકા રહી હતી કે ચમ્પાબાજી નીચલા મધ્યમ વર્ગની હતી.

"જ્યારે ભૈયાસાહેબ 'લૉ' કરી રહ્યા હતા ત્યારે ચમ્પાબાજી બનારસથી આવીને ઈજાબેલા-થોબર્ન કૉલેજમાં ભરતી થઈ હતી.

"એ સન ૧૯૪૧ની સાલ હતી.

"અપ્પી લામાર્ટિનેયર સ્કૂલમાંથી ઈજાબેલા-થોબર્ન કૉલેજમાં આવી ચૂકી હતી. તે વર્ષે જ ભૈયાસાહેબ અને અપ્પીની શાદીની વાત પણ ભાંગી પડી.

"હવે હું મનમાં એક વાત વિચારી રહ્યો છું. એ વાત એ છે કે જે વિસ્તારથી હું તે સમયની આ કથા ક્હેવા માગું છું તેમાં હું કદાચ સફળ ન પણ થાઉં... ઘણી નાની નાની વાતો છે. બાદશાહબાગનું શાહી જમાનાનું ફાટક, ફૂલોના ગાલીચા, રસ્તા પરથી પસાર થતી કઠિયારણો અને લાલ લેંઘો પહેરીને સૂમસામ સડક પર આમલી વીણતી પેલી ડોસી; જે એક દિવસ ટ્રેનની નીચે આવીને મરી ગઈ.

"મારે મન આ બધી વાતોનું મોટું મહત્ત્વ છે. તમને બધાને આ બધી વાતો અર્થહીન લાગતી હશે. હું ઇચ્છું છું કે કોઈ એવી રીત શોધું કે જેના વડે તે સમયના તમામ પ્રભાવ, તમામ સ્વપ્નવત્ બનાવો ફરી પાછા આવે... એ 'કોમ્યુનિકેશન' ક્હેવાય છે અને ભારે મુશ્કેલ ચીજ છે. હું ક્લાકાર નથી. 'કોમ્યુનિકેટ' કરી શકતો નથી.

"એટલે હમણાં તો... જે કંઈ છે તે જ રજૂ કરું છું.

"આ જુઓ છો એ બેનેટ હોલ છે. હું તેની એક ઊંચી જગા પર બેઠો છુ અને રેડિયો માટે કોન્વોકેશનની કોમેન્ટ્રી સંભળાવી રહ્યો છું. નીચે લાંબા વિશાળ પ્રાંગણમાં કાળી ટોપી અને ગાઉન પહેરેલા સ્નાતકો તથા અન્ય લોકો આમતેમ ફરી રહ્યા છે. સમય તેજ ગતિથી પસાર થઈ રહ્યો છે. એનો સુસવાટ કરતો અવાજ મારા કાનમાં આવે છે. નીચે ઘાસ ઉપર ઘણા લોકો ભેગા મળ્યા છે અને મોટરોની કતારો લાગી છે. ભૈયાસાહેબ નીચે લાલ કિનારીવાળા લાંબા રસ્તાને કિનારે કિનારે ચમ્પાબાજી સાથે ચાલતા બીજા ચોક તરફ જઈ રહ્યા છે. એકાએક લાઉડસ્પીકર ઉપર ન્યૂ થિયેટર્સની એક નવી રેકર્ડ વાગવા માંડી. '—આ કૂચના વખતે કેવો અવાજ— પહાડી સન્યાલનો અવાજ ચારે તરફ ગૂંજી ઊઠયો. સામેથી ઉપ-કુલપતિ આવી રહ્યા હતા. તેમની સાથે પોતપોતાની કેપ પહેરેલા ઘણા પ્રૉફેસરો ચાલી રહ્યા હતા. પણ એક દિવસ એવો પણ હશે જયારે આ બધામાંથી એક પણ બાકી નહીં હોય.

"હવે હું માઈક્રોફોન મારા પૂજ્ય મિત્ર હરિશંકરના હાથમાં મૂકું છું... "હલો. મારો અવાજ આવી રહ્યો છે... હલો!"

"હલો...હાં..." લેમ્પની પાછળ અંધારામાં છુપાઈને બેઠેલા હરિશંકરે જવાબ આપ્યો અને એવું લાગ્યું કે સ્ટેજની બહારથી તેનો અવાજ આવી રહ્યો હોય- તે પોતે દેખાતો ન હતો.

"હલો... હલો... હું, હરિશંકર, હવે તમારી સાથે વાત કરી રહ્યો છું. હું હરિશંકર શ્રીવાસ્તવ, લાજ અને નિર્મળાનો એક માત્ર મોટો ભાઈ, ચમ્પાબાજીનો સાથી, મારું પાત્ર ઘણું મહત્ત્વનું છે... મારાં પાત્રનાં ઘણાં પાસાં છે. હું આ કથામાં એટલી ભિન્ન-ભિન્ન ભૂમિકાઓ નિભાવી રહ્યો છું કે હું વાત ક્યાંથી શરૂ કરું, સ્ટેજ પર કેવી રીતે પ્રવેશ કરું, એ ભારે મુશ્કેલ વાત છે."

પછી તઆલતે કહેવું શરૂ કર્યું:

"ફિટન રસ્તાનો ઢોળાવ ઊતરી એક આંચકા સાથે સિંઘાડાવાળા મકાનમાં દાખલ થઈ ગઈ. એ એ જ વર્ષની વાત છે, જે વર્ષે અપ્પીના વિવાહ તૂટયા હતા.

"'લાજ અંદરથી બહાર આવી. તેણે કેસરિયા રંગની સાડી પહેરી હતી. તેણે પગમાં વીંછિયા પહેર્યાં હતાં. અપ્પી તેની સાથે અગાશીમાં ગઈ. અપ્પીએ હજી વીંછિયા પહેર્યાં ન હતાં.

"હું ગાડીમાંથી કૂદીને સીધી અંદર દોડી ગઈ.

"'અપ્પી, તું અહીં ક્યારની આવી છે? સ્ટેશનથી આવીને કમાલભૈયા તને શોધતા હતા. હમણાં જ્યારે ભૈસા-કુંડ તરફથી પસાર થઈ ત્યારે ત્યાં ચમ્પાબાજીની લૉન ઉપર મેં બન્નેને બેઠેલાં જોયા હતા.'

"'કોણ બન્ને...?'

"'ભૈયાસાહેબ અને કમ્મનભૈયા... છત્રીની નીચે. ચમ્પાબાજી મામૂના ઘરમાં અમલતાસનું વૃક્ષ છે ને, ત્યાં આગળ. અમારી ફિટનને રસ્તા પરથી પસાર થતી જોઈને ચમ્પાબાજીએ જોર જોરથી હાથ હલાવ્યા અને હસી. અત્યંત સુંદર દેખાતી હતી.' મેં એક શ્વાસે બધી વાત કરી દીધી.

"અપ્પી અને લાજ ચુપચાપ ક્યારીઓની કિનાર પરથી પસાર થઈ આગળ વધી, જાણે કે તેમણે મારી વાત સાંભળી જ ન હોય!

"હું ચમેલીની વેલ નીચેથી પસાર થઈને નિર્મળા તરફ આગળ વધી. તે અને માલતી ઉપર સંગીત-ખંડના વરંડામાં બેઠાં હતાં.

"'ભૈયા તો મિર્ઝાપુર અને દિલ્હી ગયા હતા ને?' માલતીએ પૂછ્યું.

"'હા, સવારે જ પાછા ફર્યા છે. પણ આવતાંની સાથે જ સીધા ચમ્પાબાજીને ત્યાં પહોંચ્યા. આ સમયે પણ ત્યાં જ ધામા હશે.' નિર્મળાએ કહ્યું.

"તે સમયે મને ક્હીરની બીબીની વાત યાદ આવી. જ્યારે હું કૉલેજથી પાછી ફરીને ચા પી રહી હતી ત્યારે કહીરની બીબી મારી પાસે આવી અને કંઈ ખાસ રહસ્યની વાત ક્હેતી હોય તેવો લટકો કરીને કહ્યુ, 'બડી બિટિયાએ લગ્નની ના પાડી છે'.

"'અપ્પીના લગ્નમાં પહેરવા માટે હું તો સુંદર સાડી બનાવડાવીશ' એમ નિર્મળા કહી રહી હતી."

પછી એકાએક તલત ચુપ થઈ ગઈ. "જુઓ!" તેણે કમાલને કહ્યુ, "મને આજે સમજાયું છે કે મારો વીતેલો જમાનો ફક્ત મારે માટે જ મહત્ત્વ ધરાવે છે, બીજા લોકો માટે—દુનિયા માટે—એનો કોઈ અર્થ નથી—એની સાથે કોઈ સંબંધ હોઈ શકે નહીં."

"મારા વીતેલા દિવસો ફક્ત મારા વીતેલા દિવસો છે." કમાલે તલતની વાતનો પુનરુચ્ચાર કર્યો.

"અને દુનિયાને માત્ર 'આજ' માં જ રસ છે." હરિશંકરનો અવાજ સંભળાયો.

"પણ વીતેલી કાલ જ આજ છે. આજ પાછલા જમાનાનો એક ભાગ જ છે અને આવતી કાલમાં પણ. સમયના આ ગોરખધંધાએ મને ઘણો હેરાન કર્યો છે." તલતે ઉદાસીથી કહ્યુ, "હું સમયથી કંટાળી ગઈ છું. તમારામાંથી કોઈ મને મદદ કેમ કરતું નથી?"

"તલતબેગમ, તમને તો કદાચ આઈન્સ્ટાઈન પણ મદદ નહીં કરી શકે." હરિશંકરે કહ્યુ.

"સમય બરાબર હાજર છે. સમય હમેશાં આજ છે." તલતે કહ્યુ.

આ લોકો જે લંડનના સેન્ટ જ્યોર્જ વુડમાં બેસી ૧૫મી ડિસેમ્બર, ૧૯૫૪ના ત્રીજા પહોરે આ વાતો કરી રહ્યા હતા. તેમના પડછાયા બારીના કાચ પર જાતજાતની આકૃતિ રચી રહ્યા હતા. વખતનાં અંધારાંમાં અને ઊંચી દીવાલો પર, રસ્તાઓ અને ગલીઓમાં અવાજની ભુલભુલામણીમાં ઘેરાયેલા ત્રણે જણા બેઠાં હતાં.

સમયના આવા જ અંધારામાં તલત સન ૧૯૪૦ના જુલાઈમાં સિંઘાડાવાળી કોઠીની ઓસરીમાં બેસીને નિર્મળા અને માલતી સાથે વાતો કરી રહી હતી. આ તલત અને તે તલતમાં કોઈ અંતર ન હતું પણ બન્ને વિભિન્ન હસ્તીઓ હતી. મહાત્મા બુદ્ધ શાક્યમુનિએ કહ્યું હતું કે માનવી સ્થળ બદલતો રહે છે. માનવી બાળપણમાં અલગ હોય છે અને જુવાની તથા ઘડપણમાં અલગ હોય છે. તમે ત્રણે આ પહેલાં

ન હતાં. માત્ર નિરન્તરતા શેષ રહે છે. દૂર પહાડો ઉપર બરફના મોટા ખડક તૂટી તૂટીને વહી રહ્યા હતા. હવા, અંધારું—સમય, જે તરલ હતો—સમય, જે બરફમાં જામેલો હતો.

"અમે અમારી વાત ફરી વખત કહીને ખાતરી કરવા માગીએ છીએ." હરિશંકરે કહ્યું, "કારણકે અમને ડર લાગે છે."

"અમે સમયથી અને અંધકારથી ડરીએ છીએ કારણકે સમય એક દિવસ અમારો જાન લેશે અને અંધકાર એ આશ્રય લેવા માટેનું આખરી સ્થળ હશે." તલતે કહ્યું.

"અને ગૌતમ નીલામ્બર પણ કેટલો ડરપોક નીકળ્યો!" કમાલે કહ્યું.

આ સમયે ગૌતમ નીલામ્બરની વાત ન કરો. તમે મૂળ વિષયથી ખૂબ દૂર હટી જશો. નક્કી એ કરવાનું છે કે જીવનમાં મૂળ વિષય ક્યો છે? ચૌદ વરસ પહેલાં પણ મારું અસ્તિત્વ હતું અને જો જીવંત રહ્યો તો ચૌદ વરસ પછી પણ હું હરિશંકર તરીકે જ ઓળખાઈશ; અને, જ્યારે આપણે સમયના તમામ અનુભવ કરી લઈશું ત્યારે આપણે જે બધા, નાના નાના ગિનીપિગો છીએ તે બધા, ખતમ થઈ જઈશું અને તે ઉપરાંત જે બધાનો આ કથામાં ઉલ્લેખ છે તેઓ પણ."

સમયની પેટર્નમાં તઅલત ત્યાં બેઠી હતી એ જ પેટર્નમાં તે એક બીજી જગ્યાએ પણ બેઠી હતી. પણ બંને બિંદુઓ વચ્ચે વરસોનો ગાળો હતો. અને, આ અંતર પર માનવી ફક્ત આગળ જ ચાલી શકે એમ છે. આગળ અને આગળ! પાછળ જવું અસંભવ છે. હજારો તઅલત અસંખ્ય ટુકડાઓમાં વિખેરાઈને—અસંખ્ય જગ્યાઓએ હાજર હતી, જેવી રીતે દર્પણના તૂટેલા ટુકડાઓમાં એક જ ચહેરાનાં અલગ અલગ પ્રતિબિંબ દેખાય છે તેમ.

## ૨૧

લખનૌ—૧૯૪૦.

હવે સર્વ સ્થળે બત્તીઓ ઝગમગી ઊઠી હતી. નદીકિનારે નાવોમાં દીપ પ્રગટ્યા હતા. નદીએ પોતાની સફર ચાલુ રાખી હતી. વરંડામાં લેમ્પ સળગાવવામાં આવ્યા હતા. તેની ઉપર વરસાદી ફૂદાં ચક્કર લગાવી રહ્યાં હતાં.

વરંડામાં યુવતીઓ બેઠી હતી.

પણ જ્યારે રાત ઘણી વીતી ગઈ ત્યારે ગંગાદીન, જે હોજના કિનારે બેસીને ઝાડુવાળી સાથે ગપ્પાં મારી રહ્યો હતો, તેણે સાદ કર્યો. "બેટી, હવે ચાલો."

તઅલત તેમના બધાની વિદાય લઈને નીચે ઊતરી અને ફિટને રાયબિહારીલાલ રોડ તરફ ચાલવા માંડયું.

કેટલાક ફર્લાંગની મજલ કાપીને ફિટન સિમેંટથી બનેલા એક મોટા મકાનમાં દાખલ થઈ. તેની ડાબી તરફ બાગમાં રાતરાણી મહેકી રહી હતી. ઘરના બધા લોકો પાછળના ચબૂતરા પર બેઠા હતા.

ખુરસીઓ ગોઠવાઈ હતી. પલંગ પાસે ટેબલ ફેન મૂકવામાં આવ્યો હતો. ચમેલીના ગજરાઓ લપેટેલી બેઠક પર સુરાહીઓ ગોઠવાયેલી હતી. વરંડામાં નમાંજ માટે ચાદર બિછાવેલી હતી. આ મકાન 'ગુલફિશાં' તરીકે ઓળખાતું હતું. 'ગુલફિશાં' જેવા ઘણા મકાનો હતાં અને તેમાં એક જ પ્રકારના લોકો રહેતા હતા. સહુ પાસે મોટરો હતી. એ ઘણો દઢ અને મજબૂત સમાજ હતો. એ બધા સારા લોકો હતા–ઊંચા પ્રકારની રહેણી-કરણીવાળા સમૃદ્ધ અને પ્રતિષ્ઠિત. તેમના બધા રિવાજો પણ એકસરખા હતા. દુ:ખ અને ખુશીઓની સમસ્યાઓ પણ સમાન હતી. તેમનું ફર્નિચર, તેમના બાગના છોડ, તેમનાં પુસ્તકો, વસ્ત્રો, બધું એકસરખું હતું. તેમના નોકરો– તેમનું કામ–તેમના શોખ બધું જ સરખું હતું.

તઅલતને ત્યાંનો રસોયો પણ એ જ પ્રકારનો હતો, જેવા અન્ય કોઠીઓના રસોયા હતા. તેનું નામ હુસેની હતું.

બધા બબરચીઓનાં નામ હુસેની, હુસેનબખ્શ અથવા મદારબખ્શ હોય છે. બધા કોચવાનો ગંગાદીન હોય છે. બધી નોકરાણીઓનાં નામ બુલાકન, રસૂલિયા, હમીદનની મા અને મંજુરુનિસ્સા હોય છે. બધા બેરરો 'અબ્દુલ' કહેવાય છે, જેવી રીતે હૉટેલોમાં વાયોલિનવાદક 'ટોની' હોય છે. બધા પિતાઓના નામ ખાનબહાદુર, તકી રઝા બહાદુર હોય છે.

નવલકથાઓમાં આવતાં પિતાઓનાં નામ પણ એ જ હોય છે અને સાચા પિતાઓનાં પણ. એટલે તો કહેવાય છે કે નવલકથા યથાર્થનું ચિત્રણ છે, ગપ્પાંબાજીની વાત અલગ છે.

કદીર મોટર ડ્રાઈવર મિર્ઝાપુરનો રહેવાસી હતો. તેની પત્નીનું નામ કમરુન્નિસા હતું. ગરમીની મોસમની બપોરે જ્યારે આખું ઘર નિદ્રાધીન થતું ત્યારે નોકરોના કોટેજો-

માંથી કદીરના ગાયનના આલાપ સંભળાતા. ક્યારેક ત્યાં જઈને જુઓ તો મિયાં કદીર દેવડી પર ઊભડક બેસીને પેટ્રોલના ખાલી ટિન પર તબલાં વગાડતા હોય અને કમરુન એક ખૂણામાં કુરુશિયાથી જાળી ગૂંથતી બેઠી હોય. કોઈને આવતું જોઈને તે તરત પિત્તળનું પાનદાન ખેંચીને પાન બનાવવું શરૂ કરી દેતી. કમરુન શામળી પણ સોહામણી સ્ત્રી હતી.

કમરુન અને કદીર બન્ને ખેડૂત કુટુંબનાં હતાં. ડ્રાઈવર બનતાં પહેલાં કદીર તેના જિલ્લાની ખેડૂતસભામાં હતો અને રેંટિયાનો પ્રચાર કરતો હતો. એ તે જમાનો હતો જ્યારે મોતીલાલ નહેરુનો વિલાયત જઈ આવેલો બેટો ગામેગામ ઘૂમતો હતો અને અવધના ખેડૂતોનો નેતા બન્યો હતો. જમીનદારી પદ્ધતિએ ખેડૂતોની દુર્ગતિ કરી હતી, એ હકીકતથી કદીર કરતાં વધારે માહિતગાર કોણ હોઈ શકે. આથી જ્યારે 'ગુલફિશાં'ની લોન ઉપર કમાલનું મિત્રગણ સમાજવાદ અંગે લાંબીચોડી ચર્ચા કરતું તો કદીર પણ તેમની વાતો સમજવાની કોશિશ કરતો. તેને તો માત્ર એટલી જ ખબર હતી કે એક દિવસ તેમના ગામના જમીનદાર ઠાકુર ફૂલસિંહના સિપાહીઓએ તેના બાપને મહેસૂલ ન આપવા માટે ડંડાથી એટલો માર માર્યો હતો કે તેનું પ્રાણ-પંખેરું ઊડી ગયું અને કદીરને કલકત્તા જઈ ક્લીનરની નોકરી કરવી પડી હતી અને હજી પણ તેના ઘરમાં રોટીનાં ફાંફા હતાં.

કદીર અને કમરુનના પ્રેમનું ઉદાહરણ અન્ય નોકરો અને સગાસંબંધીઓને આપવામાં આવતું. આમ પણ કમરુન અન્ય નોકરોની બીબીઓ સાથે ખાસ સંબંધ રાખતી ન હતી, કારણકે મકાનના નોકરોની વસતિમાં મોટર ડ્રાઈવરની પત્નીનું સ્થાન ઘણું ઊંચું હતું. તેનો રોજિંદો નિયમ હતો કે બપોરનું જમવાનું બનાવી, વાસણ માંજી-પરવારીને ફદ્નને લઈને તે મકાનમાં જઈ પહોંચતી અને અમ્માંબેગમના શયનખંડમાં મહેફિલ જામતી. અમ્માંબેગમ પલંગ પર આડાં પડીને 'નૈરંગ-એ-ખયાલ' અથવા 'ઈસ્મત' માસિક વાંચતાં અને ખાલાબેગમ નમાજની ચોકી ઉપર આડી પડતી. મહેમાન થઈને કોઈ સ્ત્રી આવી હોય તો તે પણ ક્યાંક આડી પડી હોય, પાનદાન વચમાં પડ્યું હોય,

"કદીરની બીબી આવ, બેસ."

કમરુન લળી લળીને બધાને અદાબ તસલીમ કરીને જમીન પર બેઠી. ફદ્નને એક બાજુ સુવડાવ્યો. બાજીઅમ્માંએ પાન બનાવીને આપ્યું.

"કહે તો, આજે શી રસોઈ બનાવી હતી?" ખાલાબેગમ પૂછતી.

"તુવેર દાળ, ભાત અને મગની દાળનાં વડાં, બેગમસાહેબ."

ત્યારબાદ ભોજન ઉપર ટિકા-ટિપ્પણી થતી. શાકભાજી અને ઘીના ભાવ ઉપર વિચારવિનિમય થતો. પછી વાતચીત તેમના પ્રિય વિષય પર આવતી. લગ્ન-વિવાહના કિસ્સાઓ અને કુટુંબની ખટપટોની રામાયણ ચાલતી. કમરુન બધી ચર્ચામાં રસથી ભાગ લેતી.

કમરુનને બધા 'ડ્રાઈવરની બીબી'ના નામે બોલાવતા એટલે કદીર પણ તેને આ નામે જ બોલાવતો. ત્રીજા પહોરે કમાલ અને અપ્પી અને તઅલત તથા ભૈયાસાહેબ પોતપોતાની કૉલેજમાંથી આવતા ત્યારે એકદમ હલચલ મચી જતી. એટલામાં મોટર પણ આવી પહોંચતી. કદીર નવાબસાહેબને ચીફ-કોર્ટમાંથી, જ્યાં લગભગ દર-રોજ કોઈ ને કોઈ મુકદ્દમો ચાલુ રહેતો, ત્યાંથી પાછા લાવતો. મોટરનો અવાજ સાંભળી કમરુન ઘૂંઘટ ખેંચતી અને ફૂદ્દનને તેડી પોતાના ઘર તરફ વળતી.

ગંગાદીન સાઈસસાહેબના આર્દલીઓમાં માનીતો આર્દલી હતો. તે સાહેબના સ્વર્ગીય પિતાનો ખાસ સેવક હતો. અપ્પી અને ભૈયાસાહેબનાં લગ્ન અંગે તે પોતાનો મત જાહેર ન કરતો કારણ કે બધાનું કહેવું હતું કે ભૈયાસાહેબે આ બાબતમાં તેમનો કોઈ મત જાહેર કર્યો ન હતો.

પણ લખનૌ શહેરમાં જે કંઈ બની રહ્યું હતું તે કદીરની સમજમાં આવતું ન હતું. અસંતોષ અને બેચેનીનું મૂળ કારણ આર્થિક હતું. જમીનદારો અને ખેડૂતો વચ્ચે સંઘર્ષ હતો. અંગ્રેજ સરકાર આ અસંતોષને કોમી રૂપ આપી રહી હતી, જેથી જનસાધારણનું ધ્યાન મૂળ સમસ્યા પરથી બીજી તરફ વળી જાય.

## ૨૨

૧૯૪૦ના ડિસેમ્બરમાં તઅલત જુનિયર કૅમ્બ્રિજની પરીક્ષામાં બેસવાની હતી. તે વર્ષે જ સપ્ટેમ્બરમાં તેને ડબલ ન્યૂમોનિયા થયો. રડી રડીને એણે આખું ઘર માથે લીધું. 'મારું એક વર્ષ બરબાદ થઈ ગયું,' એમ તે કહ્યા કરતી. આખું ઘર તેને સાંત્વન આપવામાં રોકાઈ રહેતું પણ પરીક્ષાને ટાણે જ બીમાર પડી હતી તેનો ઈલાજ કોઈ પાસે ન હતો.

એક દિવસ સવારે હરિશંકર તેની પાસે આવ્યો અને કહ્યું: 'તઅલત, અમે તારા

દુ:ખનો ઈલાજ શોધી કાઢયો છે. અમે ટટ્ટરવાળી સ્કૂલમાં તારું નામ લખાવીએ છીએ. તું એપ્રિલમાં હાઈસ્કૂલની પરીક્ષા આપી શકશે અને પછી આઈ. ટી. કૉલેજમાં દાખલ થઈ જજે."

"રઘુવીરમામાની શાળામાં?" તઅલતે અધ્ધર શ્વાસે પૂછ્યું.

"હા." હરિશંકરે જવાબ આપ્યો. અને એવી જ નાટકીય અદાથી એ બીજા બારણેથી અદશ્ય થઈ ગયો.

નિર્મળાને જ્યારે ખબર પડી કે તઅલત હાઈસ્કૂલની પરીક્ષા આપી આઈ. ટી. કૉલેજમાં જનાર છે ત્યારે તેણે પણ ધાંધલ મચાવી દીધી અને લામાર્ટિનેયર છોડી તઅલત સાથે તે પણ નવી શાળામાં દાખલ થઈ ગઈ.

ટટ્ટરવાળી સ્કૂલનું ઐતિહાસિક મહત્ત્વ હતું. એ શાહી જમાનાની ઇમારત હતી. તેની ચારે તરફ ચટાઈની આડશ ઊભી કરવામાં આવી હતી. એ રઘુમામાની સ્કૂલ હતી. તે બનારસ યુનિવર્સિટી સાથે સંલગ્ન હતી અને ગણીગાંઠી વિદ્યાર્થિનીઓ તેમાં અભ્યાસ કરતી હતી. બિલકુલ ઘર જેવું વાતાવરણ હતું. જોડેના મકાનમાં રઘુમામા સપરિવાર રહેતા હતા. તેઓ સાધુસ્વભાવના હતા–પુરાણા ખ્યાલોમાં શ્રદ્ધા ધરાવનારા. શહેરના પૈસાદાર લોકોની પુત્રીઓ અહીં શિક્ષણ લેવા પોતાની મોટરોમાં બેસીને આવતી.

લામાર્ટિનેયર શાળાના શુદ્ધ અંગ્રેજી વાતાવરણની સરખામણીમાં ટટ્ટરવાળી સ્કૂલનું વાતાવરણ તદ્દન જુદી જ જાતનું હતું. તઅલત અને નિર્મળા પોતાની કક્ષાના અન્ય લોકોની જેમ એવા વાતાવરણમાં ઊછરી હતી જેને ઇન્ડો–યુરોપિયન સભ્યતા કહી શકાય. અંગ્રેજ ગવર્નેસો સાથે સાથે દેશી આયાઓ અને અન્નાઓ તેમની દેખભાળ કરતી. છોકરીઓને કૉન્વેન્ટ સ્કૂલમાં ભણાવવામાં આવતી અને જ્યારે તેમનાં લગ્ન થતાં ત્યારે સપ્તાહો સુધી ધામધૂમ થતી અને જૂના જમાનાની વધૂઓ જેમ તે પણ શરમાતી. મોટે ભાગે તેમનાં લગ્ન તેમની ઈચ્છા વિરુદ્ધ કરવામાં આવતાં. એ લોકો મૉડર્ન બની ચૂક્યાં હતાં, પણ અલ્ટ્રા-મૉડર્ન બન્યાં ન હતાં. ઉપરથી તેઓ પશ્ચિમના રંગે રંગાયાં હતાં, પણ અસલિયતમાં તો તેઓ કટ્ટર હિન્દુસ્તાની હતાં. આ લોકો એવી જગ્યાએ આવીને અટક્યા હતા જ્યાં બે રસ્તા ફંટાતા હતા. એ ઈંગ્લેન્ડની રીતરસમોની અસર હેઠળ આવેલો સમાજ હતો, જે જાગીરદારી સમાજના સહયોગથી બદલાઈ રહેલા હિન્દુસ્તાનમાં પુરાણા પાયા ઉપર ઊભો કરવામાં આવ્યો હતો. ઓગણીસમી સદીમાં અહીં જે રાજકીય ચેતના

પ્રગટી તેને પ્રતાપે પ્રાચીન ભારતીય સંસ્કૃતિને પુનર્જિવિત કરવાનું આંદોલન અહીં શરૂ થયું હતું. હવે ભારતીય સંગીત, ભારતીય કલા અને ભારતીય રહેણીકરણીને અધિક મહત્ત્વ અપાઈ રહ્યું હતું! અને પશ્ચિમના રંગે રંગાયેલા 'કાળા સાહેબો'ની મજાક ઉડાવવામાં આવતી. કૉંગ્રેસના આંદોલને આ નવી વિચારધારાને અધિક બળ આપ્યું હતું પણ સાંપ્રદાયિક તત્ત્વો પ્રાચીન હિન્દુ સંસ્કૃતિ અને ઇસ્લામી સુવર્ણ-યુગની વાતો કરતાં હતાં. એક સંયુક્ત રાષ્ટ્રીયતા અને વિશુદ્ધ ભારતીય સભ્યતાના આદર્શને ટોકર લાગી ચૂકી હતી. હવે એ પ્રશ્ન જોર પકડતો હતો કે વાસ્તવમાં ભારતીયતા શું છે? એક રાજકીય પક્ષનું કહેવું હતું કે એ તો હિન્દુઓએ ઊભું કરેલું એક રાજકીય તરકટ છે. બીજો રાજકીય પક્ષ કહેતો હતો કે આ દેશના મૂળ નિવાસીઓ હિન્દુ છે અને મુસ્લિમો વિદેશીઓ છે. 'ગુલફિશાં'ના નોકરોના આવાસમાં રહેતી મિર્જાપુરની કમરુનિસ્સા અને રમદૈયા માણલને કોઈએ પૂછ્યું કે, હિન્દુસ્તાનના અસલ વતનીઓ તો તમો છો; તમારો આ અંગે શો મત છે?

તઅલત અને નિર્મળા એ એવા ઉપલા વર્ગની છોકરીઓ હતી જેની ઉપર પૂર્વ અને પશ્ચિમ બન્નેના રંગોનો ઢોળ ચડયો હતો. આ બન્ને છોકરીઓ જ્યારે લામાર્ટિનેયર છોડી રઘુમામાને ત્યાં આવી ત્યારે પણ એટલી જ સરળતાથી ભળી ગઈ, જેટલી સરળતાથી તેઓ લામાર્ટિનેરના યુરોપિય વાતાવરણમાં ભળી ગઈ હતી.

બીજું વિશ્વયુદ્ધ શરૂ થયાને એક વર્ષ વીતી ગયું હતું. કાગ્રેસ પ્રધાનમંડળોનાં રાજીનામાં અપાઈ ગયાં હતાં. રાજકીય પરિસ્થિતિ દિનપ્રતિદિન બગડતી જતી હતી.

માર્ચના આગમન સાથે છોકરીઓએ પરીક્ષા માટે બનારસ જવાની તૈયારીઓ શરૂ કરી દીધી. કમાલ અને હરિશંકર નિર્મળા અને તઅલતને સ્ટેશન ઉપર વિદાય આપવા આવ્યા હતા. "તમે જાઓ. અમારી પરીક્ષા પૂરી થતાં અમે પણ તમારી પાછળ આવીએ છીએ. ઘણા વખતથી રામનગરની કેરી ચાખી નથી." કમાલે કહ્યું. એ બન્નેની આ જૂની આદત હતી. ઉનાળાની રજા શરૂ થતાં જ બન્ને ઘર છોડી જંગલ તરફ જવા રવાના થતા. દેશભરમાં ભમતા રહેતા. સ્ટુડન્ટ ફેડરેશનના અધિવેશનમાં હાજરી આપતા, દિલ્હી જતા, ઇન્દિરા નેહરુએ સભા બોલાવી હોય તો અલ્હાબાદ પહોંચી જતા.

"બનારસથી આગળ ક્યાં જશો?" નિર્મળાએ પૂછ્યું.

"અરે અમે સંન્યાસીઓ છીએ, અમારું ભલું પૂછવું. જ્યાં નજર વળી ત્યાં ઉપડયાં કદમ," કમાલે ઉત્તર આપ્યો. વિદ્યાર્થિનીઓ ગપ્પાં હાંકતી પ્લેટફોર્મ પર પોતાની

સૂટકેસો પાસે ઊભી હતી. રઘુમામા મુસાફરીનો યોગ્ય પ્રબંધ કરવા દોડાદોડ કરી રહ્યા હતા.

"હા, ભારે મોટો સંન્યાસી! બગભગત ક્યાંયના." નિર્મળાએ હસીને કહ્યું.

ટ્રેન આવી અને રસિક કાફલો બનારસ જવા રવાના થઈ ગયો.

## ૨૩

ચમ્પા અહમદે બિસન્ટ કૉલેજના ક્લાસરૂમની બારીમાંથી નીચે નજર નાખી. ગરમ હવા વાઈ રહી હતી. દૂર રસ્તા પર એક બગલો ઊડતો જઈ રહ્યો હતો. નીચે કૉલેજનું ઉજ્જડ વિશાળ મેદાન ત્રીજા પહોરની ગરમીમાં ધખધખી રહ્યું હતું. ક્યારે વરસાદ ઠંડક કરશે—ચમ્પાએ મનોમન વિચાર્યું. ઘંટ વાગ્યો અને બાજુના ખંડમાંથી છોકરીઓ બહાર નીકળી. લીલા ભાર્ગવ સાથે તે દાદર ઊતરી અને રસ્તા પર પહોંચી. ટાંગામાં બેસીને તેઓ યુનિવર્સિટી તરફ રવાના થયાં.

ચમ્પાનો આ એક નિયતક્રમ હતો. બિસન્ટ કૉલેજ, યુનિવર્સિટી અને પાછા ઘેર. ઠંડી, ગરમી, વરસાદ, પાછી ઠંડી. બનારસ શહેર, પોતાનું ઘર, શેરી, સગાં-સંબંધી અને પુસ્તકો. તે અઢાર વર્ષની હતી પણ ઉમ્મરલાયક સ્ત્રીઓની જેમ વિચારતી, શાયરોના જેવી સંવેદનાની અનુભૂતિ કરતી અને બાળકોની જેમ હરાતી યા નારાજ થતી. તેના પિતા મધ્યમ વર્ગના પ્રતિષ્ઠિત માનવી હતા. મા પણ મધ્યમ વર્ગની સાફ દિલની મહિલા હતી. તેમને ત્યાં કોઈ 'ગ્લેમર' ન હતી. કોઈ કથાઓ ન હતી, કોઈ પરંપરાઓ ન હતી. ચમ્પાના પિતા વકીલાત કરતા હતા. તેઓ મુરાદાબાદના નિવાસી હતા. ચમ્પાનું મોસાળ બનારસમાં હતું. ચમ્પાના પિતા પણ બનારસમાં પ્રેક્ટિસ કરતા હતા. આવક મધ્યમ પ્રકારની હતી. તેને ઘરે ટેલિફોન, મોટર કે ફ્રીઝ ન હતું. એ અને તે લોકો મોટા મકાનમાં રહેતા ન હતા. ચમ્પા તેનાં માતાપિતાની એકમાત્ર પુત્રી હતી. તેને લગ્નમાં આપવાના પરઠણની તૈયારી થઈ ગઈ હતી. તેને માટે ઉપરાઉપરી માગાં આવી રહ્યાં હતાં. ઘરનાંનો વિચાર હતો કે ચમ્પા બી. એ. પાસ થઈ જાય એટલે તેનાં લગ્ન કરી નાંખવાં. ચમ્પાએ કોઈ કૉન્વેન્ટ સ્કૂલમાં અભ્યાસ કર્યો ન હતો તેમ ગરમીના દિવસોમાં મસૂરી જઈને રોલર-સ્કેટિંગ કરતી ન હતી. ચમ્પાના એક મામા પૈસાપાત્ર હતા અને લખનૌમાં રહેતા હતાં. ત્યાં વજીરહસન

રોડ પર તેમનું મકાન હતું. ચમ્પાના પિતા રાજકારણમાં થોડો થોડો રસ લેતા હતા. તેના એક કાકા મુરાદાબાદ સિટી મુસ્લિમ લીગના પ્રમુખ હતા.

ચમ્પા કૉલેજથી ઘેર આવીને અગાશી ઉપરના નાનકડા મંડપમાં બેસીને ક્ષિતિજ સુધી ફેલાયેલા શિવાલયોના કળશો તરફ મીટ માંડીને જોયા કરતી અથવા તો અંગ્રેજી નવલકથાઓ વાંચતી. તે જૉન ઑસ્ટિન પર ફિદા હતી. મધ્યયુગ તથા ઓગણી-સમી સદીના કિટ્સ અને રૉઝેટી પણ તેના માનીતા હતા. યુનિવર્સિટી ગ્રંથાલયમાં જ્યારે અવનીન્દ્રનાથ ટાગોર અને નંદલાલ બોઝનાં ચિત્રો જોતી ત્યારે તેને ઘણું સારું લાગતું. એ કહેવાની જરૂર નથી કે ચમ્પા રસિક જીવ હતી.

લીલા ભાર્ગવ સાથે તે યુનિવર્સિટી પહોંચી. અહીંનું વાતાવરણ પરીક્ષામય હતું. બધા ચહેરા જાણીતા હતા. આ યુવક-યુવતીઓ તેની દુનિયાનાં જ વાસી હતાં. ભીડમાં ચમ્પાને બળ મળતું—સમૂહ તેની સાથે છે એવો અનુભવ થતો. આ બધા લોકો તેના મિત્રો હતા—વિદ્યાર્થિનીઓ, લેક્ચરરો, મદ્રાસી અને બંગાળી બુઢ્ઢા પ્રૉફેસરો. યુનિવર્સિટી જ્ઞાનનો ગઢ છે. જ્ઞાનમાં સાંપ્રદાયિકતા કેવી રીતે પ્રવેશે છે એ જાણતી ન હતી. સાંપ્રદાયિકતા અને ઘૃણા અને સંકુચિતતા, શંકા-કુશંકાઓ અને હઠધર્મી—આ બધા ભૂતોનો હજી તેને પરિચય ન હતો. તેને માત્ર એટલી જ ખબર હતી કે તેની આસપાસની દુનિયામાં ખૂબ શોર મચી રહ્યો છે; અને, આ શોર જ્યારે તેની શાન્તિનો ભંગ કરતો ત્યારે તેને ઘણી તકલીફ પહોંચતી.

સામે એક મોટા ચબૂતરા પર, શમિયાણા નીચે, હાઈસ્કૂલની સંગીતની પરીક્ષા લેવાઈ રહી હતી. ચારે તરફ છોકરીઓ ધીમે ધીમે ગણગણતી હતી. તેમાં લખનૌથી આવેલી વિદ્યાર્થિનીઓ પણ સામેલ હતી.

એટલામાં ઘંટ વાગ્યો. છોકરીઓએ શમિયાણામાંથી બહાર નીકળવાની શરૂઆત કરી. બે વિદ્યાર્થિનીઓ બાળકની જેમ નાચતીકૂદતી પગથિયાં ઊતરી રહી હતી.

એટલામાં બે નવજવાનો, જેમના ચહેરામહોરા પરથી તેઓ આ બે છોકરીઓના ભાઈ હોય એમ લાગતું હતું, તેઓ ભીડમાંથી આગળ આવ્યા. રામનગર સ્ટેટની એક કાર આગળ આવી અને થોભી. ચારે જણા તેમાં બેસીને રવાના થઈ ગયા.

બનારસ પહોંચીને તઅલત અને નિર્મળા અને બધી છોકરીઓ જે જગ્યાએ ઊતરી હતી તે અજબ જગ્યા હતી.

મોટા કંપાઉન્ડની વચ્ચે બનેલો ત્રણ માળવાળો એક મહેલ હતો. એક નિ:સંતાન વિધવા બ્રાહ્મણીનું એ મકાન હતું. તે ધનવાન હતી અને નિયમિત રીતે તીર્થયાત્રા કરતી.

આખો દિવસ એ મહેલમાં એવી ધાંધલ-ધમાલ રહેતી કે જાણે કેટલીક જાનોનો ત્યાં ઉતારો ન હોય! સંગીતની થિયરીની પરીક્ષાના દિવસે કમાલ અને હરિશંકર આવી પહોંચ્યા હતા. તઅલત અને નિર્મળા પરીક્ષા પતાવીને શમિયાણાની બહાર નીકળી ત્યારે તેમણે સરસ્વતી મંદિરની નીચે બે યુવતીઓ જોઈ. આ યુવતીઓની પાસેથી ક્યાંકથી કમાલ અને હરિશંકર પ્રગટ થયા. આ યુવતીઓમાંથી એક યુવતી ઘણી સુંદર હતી અને તેનો રંગ તડકામાં ચમકતા કુન્દન જેવો ચમકતો હતો! કમાલ અને હરિશંકર રામનગરના દીવાનને ત્યાં ઊતર્યા હતા. તે તઅલત અને કમાલના સગા થતા હતા. પછી બળતા બપોરે નદી પાર કરીને ચારે જણાં રામનગર પહોંચ્યા અને તઅલતને એકાએક કદીર યાદ આવ્યો.

"મારે કમરુન માટે સાડી અને બંગડીઓ ખરીદવાની છે." તઅલતે જરા મોટથી કહ્યું.

"હજી સુધી તારી ખરીદી-ઝુંબેશ શરૂ નથી થઈ?" કમાલે પાછળ ફરીને પૂછ્યું.

"ના, પૈસા આપ."

હવે બંને યુવકોએ ડોળા ફાડીને બન્ને યુવતીઓ તરફ જોયું.

"તું શું એમ માને છે કે અમે શાહુકાર છીએ? અને ધંધો માંડીને બેઠા છીએ?" કમાલે ગુસ્સાથી કહ્યું.

"અમે તો બે દરિદ્ર બ્રહ્મચારી છીએ. અમે જાતે જ દાન પર ગુજારો કરીએ છીએ. હરિશંકરે કહ્યું.

"તેમ છતાં અમે દિલ બાદશાહનું ધરાવીએ છીએ." કમાલે કહ્યું.

"સાચું કહે છે." હરિશંકરે ખોંખારો ખાઈને કહ્યું.

"હાં, જો તું અમને કહે કે સરસ્વતીના મંદિરની છાયામાં ઊભેલી પેલી અતિસુંદર રૂપવતી કોણ છે તો બનારસની તમામ બંગડીઓ તને ખરીદી આપીશું." કમાલે કહ્યું.

"કઈ અતિસુંદર રૂપવતી?" તઅલત અને નિર્મળાએ એકબીજા તરફ જોયું.

"તમે જો તેની માહિતી મેળવી આપો–" હરિશંકરે કહ્યું.

નિર્મળાએ ચિડાઈને ઉત્તર આપ્યો: "ભાઈ, તારે માટે યુવતીઓની માહિતી મેળવીને તો નાકમાં દમ આવી ગયો."

આમ લડતાંઝઘડતાં તેઓ રામનગર પહોંચ્યાં અને ત્યાં ખસની ટટ્ટી પાછળ બેસીને દિવસ પસાર કર્યો, કેરી ખાધી, સંબંધીઓ સાથે ગપ્પાં માર્યા અને બેગમસાહિબાએ તરત જ કાશીની ઘણી પૈસાદાર કુટુંબની છોકરીઓ સાથે હરિશંકરની વાત પાકી કરી, અને બધાં ખુશ થઈ ગયા.

વૈશાખ વીત્યો. જેઠના બીજા પખવાડિયામાં પરિણામ બહાર પડયું. ચમ્પા અહમદ પાસ થઈ ગઈ હતી. સફરની તૈયારીઓ શરૂ થઈ. લખનૌમાં મામાને પત્ર લખાઈ ગયો કે ચમ્પા આવી રહી છે.

લીલાને તેને ઘરે ઉતારીને હમેશની ટેવ જેમ તે પોતાના ઘર તરફ વળી. ટાંગા-માંથી ઊતરીને નાનું ફાટક ખોલ્યું. તે અંદર દાખલ થઈ અને આંગણામાં જઈને બેઠી. બહાર ગલી સૂમસામ હતી. બાજુનાં ત્રણ મકાનોમાં એક સાથે રેડિયો વાગી રહ્યો હતો. લખનૌથી સમાચાર પ્રસારિત થઈ રહ્યા હતા. ચમ્પાના પિતા કોઈ અસીલ સાથે વીતચીતમાં વ્યસ્ત હતા.

"આ તારી ટપાલ આવી છે." તેની માએ એક ભૂરા રંગનું ચપટું કવર આપતાં કહ્યું અને તે રસોડા તરફ આગળ વધી.

આથમતી સંધ્યાના અંધારામાં તેણે પત્ર ખોલ્યો, વાંચવા માટે બત્તી કરી અને વાંચવાની શરૂઆત કરી. અક્ષરો પરથી કોઈ અજાણી સ્રીનો પત્ર લાગતો હતો. પત્ર મસૂરીથી આવ્યો હતો અને લખાણ અંગ્રેજીમાં હતું, "માય ડિયર ચમ્પા," આત્મીયતાભર્યા સંબોધનથી પત્રની શરૂઆત કરવામાં આવી હતી. તેમાં લખવામાં આવ્યું હતું, "મને એ જાણીને અત્યંત આનંદ થયો છે કે તું આ વર્ષથી અમારી કૉલેજમાં આવી રહી છે." ત્યાર બાદ પત્રમાં એ કૉલેજ અંગે વિવિધ માહિતી આપવામાં આવી હતી. સાથે સાથે હૉસ્ટેલ અંગે પણ વિગતવાર માહિતી હતી. અંતમાં એમ પણ લખવામાં આવ્યું હતું કે નવી છાત્રા તરીકે જોડાતી ચમ્પાને આ પત્ર-લેખિકાના ચાર્જમાં સોંપવામાં આવી છે. તે તેની સત્તાવાર 'સલાહકાર' છે અને ચમ્પા જ્યારે ૧૬મીએ કૉલેજમાં આવશે ત્યારે તે ફ્લોરેન્સ નિકલ્સ હોલના દાદર પર મળશે અને તેની તમામ સમસ્યાઓનો ઉકેલ આણી આપશે.

પત્ર-લેખિકાનું નામ નીચે લખવામાં આવ્યું હતું :

તલેમીના રઝા. હેરોઝ માઉન્ટ, મસૂરી.

ચમ્પા વિચારતી રહી કે આ તહેમીના રઝા કોણ છે, અને તેને મારા સરનામાની થી રીતે ખબર પડી! તેને આ પત્ર ઘણો રહસ્યમય લાગ્યો. આ પ્રકારની વાતો માત્ર નવલકથાઓમાં જ બને છે. તેને લાગ્યું કે હવે તે અનોખા વાતાવરણમાં, અજબ દુનિયામાં પદાર્પણ કરવાની છે.

તેનો આ ખ્યાલ ખોટો પણ ન હતો.

## ૨૪

તહેમીના રઝા વાયદા અનુસાર ચમ્પા અહમદને ફ્લોરેન્સ નિકલ્સ હૉલમાં દાદર પર મળી. ચમ્પા મૂંઝાઈને ચારે તરફ જોઈ રહી હતી ત્યાં તેની ઉપરની જ એક છોકરીએ આગળ આવીને પૂછ્યું, "તું ચમ્પા અહમદ છે?"

"હા."

"ચાલ, મારી સાથે ચાલ."

અને બીજી જ ક્ષણે ચમ્પા ચાંદબાગની દુનિયામાં સામેલ થઈ ગઈ. તે રાત્રે કેન્દ્રીય ખંડમાં નવી વિદ્યાર્થિનીઓને કૉલેજની પરંપરાઓ સંબંધમાં એક પ્રવચન આપવામાં આવ્યું. તેમને કૉલેજ જીવનના વિભિન્ન પાસાંઓથી પરિચિત કરાઈ. આ દરમિયાન તેને એ પણ જાણવા મળ્યું કે કૉલેજ તરફથી પ્રતિવર્ષ સીનિયર છાત્રાઓને નવી વિદ્યાર્થિનીઓનાં સરનામાં મોકલવામાં આવતાં તથા 'સલાહકાર' નિયુક્ત કરવામાં આવતી.

તહેમીનાની નાની બેન તઅલતઆરા પણ પ્રથમ વર્ષમાં દાખલ થઈ હતી. તે આત્મીયતાથી બોલી, "અરે ચમ્પાબાજી, અમે તો તને બનારસમાં પણ જોઈ હતી."

ચમ્પા અન્ય વિદ્યાર્થિનીઓ સાથે 'ગુલફિશાં' પણ ગઈ.

ત્યાં બધા તેને આત્મીયતાથી મળ્યાં. સિઘાડાવાળી કોઠીએ પણ તેનું સ્વાગત કર્યું. શંકર શ્રીવાસ્તવ તેને માટે પોતે ચાની ટ્રે લઈને આવ્યો.

એક રવિવારે ત્રીજા પહોરે તે 'ગુલફિશાં' પહોંચી. તઅલત અને તહેમીના પાછલા સાઈડ રૂમમાં બારીની પાળી ઉપર બેઠાં હતાં. કાંદા અને મરચાંની ટોપલી નીચે પડી હતી. નિર્મળા બટાટાની છાલ ઉતારતી હતી. સાંજે તેમને ત્યાં કોઈક પાર્ટી હશે! ચમ્પા પણ નિર્મળાની બાજુમાં બેસી બટાટાની છાલ ઉતારવાના કામમાં જોડાઇ

ગઈ. તે સમયે જ ભૈયાસાહેબ અંદર આવ્યા. હાથમાં ટેનિસ રેકેટ સાથે તેઓ ઘણા સોહામણા લાગતા હતા. સામાન્ય રીતે ભૈયાસાહેબ ઘરની અંદરના ભાગમાં આવતા નહી, અને ખાસ કરીને તહેમીનાની સાહેલીઓ હોય ત્યારે તો નહીં જ! કારણકે 'ક્રાઉડ'માં તેમને ખાસ ફાવતું નહીં. તહેમીનાના ખાસ કૉમરેડ તો કમાલ અને હરિશંકર.

પણ, ભૈયાસાહેબ એ ભૈયાસાહેબ જ હતા.

ચમ્પા બેઠી બેઠી બટાટા છોલતી રહી. તેણે ભૈયાસાહેબને જોવા માટે પોતાની આંગળી ન કાપી.

ભૈયાસાહેબ સાંજના ડિનર અંગે તહેમીનાને કશુંક પૂછવા આવ્યા હતા. તેની સાથે વાત કરી તે પાછા વળી ગયા.

પણ પોતાના ખંડમાં જઈને તેણે ગંગાદીનને બોલાવ્યો અને પૂછ્યું, "અંદર બેઠી છે તે નવી છોકરી કોણ છે?"

"ખબર નથી, સરકાર." ગંગાદીન ગભરાઈ ગયો. ભૈયાસાહેબે આજદિન સુધીમાં કોઈ પણ યુવતી અંગે કદી પણ કોઈ પૂછપરછ કરી ન હતી. ભૈયાસાહેબનાં લગ્ન ઘરની મોટી દીકરી સાથે થવાનાં હતાં. મોટી બહેન પાસે ચાંદબાગની ઘણી છોકરીઓ આવે છે." તેણે કહ્યું.

"અચ્છા, જાઓ."

કમાલ આવ્યો. તેને શી રીતે પૂછી શકાય! તઅલતના તેજ મિજાજથી તે ગભરાયા હતા. તેને જો જરા સરખો પણ ખ્યાલ આવી ગયો તો આખું ઘર માથે લેશે. કેવી મુશીબત હતી. તહેમીના સાથે 'સત્તાવાર રીતે' બંધાઈ ગયા હતા એટલે દુનિયાની અન્ય કોઈ પણ છોકરી તરફ આંખ ઉઠાવીને જોઈ પણ ન શકાય? આ કેવી કેદ હતી!

હકીકત એ હતી કે તેઓ એકાકી હતા. ભૈયાસાહેબ પોતાના વ્યકિતત્વના રોમાંસમાં પોતે જ ઘેરાઈ ગયા હતા.

અમલાએ ચમ્પાને જણાવ્યું, "આ મહાશય તહેમીનાના ફિયાંસ છે. પણ તહેમીના તેને ટટળાવે છે."

આહ! કેવી ટિપિકલ પરિસ્થિતિ છે! 'ગુલફિશાં' જેવાં નામોવાળાં મકાનોમાં

રહેનારાઓ અંગે તેણે જેટલી કથાઓ વાંચી હતી તે બધીમાં લગભગ આવું જ બનતું હતું.

પણ આ કથાઓ નિકટથી જુઓ તો તેમાં કશો દમ ન હતો. જે બીજાના જીવનને એક કથા માને છે તે પોતે ખુદ પણ એક કથા જ છે અને અન્ય લોકો તેને વાંચી રહ્યા છે—ચમ્પાને તે સમયે આ વાત સમજાઈ ન હતી.

વર્ષાઋતુએ વિદાય લીધી. કાર્તિકી પૂનમનું આગમન થયું. પછી પોષ મહિનાની ઠંડી હવા શરૂ થઈ. કકડતી ઠંડીથી બચવા ખંડોમાં સગડીઓ પેટાવવાની શરૂઆત થઈ. બગીચાઓ નવપલ્લવિત થયા. પુષ્પો પર ઝાકળબિંદુઓ દેખાવા માંડયાં. ચાંદ-બાગમાં ક્રિસ્ટમસના તહેવારોની તૈયારીઓનો પ્રારંભ થયો. અમીર લોકોએ છેલ્લી ઢબના ઓવરકોટ સિવડાવ્યા. ગરીબગુરબા કાતિલ ઠંડીમાં ઠૂંઠવાતા પરલોક સિધાવ્યા. મોટા લોકોએ શિકાર માટે જંગલોની વાટ પકડી. કલકત્તાની રોનક બમણી થઈ. શિયાળો ગયો, વસંત આવી. સરસવ ખીલ્યા, કુંપળો, ફૂટી, ઉનાળો આવ્યો, ગરમી આવી. પાણીની પરબો મંડાઈ. ખસની પટ્ટીઓ બંધાઈ. બાગબગીચાઓ ચમેલીની મહેકથી મધમઘી ઊઠયા. લીચીનાં ફળો વેચાવા માંડયાં. ગરમ તેજ પવન ફૂંકાવા માંડયો અને લૂથી માનવીઓ હેરાન થવા લાગ્યા. ગોમતીની રેતમાં તરબૂચ ને ટેટી પાક્યાં. મનભાવન સાવન આવ્યો. અમરાઈઓમાં ઝૂલા બંધાયા. લ્યો, એક વરસ વીતી ગયું. અમૂલ્ય જિંદગીનું એક વર્ષ ઓછું થયું. હવે દિવાળી આવી રહી છે.

તઅલત 'ગુલફિશાં' ના પાછલા ભાગના સૌથી નીચેના પગથિયા પર બેઠક જમાવતી. અહીંથી દ્રશ્યમાન થતું બાગનું નૈસર્ગિક સૌંદર્ય આંખને ભરી દેતું હતું અને મનને ઠારતું હતું. આકાશની તેજીલી ભૂરાશમાં આંખ અંજાઈ હતી. આ ભૂરાશ દૂર ક્ષિતિજ પર, વૃક્ષોની હરિયાળી પર પથરાઈ ગયેલી દેખાતી. ચોમેર શાંતિ ફેલાયેલી હોય તેમ લાગતું હતું. કદાચ અંદર ભૈયાસાહેબ વાયોલિન વગાડી રહ્યા હતા. તેણે જમીન પર કાન માંડયાં. તેણે હાથ લંબાવી ખટમીઠું ત્રણ પાંદડીનું ઘાસ તોડયું અને ચાલવા માંડયું.

એક વરસ વીતી ચૂક્યું હતું. ભૈયાસાહેબ યુનિવર્સિટી છોડી ચૂકયા હતા અને હવે ઈમ્પિરિયલ સર્વિસની પ્રતિયોગિતાની તૈયારી કરી રહ્યા હતા. કમાલ અને હરિ-શંકર અનુસ્નાતકના છેલ્લા વર્ષમાં હતા. અપ્પી બી. એ. પાસ થઈ ગઈ હતી.

તઅલત અને નિર્મળા દ્વિતીય વર્ષમાં હતાં. ભૈયાસાહેબ બદલાઈ ગયેલા લાગતા હતા. તે ચમ્પાબાજીને 'ઈશ્ક' કરી રહ્યા હતા અને ચમ્પાબાજી પણ તેને પસંદ કરતી હતી. ચમ્પાબાજી પર તો બધા જ કુરબાન હતા. કમાલ અને હરિશંકર પણ તેની પ્રશંસા કરતા થાકતા ન હતા. તે લોકો તઅલતને કહેતા: "તું જ્યારે મોટી થઈશ ત્યારે તને સમજ પડશે કે ચમ્પા કેવી અજબ છોકરી છે." "અચ્છા ભાઈ, હશે." તઅલત જવાબ આપતી.

અપ્પીની તેની સાથેની મૈત્રી હજી પણ પહેલાં જેવી જ હતી. અપ્પીનું વ્યક્તિત્વ કંઈક ઓર જ હતું. તે ખુલ્લા દિલથી મળતી. તે ઘણી ઉદારદિલ હતી. વધુ પ્રશંસા-પાત્ર વ્યક્તિ કોણ હતી? અપ્પી કે ચમ્પાબાજી? પણ એ તેમને કોણ જણાવે? તઅલતે વિચાર્યું કે પુરુષ માત્ર સુંદર મુખ પર જ મરે છે. ચમ્પાબાજી સુંદર છે. અપ્પી એટલી સુંદર નથી. બસ આટલી જ તો વાત છે—આ વિચારથી તેને ઊંડું દુ:ખ થયું. સૌન્દર્યની લોકોએ આટલી મોટી કિંમત આંકી છે! તેણે દુ:ખ સામે ખટમીઠું ઘાસ તોડયું અને તેને ચાવતી રહી.

કમલ દહેરાદૂનના એક રસ્તા પર કંઈક વિચારમાં ખોવાયેલો હોય તેમ આગળ ને આગળ ચાલતો જ રહ્યો. હમેશની જેમ દિવાળીની રજાઓમાં તે રખડવા નીકળી પડયો હતો. તેની લામાર્ટિનેયર કૉલેજનો એક યુવાન અંગ્રેજ પ્રૉફેસર થોડાંક વરસ પહેલાં ઑક્સફર્ડથી આવ્યો હતો અને સાધુ બની ગયો હતો. તેને શોધવા માટે કમાલને મોકલવામાં આવ્યો હતો કારણકે કમાલ તેનો પ્રિય વિદ્યાર્થી હતો. તેણે હરિશંકર સાથે હરદ્વારની આસપાસ પ્રૉફેસરને ખૂબ શોધ્યો. એક દિવસ યોગમાયાના મંદિર પાસે તેને પ્રૉફેસર ભેટી ગયા. તેમણે કમાલને હાથ જોડી પ્રાર્થના કરી: "ભાઈ, હું જ્યારે જંજાળમાંથી છૂટયો છું, ત્યારે મને પાછો લઈ જવાની કોશિશ ન કર. હું મઝામાં છું." કમાલે જવાબમાં જણાવ્યું કે, "લખનૌમાં અફવા છે ક પબ્લિસિટી મેળવવા માટે તમે આ રેકેટ ઊભું કર્યું છે."

તે હાથ જોડીને "ભાઈ, ખુદાને વાસ્તે તું પાછો ફર" એમ વિનતિ કરતો રહ્યો. પછી ભગવાં વસ્ત્રો સંભાળતો જંગલમાં ગાયબ થઈ ગયો. હવે કમાલ દહેરાદૂનના મોહિની રોડ પર ચાલી રહ્યો હતો. હમેશની જેમ હરિશંકર પણ તેની સાથે હતો. સામે રિસ્પના વહી રહી હતી.

"યાર હરિશંકર!" કમાલે કહ્યું.

"હાં યાર."

"યાર, આ પ્રૉફેસર હેમિલ્ટન સાચું જ તો ક્હેતો હતો. ખુદાની કસમ, આપણે કેવી જંજાળમાં ફસાયેલા છીએ."

તે દિવસે તેમણે ત્યાગની સમસ્યા પર ઘણો વિચાર કર્યો અને દાર્શનિકના મૂડમાં આવી ગયા.

"ચાલ, મકાનોનાં નામો વાંચીએ, નામોની પસંદગી પરથી માલિકોની 'સાઈકોલોજી' સમજવા મળશે." ચાલતાં ચાલતાં એક દરવાજા પાસે રોકાઈને હરિશંકરે કહ્યું.

"આપણે કદી મકાન બાંધીને તેમાં નહીં રહીએ, 'શાહી બનતા નહીં આશિયાના!' કમાલે કહ્યું.

"સાચું કહે છે. જો, આ બુર્ઝવા મહાશય કેવા સેન્ટિમેન્ટલ છે! જરા આ નામ તો વાંચ."

"ખ્વાબિસ્તાન. લાહૌલ બિલાકૂ વત."

"પણ તું પોતે જ "ગુલફિશાં" અને 'ખયાબા'માં રહે છે."

"હા, હું જાણું છું."

"યાર કમાલ –"

"હા, યાર."

"જરા વિચાર તો કર! લોકોએ મકાનો બાંધ્યાં છે—અહીંથી ત્યાં સુધી, એકથી એક વધુ સુંદર, આખી દુનિયામાં મકાનો બંધાયાં છે."

"હા, યાર, બહુ અજબ વાત છે."

તે બન્ને એક નાળાંની પાળી પર બેઠા અને પછી આ સમસ્યા પર વિચાર કરવા લાગ્યા. પ્રૉફેસરે સંસારનો ત્યાગ કર્યો તે વાતથી બન્ને જણ ઘણા બેચેન બની ગયા હતા. એક સાબૂત દિમાગવાળો માણસ, વૈજ્ઞાનિક અને ચાલી નીકળ્યો જંગલ તરફ! હદ છે ને!

"એનો કોઈ ને કોઈ અર્થ જરૂર હશે."

અંધારાના ઓળા પથરાયા ત્યાં સુધી તેઓ ડાલનવાલાના શાંત, સુગંધિત માર્ગો પર મકાનોનાં નામ વાંચતા રહ્યા – 'નસ્તરન', 'દૌલતખાના', "શૈમરૉક', 'આશિયાના', 'રાજમહાલ.' કમાલના પિતાનું મકાન 'ખયાબા' પણ સામે મોજૂદ હતું.

આ મકાનોના બગીચાઓમાં લાગેલાં પહાડી ફળોના વૃક્ષોની મહેક ચોમેર પ્રસરી હતી. દુનિયા ઘણી સુંદર લાગતી હતી.

તેઓ બન્ને ફરીથી એક નાળાંની પાળી પર બેઠાં અને નહેરનાં પાણી તરફ જોઈ રહ્યા. નહેર રસ્તાના કિનારે કિનારે વહી રહી હતી. નહેરનાં નીરમાં એક ફાટેલું બૂટ પાણીનાં વહેણની તેજ ધારામાં ઊછળતું-કૂદતું ઘસડાતું હતું.

## ૨૫

બીજાં બે વર્ષ વીત્યાં. ૧૯૪૨ નું 'ભારત છોડો' આંદોલન પણ જૂનીં વાત બની ગઈ. પંડિતજી અને મૌલાના અને દેશનો નેતાગણ અહમદનગરના કિલ્લામાં કેદ હતો. દુનિયાનો રંગ ઝડપથી બદલાઈ રહ્યો હતો. ચારે તરફ ફોજી સિપાહીઓ નજરે ચડતા હતા.

'ગુલફિશાં'ના સૈયદ આમિર રઝાએ પણ ઈમ્પિરિયલ સર્વિસની પ્રતિયોગિતામાં અસફળ થયા બાદ નેવીમાં કમિશન સ્વીકારી લીધું હતું. તહેમીના એમ. એ. ના આખરી વર્ષમાં હતી. ચમ્પા એમ. એ. ના પ્રથમ વર્ષમાં હતી અને કૈલાસ હૉસ્ટેલમાં રહેતી હતી. તઅલત અને નિર્મળા અન્ડર-ગ્રેજ્યુએટ છાત્રાઓ હતી. ચમ્પા પણ હવે શહેરના 'ફેશનેબલ સ્માર્ટ ઈન્ટલેકચ્યુઅલ્સ' ગણાતા ગ્રુપમાં હતી. આટલાં બધાં નામો—આટલા બધા ચહેરાઓ. આ બધા લોકોનું મોટું જૂથ હતું. ચારે તરફ માનસિક ગુલામી, કાળા-ગોરા ચહેરાઓનો સમંદર ચારે તરફ ઊછળી રહ્યો હતો. બધાંની વચમાં આ બધાથી ઘેરાયેલી તે એકલી ઊભી હતી કારણકે અંતિમ મૂલ્યાંકનમાં એ સ્પષ્ટ સમજાતું હતું કે માનવી એકલો છે. આમ છતાં આપણે ચારે તરફ ઈન્સાનો વિભિન્ન પ્રકારનાં ઇકવેશનો સ્થાપિત કરવાના પ્રયત્નો પાછળ મચી પડયા છીએ.

જ્યારે આ ઇકવેશનો ખોટાં સાબિત થાય છે ત્યારે એ વાત પણ સમજાય છે કે આપણે તદ્દન સામાન્ય કક્ષાના છીએ.

આ જ વાત ચમ્પાએ સૈયદ આમિર રઝા કે જે ભૈયાસાહેબના નામથી ઓળખાતા હતા, તેમને કહી હતી.

તે દિવસે ભૈયાસાહેબ મદ્રાસ જવા રવાના થવાના હતા. તેને મળવા કૈલાસ આવ્યા હતા. તે ત્યારે ગ્રંથાલયમાં જઈ રહી હતી. હાથમાં પોતાની સાઈકલ લઈ, તેની સાથે સાથે રસ્તા પર આવી ભૈયાસાહેબે તેને કહ્યું, "હું અહીંથી નાસી જવા માગું છું અને અલ્લાની મહેરબાનીથી મને અહીંથી નાસી છૂટવાનો મોકો મળી ગયો છે. તું... તું... મારી સાથે લગ્ન કરીને સાથે આવવા તૈયાર છે?"

ભૈયાસાહેબ આમ તો મોહક અને સુંદર હતા. નેવીમાં ભરતી થવાથી જાણે સોના પર સુહાગ ન ચડયો હોય!

ચમ્પાનો ચહેરો કોઈક અજ્ઞાત ભાવનાથી ગુલાબી થઈ ગયો. તેણે સાંભળી તે એક અત્યંત મહત્ત્વની વાત હતી. એક માનવી તેના જીવનમાં સહભાગી થવા તેને નિમંત્રી રહ્યો હતો અને તે આદમી તેને બેહદ પસંદ હતો.

પણ તેણે કહ્યું, "કમાલ છે. આપને આવી વાત કરતાં શરમ પણ ન આવી!"

"તો પછી તેં મને એ માર્ગે કેમ દોર્યો હતો?" તેણે ગુસ્સાથી કહ્યું.

"મેં આપને એવા કોઈ માર્ગે દોર્યા નથી."

"તું સચ્ચાઈપૂર્વક કહી શકે છે કે તેં મારામાં રસ લીધો હતો; એ જાણવા છતાં કે તારી દોસ્ત તહેમીના સાથે મારાં લગ્ન થવાનાં છે!"

તે ચુપ થઈ ગઈ. આ વાત તદ્દન સાચી હતી. તેને પહેલી વખત ભાન થયું કે તેનામાં ઘણી ક્ષતિઓ છે. સિદ્ધાંત, ઊંચા વિચાર અને દર્શન અલગ ચીજ છે અને વાસ્તવિક જીવનમાં તે પોતાના વિચારોથી બિલકુલ ભિન્ન હોય છે. વિશુદ્ધ દર્શન અને નૈતિકતાના સિદ્ધાંતોનો ભાવનાઓ અને 'ઇમ્પલ્સ' સાથે કોઈ સંબંધ નથી. વાસ્તવમાં આપણે ઘણાં કમજોર છીએ.

ભૈયાસાહેબે જાણે તેના વિચારો વાંચી લીધા અને કહ્યું, "તું પણ બેહદ મામૂલી નીકળી."

"મેં અસાધારણ હોવાનો દાવો ક્યારે કર્યો હતો?" હવે તેઓ બાદશાહ બાગના ફાટક સુધી પહોંચી ગયાં હતાં. થોભો, "તમે મારી સાથે ક્યાં આવી રહ્યા છો? મારે મારા કામસર જવું છે. હવે આપ ઘર તરફ સિધાવો."

"મારું કોઈ ઘર નથી."

"ઘર તો આપણામાંથી કોઈનું ક્યાંય નથી!" ચમ્પાએ ઉત્તરમાં કહ્યું. "હું અત્યારે

આપની સાથે કોઈ ચર્ચા કરવા માગતી નથી. આપનું મકાન મૌજૂદ છે જે 'ગુલફિશાં' નામે ઓળખાય છે. લાહૌલ વિલા...કેવું બોગસ નામ છે! અને ત્યાં તહેમીના મૌજૂદ છે. પાછા ફરો."

"તું તદ્દન સામાન્ય છે, સામાન્ય સ્ત્રીઓની જેમ મારી સાથે લડી રહી છે. આખરી સમયે તું પણ ફરી ગઈ. દુનિયામાં તારા જેવી તો હજારો છોકરીઓ છે. તેં પહેલાં મારી સાથે ફલર્ટ કર્યું અને હવે આગળ સાથ આપવાની હિમ્મત નથી. હદ છે!"

"સામાન્ય પુરુષોની જેમ તમે પણ મારી સાથે ઝઘડી રહ્યા છો." તેણે હસીને કહ્યું. "એટલું તો સાબિત થઈ ગયું કે આપણામાંથી કોઈ દેવી-દેવતા નથી. ખુદા-હાફિજ." સાઈકલ પર સવાર થઈને તે ઝડપથી ટાગોર-લાયબ્રેરી તરફ રવાના થઈ ગઈ.

'ગુલફિશાં' પહોંચીને ભૈયાસાહેબ તલ્લીનતાથી સામાન પેક કરવામાં લાગી ગયા. તહેમીના તે દિવસે જ એમ. એ.ની પરીક્ષાનું આખરી પેપર આપીને પાછી ફરી હતી. આખા ઘરમાં ચર્ચા થતી રહી કે મોટી દીકરીએ અભ્યાસ પૂરો કર્યો છે. હવે લગ્નમાં વિલંબ શા માટે?

ભૈયાસાહેબ રાત્રે ચુપચાપ મોટરમાં બેસી સ્ટેશન પર પહોંચી ગયા.

ઘરમાં વાતાવરણ તંગ બની ગયું. બધાં એકબીજા સાથે ચિડાઈ જવા લાગ્યાં.

કમાલ અને હરિશંકર તહેમીના સમક્ષ જવાનું ટાળતા. ઉનાળાની રજા શરૂ થઈ ગઈ હતી. ચમ્પા બનારસ પાછી ફરી હતી. હવે હમેશની જેમ પહાડ પર જવાનો કાર્યક્રમ તૈયાર થઈ રહ્યો હતો. ઘરનાં બધાં નૈનિતાલ જવા રવાના થઈ ગયાં.

જુલાઈમાં બધા પહાડો પરથી પાછા ફરવા માંડયાં. 'ગુલફિશાં'ના દરવાજા ખુલ્યા. પૂર્વની તેજ હવા બાગના છોડવામાંથી સરસર કરતી પસાર થતી. આ સમયે એક દિવસ એકાએક ભૈયાસાહેબ આવી ચડયા. તે 'ગુલફિશાં'માં ત્રણ દિવસ રોકાયા અને ત્રણે દિવસ પોતાના ઓરડામાં બેઠા રહ્યા. પાછા જવાને આગલે દિવસે અમ્માં-બેગમને મળવા તેમના ખંડમાં ગયા.

"અભિનંદન, તમારી દીકરી એમ. એ. પાસ થઈ ગઈ." તેમણે પલંગના એક ખૂણામાં બેસતાં શાંતિપૂર્વક કહ્યું.

અમ્માંબેગમ ચુપ રહ્યાં.

"મને લાગે છે કે હવે તમારે તેની શાદી કરી નાખવી જોઈએ."

"કોની સાથે?" અમ્માંબેગમે તીખાશથી પૂછ્યું.

"મારી સાથે, વળી બીજા કોની સાથે." તેણે પણ તીખાશથી ઉત્તર આપ્યો.

"મિયાં, આ વાત કરતાં તમને શરમ નથી આવતી? કાકાની દીકરીને છોડી બીજી છોકરીના ચક્કરમાં પડી ગયા! અમે જ્યાં જઈએ છીએ ત્યાં આંગળી ચીંધાય છે."

"તમે એ કેવી રીતે નક્કી કરી લીધું કે હું મારી ફરજ ચૂક્યો છું? આ ઘરમાં મને પાળીપોષીને એટલા માટે મોટો કરવામાં આવ્યો છે કે હું તહેમીનાનો પતિ બનું. હું એટલો નગુણો નથી કે તમારી દીકરીનો અનાદર કરું." એટલું કહીને તે બહાર નીકળી ગયો.

દાસીએ જઈને તહેમીનાને કહ્યું, "દીકરી, તેં સાંભળ્યું કે નહીં? તારાં લગ્ન થઈ રહ્યાં છે. હું લગ્નનાં ગીત ગાવાવાળીઓને બોલાવવા જાઉં છું."

"તું જઈને બધાને કહી દે કે દુનિયા આખીમાં ઊથલપાથલ થાય તો પણ હું કોઈપણ સંજોગોમાં ભૈયાસાહેબ સાથે લગ્ન નહીં કરું."

આટલું કહીને તહેમીના ધ્રુસકે ધ્રુસકે રોવા લાગી. દાસી સ્તબ્ધ થઈ ગઈ.

પછી ઘરમાં 'તાકીદની પરિસ્થિતિ' જાહેર કરવામાં આવી. ચારે તરફ તાર અને ટ્રંક-કોલ કરાયા. કમાલને પણ મસૂરી તાર કરવામાં આવ્યો કે તે આવીને તહેમીનાને લગ્ન કરવા સમજાવે. પ્રત્યેક જણે પોતાની શકિત અનુસાર તહેમીનાને સમજાવવાની કોશિશ કરી.

પણ તહેમીનાની 'ના'ની 'હા' થઈ નહીં. તે રાતભર રડતી રહેતી.

કમાલ મસૂરીથી પાછો ફર્યો ત્યારે ઘરનું આવું વાતવરણ હતું. પછી તે ચમ્પાને મળવા માટે કૈલાસ ગયો. તેને જાણવા મળ્યું કે હજી ચમ્પા તેના મામાને ત્યાં છે અને એક સપ્તાહ પછી હૉસ્ટેલમાં આવનાર છે. તે ચમ્પાને ત્યાં પહોંચ્યો ત્યારે ભૈયા-સાહેબની ત્યાં મુલાકાત થઈ ગઈ. હવે તેઓ ચમ્પાને શું કહેવા આવ્યા હશે, કોને ખબર! તેઓ કમાલને જોઈને તરત જ ઊઠીને ચાલતા થયા અને તે જ દિવસે મદ્રાસ જવા રવાના થઈ ગયા.

ધીમે ધીમે વાતાવરણ પાછું સામાન્ય બની ગયું. ચમ્પા પહેલાંની જેમ જ તેમની મંડળીમાં સામેલ રહી. બન્ને છોકરીઓએ એકબીજા સાથેની મૈત્રી સારી રીતે નિભાવી. ભૂલથી પણ તેમની વાતમાં ભૈયાસાહેબનું નામ ન આવે તેની બન્ને જણી કાળજી રાખતી. એમ માનતી કે તેઓ પરિપકવ અને ગંભીર મહિલાઓ છે. તેઓ આજકાલની છોકરી નથી જે લાગણીવશતા અને છીછરાપણું આચરે.

# ૨૬

દુષ્કાળ રાહતકાર્યમાં મદદ કરવા માટે કમાલ કલકત્તા જવાની તૈયારી કરતો હતો એટલામાં તેને જીજાજીનો પત્ર મળ્યો. લાજના લગ્નને એક વર્ષ વીતી ચૂક્યું હતું. તે પોતાના પતિ સાથે દિલ્હીમાં હતી. જીજાજી દિલ્હીમાં કેન્દ્ર સરકારના કોઈક ખાતામાં અન્ડર સેક્રેટરી હતા. હવે નિર્મળાનાં લગ્નની ચિંતા થઈ રહી હતી. જીજાજીએ લખ્યું હતું. તું કલકત્તા જઈ રહ્યો છે—સર દીપનારાયણનો દીકરો ગૌતમ પણ ત્યાં છે. નિર્મળાના વિવાહ તેની સાથે કરવા સંબંધે વાતચીત કરવાનો મારો વિચાર છે. તે પણ તમારા બંગાલરાહત અને ઇપ્ટાની કોઈ ખટપટમાં ત્યાં ગયો છે. કદાચ વિશ્વભારતીમાં તે કંઈક પ્રવૃત્તિ કરી રહ્યો છે. જે હોય તે, તું તેને જરા મળજે અને તે કેવા પ્રકારનો છોકરો છે તેની તપાસ કરજે. તેના સ્વભાવમાં થોડી પણ ગંભીરતા છે કે પછી તમારા બધા જેવો 'બોહેમિયન' જ છે.

કમાલે પત્ર ખિસ્સામાં મૂકી દીધો. જીજાજી પણ ગજબના છે ને! દેશમાં માનવીઓ માખીની જેમ મરી રહ્યા છે, દેશ વિનાશને આરે ઊભો છે, અને આ માણસ લગ્ન-વિવાહની વાતો કરે છે (તે પોતે જોશીલો વિદ્યાર્થી કાર્યકર હતો, અને તહેમીના તથા ભૈયાસાહેબના કિસ્સા પછી લગ્ન-વિવાહની સમસ્યાથી તે બોર થતો).

"હું કલકત્તામાં દુષ્કાળ-પીડિત માનવીઓની લાશો ઉપાડીશ કે નિર્મળા માટે વરરાજાની શોધ કરતો ફરીશ." તેણે ચિડાઈને તલતને કહ્યું. તેમ છતાં પોતાની ફરજ તરીકે તેણે જીજાજીએ લખેલા સરનામાની નોંધ કરી લીધી અને મુસાફરીએ નીકળી પડયો. તેની સાથે યુનિવર્સિટીના અન્ય વિદ્યાર્થી-વિદ્યાર્થિનીઓ પણ હતાં. રસ્તામાં ઇકબાલ, જોશ, ટાગોર અને નજરૂલ ઇસ્લામનાં જોશીલાં ગીતો ગાતાં રહ્યાં. રેલગાડીની બારીમાંથી તે વતનનાં લહેરાતાં ખેતરો જોતો રહ્યો. આ મારો દેશ છે, મારો દેશ છે. દેશભકિત અને ક્રાંતિ, રાષ્ટ્રીય જોશ અને અંગ્રેજ સરકાર વિરુદ્ધ ક્રોધ અને ક્ષોભની ભાવનાઓ તેના દિલમાં ગજબની ગડમથલ પેદા કરી રહી હતી.

રળિયામણા પ્રદેશના એક નાના ગંગાકિનારે કોઈ સ્ટેશન પર ગાડી થોભી. યુવકોએ બારીમાંથી બહાર જોવું શરૂ કર્યું. ચારે તરફ તળાવ અને હરિયાળાં મેદાનો અને વાંસના

ઝુંડો હતાં. દૂર. સૂર્ય ગંગાની લહેરોમાં અસ્ત થઈ રહ્યો હતો. સ્ટેશન પર બે પાલખીઓ ઊભી હતી. પ્લેટફોર્મ પર ગ્રામવાસીઓની ભીડ હતી, જેઓ ચોખાની શોધમાં કલકત્તા જવા માટે ગાડીમાં બેસવા ધસારો કરી રહ્યા હતા. પ્લેટફોર્મની બીજી બાજુએ ફોજીઓની ટ્રેઈન ઊભી હતી.

એક ગાર્ડે કહ્યું, "જ્યાં સુધી લશ્કરના સિપાહીઓને લઈ જતી ગાડી પસાર ન થાય ત્યાં સુધી તમારી ગાડી આગળ નહીં વધે, તમારી ગાડી ચાર-પાંચ કલાક મોડી થશે. જનાબ, આ વોર-ટાઈમ છે, સમજ્યા!"

યુવક અને યુવતીઓએ પ્લેટફોર્મ પર ઊતરીને આંટા મારવા માંડયા.

કમાલ અને તેના સાથીદારો ગીતો ગાતાં ગાતાં પણ થાકી ગયા હતા અને ગાડીને ઉપડવાને હજુ વાર હતી.

એકાએક રેખા ચીસ પાડીને એક તરફ દોડી. તેના સાથીઓ પણ તેની પાછળ પાછળ દોડયા. પ્લેટફોર્મને એક કિનારે ખેડૂતોનું એક નાનકડું જૂથ સંકોચાઈને બેઠું હતું. નાની, કાળી દાઢીવાળા એક નવજવાનની લાશ ખેડૂતોની બાજુમાં પડી હતી. નવજવાનની સુંદર શામળી અને દુબળીપાતળી પત્ની ધ્રુસકે ધ્રુસકે રડતી હતી. તેનાં બન્ને બાળકો પણ સાથે સાથે રડતાં હતાં.

"કમાલ," નરેન્દ્રે સાદ પાડયો. "આમ આવ, લાશ ઉપાડવાનાં આપણાં કામની તો અહીંથી જ શરૂઆત થઈ ગઈ."

રડતાં રડતાં પેલી યુવતીએ બંગાળીમાં જણાવ્યું કે તે અને તેનો પતિ અબુલ મનસૂર અન્નની ખોજમાં કલકત્તા જઈ રહ્યા હતા. એક સપ્તાહથી તેમના મોમાં અનાજનો દાણો પણ ગયો ન હતો. લશ્કરી સિપાહીઓની ટ્રેનમાંથી ફેંકાયેલાં બે બિસકીટો અને પાઉંનો એક ટુકડો તેણે ઉપાડી લીધો હતો અને તે તેનાં બાળકોને ખવડાવ્યાં હતાં. આટલું બોલી તે પણ ઢળી પડી અને તેનું પ્રાણપંખેરુ ઊડી ગયું.

એંગ્લો-ઇન્ડિયન સ્ટેશન માસ્તર તેમની નજીક આવ્યો અને તેમને ધમકાવ્યા, "તમે લોકો અહીં શી ગરબડ મચાવી રહ્યા છો. આજકાલ આ પ્લેટફોર્મ ઉપર રોજ પચાસ માણસો મરે છે. અમે તે કેટકેટલાની ફિકર કરીએ. આ રેલવે સ્ટેશન છે, ઈસ્પિતાલ નથી. આ બંગાળીઓ હમેશના ભૂખ્યા છે—ભૂખા બંગાળી! તમે શા માટે તેની ફિકર કરો છો?"

"અહીં કબરસ્તાન કયાં છે?" કમાલે ગુસ્સાથી હોઠ કરડતાં પૂછ્યું.

"મને ખબર નથી. કેમ તમે આમને માટે કબર ખોદશો? ધેટ ઈઝ વેરી ફની!"

યુવકો કબરસ્તાન અને કોઈ મુસ્લિમ મૌલવીની શોધમાં વસતિ તરફ રવાના થઈ ગયા.

કમાલ લાશોની પાસે બેઠો. પ્લૅટફૉર્મ ઉપર સૂમસામ અંધારું પથરાયેલું હતું. વાંસના ઝુંડમાં પવન સુસવાટા મારી રહ્યો હતો. કમાલે તેના હોલ્ડોલમાંથી એક ચાદર કાઢીને બન્ને લાશ ઉપર ઢાંકી દીધી. લાલ સાડીવાળી આમનાબીબી અને અબ્બુલ મનસૂર બન્ને ચાદર હેઠળ ઢંકાઈ ગયાં.

થોડે દૂર ગંગા વહી રહી હતી. તેના પર એક નૌકા સરી રહી હતી. નાવમાં દીવો બળતો હતો અને કોઈ દિલને આકર્ષિત કરતા ભટ્યાલીના સૂર આલાપી રહ્યું હતું. ગીતના શબ્દ કમાલની સમજમાં પૂરેપૂરા ન આવ્યા. વૃક્ષોની પાસે લૉર્ડ કૉર્નવૉલિસના જમાનાની બનેલી જિલ્લા કલેક્ટરની ઊંચી કોઠી હતી. તેનાથી થોડેક દૂર જિલ્લાના સૌથી મોટા જમીનદાર રાજા ગિરીશચન્દ્ર રાયનો મહેલ હતો. ત્યાં રેડિયો વાગી રહ્યો હતો. રાતની શાંતિમાં હવા પર તરતો બી. બી. સી. ના લાઈટ પ્રોગ્રામનો અવાજ પ્લૅટફૉર્મ પર સ્પષ્ટ રીતે સંભળાતો હતો. કમાલનું દિલ દુ:ખથી ભરાઈ ગયું. તેણે આંખો બંધ કરી દીધી. આ રવીન્દ્રનાથ, સરોજિનીદેવી અને શરદચંદ્રનો દેશ હતો–નવલકથાકારો અને કવિઓનો પ્રિય વિષય.

આપણે બધાં વિભિન્ન પ્રકારનાં પુસ્તકોના વિષયો છીએ. ઈતિહાસમાં શબ્દ, આંકડા, રિપોર્ટ, કૉંગ્રેસ અને મુસ્લિમ લીગના નેતાઓનાં પ્રવચનો, સામ્યવાદી પક્ષનો મેનિફેસ્ટો. ગયા અઠવાડિયે ડૉક્ટર અશરફ કહી રહ્યા હતા કે રાષ્ટ્રોની સ્વાધીનતાનો સાચો માર્ગ લેનિનના સિદ્ધાંતોના અમલમાં રહેલો છે. પાકિસ્તાન–શું જે મુસલમાન છે તે આપોઆપ પાકિસ્તાની બની જશે? અથવા, શું થશે? લેનિન, સ્તાલિન, ગોર્કી, ડૉ. અશરફ, સજ્જાદ જહીર, જિન્નાસાહબ, મહાત્મા ગાંધી, પંડિતજી...

કમાલના મગજમાં ઘટનાઓ અને નામો અને વ્યક્તિત્વોનાં સરઘસો ચિત્રપટની ઘટનાઓની જેમ પસાર થવા માંડયાં. પણ આ સમયે તો તેને મન દુનિયાનું કેન્દ્રબિન્દુ સામે પડેલી બે લાશો હતી. તમામ ઘટનાઓ અને સિદ્ધાંતોની કડી આ કેન્દ્ર આગળ આવીને અટકી જતી હતી. આમનાબીબી અને અબ્બુલ મનસૂર–બે લાશો.

બીજા દિવસે સવારે ફરીથી તેમની યાત્રા શરૂ થઈ. ગાડી સાંજે હાવરા પહોંચી. યુવકો અને યુવતીઓ પોતપોતાનાં અલગ વિશ્રામસ્થાનો પર જવા રવાના થયાં. આ બધાનું મિલનસ્થાન પ્રમોદકુમારનું ઘર નક્કી કરવામાં આવ્યું. કમાલ

માનિકતલ્લા તરફ ગયો, જ્યાં તેના મામા 'મટિયાબુર્જવાળા નવાબ' રહેતા હતા.

માનિકતલ્લાના એક જૂના મકાનના ફાટક સામે એક બંધગાડી આવીને અટકી. આ મકાનની સ્થાપત્યશૈલી કંપનીના જમાનાની હતી. આ પ્રકારનાં મકાનો કલકત્તામાં ઠેકઠેકાણે દેખાતાં હતાં. વિશાળ પરશાળ, બારણાંઓ ઉપર મનોહર કારીગીરી, ઓરડામાં વેલબુટ્ટેદાર સોનેરી ફ્રેમમાં અંગ્રેજી દૃશ્યોનાં ચિત્રો મઢયાં હતાં. કાશ્મીરી ભરતના પડદા અંદર ચીની પામ સુશોભન વધારતું હતું. બાગનાં ફૂલો મહેકી રહ્યાં હતાં.

ઉપરના માળથી છોકરીઓનો એકસાથે અવાજ સંભળાયો, "અરે કમ્મનભૈયા આવી ગયા લખનૌથી." ઘરમાં શોર મચી ગયો, નોકર અને નોકરાણીઓ બહાર દોડયાં. નવાબસાહેબ ભાણેજના સ્વાગત માટે આરામ ખુરશીમાંથી ઊભા થયા.

આ મકાન પચાસ-પંચાવન વર્ષ પહેલાં દત્ત-પરિવાર પાસેથી મટિયાબુર્જવાલા નવાબ કમાલ રઝા બહાદુરના નાના બનેવીએ ખરીદી લીધું હતું. એક જમાનામાં અહીં ધામધૂમથી બ્રહ્મસમાજના સમારંભો યોજાતા. પહેલે માળે એક ખંડમાં હજી પણ દત્ત-પરિવારના સભ્યોની ઝાંખી પડી ગયેલી તસવીરો ટાંગેલી હતી. એક સમૂહ તસવીરમાં મહર્ષિ દેવેન્દ્રનાથ ટાગોર મધ્યમાં બેઠેલા હતા. એ ખંડમાં એક તરફ સંગે-મરમરનો ચબૂતરો હતો. સાંભળ્યું છે કે ત્યાં બેસીને મહર્ષિ હારમોનિયમ પર ભજન ગાતા. મકાનમાલિક મનોરંજન દત્ત એક સમયે લખનૌની કેનિંગ કૉલેજના પ્રૉફેસર હતા. તેમના અવસાન બાદ તેમના સંતાને આ મકાન વેચીને કાલીગંજમાં એક મોટું મકાન બાંધ્યું હતું. તેમનાં સંતાનોમાંથી કેટલાક આઈ. સી. એસ. અધિ-કારીઓ હતા અને કેટલાક સામ્યવાદી નેતાઓ હતા. તેમની પુત્રીઓ મુખ્યત્વે યુરોપમાં શિક્ષણ લેતી હતી. બાબુ મનોરંજન દત્તની એક પૌત્રીનાં લગ્ન ચટગાંવના પહાડી રાજ્યના એક રાજા સાથે થયાં હતાં.

વર્તમાન મકાનમાલિક લખનૌના બરબાદ થયેલા નવાબ હતા. પેન્શન મેળવતા હતા અને કલકત્તામાં રહેતા હતા. તેમનો એક માત્ર વ્યવસાય જીવતા રહેવાનો હતો.

નવાબ કમાલ રઝા બહાદુર સુલતાને-આલમ વાજિદઅલી શાહ સાથે મટિયાબુર્જ આવ્યા હતા. નવાબ અલી રઝા બહાદુર તેમની સૌથી નાની બહેનના પતિ અને કાકાના દીકરા હતા. ઓગણીસમી સદીના અંતભાગનું કલકત્તા અત્યંત મોડર્ન શહેર હતું. ત્યાં અનેક કૉલેજો, પ્રેસ અને અખબારો હતાં. નવી બંગાળી નવલકથાઓમાં હિન્દુ

સંસ્કૃતિના નવોત્થાનનો પ્રચાર કરાતો હતો. દેશભરમાં ચારે તરફ રાજકીય અને સાંસ્કૃતિક આંદોલનોની ચર્ચા ચાલી રહી હતી; પરંતુ નવાબ અલી રઝા બહાદુરને આ બધાં સાથે કોઈ સંબંધ ન હતો. અલીગઢમાં એમ. એ. ઓ. કૉલેજ શરૂ થઈ ચૂકી હતી પણ નવાબસાહેબને અંગ્રેજી શિક્ષણમાં કોઈ રસ ન હતો.

તેમનો તમામ સમય લખનૌ, દિલ્હી અને અઝીમાબાદની સાહિત્યિક અને શાયરી મહેફિલોમાં વ્યતીત થતો. પેન્શનની આવકના કારણે આજીવિકાની નિશ્ચિંતતા હતી. માથા પર બ્રિટનની છત્રછાયા સલામત હતી.

ત્યારે તેમના ખાનદાનમાં પહેલી વખત એક અજબ ઘટના બની. નવાબ અલી રઝાના એક જમાઈ જે લખનૌમાં રહેતા હતા તેમણે પોતાના મોટા પુત્રને અલીગઢ મોકલી આપ્યો.

નવાબ અલી રઝાના બીજા જમાઈ પટનામાં રહેતા હતા. તે પણ આધુનિક અને પ્રગતિશીલ નીકળ્યા. પટનામાં કાનૂનની ચર્ચા વધુ હતી. પરિણામે નવાબ અલી રઝાનો પટનાવાળો દોહિત્ર બૅરિસ્ટર બનવા માટે વિલાયત ગયો હતો.

નવાબ અલી રઝાના લખનૌવાળા જમાઈએ અંગ્રજી શિક્ષણમાં તો રસ લીધો જ હતો, પણ હવે તેમણે રાજકારણમાં પણ રસ લેવાની શરૂઆત કરી હતી અને કૉંગ્રેસ-વાળા બની ગયા હતા. હવે તેમને ત્યાં, લખનૌના ગોલાગંજવાળા મકાનમાં લાલા ભાઈઓનો અડ્ડો જામેલો રહેતો. આ બધા લોકો હજી તો સરકારને વફાદાર હતા. તેઓ રાજકીય છૂટછાટ, સગવડતાઓ અને સામાજિક સુધારાઓ જ માગતા હતા. અસંખ્ય મુસ્લિમો આ આંદોલનમાં જોડાયા હતા. હિન્દુસ્તાનમાં મુસલમાનોની રાજકીય સ્થિતિનો પ્રશ્ન ઘણો વિકટ બનતો જતો હતો. હિન્દુઓ સો-સવાસો વર્ષથી અંગ્રેજી શિક્ષણને અપનાવી ચૂકયા હતા. મુસ્લિમોના શાસનકાળ દરમિયાન તેમણે ફારસી શીખીને શાસન-પ્રબંધમાં ભાગ લીધો. ઈસ્ટ ઇન્ડિયા કંપની આવી ત્યારે હિન્દુઓએ તરત પરિસ્થિતિ સાથે તડજોડ કરી લીધી અને મુગલોના કર્મચારી મુનશી પળભરમાં ઈસ્ટ ઇન્ડિયા કંપનીના કારકુન બની ગયા. પાછલાં સો વર્ષ દરમિયાન હિન્દુઓ પશ્ચિમી દર્શનના પ્રભાવનો અંગીકાર કરતા રહ્યા હતા. અંગ્રેજોએ ૧૮૫૭ પછી મુસલમાનોને દરેક રીતે કચડયા હતા. હિન્દુઓમાં બુર્ઝવા વર્ગ પણ પેદા થયો હતો. મુસલમાનો હજી સામંતી તબક્કાથી આગળ વધ્યા ન હતા.

અંગ્રેજ અને જમીનદાર વર્ગનું જોડાણ ઘણું સફળ થયું હતું.

બંગાળમાં મુસ્લિમોના શાસન-કાળમાં માફીની જમીનની આવકમાંથી શાળાઓ ચાલતી. ઈસ્ટ ઈન્ડિયા કંપનીએ આ જમીનો ઉપર અધિકાર જમાવી લીધો હતો. શાળાઓ બંધ થઈ અને મુસલમાનો પછાત રહી ગયા. તેમની સરખામણીમાં હિન્દુઓ અંગ્રેજીનું વધુ શિક્ષણ લઈ રહ્યા હતા. મુસલમાન જાગીરદારો નષ્ટ થઈ ગયા હતા. મુસલમાન કારીગરોનો વર્ગ પણ નષ્ટ કરવામાં આવ્યો હતો. લૉર્ડ કૉર્નવૉલિસના સ્થાયી બંદોબસ્ત હેઠળ તેમનું સ્થાન હિન્દુ જમીનદારો અને હિન્દુ મધ્યમવર્ગે લીધું હતું. હવે બંગાળમાં જમીનદારો હિન્દુ હતા અને ખેડૂતો મુસલમાનો હતા. વર્ગોની ઊલટ-ફેરની આ પૃષ્ઠભૂમિમાં બંગાળમાં સૌપ્રથમ જાગૃતિ આવી. નવો હિન્દુ બુર્ઝવા વર્ગ નેતૃત્વ સંભાળવા માટે તૈયાર હતો.

બંગાળમાંથી જ હિન્દુ-પુનર્જાગરણની શરૂઆત થઈ. તેનું એક ઉદાહરણ બંકિમ-ચંદ્ર ચૅટરજીની ૧૭૭૦ના દુકાળ અને સંન્યાસી-આંદોલન પર આધારિત પ્રસિદ્ધ નવલકથા 'આનંદમઠ' આપી રહે છે. આ નવલકથા મુસલમાનો વિરુદ્ધ હતી. આ નવલ-કથાનો હેતુ—સાર એ હતો કે અમે મુસ્લમાનોને પૂરી રીતે નષ્ટ કરવા ઇચ્છીએ છીએ... હિન્દુસ્તાનના નવા વફાદાર બુર્ઝવા વર્ગના પ્રતિનિધિ બંકિમચંદ્રે આ નવલકથામાં અંગ્રેજોના ન્યાયની પ્રશંસા કરી હતી. જોકે ૧૭૭૦નો દુકાળ ઈસ્ટ ઈન્ડિયા કંપનીએ મચાવેલી લૂંટનું જ પરિણામ હતું. 'આનંદમઠ'માં સંન્યાસીઓ મુસલમાનો સાથે લડવા ઉપરાંત અંગ્રેજો સાથે પણ લડે છે. આ બાબતમાં બંકિમચંદ્રે લખ્યું કે અંગ્રેજો ભાર-તના ઉદ્ધાર માટે આવ્યા છે પણ સંન્યાસી આંદોલનવાળા આ વાત સમજી નથી શક્યા. બંકિમચંદ્રનું માનવું હતું કે અંગ્રેજોના શાસન અને અંગ્રેજી શિક્ષણથી હિન્દુ-ઓનો ઉદ્ધાર થશે (આ જ રીતે મુસ્લિમ-પુનર્જાગરણના નેતા અંગ્રેજી શિક્ષણ અને અંગ્રેજી રાજના લાભોની પ્રશંસા કરતા હતા). એક મહત્ત્વની વાત એ હતી કે મુસ-લમાનો વિરુદ્ધ દ્વેષ અને ઘૃણા ફેલાવનાર નવલકથા 'આનંદમઠ'ના ગીત 'વન્દે-માતરમ'ની જ રાષ્ટ્રીય ગીત તરીકે પસંદગી કરવામાં આવી. પરિણામે મુસલમાનો રાષ્ટ્રીય એકતાથી વધુ દૂર થયા. આ પ્રમાણે ડગલે ને પગલે રાષ્ટ્રીય સંગઠનમાં અવ-રોધો પેદા થતા રહ્યા.

નોકરી પ્રાપ્ત કરવાની દોડમાં પણ હિન્દુઓ મુસલમાનોથી આગળ નીકળી ગયા હતા. મુસલમાનોમાં ભય અને આશંકાની મનોવૃત્તિ ઉત્પન્ન થવાની શરૂઆત થઈ હતી. અંગ્રેજોએ ઉચિત સમયે આ આશંકાને ભડકાવી હતી.

અંગ્રેજી જાણનાર વફાદાર મુસલમાનોનો મધ્યમ વર્ગ પણ અસ્તિત્વમાં આવવા

માંડયો હતો. દેશની ધરતી પર જીવતોડ મહેનત કરીને જીવન ટકાવતા મુસલમાન વણકરો અને ખેડૂતોનો મુસ્લિમ લીગના નેતાઓને સહેજ સરખો પણ ખ્યાલ આવ્યો ન હતો. એ બધાને તો માત્ર એટલી જ ચિંતા હતી કે પોતાને માટે વધારેમાં વધારે આર્થિક સુરક્ષા અને નોકરીઓ કેવી રીતે પ્રાપ્ત કરવી.

પહેલું વિશ્વયુદ્ધ શરૂ થયું અને અન્સારી આવ્યા પછી ખિલાફત આંદોલન શરૂ થયું અને ગાંધીજી આવ્યા. કૉંગ્રેસે સ્વરાજ્યની ખુલ્લી માગણી કરી. પરિસ્થિતિએ ઝડપી પલટો લીધો. દેશભરમાં એક નવીન જોશ વ્યાપી ગયું.

નવાબ અલી રઝા બહાદુરના જમાઈ તાલુકદાર નકી રઝા બહાદુર રાષ્ટ્રીય આદોંલનમાં ખુલ્લી રીતે ભાગ લઈ શકે તેમ ન હતું. અવધના તાલુકદારોએ ૧૮૫૭માં અવધને બચાવવા અંગ્રેજોનો જોરદાર સામનો કર્યો હતો. પણ પાછળથી આ જ તાલુકદારો અંગ્રેજોના વફાદાર ભકત બન્યા, કારણકે તેમના અને અંગ્રેજોના સહકાર સિવાય ખેડૂતો પર તેનું આધિપત્ય કાયમ રાખી શકાય તેમ ન હતું. ત્યારે લખનૌમાં 'નવાબ' સર હારકોર્ટ બટલરનો જમાનો હતો. તેણે તાલુકદારોની આદતો અપનાવી લીધી હતી. લખનૌના તાલુકદારોનો એ સુવર્ણયુગ હતો. એક તરફ આઝાદી માટેની આંધી ચાલી રહી હતી તો બીજી તરફ જાનેઆલમના યુગનું નવીનીકરણ થયું હતું. એ મહારાજા મહમૂદાબાદ અને ઠાકુર નવાબઅલી અને રાય રાજેશ્વરબલીનું લખનૌ હતું.

એ જમાનામાં જ નવાબ નકી રઝા બહાદુરના અલીગઢ-શિક્ષિત બેટા નવાબ અબુલ મકરમ તકી રઝા બહાદુરને ત્યાં ખુદાની મહેરબાનીથી બેટાનો જન્મ થયો. તેનું નામ તેની દાદી અમ્માંના મામા મટિયાબુર્જવાલા નવાબ કમાલુદ્દીન અલી રઝા બહાદુરના નામ ઉપરથી કમાલ પાડવામાં આવ્યું.

તેમને ત્યાં પહેલું સંતાન પુત્રીનું હતું. તે બે વર્ષની થઈ ચૂકી હતી. પુત્રીનું નામ તહેમીનાબેગમ હતું. કમાલને તેના વર્ગના અન્ય બાળકોની જેમ દેહરાદૂન શાળામાં અભ્યાસ માટે મોકલવામાં આવ્યો હતો. ત્યારબાદ તેણે લામાર્ટિનેયર કૉલેજમાં અભ્યાસ કર્યો. આ કૉલેજ અંગ્રેજ અને સામંતી પરંપરાઓનો ગઢ હતો.

કમાલને તેનું બચપણ ખૂબ સારી રીતે યાદ હતું. ઘરમાં વડીલો રાજકારણની ચર્ચા કરતા તે એ ધ્યાનથી સાંભળતો. નવાબ અબુલ મકારમ તકી રઝા બહાદુરનું ખાનદાન પહેલાં જેવું રહ્યું ન હતું. હવે આ ખાનદાનના લોકો પણ સરકારી નોકરી કરતા હતા. કમાલના ચાચામિયાં, એટલે કે ભૈયાસાહેબના અબ્બાજાન બૅરિસ્ટર

અને કૉંગ્રેસી આગેવાન હતા. પણ યુવાનીમાં જ તેમનું અવસાન થયું હતું. પટના-વાળા મામા પણ કૉંગ્રેસી હતા અને વારંવાર જેલયાત્રા કરતા હતા. કમાલને અસહકાર આંદોલનનો જમાનો યાદ હતો. તેના પટનાવાળા મામા તેને સાથે લઈ જતા અને તે સભામંચ ઉપરથી પોતાની તોતડી જબાનમાં ઉર્દૂની રાષ્ટ્રીય કવિતાનું જોશીલું પઠન કરતો અને પોલીસ આવીને લાઠીમારથી સભા વેરવિખેર કરી નાખતી. રાજ-કારણ હવે માત્ર અખબારો પૂરતું જ મર્યાદિત ન હતું. હવે તે રોજ-બ-રોજના જીવ-નનો ભાગ બની ગયું હતું.

કમાલ થોડો વધુ મોટો થયો ત્યારે તે પોતાના હિન્દુસ્તાની હોવાપણા માટે ગર્વ અનુભવતો થયો. આ ગર્વમાં અધિકાંશ પોતાના અતીતત પર ગર્વ કરવાનો હિસ્સો પણ સામેલ હતો—હું આમ હતો, હું તેમ હતો. નેતાઓ પણ આ પ્રકારનાં જ પ્રવચન કરી રહ્યા છે. પટનાવાળા મામાએ તેને માટે સેલર્સ સૂટને બદલે ખાદીની શેરવાની બનાવડાવી. તેના પિત્રાઈ જામિયા-મિલિયામાં અભ્યાસ કરતા હતા. કમાલે પણ જિદ્ કરી કે તેને પણ અભ્યાસ માટે દિલ્હી મોકલવામાં આવે. પણ કોઈએ તેની વાત ન સાંભળી. તેમ છતાં 'કર્નલ બ્રાઉન્સ સ્કૂલ' અને લામાર્ટિનેયરના અંગ્રેજ છોકરા-ઓના મુકાબલે તે હિન્દુસ્તાની હતો અને હિન્દુસ્તાન તેનું અતિ પ્યારું વતન હતું.

આ હિન્દુસ્તાન શું હતું તેની સચેતન રૂપમાં તેણે વ્યાખ્યા કરી ન હતી. બચ-પણથી જ તે જ્યાં પેદા થયો હતો તે તથા જ્યાં તેના પૂર્વજો પાછલી સાત-આઠ સદીથી પેદા થતા આવ્યા હતા તે હિન્દુસ્તાનથી કમાલ પરિચિત હતો. આ હિન્દુ-સ્તાનમાં સરસવનાં ખેતરો અને રહેંટ હતાં; અને શીતળામાતાનાં મંદિર હતાં. બસ્તી જિલ્લાનો પેલો મઠ હતો, જ્યાં વરંડામાં તખ્ત પર એક જાડો બી. એ. પાસ થયેલો મહંત બેઠો હતો, અને જેને મમ્મીએ દશ રૂપિયાની નોટ ચડાવી હતી અને જેણે આશીર્વાદ આપ્યા હતા. હિન્દુસ્તાન ઇટાવાની પેલી જૂની દરગાહ હતી, જ્યાં ઘણા કલંદરો બેઠા રહે છે અને જેમાંથી એકે કમાલને બટવલનું સંતરું ખવડાવ્યું હતું. હિન્દુસ્તાન કદીર ડ્રાઈવરની બુઢ્ઢી મા હતી જે પીળા રંગની સાડી પહેરી મિર્જાપુર સ્ટેશને કમાલ માટે માટીનાં રમકડાં લાવી હતી. હિન્દુસ્તાન સિવિલલાઈન્સના એ રસ્તાઓ પર હતું, જ્યાં અંગ્રેજોના 'ડોગ બ્વોયજ' સાંજે કૂત-રાઓને હવા ખવડાવવા માટે નીકળતા. આ ઉપરાંત, કમાલની અમ્માં અને ખાલાઓ અને ઘરની અન્ય મહિલાઓ પણ એને મન હિન્દુસ્તાન હતું. તેમની અંદર અંદરની ઉર્દૂ બોલચાલ, રુઢિ, ગીતો, રિવાજો અને પુરાણી કહાનીઓ જે અંતઃપુરની દાસીઓ

સંભળાવતી હતી: "અયોધ્યાના રાજા દશરથની બે પત્નીઓ હતી. એકનું નામ કૌશલ્યા અને બીજીનું નામ કૈકેયી હતું." હિન્દુ પુરાણો અને દેવમાલાની કથાઓ, મુસલમાન ઓલિયાના કિસ્સાઓ, મુગલ બાદશાહોના પ્રસંગો— આ બધું ય કમાલની માનસિક પૃષ્ઠભૂમિમાં હતું. એક ગર્વ પોતાના અતીત પર, એક પશ્ચાતાપ પોતાના વર્તમાન પર, એક આશા પોતાના ભવિષ્ય પર— આ ત્રણ તત્ત્વોથી તેના માનસનું નિર્માણ થયું હતું. જે ગાંધી એક ટૂંકી પોતડીભેર દેશભરમાં ઘૂમતા હતા અને દેશના સંતો કબીર, તુલસીદાસ અને તુકારામની પરંપરાને આગળ લઈ જતા હતા તે ટૂંકી પોતડી પહેરી તનતોડ શ્રમ કરતા ખેડૂતનો સાકાર અવતાર હતા. નવી પેઢીના દિલમાં દરિયો ઘૂઘવી રહ્યો હતો અને નહેરુ તેના પ્રતીક હતા.

એ સમયે હિન્દુસ્તાનમાં અગણિત રહસ્યો હતાં— ધર્મ, દર્શન, કલા, રહસ્ય, તત્ત્વ, સાહિત્ય, સંગીત, અહીં શું ન હતું! એક તરફ મહાન શકિતશાળી વારસો હતો, બીજી તરફ અંગ્રેજી સભ્યતા હતી. સાહેબ લોકોનું રાજ હતું. ધારાસભાઓના કાનૂન હતા. ગવર્નરોનો દરબાર હતો. અંગ્રેજ અફસરો જે 'ગુલફિશાં'માં ડિનર માટે આવતા; તેમની ગોલાગંજવાલી હવેલીના દીવાનખંડમાં બેસીને મુહર્રમનું જુલુસ જોતા—આ અંગ્રેજો, જેઓ હેલીબરીના અફસરોના ઉત્તરાધિકારી હતા, જેમને શીખવવામાં આવ્યું હતું કે આ હિન્દુસ્તાનીઓ જ્યારે તમને સલામ ભરવા કોઠી પર આવે ત્યારે તેમને લોબીમાં જ બેસાડવા; સાથે એ પણ શીખવવામાં આવ્યું હતું કે તેમાંથી કોને દીવાનખંડમાં બોલાવવાનું સન્માન આપવું, કોને માત્ર ઊભા ઊભા જ ભેટ-સોગાદ સ્વીકારી પાછા વાળી દેવા; અને કોને ઘેર નિમંત્રણ મળતાં પોતે પણ જવું. કમાલ એવા 'સૌભાગ્યશાળી' વર્ગમાં જન્મ્યો હતો, જેને અંગ્રેજોના બરાબરિયા તરીકે તેમને મળવાનું ગૌરવ પ્રાપ્ત હતું— 'હિન્દુસ્તાનનો સામંત વર્ગ!'

એ વાત પણ સાચી છે કે એક સમયે જે વાત મુશ્કેલ અને ભયાનક જેવી લાગતી હોય તે સમયના ગુજરવા સાથે એટલી ગંભીર લાગતી નથી અને થાય છે કે આપણે કેટલા મૂર્ખ હતા કે આવી વાત માટે આટલા બેચેન અને ચિંતિત થયા હતા!

પંડિત નહેરુએ ૧૯૩૪માં એવી પ્યારી આશા પ્રગટ કરી હતી કે મુસ્લિમ રાજનીતિ પર સામંતી વર્ચસ્વ હોવા છતાં અને તેનો નીચલો મધ્યમ વર્ગ ઔદ્યોગિક રીતે પછાત હોવા છતાં, તેમનામાં સામાજિક સંબંધોની ચેતના અધિક દૃઢ હોવાથી તેઓ હિન્દુ નીચલા મધ્યમ વર્ગની સરખામણીમાં વધુ ઝડપથી સમાજવાદના માર્ગે આગળ વધશે. પંડિત નહેરુ એમ પણ કહેતા હતા કે આપણા પૂંજીપતિઓ અને

ઉદ્યોગધંધાના કરતા-કારવતા અને મિલમાલિકો અત્યંત પ્રતિગામી છે. તેઓ તો હજી નવા યુગના પૂંજીપતિ પણ બની શક્યા નથી. કૉંગ્રેસમાં હિન્દુઓની બહુમતી છે અને આ બહુમતી સાંપ્રદાયિક મનોવૃત્તિનો શિકાર છે. આવી પરિસ્થિતિમાં મુસલમાનોમાં શંકાની મનોવૃત્તિ પેદા થાય એ અનિવાર્ય છે, અને અંગ્રેજ સરકાર આ સ્થિતિનો પોતાના હિતમાં બરોબર ઉપયોગ કરી રહી છે. દેશનો સામંત વર્ગ એ પણ ઈચ્છતો નથી કે જન સાધારણ આર્થિક રીતે સ્વતંત્ર બને. આથી તેમણે બ્રિટિશ સરકાર સાથે જોડાણ કર્યું છે. મધ્યમવર્ગી બુદ્ધિજીવીઓમાં ફાસિઝમનું તત્ત્વ પણ પ્રવેશી રહ્યું છે. આ બધા ભયોનો સામનો કરવા પાછળ આપણે આપણી પૂરેપૂરી તાકાત લગાવવી જોઈએ. પંડિત નહેરુ ઘણા ચુસ્ત સમાજવાદી હતા. કમાલ અને તેની પેઢીના નવજવાનોનું પંડિત નહેરુ સંપૂર્ણપણે પ્રતિનિધિત્વ કરતા હતા.

જાગીરદારો, મધ્યમ વર્ગના નેતાઓ, બુદ્ધિજીવીઓ અને યુનિવર્સિટીના જોશીલા વિદ્યાર્થીઓથી અલગ એવા લોકો પણ હતા, જે અસલી હિન્દુસ્તાન હતું. આ દુનિયા આસામ અને દક્ષિણ ભારતના ચાહ-કૉફીના બગીચાઓ અને કાનપુર, કલકત્તા, મુંબઈ, અમદાવાદ અને ટાટાનગરનાં કારખાનાઓમાં કામ કરનારા કામદારો અને દેશભરનાં લાખો ગામડાંઓમાં વસનારા ખેડૂતો અને કારીગરોની દુનિયા હતી. ખેડૂતો અંગે અંગ્રેજ સરકારે જુદા જુદા પ્રાંતોમાં જુદા જુદા પ્રકારની નીતિઓ અપનાવી હતી. બંગાળમાં, જ્યાં મુસલમાનોના હાથમાંથી અંગ્રેજોએ સત્તા છીનવી હતી ત્યાં તેમણે મુસલમાનોને આર્થિક રીતે સંપૂર્ણપણે પાયમાલ કરીને તેમને સ્થાને હિન્દુઓને શક્તિશાળી બનાવ્યા હતા. પંજાબ અંગ્રેજોએ શીખો પાસેથી હસ્તગત કર્યું હતું એટલે ત્યાં તેમણે મુસલમાનોને ઉત્તેજન આપ્યું. જે પ્રાંતો સૌથી વધુ અંગ્રેજોના તાબા હેઠળ હતા તે સૌથી વધુ પાયમાલ હતા—બંગાળ, બિહાર, ઓરિસા, મદ્રાસ, બંગાળમાં ઉપરાઉપરી દુકાળ પડતા હતા. પંજાબ અંગ્રેજોના તાબામાં આવનાર છેલ્લો પ્રાંત હતો એટલે બીજાના પ્રમાણમાં તે વધુ સારી સ્થિતિમાં હતો. યુ. પી.નો ખેડૂત સૌથી વધુ દરિદ્ર હતો. કૉંગ્રેસ આંદોલન તરફ વળી રહેલો ખેડૂત માનતો હતો કે 'સુરાજ'નો અર્થ ખેત-સુધારા છે જેને પરિણામે તેને જન્મજન્માંતરના અત્યાચાર અને દેવાંના બોજામાંથી મુક્તિ મળશે.

સામ્યવાદીઓ – એ એક નવું તત્ત્વ રાજકીય રંગમંચ ઉપર પ્રવેશ્યું હતું. યુરોપની યુનિવર્સિટીઓમાં ભણેલા બુદ્ધિજીવીઓની સંખ્યા તેમાં મોટી હતી.

૧૯૩૭માં કમાલ જ્યારે લામાર્ટિનેયરમાં હતો ત્યારે લખનૌમાં બે મહત્ત્વપૂર્ણ

ઘટનાઓ બની. મુસ્લિમ લીગનું અખિલ ભારતીય અધિવેશન અને કૉંગ્રેસ પ્રધાન-મંડળોની રચના.

૭મી ઑગસ્ટ, ૧૯૪૨ના રોજ 'ભારત છોડો'નો પ્રસ્તાવ પસાર કરવામાં આવ્યો. દેશમાં વિદ્રોહની શરૂઆત થઈ. યુનિવર્સિટીના વિદ્યાર્થીઓ આમાં અગ્ર મોરચે હતા. પોલીસના ગોળીબારથી દશ હજાર હિન્દુસ્તાનીઓ મરણ ને શરણ થયા.

હવે બંગાળમાં મુશ્કેલ પરિસ્થિતિનો સામનો કરવાનો હતો. ચોત્રીસ લાખ માનવીઓ અત્યાર સુધીમાં ભૂખથી મૃત્યુ પામ્યા હતા.

ચોત્રીસ લાખ માનવીઓ—

ચોત્રીસ લાખ આમના અને અબુલ મન્સૂર!

કમાલ બીજા દિવસે સવારે જલદી જલદી નાસ્તો કરીને પ્રમોદદાને ઘેર જવા 'દત્ત હાઉસ'થી નીકળ્યો.

## ૨૭

પાર્ક-સર્કસમાં પ્રમોદદાને ઘેર ઘણા યુવક-યુવતીઓ ભેગાં મળ્યાં હતાં—કલકત્તા યુનિવર્સિટીના વિદ્યાર્થીઓ, ઇપ્ટાના કાર્યકર્તાઓ, પાર્ટીના લોકો અને લખનૌવાળાઓ.

પ્રમોદદા કલકત્તાના વિદ્યાર્થીઓના નેતા હતા. તે સમયે તેમના મકાનના મોટા ખંડમાં ભારે ધમાચકડી મચી હતી. રાહત ફંડ ભેગું કરવા માટે જે નાટક ભજવવાનું હતું તેનું રિહર્સલ ચાલી રહ્યું હતું. એક ખૂણામાં હારમોનિયમ પડેલું હતું. એક-બે યુવતીઓ રવીન્દ્રનાથની ચિત્રાંગદાનાં ગીતોનો અભ્યાસ કરી રહી હતી. બાજુમાં કાચની બારીઓવાળો એક રૂમ હતો તેમાં પ્રમોદદાની બહેનનો સ્ટુડિયો હતો. સ્ટુડિયોમાં એક યુવક એક તૈલચિત્રને અંતિમ સ્પર્શ આપી રહ્યા હતા. નાટક પૂરું થયા બાદ રાહતફાળા માટે આ તૈલચિત્રનું લિલામ કરવાનું હતું.

બધા પોતપોતાના કામના તાલમાં હતા.

પીંછી સાફ કરીને બાજુએ મૂકી, માથા ઉપરના લાંબા વાળને થોડા પાછળ હઠાવી એ યુવક, ખંડના દ્વારમાં આવીને ઊભો. તેણે ખંડના દૃશ્ય પર એક નજર નાખી. બધાને તલ્લીનતાથી કામ કરતા જોઈને તેના હોઠો પર એક ઉદાસ હાસ્ય વેરાઈ ગયું.

આ છોકરો યુ. પી. નો એક અમીરજાદો હતો. તાજેતરમાં તે વિશ્વભારતીમાં આવ્યો હતો. તેણે એમ. એ. અને લૉની પદવીઓ અલ્હાબાદમાં મેળવી લીધી હતી. હવે શું કરવું તે અંગે તેના ખ્યાલો સ્પષ્ટ થયા ન હતા. મનમાં તે ઘણા વિચારો અને કાર્યક્રમો ઘડતો હતો—પત્રકારત્વ, રાજકારણ, ભારે ભારે ગૂઢ વિષયો ઉપર પુસ્તક-લેખન. તે વિચારતો: એવા અનોખા દષ્ટિકોણ રજૂ કરીશ કે દુનિયા આફરીન થઈ જાય. કલા-વિવેચક બનીશ. રાજકીય રીતે તે કટ્ટર સામ્યવાદી હતો. તેના પિતાનું કહેવું (તમામ અન્ય પિતાઓની જેમ) હતું કે તેણે આઈ. સી. એસ. ની પરીક્ષામાં બેસવું. તેઓ પોતે અંગ્રેજ સરકારના 'નાઈટ' હતા, અને ઉચ્ચકોટિના બૅરિસ્ટર હતા. તેણે પિતાને વિનતિ કરી: "બાબા, મને વિશ્વભારતી મોકલી આપો." તેના પિતાએ તેના તરફ આશ્ચર્યથી જોયું અને પૂછ્યું, "કેમ સાહેબજાદા, ચિત્રકાર બનવું છે? દિમાગ તો ખરાબ નથી થયું ને?" દુનિયાના બધા પિતાઓ આમ જ કહેતા, પણ તે એકનો એક પુત્ર હોઈ તેના પિતાએ તેની જીદ પૂરી કરી. હવે તે બે વર્ષથી બોલપુરમાં હતો અને વિશ્વભારતીના અન્ય વિદ્યાર્થીઓ સાથે રાહત-કાર્ય અંગે કલકત્તા આવ્યો હતો.

"લખનૌથી જે લોકો આવ્યા છે તેને મળ્યા કે નહીં?" કોઈકે પાસેથી પસાર થતાં પૂછ્યું. તે ખંડના બીજા છેડા તરફ જ્યાં કમાલ અન્ય યુવકો સાથે બેસીને "પાલકી ચલે, પાલકી ચલે હો" ગાઈ રહ્યો હતો. (ત્યાં ગયો.) આ પણ નાટકના રિહર્સલનો એક ભાગ હતો. બીજો એક યુવક તેની પાસે આવીને ગીત પૂરું થાય તેની રાહ જોતો ઊભો રહ્યો.

ચારે તરફ જોર જોરથી બંગાળીમાં વાતો થઈ રહી હતી.

કમાલે ગીત સમાપ્ત કરી, હારમોનિયમ બંધ કરતાં તેના તરફ દષ્ટિ નાંખીને કહ્યું, "નોમોસ્કાર."

"આદાબ અર્જ." તેણે હસીને જવાબ આપ્યો.

કમાલના જીવમાં જીવ આવ્યો. બંગાળી બોલી બોલીને તે થાકી ગયો હતો.

"ગૌતમ નીલામ્બર." યુવકે પોતાનો પરિચય આપ્યો.

"કમાલ રઝા" ઉત્તર મળ્યો. બન્નેએ હાથ મિલાવ્યા.

બન્નેનો દેખાવ લગભગ એકસરખો હતો. તંગ પાયજામો, કફની, નહેરુ બંડી અને ઉપર કાશ્મીરી શાલ. ત્યાં ભેગા મળેલા લગભગ તમામ યુવકોનો આજ પહેરવેશ હતો.

"મિયાં ક્યાં આવી ફસાયા છો? આ બંગાળીઓએ તો બંગાળી બોલ બોલ કરીને નાકમાં દમ લાવી નાખ્યો છે. ચાલ ચોરંગી તરફ એક ચક્કર લગાવી આવીએ."

"આવ, તને મારું ચિત્ર બતાવું." ગૌતમે અરુણાદીદીના ચિત્રાલયમાં પ્રવેશ કરતાં કહ્યું.

"યાર તું હરિશંકરને નથી મળ્યો?" કમાલે પૂછ્યું.

"હરિશંકર કોણ છે?" ગૌતમે પૂછ્યું, અને મોટા આર્ટિસ્ટના અંદાજથી હાથની વચ્ચે સિગારેટ દબાવી ચિત્ર પૂર્ણ કરતો રહ્યો.

"હરિશંકર મારો જિગરી છે. બડો રંગીલો આદમી છે."

"ક્યાં છે? બોલાવ." ગૌતમે નવાબી અદાથી કહ્યું.

"તે અહીં નથી, લખનૌમાં છે. બિચારો બીમાર પડી ગયો છે."

"તમે બધા લખનૌમાં કેમ રહો છો?" ગૌતમે બ્રશને એક તરફ વળાંક આપતાં પૂછ્યું.

"તો પછી ક્યાં રહીએ?"

"હા, એ વાત પણ સાચી છે."

"તેં એનું નાક ખોટું ચીતર્યું છે.'"

"હોઠ બનાવવા ઘણા મુશ્કેલ પડે છે."

"માશા અલ્લાહ! શું જવાબ છે. મારું ઘૂંટણ પર અને ફૂટે આંખ."

"સિગારેટ લે."

"તું આર્ટિસ્ટ છો?"

"તને ગ્રાસ-કટર જેવો લાગું છું કે શું?"

"અરે હાં...જીજાજીએ પત્રમાં તારી જ વાત લખી છે."

"જીજા, એ બુઝુર્ગ કોણ છે?"

"અમારી લાજના પતિ."

"તમારી લાજ કોણ છે?"

"હદ છે. જીજાજી તો તેને ઓળખે છે."

"મને ઘણા લોકો ઓળખે છે."

"અચ્છા, તો આવો ભ્રમ પણ તું ધરાવે છે!"

"શું તું કોઈ ભ્રમ ધરાવતો નથી?"

"ધરાવું તો છું, પણ.."

"વારુ!" ગૌતમ ચિત્ર દોરવામાં મગ્ન થયો.

"શાંતિનિકેતનમાં ચારપાંચ વર્ષ ટકી જઈશ તો કદાચ ચિત્રકાર બની જઈશ. પણ હમણાં તો તેવી કોઈ આશા નથી લાગતી!" કમાલે ચિત્રને ધ્યાનપૂર્વક જોતાં પોતાનો અભિપ્રાય આપ્યો.

"ફક્ત ચિત્રકાર—અરે મારી તો ઇચ્છા છે કે બેંગલોર જઈને રામગોપાલ પાસે ભરતનાટયમ્ પણ શીખું." ગૌતમે અલ્ટિમેટમ આપ્યું.

"એક જમાનામાં આ ખાકસારનો પણ એવો ઇરાદો હતો. પણ જ્યારે મેં આ વાત ઘરમાં કરી ત્યારે મારી બહેનો તો હસી હસીને બેવડ વળી ગઈ. તેમણે મારી ખૂબ ઠઠ્ઠા-મજાક ઉડાવી. વાસ્તવમાં તો છોકરીઓ ઘણી બોગસ હોય છે. કલા સમજવાની કાબેલિયત તેમનામાં હોતી નથી."

"તારે બહેનો પણ છે?"

"હા.. તારે બહેન નથી?"

"ના..."

"ભારે અફસોસની વાત છે. બહેનો હોય તો જીવનમાં એક શાંત અને કોમલ ભાવના ઘડાય છે."

"હાં, તો પછી શું થયું?"

"શા અંગે?"

"તું કહી રહ્યો હતો કે.."

"તું પાર્ટીનો સભ્ય છે?"

"પાર્ટી? નહીં, હજી સુધી મેં એ માટેની યોગ્યતા પ્રાપ્ત કરી નથી. એને માટે મોટી મોથ મારવી જરૂરી છે."

"હા, સાચી વાત. તું એવો ક્રાંતિકારી જેવો દેખાતો નથી." કમાલે કહ્યું.

ગૌતમે તેના તરફ ક્રોધથી જોયું.

"ખબર છે, મહાત્મા ગાંધીએ તારા ગુરુદેવને શું કહ્યું હતું?—ઘરમાં આગ લાગી છે અને તમે બેઠા બેઠા પક્ષીઓનાં ગીત સાંભળો છો?" કમાલે કહ્યું.

ગૌતમે બ્રશ ઝાટકીને એક તરફ મૂકયું. "મૂર્ખાઈભરી વાતો ન કર. તારા હરિશંકરમાં પણ તારા જેટલી જ બાલિશતા છે શું?"

"તું ભૈયાસાહેબને પણ મળજે," કમાલે તેની વાત સાંભળી ન સાંભળી કરીને કહ્યું.

"તે વળી કોણ છે?"

"મારા પિત્રાઈ ભાઈ."

"તેઓ બહુ કાબેલ છે?"

"હા!"

"લખનૌમાં જ રહે છે?"

"હા, પણ આજકાલ મોરચા પર ગયા છે."

"લખનૌમાં એકએકથી ચડે તેવા માણસો છે, તેનો અર્થ એ કે.."

"બીજું શું વળી?"

"ચાલો, ગ્રાન્ડ હૉટલમાં જઈને ભોજન કરીએ." ગૌતમે ઊભા થઈને ચિત્ર પર પડદો ઢાંકતાં કહ્યું.

"ગ્રાન્ડ હૉટેલ! તું તો મોટો બુર્ઝવા લાગે છે."

"બકવાદ નહીં કર."

"અચ્છા, એક વાત તો કહો. દરેક બાબતમાં હું ખુલ્લી ચર્ચા કરવામાં માનું છું."

"શૂટ."

"વર્ગ અંગે તારો શો ખ્યાલ છે? આવનારો યુગ કામદાર વર્ગનો છે એમ તું માને છે ખરો?"

"હા."

"હાથ મિલાવ." તેણે જવાબ આપ્યો.

"તું એમ માને છે કે સામંતી સમાજ નષ્ટ થશે?"

"હા."

તેણે ફરીથી હાથ મિલાવ્યા.

"તને ખાતરી છે કે તને સામંતી સમાજ પ્રત્યે દિલથી નફરત છે અને તું તેને નાબૂદ કરીને જ નિરાંતનો શ્વાસ લઈશ?"

"મને તો વિશ્વાસ છે, પણ તું પોતે તો સામંતી સમાજમાં જીવે છે."

"તને શી રીતે ખબર પડી?" કમાલે ગભરાઈને પૂછ્યું, જાણે કે તેની કોઈ ઘણી મોટી ચોરી પકડાઈ ગઈ હોય.

"મને એવી રીતે ખબર પડી કે, હમણાં કોઈક કહી રહ્યું હતું કે, તું મટિયાબુર્જ-વાળાનો સગો છે અને તું 'દત્ત હાઉસ'વાળા નવાબસાહેબના.."

"હાં-હાં—ખેર, એ તો જે થયું તે થયું. ઇતિહાસ પર મારો કાબૂ નથી. પણ હું મારી જાતને સંપૂર્ણપણે "ડીક્લાસ" કરવાની કોશિશ કરી રહ્યો છું."

"તારો હરિશંકર પણ ફ્યૂડલ છે?"

"હા છે તો ખરો, પણ તે બિચારો શું કરી શકે."

"ખરી વાત!" ગૌતમ મુસ્કરાયો, "હું ચુસ્ત મધ્યમવર્ગી છું." તેણે કહ્યું.

"તેનો અફસોસ ન કર." કમાલે તેને દિલાસો આપ્યો. આપણે લોકો તો વાસ્તવમાં નવા સમાજના—જનતા સમાજ, જે આકાર ધારણ કરી રહ્યો છે, તેના—અંશ છીએ."

આ પ્રકારની વિદ્યાર્થીને શોભે તેવી ચર્ચા કરીને બન્ને બહાર આવ્યા.

લખનૌ પાછા ફરીને કમાલે જીજાજીને જે પત્ર લખ્યો તેમાં ગૌતમ નીલામ્બરનાં ખૂબ વખાણ કર્યાં હતાં.

એ વર્ષે ગૌતમ ઉનાળાની રજામાં લખનૌ આવ્યો હતો. તેણે પોતાને ઘેરથી 'ગુલફિશાં'માં ફોન કર્યો. ત્યાંથી જાણવા મળ્યું કે બધાં રેડિયો મથકે ગયાં છે, ત્યાં ફોન કર્યો તો ત્યાંથી જાણવા મળ્યું કે સિઘાડાવાળી કોઠી પર ગયાં છે.

"સિંઘાડાવાળી કોઠી ...' કેવું વિચિત્ર નામ! ... હવે મકાનોને 'તરબૂચવાળી હવેલી', 'ગાજર મંઝિલ', 'મૂળા હાઉસ' જેવાં નામ આપવામાં આવે છે." એને હસવું આવ્યું. "આ લોકો સમોસાં બહુ ખાતા હશે, કે શું કરતા હશે!"

તેણે ત્યાં ફોન કર્યો તો ચમ્પાએ રિસીવર ઉઠાવ્યું.

"હલો!" ચમ્પાએ કહ્યું.

"હલો, આદાબ અર્ઝ! મારું નામ ગૌતમ છે-ગૌતમ નીલામ્બર. જો તમે લોકો ત્યાંથી બીજે કશે ન જતાં હો તો હું ત્યાં હમણાં જ આવું છું."

"આપ જરૂર પધારો." ચમ્પાએ જવાબ આપ્યો.

સિઘાડાવાળી કોઠીમાં બધાં નદીની સામેવાળા ભાગમાં જઈને બેઠાં એટલે ગૌતમે પૂછ્યું, "તમારા બધામાંથી તઅલતઆરા બેગમસાહિબા કોણ છે?"

"જી, હું છું, ફરમાવો!"

"જુઓ, મિસસાહેબા, કોઈ લખવા જ બેસી જાય તો તેની કલમ થંભાવી શકાતી નથી. પણ જો તમે એમ ન કર્યું હોત તો કેટલું સારું થાત!"

"આપે 'ઇપ્ટા' તરફથી જે બોગસ નાટકો કલકત્તામાં પ્રોડ્યુસ કર્યા છે તે અંગે કમાલ પાસેથી હમણાં જ હું સાંભળી ચૂકી છું. હું આપને પંદર મિનિટનો સમય આપું છું. એટલા સમયમાં અમારી પર રોબ જમાવવા માટે જેટલી કોશિશ કરવી હોય તેટલી કરો. અમે પણ તમારી ઉપર રોબ જમાવવા માટે એટલો જ સમય લઈશું. એ પછી તમે નૉર્મલ રીતે વર્તન કરો કારણ કે નૉર્મલ રહેવું એ ઘણી સારી વાત છે. અચ્છા, હવે રોબ છાંટો. ચાલો શરૂ કરો. સાંભળ્યું છે કે આપ વિશ્વભારતીની શોભામાં વૃદ્ધિ કરી રહ્યા છો. અહીં પણ એકથી એક ચડી જાય તેવા કલાકારો છે–તમામ પ્રકારના! એ બધા વારંવાર, એક પછી એક અને પછી બધા સાથે મળીને આપના પર પ્રભાવ નાખવા કોશિશ કરશે. પહેલાં આપના રાજકીય વિચારો અમારી સામે રજૂ કરો. આપ પ્રતિગામી અથવા મહાસભાવાદી તો નથી ને?"

"તમે મુસ્લિમલીગી છો?" ગૌતમે જવાબમાં વળતો હુમલો કર્યો.

"કમાલભૈયા કહેતા હતા કે તમે એક પ્રકારના છોટા-મોટા ગુરુદેવ બનવા ચાહો છો."

"તમે ચેલા બનાવો છો?" નિર્મળાએ પૂછયું.

"સામાન્ય રીતે તો નહિ, પણ કદી કદી બનાવી પણ લઉં છું."

"ગૌતમ આપનું તખલ્લુસ છે?" તઅલતે સવાલ કર્યો.

"જી નહીં. બહરાઈચના પંડિતો, જેઓ રહસ્યની વાતો જાણવાનો દાવો કરે છે, તેમણે જ મારું આ નામ રાખ્યું છે."

"ભૈયાસાહેબ નથી આવ્યા." કમાલે કહ્યું," તેમણે ફોન કર્યો હતો કે અહીં જ ચા પીશે."

"ભૈયાસાહેબ" તઅલતે ઘડિયાળમાં જોઈ જલદીથી જાહેર કર્યું:" ઘોડેસવારી માટે ગયા હતા. હવે સ્વિમિંગ કરીને પાછા ફરતા હશે." બધાં લોકો પોતાની જગા પર જરાક ચોંકયા.

" ભગવાન! ભગવાન! પણ એ સાહેબ છે કોણ? કોઈ સિને-સ્ટાર? અશોકકુમાર વગેરે?" ગૌતમે પ્રશ્ન કર્યો.

"ભૈયાસાહેબ. મેં તમને નહોતું કહ્યુ કે તેમને જરૂર મળજો." કમાલે કહ્યું.

"અવધના તાલુકદારો અંગેની મારી જાણકારી ઘણી ઓછી છે, શું તમે બધાં પણ ઘોડેસવારી અને સ્વિમિંગ વગેરે કરો છો? હું દરઅસલમાં તો સમગ્ર મધ્યમ

વર્ગની જેમ અમીર વર્ગ પર ખુશ છું. યુદ્ધ પહેલાં પિતાજી સાથે વિલાયત ગયો હતો ત્યારે બ્રિટિશ અમીરોને જોવાની તમન્નાથી ચારે તરફ આંટા મારતો હતો. ક્યાંક દૂરથી એકાદ અમીર નજરે ચડયો કે ત્યાં પહોંચી જતો! પછી માલૂમ પડયું કે ત્યાંના "અન્ડરટેકર" પણ અમીરો જેવો જ પોશાક પહેરે છે."

"અમે લોકો પણ અન્ડરટેકરો જ છીએ." કમાલે કહ્યું.

"અને, વીતેલા જમાનાની કબરોના મુજાવિર કે સમાધિઓના પુરોહિત". હરિશંકરે કહ્યું.

"પણ તમારે અમને પસંદ કરવા પડશે," કમાલે ફરીથી કહ્યું, "કારણકે અમે લોકો અમારા મનની પ્રસન્નતાના આધારે જ જીવીએ છીએ."

"હું તમને જરૂર પસંદ કરીશ. મારું દિલ ઘણું વિશાળ છે." ગૌતમે ભારે અદાથી ઉત્તર આપ્યો.

## ૨૮

ચમ્પા હવે સમૂહમાં સામેલ થઈ હતી. તેણે સમૂહના નિયમો સમજી લીધા હતા. સમૂહમાં સહાનુભૂતિ હતી કારણકે વ્યક્તિ સ્વયં એકલી હોય છે. આપણે કેવો કરુણ રીતે આધાર શોધીએ છીએ. સમૂહ એ એક જુદું જ પાત્ર છે, જેવી રીતે વાતાવરણ એક પાત્ર છે—કલ્પનાઓનું સાકાર રૂપ. માનવીય સંબંધો ઘણા નાજુક પાયા પર ટકે છે. આ સંબંધ તૂટતા પણ રહે છે, એટલે જ મીર અનીસે કહ્યું હતું, 'ખયાલ-એ-ખાતિર-એ-અહબાબ ચાહિયે હર દમ અનીસ ઠેસ ન લગ જાએ આબગીનોં કો.' અને મીર તકી મીરે કહ્યું હતું, 'લે સાંસ ભી ધીરે ધીરે સે એ કિ મુશ્કિલ હૈ બહુત કામ, આફાક કી ઈસ કારગહે શીશાગરી કા.' ચારે તરફ કાચનાં વાસણો હતાં જે કાચના ઘરોમાં રાખવામાં આવ્યાં હતાં. એ આખુંય કારખાનું કાચનું હતું. કમાલે તેને કહ્યું, "ચમ્પાબાજી, યારોના માનસિક બબરચીખાનામાં ઊઠવા-બેસવાનું રાખો. તમે અમારે ઘેર ભોજન કરો, અમે તમારે ઘેર ખાતા રહીશું. અમે તમને કદી પણ એકલાં છોડીશું નહીં. તમારા મનને થોડુંક શિસ્તમાં રાખો, કેળવો એ જ મૂળ વાત છે. બધી મુશ્કેલીનું મૂળ એ છે કે તમે વધુ પડતાં રોમાંટિક છો."

પણ જીવનમાં શિસ્તને સ્થાન અને શકયતા જ કયાં હતી! અહીં ચારે તરફ એટલો ઊહાપોહ હતો, એટલો ફેલાવો! કમાલે કહ્યું, "તમે આર્ટિસ્ટ હોત તો સારું થાત. તો તમે આ બધી હલચલને શબ્દોના જામામાં મઢી લેત. પણ તમે નથી તો લખતાં કે નથી તો મનની વાતો ખુલ્લી કરીને વ્યકત કરતાં એટલે તમારે માટે શિસ્ત ઘણી જરૂરી છે."

"આ લેખક લોકો ખૂબ સંતુલિત હોય છે?" ચમ્પાએ પૂછ્યું.

"સંતુલિત ન હોય તો પણ કલાની ચીજ બનાવાની પ્રક્રિયા દરમિયાન તેઓ પોતાના સ્વરને શોધી લે છે...ચમ્પાબાજી, તમે તસવીર બનાવ્યા કરો."

"તેં તો મને બિલકુલ વિક્ટોરિયન જમાનાની રોમાન્સની પૂજારી સમજી લીધી છે, નહીં કમાલ! ભલે, હું કુશળ છું. હું તમારી બધાની સાથે રહીશ. હું તહેમીના સાથે પણ રહીશ.'

"પણ સાથે સાથે એ પણ નક્કી કરો કે મન અને બુદ્ધિનું પરસ્પર કેવું ઇકવેશન હોવું જોઈએ. જો તમે એ નક્કી કરશો તો સમજો કે બેડો પાર છે."

"પાછી એ જ વાતો?"

"અચ્છા, તો તમે પ્રયોગ કરવા માગો છો? ચમ્પાબાજી, પોતાની જાત સાથે પ્રયોગ ન કરશો. દુનિયા તમને એટલા પાઠ આપશે કે તમારું મગજ ઠેકાણે આવી જશે."

આ પ્રમાણે તેઓ લોન પર બેસીને અથવા ટહેલતાં ટહેલતાં લાંબા લાંબા વાદવિવાદ કરતાં.

હવે ચમ્પા, તહેમીના, નિર્મળા અને તઅલત મોટે ભાગે એકસાથે સમય વિતાવતાં.

એક દિવસ તહેમીનાએ ચમ્પાને કહ્યું, "સાંભળ, આ સમસ્યા ઉપર ગંભીરતાપૂર્વક વિચાર કર. ભૈયાસાહેબ ડિસેમ્બરમાં મદ્રાસથી આવી રહ્યા છે. આ વર્ષે તું એમ. એ. પૂરું કરશે. માનસિક સંતાપ ભોગવવાનો અને દિલાવર બનવાનો ઇરાદો છોડી દે અને તેની સાથે શાદી કરી લે."

"નકામી બડબડ નહીં કર."

"આમાં બડબડની વાત કયાં આવી?"

"તું જ એની સાથે શાદી કેમ નથી કરતી?"

"હું તારો પડછાયો બનીને જીવવા નથી ઇચ્છતી."

"બકવાદ!" ચમ્પાએ જવાબ આપ્યો, પછી થોડાક સમય પછી તહેમીના બોલી, "વળી ભૈયાસાહેબ જ જીવનનો ઉદ્દેશ બનવા ન જોઈએ. પુરુષ એટલો લાયક નથી કે તેને આસમાન પર ચડાવીએ!"

"જાણીતી વાત છે."

"જિંદગીનો આદર્શ કમ્યુનિસ્ટ પાર્ટી છે. કહો, હા. "

"હા." ચમ્પાએ જરા થોભીને જવાબ આપ્યો.

તઅલત બીજા કમરામાં બેઠી હતી. આ વાતચીત તેણે સાંભળી ત્યારે તે ખૂબ ખુશ થઈ, "ખુદાની મહેરબાની છે. આ બન્નેની સમજમાં વાત આવી ગઈ છે." તેણે નિર્મળાને ફોન પર વાત કરી. નિર્મળાએ પણ ખુદાનો આભાર માન્યો.

પણ ભૈયાસાહેબ ડિસેમ્બરમાં લખનૌ આવ્યા અને ચમ્પાના બધા નવા દૃષ્ટિકોણ અને નિર્ધારો હવામાં ઓગળી ગયા. તે દિનભર ખુશખુશાલ ફરતી.

આ દરમિયાન ગૌતમ નિલામ્બર પણ આવી પહોંચ્યો. તેને એક અંગ્રેજી અખબારમાં નોકરી મળી ગઈ હતી.

આ બધાએ જે સમય વિતાવ્યો હતો તે આ બધાંના જીવનનો સર્વશ્રેષ્ઠ સમય હતો—એવો સમય કે જે એક વખત વહી જાય તો પાછો નહીં આવે.

## ૨૯

"શાન્તા, આ ઘણી શાન્ત જગા છે. વૃક્ષો પર કોયલો બેઠી છે. કેરીનો બાગ છે જેની વચમાંથી એક માલગાડી રૂમઝૂમ કરતી જઈ રહી છે. ઘણા પ્રતિષ્ઠિત નિવૃત્ત કલેકટરો, જમીનદારો અને બૅરિસ્ટરોના મકાન અહીં છે. છાયાદાર માર્ગો ઉપર લાંબાં-લાંબાં પીળાં ફૂલો નીચે વરસતાં રહે છે. રવિવારે સવારે યુવતીઓ બર્મી છત્રીઓ હાથમાં લઈને એકબીજાને ઘેર જાય છે અને ઘાસ પર બેસીને ગૂંથણ કરે છે અને 'ઇન્ટેલેકચ્યુઅલ' વાર્તાલાપ આ લોકોનો કાર્યક્રમ હોય છે. જિંદગીમાં વ્યવસ્થિતતા અને ઉમદાપણું છે. મકાનના ખંડોમાં ઊંચા ઊંચા પહોળા દ્વારો છે. દરવાજાને જાળી લાગેલી છે. પહોળાં પગથિયાં, ઊંચી ખુરસીઓ અને ઊંચા ઘાસના સમંદરમાં મકાનો ડૂબેલાં હોય એવાં લાગે છે. ઊંચી છતો અને છતો ઉપર ઇટાલિયન ઢબની નાની નાની પાળ છે. અહીં બધે, આ પ્રકારનાં મકાનો છે. આ મકાનોનો પાયો કેટલો પાકો અને મજબૂત હશે? વરંડાનાં પગથિયાં પર બેસીને કોઈક જમાનામાં પંખાકુલી નીંદર ખેંચતો હશે. બહરાઈચમાં,

જ્યાં મારો જન્મ થયો હતો ત્યાં, મારું મકાન પણ લગભગ આવું જ છે. હું મકાનોની રામાયણ ક્યાં માંડી બેઠો? શાન્તા, વિસ્તારની વાતોથી પ્રભાવિત થવાની અને તેની ઉપર ધ્યાન આપવાની મારી આદતથી હું કંટાળી ગયો છું. લોકોએ મકાનો બાંધ્યાં છે અને તેનાં અજબ જેવાં નામો પાડયાં છે.

"નામ પણ અજબ ચીજ છે. ઉદાહરણાર્થે, ચમ્પાબેગમ—સારું નામ છે, છે ને શાન્તા? જો તું આટલી દૂર છે, તો મારું મન ચાહે છે કે તું પ્રત્યેક ચીજ મારી આંખોથી જો. શાન્તા, ઘણા દિવસથી તું મારી ઉપર ખિજાઈ પણ નથી. તારી અંદર જે એક મા છુપાઈ છે, શું તેને મારી વાત સ્પર્શી નથી શકી? શાન્તા, થાય છે, તું અહીં હોત અને આ બધાંને મળત તો કેવું સારું થાત!

"ખાસ મજા પડે એવી વાત તો એ છે કે અહીં મને એક પ્રકારે અનૌપચારિક રીતે વર તરીકે જોવા માટે બોલાવવામાં આવ્યો હતો. નિર્મળારાણી સામાન્ય રિવાજોમાં ઊછરેલી છોકરીઓની જેમ થોડીક શરમાળ, અને હારમોનિયમ પર તેને ગીત સંભળાવત પણ બિલકુલ એણે શરમાઈને ના કહી દીધી. કદાચ તેને એની જાણ નહીં હોય કે તેનાં માતા-પિતા તેનાં લગ્ન મારી સાથે કરવા ઇચ્છે છે. તેણે તો મારામાં જરાય રસ ન લીધો. તેને વાતોમાંથી જ ફુરસદ ન હતી. તેનો કાર્યક્રમ ઘણો લાંબો છે. તે કેમ્બ્રિજ જશે, ડૉક્ટરેટ લેશે. નિર્મળા અને તઅલત, બન્ને ઘણી તેજ અને હોશિયાર છોકરીઓ છે. ખુદા બચાવે તેમનાથી. દરેક વખતે લડવાના મૂડમાં જ હોય છે."

"ભાષણ લખી લીધું?" નિર્મળાએ નીચેથી બૂમ મારી.

"લખી રહ્યો છું."

"બતાવો."

"ઓહ્‌... ભાઈ, ભાષણ નથી લખ્યું. એક જરૂરી પત્ર લખવો હતો તે શરૂ કરી દીધો."

"આ કંઈ પત્ર લખવાનો વખત છે. હું કહું છું—"

અંદર બધાએ ભેગા મળીને એક કવ્વાલી શરૂ કરી દીધી.

"ચાલો, આવીને કવ્વાલી ગાઓ," નિર્મળાએ બીજો હુકમ છોડયો.

સિંઘાડાવાળી કોઠીમાં આવી કવ્વાલી ગાવી એ ગંભીર અને જરૂરી ચીજ હતી. તેણે ઉદાસીથી નિર્મળા તરફ જોયું. બેવકૂફ છોકરી, કેટલી ખુશ છે.

બરાબર તે સમયે જ તેણે દૃષ્ટિ ઉઠાવીને જોયું તો પગથિયા પર ભૈયાસાહેબ ઊભા

હતા. તેઓ ગભરાયેલા જેવા લાગતા હતા અને ધીમું હસી રહ્યા હતા. તેમના સ્વાગત માટે બધાં ઓસરીમાં આવી ગયાં.

"નર્વસ ટાઈપના માણસ દેખાય છે," ગૌતમે ધીમેથી કહ્યું.

"છોકરીઓથી બિચારા ગભરાઈ જાય છે. ઘણા સારા માણસ છે." નિર્મળાએ ઉત્તર આપ્યો.

"તે સારા માણસ છે તો શું અમે લુચ્ચાલફંગાઓ છીએ? વાહ-વાહ," હરિશંકરે વિરોધ કર્યો.

"તેમના અચેતન મનમાં કોઈ દાવપેચ છે." ગૌતમે બીજી ઘોષણા કરી. હરિશંકરે તેને ચુક્કો બનાવ્યો.

ભૈયાસાહેબે ઉપર દૃષ્ટિ નાખી. પછી ચમ્પા તરફ ગયા. ચમ્પા ખુરશી પરથી ઊભી થઈ ગઈ અને જમીન પર બેસીને તેમને માટે ચા બનાવવા માંડી.

"આ પણ બધું ચાલે છે, એમ ને?" ગૌતમે એકાએક બોર થઈને પહેલીવાર જરા ગંભીરતાથી કહ્યું.

"ભૈયાસાહેબ ખૂબ સરસ નાચે છે." નિર્મળાએ મોકો સાંભાળી લેવાના આશયથી કહ્યું. તેઓ ત્રણે બાકીના લોકોથી અલગ થઈને પગથિયા પર જઈને બેઠા હતા.

"લોકનૃત્ય યા કલાસિકલ?" ગૌતમે વાતમાં રસ લેતાં પૂછ્યું.

"ઓલ્ડ વાલ્ઝના ઉસ્તાદ છે." નિર્મળાએ ધીમા અવાજે કહ્યું.

અંદર કંઈક બીજી જ ચર્ચા શરૂ થઈ ગઈ હતી. હરિશંકર જોર જોરથી બોલી રહ્યો હતો.

"ઓફ, તમે તો કેવો બડબડાટ કરતાં રહો છો." ગૌતમે કહ્યું.

"જીવન અનેક યુગોમાં વહેંચાયેલું છે." કમાલે મોતી વેર્યાં.

"વાહ, એટલે?"

"આ માત્ર વાતોનો યુગ છે."

"પછી કશુંક કરી બતાવવાનો, કશુંક બનવાનો યુગ ક્યારે આવશે?"

"મિયાં, જ્યારથી દુનિયા બની છે—જો પેગમ્બરો, તત્ત્વજ્ઞો અને વિચારકોએ વાતો ન કરી હોત તો આજે દુનિયાભરનાં ગ્રંથાલયોમાં ગધેડાં આળોટતાં હોત. ભગવાનનો આભાર માન કે અમે વાતો કરીએ છીએ અને તું સાંભળે છે. એક સમય એવો આવવાનો છે કે તારા કાન અમારો અવાજ સાંભળવા તલસશે!" કમાલે કહ્યું.

"સમય બધુંય નષ્ટ કરી દે છે, તું એ વાતમાં માને છે?" ગૌતમે પૂછ્યું.

"હા," કમાલે કહ્યું.

સૂર્ય નદીમાં ડૂબી રહ્યો હતો અને છત્તર મંજિલના સોનેરી ગુંબજો કિરણોના પ્રકાશમાં નારંગી રંગના દેખાતા હતા. સામે લહેરો પર એક નાવ શાંત રીતે આગળ વધતી હતી.

"તું માને છે કે સંકેતો રહસ્યથી ભરેલા હોય છે?" ગૌતમે કમાલને પૂછ્યું.

"હા."

"આ સામે જે નાવ જઈ રહી છે તે સંકેતમાં ભારે રહસ્ય છે." ગૌતમ સામાન્ય વાતને પણ ભારે નાટકીય અને દાર્શનિકના ઢંગથી રજૂ કરતો હતો. લોકોને તેની વાત કરવાની ઢબ ઘણી પસંદ પડતી. હરિશંકર પણ તેની પાસે બેઠો હતો.

તેઓ પગથિયાંઓ ઉપર જઈને ઊભા. પગથિયાં નદીમાં ઊતરતાં હતાં.

નદી વહેતો સમય છે—પથ્થર 'ટાઈમલેસ બિકમ' નું પ્રતીક છે. પથ્થર સમયનું સઘન રૂપ છે; અને આ આખી દુનિયાનો અંત ઉંદરના મોતની જેમ અટલ છે—અને એટલું જ મહત્ત્વહીન છે. વેદાન્તમાં લખ્યું છે કે—

"આ નદી આપણાં જીવનનું પ્રતીક છે," હરિશંકરે કહ્યું. "મને નદીઓ સાથે 'ઇશ્ક' છે. તને નદીઓ સાથે ઇશ્ક છે?" તેણે ફરીને કમાલને અધિક ગંભીરતાથી પૂછ્યું.

"હા."

"હું નદીનાં પાણીમાં ડૂબી મરીશ." ગૌતમે બીજી જાહેરાત કરી.

"ગૌતમ! તું પણ મધ્યમવર્ગીય ભાવનાશીલતા તરફ સખત રીતે ખેંચાતો જાય છે?" તેની નજીક આવીને ઊભડક બેસતાં તઅલતે વ્યાકુળતાથી પૂછ્યું.

"ના!" તે ચોંકી ઊઠ્યો, "આ સમયનો જાદુ છે, તઅલતઆરાબેગમ!" તેણે આંગળી હવામાં હલાવતાં કહ્યું. "તું સમયની શકિત નથી જાણતી!"

પુલને સામે પાર ખૂબ દૂરથી નોબત વાગવાનો અવાજ આવતો હતો. સાંજની શાંતિમાં તે ચુપચાપ અવાજ સાંભળતો રહ્યો.

"ચાલ, ભૂતોને શોધીએ."

"ચાલો."

ચારેય જણા લૉન પર પાછા ફર્યા.

"ચમ્પાબેગમ, ભૈયાસાહેબ, અપ્પી," ગૌતમે ખૂબ શિષ્ટતાથી ઝૂકીને તેમને સંબોધન કર્યું, "આવો. આપણે બધા મળીને ભૂતોને શોધીએ."

તેઓ ચુપચાપ મોટર તરફ આગળ વધ્યાં. સંધ્યાનો સમય હતો. મોટર હવે કાષ્ટપુલ ઉપરથી પસાર થઈ રહી હતી.

"માર્ગનો એક વળાંક એવો હોય છે જ્યાંથી માનવી કદી પણ પાછો ફરી શકતો નથી." આમિર રઝાએ મનોમન કહ્યું.

કમાલે મોટર થોભાવી, "આવો, જરા પાણીની લહેરો ગણીએ." અને તેઓ પુલ ઉપર ઝૂકી ગયા.

તેમની નીચે નદીની લહેરો ઉપર રંગબેરંગી નાવડીઓનું એક સરઘસ પસાર થઈ રહ્યું હતું. તેમાં જે લોકો બેઠા હતા તેમણે અજબ પ્રકારના પોશાકો પહેર્યા હતા. ઝવેરાત, માળાઓ, દુપટ્ટા અને ભરેલા પાયજામાઓ. ઝવેરાતના તેજથી પાણી ઝગમગી ઊઠ્યું હતું.

તેમણે હાથ હલાવીને આ લોકોને બોલાવવા માંડયા. તેમના અવાજો તેમની સમજમાં ન આવ્યા. પક્ષીઓની ચહક જેવા સુરીલા, અસ્પષ્ટ; સારંગીની ચીખ જેવા તેજ, ડરામણા! કિનારા ઉપર કૂતરાં અને શિયાળવાં બોલી રહ્યાં હતાં. સ્મશાન ઘાટ ઉપરનાં લાકડાં ચર્ર્ ચર્ર્ અવાજ કરી રહ્યાં હતાં.

"અહીંથી ભાગો. ચાલો આગળ જઈએ." ચમ્પાએ કહ્યું. તેને એવું લાગ્યું કે તેનો પોતાનો અવાજ ઘેરા પાણીની વચમાંથી આવી રહ્યો છે.

"આ અવાજોથી ભાગીને ક્યાં જઈશ? આ આખરી અવાજો છે." ગૌતમે જવાબ આપ્યો. લાકડાં ચર્ર્ ચર્ર્ અવાજ કરતાં હતાં.

"મારું માથું ભમે છે. મને ભૂતોથી બચાવો." આમિર રઝાએ પુલની પાળ ઉપર માથું ટેકવ્યું. ચમ્પા તેની પાસે ઊભી હતી.

"સુંદર યુવાન, હું તારા દિલને સમજી શકી હોત તો કેવું સારું થાત!"

"તું નહીં સમજી શકે. મને કોઈ નહીં સમજી શકે." આમિર રઝાએ જવાબ આપ્યો.

મોટર એક આંચકા સાથે ફરીથી સ્ટાર્ટ થઈ. કમાલે ગીત લલકાર્યું. ચાંદનીનો પ્રકાશ રેલાયો. ધવલ ચાંદનીમાં બધાના ચહેરા ધોયેલા હોય તેવા શ્વેત દેખાતા હતા.

"પુલ. ચારે તરફ પુલો બાંધી રાખ્યા છે." ગૌતમે ગુસ્સાથી બડબડાટ કર્યો.

તેઓ સિકન્દરબાગના રસ્તા પર આવી ગયા. પાસેથી એક હાથી ડોલતો ડોલતો પસાર થયો. તેની ઉપર શાહેઅવધ ગાઝીઉદ્દીન હૈદર સવાર હતા. ચમ્પાએ તેમનો ચહેરો ધ્યાનપૂર્વક જોયો. તેને શાહેઅવધ હાસ્યાસ્પદ જણાયા.

"તેમને 'હાઉ ડુ યુ ડુ' તો કરી લો."

"એ તો અંગ્રેજ-પરસ્ત છે. જુઓ, વિલાયતી બાદશાહનું કેવું અનુકરણ કરે છે!" કમાલે કહ્યું.

શાહેઝમન અંબાડીમાં માથું નમાવીને બેસી રહ્યા. મોટર આગળ નીકળી ગઈ. બધા ચુપચાપ હતા. ગૌતમ તેના પાઈપને ઠમઠોરતો રહ્યો, "જો કોઈ મને એ કહે કે આ લોકો શું વિચારે છે તો હું તેમને મોટું ઇનામ આપીશ." ચમ્પાએ મનોમન કહ્યું, "આ લોકો સાથે મેં કલાકો સુધી દલીલો કરી છે પણ આ લોકો શું ઇચ્છે છે તે મને કદી પણ સમજાયું નથી. સમૂહનો સાથ બેકાર છે, એકાન્ત એ જ અસલ ચીજ છે."

કમાલે એકાએક કાર થોભાવી. સામે લામાર્ટિનેયર કૉલેજ હતી.

"અહીં, આ લોકોએ મને કેટકેટલું શીખવ્યું છે." કમાલ અને આમિર રઝા અને હરિશંકરે એકસાથે ગૌતમ તરફ નજર કરી એકસાથે પૂછ્યું, "તું આટલો અભ્યાસ શા માટે કરે છે?"

'એ તદ્દન મનમોજી છે. તેને સમજાવવો બેકાર છે." તઅલતે કહ્યું. ગૌતમ ચુપ રહ્યો.

બધા ઊતરીને ઇમારત નજીક ગયા અને બારીમાંથી અંદર ડોકિયું કરવા લાગ્યા. અંદર ઓરડાઓ સૂમસામ અને અંધકારઘેર્યા હતા—સવારે તેમાં શિક્ષણ અપાશે. દીવાલ પર જનરલ માર્ટિનની હિન્દુસ્તાની બેગમનું જોફનીએ બનાવેલું ચિત્ર હતું. તઅલત બારીના કાચ સાથે નાક દબાવીને ઊભી રહી. બાકીના લોકો આગળ વધ્યા.

"આવો, આમ આવો. મારી પાસે," તઅલતે પાછળ ફરીને જોયું. જનરલ માર્ટિનની હિન્દુસ્તાની બેગમ એક ખૂણે ઊભી હતી અને ઇશારો કરીને તેને બોલાવી રહી હતી.

"મારી સાથે વાત કર." તેણે કહ્યું. "મારી સાથે કોઈ વાત કરતું નથી. દિવસ આખો અહીં એટલી ધાંધલ-ધમાલ હોય છે. પુસ્તકો વંચાય છે, લેક્ચરો અપાય છે, પણ કોઈ મારી તરફ નજર પણ નાખતું નથી." તે ડૂસકેડૂસકાં ભરીને રડવા માંડી. તઅલત ગભરાઈ ગઈ. તેને રડતી શી રીતે અટકાવવી. "મારી વાત સાંભળો." તઅલતે સમજાવવા પ્રયત્ન કર્યો, "તમે અનન્તના બિન્દુ ઉપર તમારું ધ્યાન કેન્દ્રિત કરો. સમયના અલગ અલગ ટુકડાઓ વાસ્તવમાં તો—"

"વચન આપ કે હવે તું ભણવાનું બંધ કરીશ." કમાલ ઊંચા સાદે ગૌતમને કહી રહ્યો હતો.

"અહીંથી અમારા એક અંગ્રેજ પ્રૉફેસર પુસ્તકો તજીને હિમાલય તરફ ચાલી નીકળ્યા હતા. કોને ખબર, હજી પણ તે જીવતા છે કે તેમને વાઘે ફાડી ખાધા છે કે ચકલીઓએ તેની દાઢીમાં માળો બાંધ્યો છે, અથવા કોઈક ગુફામાં બેસીને નારદમુનિનું સંગીત સાંભળી રહ્યા છે..." હરિશંકરે કહ્યું.

"ઓમ્...ઓમ્...ઓમ્..." નો સાદ ચારે તરફ ગુંજી ઊઠયો. વાતાવરણ એક પ્રકારના કંપનથી ભરાઈ ગયું... "હરિ! હરિ!" તેઓ ઝીલને પાછળ છોડી લાલ માટીના રસ્તા પર ચાલવા લાગ્યા. ચમ્પાએ હાથ લાંબો કરીને ફૂલોની એક ડાળને અડાડયો. એક પાંદડું ખરીને રસ્તા પર પડયું.

"વિષ્ણુ પાંદડાંના ખરવામાં છુપાયેલા છે. હરિ! હરિ!" ચમ્પાએ આ શબ્દો ફરી ઉચ્ચાર્યા.

ગ્રંથાલયની છત ઉપરથી એક ચંડૂલ ઊડી ગયું. કિતાબોમાંના શબ્દો સરઘસાકારે ચારે તરફ પ્રસરી ગયા—લેટિન, ફ્રેંચ, અંગ્રેજી, અર્થહીન શબ્દ. તેનો અર્થ આગિયા-વૈતાળની જેમ ખીજવતો હતો. ઘણા શબ્દો અગાશી ઉપર રાખેલી તોપ ઉપર ચડીને બેસી ગયા. અને તેમની પાતળી પાતળી કાળી કાળી ટાંગો હલાવવા માંડયા. તોપે ગરજીને કહ્યું, "મારું નામ 'લૉર્ડ કૉર્નવૉલિસ' રાખવામાં આવ્યું હતું અને મારો ઉપયોગ શ્રીરંગપટ્ટમમાં કરવામાં આવ્યો હતો." અગાશી ઉપર બેઠેલા પથ્થરના વાઘ અને ઉપરની છતની પાળી પર કંડારાયેલી મૂર્તિઓ જોરથી અટ્ટહાસ્ય કરવા લાગી. પછી તઅલત કોઈ વાન પર ખડખડાટ હસી પડી, "ચાલો, દિલકુશા જઈએ." સુતેલી સુગંધિત સડકો પરથી પસાર થઈને તેઓ દિલકુશા તરફ આગળ વધ્યા.

થોડા સમય પછી રસ્તામાં જ કયાંક ગાયબ થઈ ગયેલો કમાલ પાછો આવીને મળ્યો. તેઓ બધા દિલકુશાના ફાટકમાં દાખલ થયા.

"તું કયાં ગયો હતો?" ગૌતમે ગુસ્સાથી પૂછ્યું.

"મેં સાંભળ્યું છે કે બાદશાહ ગાઝીઉદ્દીન હૈદરને ત્યાં વસંતોત્સવ ખૂબ ધામધૂમથી ઊજવાય છે, તે જોવા ગયો હતો. ફરહબખ્શની સાંજ ગજબની હતી. ખંડના એક ખૂણામાં એક અંગ્રેજ સિપાહી ઉપર બેઠો બેઠો બેગ-પાઈપ વગાડી રહ્યો હતો. ત્યારબાદ રજબઅલી ફજલઅલીએ વસંતનો ખ્યાલ છેડયો. ઓસરીમાં અંગ્રેજી બેંડ વાગી રહ્યું હતું. પછી લંડનના બાદશાહના આરોગ્યનો જામ પિવાયો. બાદશાહ ગાઝીઉદ્દીન હૈદરને ઈજીનિયરિંગનું ઘેલું છે. દુનિયાભરનાં જાત જાતનાં મશીનો ભેગાં કરી રાખ્યાં છે. રૉબર્ટહોમ આર્ટિસ્ટ એક તરફ બેસીને ચિત્ર બનાવી રહ્યો હતો. બિશપ હેબર પણ

હાજર હતો. મને જોઈને તેણે તરત જ ઉપદેશ આપવાની શરૂઆત કરી. પગથિયાની પાસે ઊભા રહીને બાદશાહ અંગ્રેજ મહેમાનોનું સ્વાગત કરતા હતા. પછી તે બધાને પોતાની પિક્ચર ગેલેરીમાં લઈ ગયા. ટેબલ પર અંગ્રેજી ઢબે ખાવાનું પીરસવામાં આવ્યું હતું. દરબારમાં અંગ્રેજોનું ભારે અનુકરણ છે. ભાઈ, મારો તો શ્વાસ ગૂંગળાઈ ગયો. જ્યારે હું પાછો ફરી રહ્યો હતો ત્યારે સાહેબ રેસિડેન્ટ બહાદુર જોડીદાર પાઘડી, શિરપેચ પહેરીને હિન્દુસ્તાની પોશાકમાં સજ્જ થઈ ઝાલરદાર પાલખીમાં જઈ રહ્યા હતા. મેં પૂછ્યું, "ક્યાં જઈ રહ્યા છો?" જવાબ મળ્યો: "બાદશાહને ત્યાં સમારંભ છે–કોરોનેશન." મેં પૂછ્યું: "કયા બાદશાહના? એકના દરબારમાંથી હું હમણાં જ આવી રહ્યો છું." તેમણે કહ્યું: "તેમનું તો અવસાન થયું છે. તેમનો બેટો નસિરુદ્દીન હૈદર હવે તખ્તનશીન થયો છે. અજબ તમાશો છે. યાર હરિશંકર, આ બાદશાહોનું પણ અવસાન થાય છે." તે ચુપ થઈ ગયો.

બધા દિલકુશાના બાગમાં દાખલ થઈ ગયા હતા. પૂનમની ધવલ ચાંદની બધે પથરાઈ ગઈ હતી. એક પીળા રંગના મકાનની પાછળ ૧૮૫૭માં મૃત્યુ પામેલ અંગ્રેજ સૈનિકોની કબરો હતી. ત્યાં ઝાડીઓમાં પ્રવેશી તેમણે પચ્ચીસમી વખત કબરો ઉપર જડાયેલી શીલાઓનું લખાણ વાંચ્યું. "લેફ્ટેનન્ટ પૉલ–ફોર્થ પંજાબ રાયફલ્સ;" "કેપ્ટન મૅકડૉનલ્ડ–૯૩, હાઈ લેન્ડર્સ;" "લેફ્ટેનન્ટ ચાર્લી ડેશવુડ."

"હલો, હાઉ ડુ યુ ડુ?" આ ત્રણેએ સામે આવી પ્રસન્નતાથી હાથ મિલાવવા માટે હાથ આગળ ધર્યા.

"હલો ચાર્લી! લે, પાઈપ પી." ગૌતમે તેની સામે તંબાકુ ધરી.

પછી નવાબ કુદસિયા મહેલે ચમેલીની ઝાડીમાંથી નીકળીને કહ્યું, "જો કોઈ મારા દિલને શાંતિ આપી શકે તો હું તેને પૂરી સલ્તનત આપવા તૈયાર છું."

"મને ઘણી વખત વિચાર થતો કે તેં ઝેર કેમ ખાધું હતું." ચમ્પાએ નવાબ કુદસિયા મહેલ સાથે એવી સ્વસ્થતાથી વાત કરી જાણે તેની કૉલેજની સહેલી સાથે વાત ન કરતી હોય! બધી વિદ્યાર્થિનીઓ એકબીજાંને ઓળખતી હોય છે. ચોવીસ વરસની સુંદર મલિકા-એ-અવધ અદાપૂર્વક એક પથ્થર પર બેસી ગઈ. બાકીના બધા ટહેલતા ટહેલતા દિલકુશા મહેલના ખંડેર તરફ ગયા.

"એક દિવસ એક ફ્રેંચ આવ્યો તેનું બલૂન લઈ આવ્યો હતો. ખૂબ લોકો ભેગા થયા હતા. મારા સસરા શાહેઝમન પણ તમાશો જોવા આવ્યા હતા. તેમને એટલી મઝા આવી કે તેઓ પણ ફ્રેંચ બલૂનમાં બેસીને ઊડયા અને શહેરની બહાર ૧૨

માઈલ દૂર કબૂતરોની ચોકી પર ઊતર્યા. તું કદી બલૂનમાં ઊડી છે?" મલકાએ ચમ્પાને પૂછ્યું.

"નહીં. પણ તેં ઝેર કેમ ખાધું હતું?" ચમ્પા આગ્રહ કરતી રહી. સ્પષ્ટ હતું કે મલકા આ પ્રશ્નનો ઉત્તર ટાળી રહી હતી.

"તું તો ઘણી ઉદાર દિલની અને મશહૂર હતી. તારાથી વધુ સખી-દાતા અને નેકદિલ બેગમ લખનૌની ગાદી પર કદી બેઠી નથી. તેં ગરીબોને લાખો રૂપિયાનું દાન કર્યું. તું મને કહે કે આ બધાં દાન અને પ્રેમના બદલામાં દુનિયાએ તને શું આપ્યું? કહે તો ખરી?" ચમ્પાએ પૂછ્યું.

"જિધર દેખતા હૂં ઉધર તૂ હી તૂ હૈ." મલકા બેધ્યાનથી ગણગણી રહી હતી. "આ મારા બાદશાહની શાયરી છે." તેણે ચમ્પાને સંબોધન કર્યું.

વસંતનાં તમામ ફૂલોની સુવાસથી બાગ મહેકી રહ્યો હતો, જાણે અત્તરવાળાઓએ હજારો શીશી અત્તર ત્યાં છાંટયું ન હોય!

"વર્ષાઋતુ હતી, તું દિલકુશા મહેલમાં ફરવા આવી, અને બાદશાહ તારાથી નારાજ હતા એટલે તેં ઝેર પી લીધું. આનો શો અર્થ? શું પુરુષ એટલો લાયક હોય છે કે તેને માટે સ્ત્રી જાન પણ કુરબાન કરે? એની તો જરા જેટલી પણ પરવાહ ન કરવી જોઈએ, જરાય નહીં.' ચમ્પાએ આંગળી પર આંગળી રાખી બતાવ્યું.

કુદસિયા મહલે કોઈ જવાબ ન આપ્યો.

"અરે, આ તો રાજા ગાલિબેજંગ આવી રહ્યા છે. આજે પૂનમ છે ને, બાદશાહ અહીં ફરવા આવતા હશે. મને જોશે તો નારાજ થઈ જશે. હું જાઉં છું."

"ક્યાં જાય છે?" ચમ્પાએ ગભરાઈને પૂછ્યું.

"ક્યાંય નહીં. અમે બધાં અહીં જ છીએ. અમે અને તમે અલગ-અલગ ક્યાં છીએ. તું પણ જતી રહે. તારા અત્યારના સાથીઓ તને બોલાવી રહ્યા છે."

"ચમ્પાબાજી! ચમ્પાબાજી!" રાતની નીરવતામાં કમાલનો અવાજ સંભળાયો. તેણે પથ્થર પરથી ઊભા થઈને દિલકુશા મહેલ તરફ ચાલવા માંડયું. ખંડેરનાં સૌથી ઊંચાં પગથિયાં પર બધાં બેઠાં હતાં.

ખંડેરના કમરાઓમાં બાદશાહ-એ-અવધ નસિરુદ્દીન હૈદરના અંતઃપુરની અંગ્રેજ-બેગમો મોટી મોટી ઝૂલવાળાં વસ્ત્રો પહેરીને કોણી ટેકવીને બેઠી બેઠી તલ્લીનતાથી

ગિતાર સાંભળતી હતી. પછી એ બેગમોએ સાથે મળીને નાચ શરૂ કર્યો. બધાં પગથિયાં ઊતરીને બાગ તરફ ગયાં. ચમ્પા પાછી એકલી પડી ગઈ.

"માદ્‌મોઝેલ, વૂઝેત તરીશારમા! માદ્‌મોઝેલ!!" તેણે પાછળ ફરીને જોયું તો બાદશાહ નસિરુદ્દીન હૈદરનો ફ્રેંચ હજામ સામે ઊભો ઊભો હસી રહ્યો હતો. નાટકી ઢબે દાક્ષિણ્યની ભાવના દર્શાવતાં તેણે ખીસામાંથી રૂમાલ કાઢયો અને પથ્થર પર બિછાવીને ઝૂકીને કહ્યું, "અહીં બેસો."

ચમ્પા તેના તરફ તાકીને જોઈ જ રહી.

"માદ્‌મોઝેલ, તમારું સૌંદર્ય... આહાલ...ખુશ થાઓ...મન મૂકીને ખુશ થાઓ! તમારું સૌંદર્ય ખુશ થવા જેવું છે. દુ:ખ વ્યર્થ છે. આવો હું તમને મરેલી સ્ત્રીઓનાં ગીત સંભળાવું." તેણે ગિતાર સંભળાવવી શરૂ કરી..."મૃત્યુ પામેલી સ્ત્રીઓનું બેલેડ:

મને કહોને લેડી ફ્લોરા અને રૂપવતી હાઈ પેશયા અને તાઈસ
ક્યાં છુપાઈ છે?
જોન ક્યાં ગઈ, જેને અંગ્રેજોએ સળગાવી હતી!
તે બધાનું શું થયું?
પણ વીતેલા જમાનાનો બરફ કોણે જોયો છે?

"માદ્‌મોઝેલ! યાદ રાખો કે સુંદર સ્ત્રીઓ બે વખત મૃત્યુ પામે છે. તમારા સૌંદર્યને કારણે ખુશાં થાઓ. સંપત્તિ, પ્રતિષ્ઠા અને પ્રસિદ્ધિ પર ગૌરવ કરો. સમય ઘણો થોડો છે – આ બધું ખૂબ જલદી તમારી પાસેથી સરી જશે. મારી વાત સાંભળો. હું પેરિસનો હજામ. મેં બાદશાહની એવી હજામત કરી કે મારું ઘર ચોવીસ લાખ રૂપિયાથી ભરાઈ ગયું. આખા લખનૌ પર મારી હકૂમત હતી. બાદશાહ મારા ઈશારા પર ચાલતો હતો. મુલકનો અસલી હાકેમ હું જ હતો. હવે કોઈને મારું નામ પણ યાદ નથી." તેણે પોતાના બૂટ તરફ ઉદાસીથી જોયું.

ચમ્પા પગથિયાં ઊતરવા લાગી. "હવે હું ક્યાંક બીજે જઈને અડ્ડો જમાવીશ. રજા આપો, માદ્‌મોઝેલ." તેણે ઝૂકીને સ્ટાઈલથી કહ્યું.

તેઓ મોટર તરફ ગયા.

"ચાલો, છત્તરમંજિલ જઈને ડાન્સ કરીએ.' કમાલે સૂચન કર્યું.

તેઓ ફાટકની બહાર નીકળી કાસલ્સ રોડ ઉપર આવ્યાં. કિંગ ગાઝીઉદ્દીન હૈદરની નહેર પરથી પસાર થઈને હજરતગંજમાં દાખલ થયા. પછી કેસરબાગ તરફ વળ્યા.

સામે ચાંદીવાળા બાર દરવાજા રોશનીથી ઝગમગી રહ્યા હતા.

"અરે, આજે તો અહીં વસંતનો મેળો છે." તઅલતે ખુશ થઈને કહ્યું.

"લાગે છે કે આજે સુલતાન આલમ ઑપેરા પણ કરી રહ્યા છે." નિર્મળાએ કહ્યું. "ચાલો અંદર જઈએ."

"કેવી રીતે જઈએ. આપણને નિમંત્રણ તો મળ્યું નથી?' કમાલે સંકોચપૂર્વક કહ્યું.

"ચાલો, ચાલો, પહેરેગીરોની પાછળ છુપાઈને ઊભા રહી જઈએ." હરિશંકરે જવાબ આપ્યો.

તેઓ ચુપચાપ દાખલ થયા. મંચ પર રાજા ઈન્દ્રના દરબારના સ્તંભો પર ચાંદી જડી હતી. ચારે તરફ અરીસા ચમકી રહ્યા હતા. તેઓ હળવે પગલે મંચની પાછળ જઈને ઊભા રહ્યા. હવે 'પુખરાજ પરી'એ પોતાની ગઝલ શરૂ કરી:

હૈ જલ્વા-એ-તન સે દરો-દીવાર બસન્તી,
પોશાક જો પહને હૈ મેરા યાર બસન્તી.
ક્યા ફસ્લેબહારીને શગૂફે હૈં ખિલાયે,
માશૂક હૈં ફિરતે સરે-બાજાર બસન્તી.

(મારા પ્રેમીના તન-બદનમાં વસન્તનો નઝારો છે, તેણે જે પોશાક પહેર્યો છે તે પણ વાસંતી છે. વસંતઋતુએ કેવાં કેવાં ફૂલ ખીલવ્યાં છે કે હસીનાઓ વસંતી વસ્ત્રો પહેરીને બજારમાં ફરે છે).

હૉલમાં વાહ વાહ થઈ રહી હતી. તેઓ બધા ચુપચાપ ત્યાંથી નીકળી એક દરવાજામાં દાખલ થઈ ગયા.

'પુખરાજ પરી' ગાઈ રહી હતી:

મોતી કાનોં મેં નહીં યાર કી ઝુલ્ફોં કે કરીં
ઝાલે ભાદોં કે વો હૈં ઔર યે ઘટા સાવનકી.

(મોતી મારા પ્રેમીના કાનમાં નથી પણ તેના ઝુલ્ફાંની નજીક છે. કાનના બુટિયા ભાદરવાના છે અને ઘટા સાવનની છે).

'ઇન્દર સભા' નો ઑપેરા થઈ રહ્યો હતો. આ લોકો ભીડમાં આમતેમ રખડવા લાગ્યા. આ બધાને રોશનદાનમાં ડોકિયું કરતા જોઈને સિંગાર-કમરામાં ઊભી ઊભી મંચ પર જવાની તૈયારી કરી રહેલી 'સબ્જ પરી'એ ગભરાઈને 'કાળા દેવ'ને કહ્યું, "આ તરફ નજર નાખો– ભવિષ્યનાં ભૂત આપણા તરફ જોઈ રહ્યાં છે.'

'કાળા દેવ' જોરથી હસ્યા, " મગજ તો ઠેકાણે છે ને ? કેવાં ભૂત ? "

કમાલે એક પહેરેગીરને પૂછ્યું, " 'સબ્જપરી ' કોણ છે ? "

"અરે ખુદાવંદ, તેને નથી ઓળખતા ?—ચમ્પાબાઈ—શાહેઝમન ગાઝીઉદ્દીન હૈદરના જમાનાથી તેની કમાન ચડેલી છે. ચાલીસની આસપાસ પહોંચી ગઈ છે પણ એ જ ઠસ્સો છે. કેવી કયામતની છબિ છે ? સલ્લેઅલ્લાહ ! સબ્જપરીનો સ્વાંગ તેનાથી વધુ સારો કોઈ રચી શકે તેમ નથી. અલ્લાહે ગળામાં નૂર ઉતાર્યું છે ! શું ગાય છે ! તમે લખનૌમાં નથી રહેતા ? "

કમાલ ત્યાંથી જલદી દૂર ખસી ગયો.

એટલામાં 'કાળા દેવ ' નો જોરદાર અવાજ સંભળાયો :

લાયા શાહજાદે કો મૈં જાકર હિન્દુસ્તાન,<br>
તૂ અપને માશૂક કો સબ્જપરી પહચાન.<br>
તૂ અપને માશૂક કો .....................

હવે 'શાહજાદા ગુલ્ફામ ' સ્ટેજ પર આવી ગયા હતા. તેણે લહેકાથી ગાયું.:

મહલો મેં રહતા હૂં મૈં, એશ હૈ મેરા કામ,<br>
શાહજાદા હૂં હિન્દ કા, નામ મેરા ગુલ્ફામ.

પછી તેણે મધુર અવાજે ગાયું :

સુબહ હોતી હૈ, મિરી જાન, કોઈ આન કે બીચ,<br>
ભૈરવી મુઝકો સુના ચલકે પરિસ્તાન કે બીચ.

તે લોકો મિજલસમાંથી બહાર આવ્યા. અંદરથી શાહજાદાનો અવાજ આવતો રહ્યો :

ઉડકે તૂ જાયેગી ઇક પલ મેં પરીસ્તાન કે બીચ,<br>
હાથ ફૈલા કે મૈં રહ જાઉંગા અરમાન કે બીચ.

બહાર જલપરીઓનો ફાટક, ચીની બાગ, જુલૂખાના, તમામ સ્થળો પ્રકાશથી ઝગમગતાં હતાં. કુંજમાં શ્રીકૃષ્ણનો રાસ ખેલાતો હતો. જાને આલમ ભગવાં કપડાં પહેરીને, ધૂણી ધખાવીને એક વૃક્ષ નીચે બેઠા હતા. મેળાવાળા, શહેરનિવાસીઓ, બધાંએ ભગવાં કપડાં ધારણ કરેલાં હતાં. દુર્ગાપ્રસાદ કથ્થક બોરસલીના વૃક્ષની છાયામાં ફૂલની થાળીના કિનારે કિનારે નૃત્ય કરી રહ્યા હતા. ફુવારામાંથી સુગંધી જળ ઊડી રહ્યું હતું. ચારે તરફ ફૂલ જ ફૂલ હતાં.

મિજલસમાંથી 'જોગણ'ની ભૈરવીની તાન સંભળાતી હતી :

તારકથી દુપટ્ટા નૂ ઓઢે કિરન જો ટાંક કે,
હો. શબે માહતાબ મેં ક્યા હી સમન ઝલાઝલી.
આઈ બહાર, સાકિયા, જામે શરાબ દે પિલા,
ફૂલ ખિલે, ફલે શજર, અબ્ર ઉઠા, હવા ચલી.
બહકે જમીને-શેર મેં પાંવ, અમાનતે, આપના ક્યા,
જબ હુઈ લગજિશ ઇક જરા નિકલા જબાંસે યા અલી!

જોગણનો અવાજ ધીરે ધીરે ચાંદનીમાં ડૂબતો ગયો. તેઓ મેળાની ભીડમાંથી બહાર નીકળી ફરીથી રસ્તા પર આવી ગયા. છત્તરમંજિલ આછા અંધારામાં ડૂબેલી હતી. અંદરથી નૃત્ય-સંગીતનો અવાજ સંભળાતો હતો. બહાર મોટરોની કતાર ખડી હતી. ફાટકની અંદર જઈને તેમણે કાર રોકી.

બહાર સીડીઓની નીચે ગોમતી મન્દ ગતિથી વહેતી હતી. ટેરેસ સૂમસાન હતો. સીડી પર નસિરુદ્દીન હૈદર બાદશાહ ઉઘાડા પગે બેઠા હતા. તેણે પોતાનો એક બૂટ લહેરોમાં ફેંકી દીધો હતો. જ્યારે તે વહેતો વહેતો થોડે દૂર નીકળી જતો ત્યારે તે તાળી પાડતા, એટલે પહેરેગીર આવતો. જ્યારે કોઈ પહેરેગીર ન આવતો અને માત્ર બૉલરૂમમાંથી ખડખડાટ હાસ્યનો અવાજ સંભળાતો રહેતો ત્યારે તે પોતે ઊભા થતા અને પાણી ઉપર ઝૂકીને બૂટ ઉપાડી લેતા. પછી ફરીથી પાછો બીજો બૂટ પાણીમાં ફેંકી દેતા. ઘણા સમય સુધી આ તમાસો ચાલતો રહેતો. આ રીતે તે બેઠા બેઠા પોતાનું દિલ બહેલાવતા રહ્યા. આખરે ગૌતમે આગળ વધીને તેની સામે સિગારેટ ધરી.

"નહીં, અમે હુક્કો પીએ છીએ. કોઈ છે?"

"માફ કરો, અમે છીએ." ગૌતમે ગભરાઈને કહ્યું.

"તમે લોકો કોણ છો?" તેણે પૂછ્યું.

"બસ, અમે લોકો જ."

તે ચુપ થઈ ગયા.

"એને અહીં જ છોડી દો—એનું આપણે શું કરીશું—ચાલો અહીંથી જઈએ." કમાલે આસ્તેથી ગૌતમને કહ્યું.

"ચાલો પ્રૉફેસર બેનરજી પાસે જઈએ." બધા એકસાથે બોલી ઊઠયા.

તેઓ બાદશાહબાગના શાહી ફાટકમાં દાખલ થયા. અહીં પણ બાગ મહેકી

રહ્યો હતો. નહેરના કિનારે લાલ ઇમારત ચાંદનીમાં નાહી રહી હતી. ટાગોર ગ્રંથાલયની ઇમારત શાંત અને ગંભીર લાગતી હતી. "શબ્દોમાં ભારે તાકાત છે," ઇમારતે કહ્યું, "મારી અંદર આવો, હું તમારું દુ:ખ ભુલાવી દઈશ."

"શબ્દો દુ:ખ ભુલાવતા નથી, દુ:ખને વધુ તીવ્ર બનાવે છે." ગૌતમે જવાબ આપ્યો.

"શાંતિ એ સૌથી વધુ સારી ચીજ છે. આથી જ લોકો મુનિ થઈ જાય છે, મૌન ધારણ કરે છે." હરિશંકરે કહ્યું.

"શાંત જબાન કેટલી તકલીફ આપે છે તેનો ખ્યાલ તને ક્યાંથી આવે? શાંતિ મારી નાંખે છે." કમાલે હરિશંકરને કહ્યું.

તેઓ નહેરુ પુલ ઉપર જઈને બેઠા. યુનિવર્સિટીની ઇમારત ઉપર ચાંદની વરસતી હતી. નસિરુદ્દીન હૈદરનો બાદશાહબાગ–

બિચારો નસિરુદ્દીન હૈદર!

પછી તેમણે પ્રૉફેસરોના આવાસો તરફ ચાલવું શરૂ કર્યું. દૂર વૃક્ષો હેઠળ છુપાયેલી લૉન ઉપર પ્રૉફેસર બેનરજી ચુપચાપ ટહેલતા હતા.

"આ લોકો આટલી બધી સમસ્યાઓનું નિરાકરણ શી રીતે કરતા હશે?" કમાલે કહ્યું.

યુનિવર્સિટી સુધીનું અંતર કાપીને તેઓ રસ્તા પર પહોંચી ગયા. રસ્તો યુનિવર્સિટી રોડ સામેથી પસાર થઈને મોતીમહલબ્રીજ પર નીકળતો હતો. પછી તેઓ કાચા રસ્તા ઉપર નીકળી ગયા. આ રસ્તો સિંઘાડાવાળી કોઠી તરફ જતો હતો.

અર્ધી રાતનું ભૂંગળું વાગ્યું. ગૌતમે એક આંખ ખોલીને નદીના વહેતા પાણી તરફ જોયું. તે સિંઘાડાવાળી કોઠીની ઓસરીમાં એક સ્તંભનો ટેકો લઈને બેઠો હતો. ચમ્પા, તઅલત, નિર્મળા અને તહેમીના બીજી સીડી ઉપર બેઠાં હતાં. કમાલ અને હરિશંકર અને આમિર રઝા પાણીમાં પગ લટકાવીને બેઠા હતા. નદી વહી રહી હતી. નદીના સામે કિનારે નજફ અશરફ, મોતીમહલ અને છત્તરમંજિલ મૌન ઊભાં હતાં. એક નાવ સામેથી પસાર થઈ.

સમયનો જાદૂ સમાપ્ત થયો હતો.

"સુબહ હોતી હૈ મેરી જાન કોઈ આન કે બીચ.
ભૈરવી મુજકો સુના ચલકે પરિસ્તાન કે બીચ."

ગૌતમ ધીમેથી ગણગણી રહ્યો હતો.

"ઓહો, ગૌતમભાઈ, તમે તો 'ઇન્દરસભા'ના શેરો ગણગણી રહ્યા છો. કેવા 'ડિકેડેન્ટ' થઈ ગયા છો!" તલત કહી રહી હતી.

તે આળસ મરડીને ઊભો થયો.

"ચાલો યાર, હવે મહેફિલ બરખાસ્ત કરીએ. આખી રાત અહીં બેઠા બેઠા પસાર કરી." કમાલનો અવાજ સંભળાયો.

તે બધા છૂટા પડીને મજાની નીંદર ખેંચવા પોતપોતાને ઘરે જવા રવાના થયા.

હું શાન્તાનો પત્ર પણ પૂરો ન કરી શક્યો—ગૌતમે પોતાના ઘર તરફ જતાં ઉદાસ મને વિચાર્યું.

## ૩૦

પ્રૉફેસર બેનરજી આંતરરાષ્ટ્રીય ખ્યાતિ ધરાવતા અર્થશાસ્ત્રના વિદ્વાન હતા. રવિવારે ત્રીજા પહોરે વિદ્યાર્થી-વિદ્યાર્થિનીઓ સાઈકલ પર સવાર થઈને તેમને ત્યાં પહોંચી જતાં. સેમલના વૃક્ષ નીચે ખુરશી પર બેઠેલા અથવા ઘરમાં ચાહની મજા માણતા પ્રૉફેસર બેનરજી તેમને સસ્મિત વદને આવકારતા. પ્રૉફેસરને ઘરે મળતી આ બેઠકોમાં ગૌતમ નીલામ્બર ખાસ મહત્ત્વ પ્રાપ્ત કરી ચૂક્યો હતો.

"પ્રૉફેસર," એક દિવસ ચમ્પાએ પૂછ્યું, "મન અને ભાવનાના સંઘર્ષમાંથી કેવી રીતે મુક્તિ મળી શકે?' ચારે તરફ તેના પડછાયા પથરાયેલા છે. જેવી રીતે જંગલમાં જોરથી હવા ફૂંકાય છે ત્યારે વૃક્ષોના પડછાયા એકબીજામાં ગૂંચવાઈ જાય છે, તેવી જ રીતે સંઘર્ષ પણ બધે ચાલુ જ છે. કોમો, રાષ્ટ્ર, હકૂમતો, ઇન્સાન, સંપ્રદાય—ચારે તરફ આ બધા એકબીજા સાથે ગૂંચવાઈ ગયા છે, મારી ચારે તરફ ભયનું સામ્રાજ્ય છે, અને અસ્વસ્થતા, અશાંતિ, ધિક્કાર, તંગદિલી, ડર અને વફાદારીનો સંઘર્ષ. મને મારા મન અને બુદ્ધિની અંદર ઘેરા સંઘર્ષનો સામનો કરવો પડે છે.

"જ્યારે હું બનારસમાં અભ્યાસ કરતી હતી ત્યારે મેં 'બે કોમો'ના દૃષ્ટિકોણ પર કદી વિચાર કર્યો ન હતો. કાશીની ગલીઓ, શિવાલયો અને ઘાટ, જેટલા મારી સખી લીલા ભાર્ગવના છે એટલા મારા પણ છે, પણ હવે એવું શું થયું છે કે હું મોટી થઈ ત્યારે મને ખબર પડી કે આ શિવાલયો પર મારો કોઈ હક

નથી કારણકે હું કપાળ પર કંકુનો ચાંદલો નથી કરતી અને મારી મા તપલેશ્વરની આરતી ઉતારવાને બદલે નમાજ પઢે છે. બસ, આટલા માટે જ હું જુદી છું, મારી વફાદારી અલગ છે. મેં વસંત કૉલેજમાં ત્રિરંગા હેઠળ ઊભા રહીને 'જન ગણ મન' ગાયું છે. પણ મને હમેશાં લાગ્યું છે કે આ ત્રિરંગાની છાયા હેઠળ મને પરાયી માનવામાં આવતી. હું તો આ દેશની જ નિવાસી છું. મારે માટે બીજો દેશ ક્યાંથી લાવું? મને દેશ છોડી જવાનો વિચાર કદી પણ આવ્યો નથી. જ્યારે યુરોપમાં યુદ્ધ શરૂ થયું ત્યારે મારી સામે એક નવી સમસ્યા ઊભી થઈ. હુમલાખોર કોમ એક દેશના વાસીઓને તેના જ દેશમાંથી હાંકી કાઢે છે અને તે લોકો રાજકીય શરણાર્થીઓ બની જાય છે, અને પછી તે દુનિયાભરમાં ભટકતા રહે છે. તેઓમાં પણ બે પ્રકારના શરણાર્થીઓ હોય છે: એક એ લોકો, જેમણે પોતાની મરજીથી વતન છોડયું છે; બીજા તેઓ, જેમને લાચારીથી વતનત્યાગ કરવો પડયો છે. ત્યારે મુસ્લિમ રાજનીતિમાં એક નવો અવાજ સંભળાયો. મેં જોયું કે મારા સાથી મુસ્લિમો ભારે ખુશીથી પોતાનું વતન છોડવા તૈયાર છે અને એક નવો દેશ વસાવવા ઇચ્છુક છે. મને આ ખ્યાલ સારો લાગ્યો કારણકે, આદર્શવાદ માનવીના સ્વભાવમાં જ છે, જો એમ ન હોત તો દુનિયામાં કોઈ નવા ખ્યાલ ઉપર અમલ ન થાત, નવાં સ્વપ્નો કોઈ જોત નહીં. પણ આ નવાં સ્વપ્નો બીજાઓનાં સ્વપ્નો સાથે સંઘર્ષમાં આવ્યાં. સંઘર્ષ અને ગડમથલનો મારે સામનો કરવો પડયો.

"શાંતિ અને લડાઈનો પ્રશ્ન ઘણો મુશ્કેલ છે. પણ શાંતિનો અર્થ શો છે? વફાદારીઓનો અર્થ નક્કી કરનારા કોણ છે? મને ખબર છે કે સંપ્રદાયવાદ ઘાતક છે, એક વખત જો આપણે છૂટા પડીશું તો ફરીથી મળવું મુશ્કેલ છે."

"તેં કદી વિચાર્યું છે..." પ્રૉફેસરે વૃક્ષની ડાળ ઉપર બેઠેલા એક પક્ષી તરફ જોતાં ધીમા અવાજે કહ્યું, "અંગ્રેજોના આગમન પહેલાં આ દેશમાં હિન્દુ-મુસ્લિમ ઘર્ષણ ન થતાં. હા, યુદ્ધ થતાં હતાં. પણ એ યુદ્ધો રાજકીય હતાં. હિન્દુ રાજાઓના લશ્કરમાં મુસ્લિમ સેનાપતિ અને સિપાહીઓ રહેતા હતા. મુસલમાનો તરફથી હિન્દુઓ લડતા હતા. એ રાજકીય જૂથબંદી હતી. આજે જે બની રહ્યું છે તે રાજકીય પાગલપણું છે...!"

"તમારા ધારવા પ્રમાણે ધર્મ શું નિરર્થક છે? તમે પોતે તો પાકા વૈષ્ણવ છો."

"**વૈષ્ણવધર્મ ભક્તિ**નો ધર્મ છે. તેનો પાયો વિશુદ્ધ પ્રેમ છે."

"પ્રૉફેસર, દરેક ધર્મનો પાયો વિશુદ્ધ પ્રેમ છે. આ કોઈ નવી વાત નથી."

"તું ઘણી કડવી વાતો કરવા લાગી છે. એમ ન કર."

"પ્રૉફેસર, અહીં ચારે તરફ કડવાશ ફેલાયેલી છે. હું શું કરી શકું? ગઈ કાલે રાતે અમે નિર્મળાને ત્યાં ગયાં હતાં. ત્યાં અમે વીતેલા જમાના ઉપર અને સમયના ગોરખધંધા ઉપર વિચાર કરી રહ્યાં હતાં. ઘરે પાછા ફરીને મોડી રાત સુધી હું વિચાર કરતી રહી. હું વિચારતી હતી, આપણો અને ઇતિહાસનો શો સંબંધ છે? અને કેવો હોવો જોઈએ? આપણે લગાતાર અપરાધ અને સજાની સમસ્યાનો સામનો કરતા રહ્યા છીએ. વીતેલા યુગનું પ્રાયશ્ચિત્ત આપણે કરવું પડે છે. આજે આ ક્ષણ સુધી જે કંઈ બન્યું છે તેની અસર મારી ઉપર પડી છે. આજે હું જે કંઈ વિચારી રહી છું તેનું પ્રાયશ્ચિત્ત હવે પછી આવનારી પેઢીને કરવું પડશે. મારે કારણે દુનિયાનો વિનાશ થશે કે દુનિયા સુખી થશે? ઇતિહાસમાં ઘૃણા અને ધાર્મિક કટ્ટરતાના પ્રશ્ન ઉપર હું જેટલો વધુ વિચાર કરું છું તેટલો વધુ ડર લાગે છે. કોઈ હિન્દુને વ્યક્તિગત રીતે મારી પ્રત્યે નફરત નથી, પણ કમ્યૂનિટીનો સ્ટીરિયોટાઈપ મને નફરત કરવા મજબૂર કરી શકે છે.

"આ તમારું આધ્યાત્મિક ભારત છે, જ્યાં રાજકીય અને આર્થિક અસંતોષે હમેશાં ધાર્મિક ઝઘડાનું સ્વરૂપ ધારણ કર્યું છે. અઢારમી સદીનું બંગાળનું સંન્યાસી આંદોલન અને અવધ તથા બંગાળની વહાબી જેહાદ. આ બધા આધ્યાત્મિક નેતાઓ એકબીજાનાં ગળાં કાપતાં હતાં—લાહૌલ વિલાકૂવત." કમાલે કહ્યું.

"એ તો તું સ્વીકારશે જ કમાલ, કે લઘુમતીની સમસ્યા હિન્દુસ્તાનમાં છે." ચમ્પાએ થોડોક સમય ચુપ રહ્યા પછી કહ્યું.

"અવશ્ય." કમાલે ગળું ખંખારીને કહ્યું, "પણ અહીં રશિયાની જેમ મલ્ટીનેશનલ સ્ટેટ બની શકે છે." કમાલે થોડુંક થોભીને ફરીથી કહ્યું, "ચમ્પાબાજી, મને ધર્મ નથી જોઈતો. આ વખતે મારી સામે અન્ય સમસ્યાઓ છે. માનવીને ખપે છે શાંતિ અને રોટી! હા, ત્યાર બાદ તે ઇમામ ગજાલીના દર્શન પર જરૂર વિચારશે." હવે તે પાર્ટી લાઈન અનુસાર ચર્ચા કરી રહ્યો હતો.

કમાલ નવી પેઢીનો પ્રતિનિધિ હતો, બુદ્ધિવાદી સિદ્ધાંતો પર ચાલનારો, ઇમાનદાર અને કલ્પનાશીલ. ચમ્પા તેના તરફ ધ્યાનપૂર્વક જોઈ રહી.

"એક બીજી વાત..." કમાલે કહ્યું, "તારી સમક્ષ ફક્ત શહેરોનું રાજકારણ છે. તું ગામડાંઓથી માહિતગાર નથી. શહેરોમાં પ્રત્યાઘાતી મૂડીવાદીઓ છે જેઓ પોતાનો સમાજ કાયમ કરવા માટે દંગા-ફિસાદની રાજનીતિ અપનાવી રહ્યા છે.

આપણું સમગ્ર રાજકારણનો પાસો વિશેષ અધિકાર અને હક્ક હાંસલ કરવાની હોડમાં રહ્યો છે. મુસલમાનોને આટલી નોકરીઓ મળવી જોઈએ, શીખોને આટલી અને હિન્દુઓને આટલી!–મધ્યમવર્ગી રાજકારણ!"

"મારા બાબા ખાનબહાદુર નવાબ તકી રઝા બહાદુર ઑફ કલ્યાણપુર મુસ્લિમ લીગમાં જોડાઈ ગયા. બાબા માને છે કે કૉંગ્રેસ તાલુકદારોને ખતમ કરવા માગે છે. તેઓ સામંતી આદર્શોના તરફદાર છે. મને તેમની પ્રત્યે પૂરેપૂરી હમદર્દી છે. તેમના વિચારો હું સારી રીતે સમજું છું. ઘરે જઈને હું તેમની સાથે ચર્ચા નહીં કરું."

"કમાલ, જો તેઓ એમ માનતા હોય કે પાકિસ્તાનમાં જ મુસલમાનોનું કલ્યાણ છે તો તે પર નાખુશ થનાર તું કોણ છે? શું તું તમામને વિચારસ્વાતંત્ર્ય આપવાનો હિમાયતી નથી?" ચમ્પાએ જવાબ આપ્યો.

તલત તેમને જોઈ રહી. "બસ થયું હવે." તેણે કહ્યું. "પ્રૉફેસર ચા માટે બોલાવે છે."

પ્રૉફેસર પાસે જ ઘાસ પર ગૌતમ બેઠો હતો. તેણે ઊભા થઈને ચમ્પાને નમસ્કાર કર્યા.

"ચમ્પાબાજી મુસ્લિમ લીગી થઈ ગઈ છે, ભારે થઈ! આજના અખબારમાં જિન્નાસાહેબનુ નિવેદન છે કે હિન્દુઓનો સામાજિક બહિષ્કાર કરવો જોઈએ, એટલે આવતી કાલથી તે આપણી મહેફિલમાં નહીં આવે." કમાલે કટુતાથી કહ્યું.

સાંજની આછી રોશનીમાં વૃક્ષો હેઠળ તેઓ બેસી રહ્યા. વાતાવરણની ઉદાસી ઘેરી બનતી જતી હતી.

## ૩૧

કૈલાસ હૉસ્ટેલમાં વાર્ષિક અનારકલી નાટક હતું. પડદો પડયો અને લોકો વાત કરતા બહાર નીકળ્યા.

કમાલે કહ્યું, "ચમ્પાબાજી, બસ નાટક ભજવતાં રહો! અનારકલી કરતાં કોઈ સારો પ્લોટ તમને ન મળ્યો? રોમાન્સની પણ હદ હોવી જોઈએ!" અને તે ભીડમાં ગાયબ થઈ ગયો.

ગૌતમે પાસે આવી કહ્યું, "ચમ્પાબાજી, તું કમાલથી નારાજ છે? તે દિવસે પ્રૉફેસરને ત્યાં કમાલે તને ઘણી કડવી વાતો કહી. હું તેમના વતી માફી માગું છું."

"નહીં, ગૌતમ. હું કમાલથી નારાજ નથી. મને કોઈના ઉપર પણ નારાજ થવાનો હક નથી."

"તું તો શહીદોના સ્થાન પર પહોંચી જાય એવી છે. આમ દુ:ખી થઈને કહેવાનું કારણ?"

"તમે લોકો ઘણા હલકટ છો!" તેણે કટુતાથી કહ્યું.

"અમે લોકો ઘણા જ ખુલ્લા દિલના છીએ. પણ, કદાચ ખુલ્લા દિલવાળાઓની એક બીજી જાત પણ હોય છે અને તે ભૈયાસાહેબ જેવા લોકો હોય છે."

"તું આવી વાતો કેમ કરે છે? મને એમ લાગે છે કે જાણે હું એક લાંબી સ્વચ્છ ગૅલેરીમાં ઊભી છું અને મારી સામેથી ઝડપથી એક પછી એક પડદા ઊઠતા જાય છે. હવે છેલ્લે ફક્ત એક કાળો પડદો બાકી રહી ગયો છે."

"ચમ્પાબાજી, તારી સમસ્યા અત્યંત અંગત સમસ્યા છે. તને ભૈયાસાહેબ સાથે પ્રેમ છે, બસ વાત આટલી જ છે, બાકી બધી નકામી વાતો છે. અને બીજી સમસ્યા ઠાલા શબ્દો છે." ગૌતમે પોતાની આદત અનુસાર એક બુઝર્ગની જેમ પોતાની વાત કહી.

"તલઅત સાચું જ કહેતી હતી, તું દેખાવ બહુ કરે છે. તારી સાથે વાત કરતાં તો એમ લાગે કે જાણે ખલીલ જિબ્રાનના અલ્મુસ્તફાની સાથે વાત કરી રહ્યા હોઈએ."

"ચમ્પાબાજી!" તે ગભરાઈ ગયો, "નારાજ ન થા. ચાલ, મને તારે ઘેર લઈ જા, અને કૉફી પીવડાવ. ત્યાં આપણે આ સમસ્યાઓ ઉપર વધુ પ્રકાશ નાખશું. અને તું ઉદાસ ન બન. માનવી ફક્ત એક વખત જ પેદા થાય છે... ચાલ..."

ચાંદબાગની એક લેક્ચરર સીતા દીક્ષિત સાથે, કૉલેજની પાછળ એક નાનકડા કૉટેજમાં, ચમ્પા રહેતી હતી. ત્યાં પહોંચીને બન્ને જણ, વરંડામાં બેસી ગયાં. સામે જમરૂખના અંધારા બગીચામાં રખેવાળ પોપટોને ઉડાડવા માટે અવાજો કરી રહ્યો હતો.

ગૌતમ નેતરની ખુરશી પર બેસીને કેળનાં ઝુંડ તરફ જોતો રહ્યો. ચમ્પા કૉફી બનાવી લાવી અને સામેના સોફા પર બેઠી.

"ચમ્પાબાજી, તું ઘણી મહાન છે, ખુદાની કસમ !"

"સાચે જ!"

"ચમ્પાબાજી, એક વાત કહીશ!"

"પૂછો."

"તું ભૈયાસાહેબને કેટલાં વરસથી ઓળખે છે?"

"ઘણાં વરસથી."

"આટલા વરસ તેં શું કર્યું?"

"અભ્યાસ કર્યો, બીજું શું કર્યું વળી!"

"ત્યાર બાદ...?"

"વધુ અભ્યાસ."

"ત્યાર બાદ...?"

"અભ્યાસ કરતી જ ગઈ." ચમ્પાએ જરાક ગુસ્સે થઈને કહ્યું.

"અને ભૈયાસાહેબની ઓળખાણ આટલા વખતથી નિભાવી રહી છે? જ્યારે તેને પહેલાં મળી હોઈશ ત્યારે તારી ઉંમર સત્તરઅઢાર વરસની હશે. તેમના વિચાર, તેમના પ્રત્યેની લાગણી તારે માટે મોટા માણસની ટેવ જેવી ટેવ બની ચૂકયા છે. જોકે તું મોટું માણસ નથી." હું એક વાત કહું... જો તેં થોડોક વિચાર કર્યો હોત તો તારો પ્રેમ..."

"વાહિયાત વાત બંધ કર."

"વાહિયાત? ભગવાન! ભગવાન! તું ઘણી કટ્ટર બ્લૂ-સ્ટૉકીંગ નીકળી. અરે પ્રેમ કરવામાં ખોટું શું છે? એ તો ઘણી ઉમદા ચીજ છે. હું પોતે ઘણીવાર એ ચક્કરમાં ફસાઈ જાઉં છું. પણ મધ્યમવર્ગી છોકરીઓ આ શબ્દોને ઘણા ખરાબ માને છે. ચમ્પાબાજી, દિલગીર છું! આટલો મજાનો સમય છે. મારે તારી પાસે સિતાર પર ગત બાગેશ્રી તીન તાલમાં સાંભળવી જોઈતી હતી. તેને બદલે મેં તો તારી સમસ્યાની ચોળાચોળ શરૂ કરી."

"બીજા લોકોની સમસ્યાની ચોળાચોળ એ પણ એક જબરજસ્ત રૅકેટ છે. અને તું ભૂલે છે... તારા જેવા વિદ્યાર્થીઓને તો હું કૉલેજમાં રોજ શીખવું છું."

"મને ખબર હતી. તું આમ જ કહીશ. આપણી આખી જિંદગી એક જ પ્રકારનાં વાક્યો રટતાં રટતાં વીતી જાય છે." તે મોં બનાવીને બોલવા લાગ્યો, "હું એ પણ જાણું છું કે રોમેન્ટિક રહેવા માટે તારા ભૈયાસાહેબ કયા શબ્દો પ્રયોજતા હશે,

અને કેવા મેનરિઝમનો ઉપયોગ કરતા હશે? સાંભળ્યું છે કે ફ્રેન્ચ ખૂબ સુંદર રીતે બોલે છે!"

"પણ, આખરે ભૈયાસાહેબ ઉપર તને આટલી ચીડ કેમ છે?" ચમ્પાએ કહ્યું.

તે એકદમ શરમાઈ ગયો, એટલો શરમાઈ ગયો કે તેનો ચહેરો લાલ થઈ ગયો.

"હું ભલે ચિડાઉં, તેમાં તારે શું છે?" આટલો મજબૂત માણસ અને આટલો નિર્બળ નીકળ્યો!" ચમ્પાને અચંબો થયો.

"મતલબ એ છે," ચમ્પાએ કહ્યું, "આપણા ગ્રુપના બધા જ લોકો ભૈયાસાહેબને મોટા ભાઈ સમજીને તેમને માન આપે છે. બીજું કંઈ નહીં તો આ વાતનો તો તારે ખ્યાલ રાખવો જોઈએ. અહીં આવ્યો છે તો જરા રીતભાત પણ શીખ. જ્યારે જુઓ ત્યારે હુલ્લડ, દંગોફિસાદ, ફોજદારી. આ ચંડુખાનું શું ઓછું હતું કે ઉપરથી તું ટપકી પડયો!"

"ચમ્પાબાજી, તેં ભૈયાસાહેબ સાથે લગ્ન કર્યા હોત તો અજબ મશ્કરી જેવું લાગત. આપ્પીની વાત અલગ હતી. તે પેદા જ એટલા માટે થઈ હતી, પણ તું... હદ છે."

હવે ચમ્પા ચોંકી. "હું તારી પાસે સલાહ નથી માગતી." તેણે મોટાપણું ધારણ કરી લીધું.

"હું ક્યાં સલાહ આપી રહ્યો છું. જો તારામાં મારી સલાહ લેવા જેટલી અક્કલ હોત તો આવી પરિસ્થિતિ પેદા જ શું કામ થાત? પણ તું તો આહ...! આ સુશિક્ષિત યુવતીને તો જુઓ!" તેણે આંટા મારતાં નાટકીય છટાથી કહેવું શરૂ કર્યું. "આ અર્થશાસ્ત્રમાં પ્રવીણ, ડાઈલેકટિક્સ પર દિમાગ લડાવનારી, બિચારી કેવી મુશીબતમાં ફસાઈ છે. અય, રોમાન્સની શિકાર નાદાન કન્યા!"

"ગૌતમ, તું તદ્દન પાગલ છે!" ચમ્પાએ હસીને કહ્યું.

"ભગવાન! ભગવાન! જે માનવી નિયમિત રીતે કલબમાં જઈને વૉલ્ટ્ઝ નૃત્ય કરે, પિકનિકો અને પાર્ટીઓમાં કૉલેજની છોકરીઓને મૂવી બનાવતો ફરે, પોતે છોકરીઓ જેવો રૂપાળો હોય અને પોતે એ વાતનું અભિમાન ધરાવતો હોય, શું આવાને તમે પસંદ કરો છો? જો તારે પ્રેમ જ કરવો હોય તો મારી સાથે જ કરી નાખ! અથવા તો કમાલ યા હરિશંકરમાં પણ શું ખોટા છે? એમ તો તે લોકોના સિવાય પણ હજારો છે. એ વાત અલગ છે કે એ બધામાં હું વળી જુદો જ છું." પછી

બીજી જ ક્ષણે તેણે ગંભીરતાથી શરૂ કર્યું, "નહીં, ચમ્પાબાજી, મુશ્કેલી એ છે કે તું પરંપરા પાછળ જાન દે છે. ફક્ત એક જપમાળા જરૂરી છે, તારો પોતાના નામનો જપ, ભૈયાસાહેબના ગ્લેમરનો જપ, 'ગુલફિશાં' અને સિધાડાવાળી કોઠીઓનો જપ! મનનો આનંદ...પણ માત્ર મનના આનંદનું પરિણામ શું છે? કશુંક નવું કામ કરત તો શું ખોટું હતું?"

"અધ્યાપનનું કાર્ય કરું છું ને." ચમ્પાએ જોયું કે પોતે કઢંગી પરિસ્થિતિમાં મુકાઈ ગઈ છે. એવો અણધાર્યો, એવો કઠોર હુમલો કરવામાં આવ્યો હતો કે તેની ભાવના-ઓનું બખ્તર તૂટીને ટુકડેટુકડા થઈ ગયું. તે વરસોથી પોતાની જે ભાવનાઓ અને અનુભૂતિઓને અત્યંત મહત્ત્વની સમજતી આવી હતી, તે પળભરમાં તેને દયાજનક લાગવા માંડી. "પ્રત્યેક જણ કાંઈ કલાકાર ન બની શકે." તેણે ઊંચા સાદે કહ્યું.

"કલાકાર ન બન. આજકાલ કલકત્તામાં કલાકારોની કતારોની કતારો નજરે ચડે છે. કોઈ સંગીન કામ કર. કામ એટલું બધું કરવાનું પડ્યું છે..." તેણે ચારે તરફ નજર નાખી અને થાકેલા અવાજે કહ્યું, "તારી નજરે નથી આવતું?"

"નજરે તો આવે છે," ચમ્પાએ કહ્યું, "પણ જીવતાંય રહેવું છે ને! નોકરી કરું છું તો મહિને ત્રણસો રૂપિયા મળે છે. મારા પિતા તદ્દન મામુલી વકીલ છે. હું તમારા જેવા સંપત્તિવાન કુટુંબના નબીરાઓની જેમ ગરીબીને સિદ્ધાંત પૂરતી જ નથી ઓળખતી, મને ગરીબીની હકીકતોની પણ ખબર છે."

"અને, ભૈયાસાહેબ સાથે લગ્ન થઈ ગયાં તો તું પણ ક્લબમાં જઈને નૃત્ય કરીશ અને ઘોડેસવારી કરીશ, ખરું ને?" તેણે નિષ્કપટતાથી પૂછ્યું.

"તો શું લાલ ઝંડો લઈને રસ્તા પર દોડું?"

"તો લગ્ન તારે માટે આર્થિક સમસ્યાનું નિરાકરણ છે. ચમ્પાબેગમ, હું તમને બીજાઓ કરતાં કંઈક જુદાં જ માનતો હતો. પણ એ તો કહે, એ સાહેબજાદા તને આટલા બધા પસંદ શા માટે છે?"

"ખબર નથી." તેણે નાની છોકરીની જેમ શરમાઈને કહ્યું. પણ આટલું કહેતાં તેને ઘણો ડર લાગ્યો.

"અચ્છા, તો તને સારા ચહેરા પસંદ આવે છે? તારો સ્વભાવ કવિ જેવો છે?" પછી તે ટહેલતો ટહેલતો હેટ-રેકના અરીસા પાસે ગયો અને પોતાના તરફ ટીકી

ટીકીને જોવા લાગ્યો. "મારી સાથે કોઈ પણ છોકરી આટલો ઊંચો પ્રેમ કરી શકશે? આમ જોવા જઈએ તો હું કંઈ કુરૂપ નથી."

"શાન્તા તારી સાથે એવો પ્રેમ નથી કરતી?"

હવે ગૌતમ પોતાની જગ્યાએ આશ્ચર્યચકિત થઈને ઊભો રહી ગયો. ચમ્પાને એ જોઈને ખુશી થઈ કે તેનુ બખ્તર પણ તૂટી રહ્યું છે.

"ગૌતમ બહાદુર! તમે પણ કાચના ઘરમાં રહો છો. બીજાઓ પર પથ્થર ફેંકતા પહેલાં આ વાત યાદ રાખો."

"તુ શાન્તા અંગે શું શું જાણે છે?"

"તુ તેને ચાહતો નથી? તે જે કોઈ પણ હોય, તારા પિત્રાઈ ભાઈની પત્ની છે, તારાથી પાંચ વર્ષે મોટી છે. કોને ઉપદેશક જ સમજવો અને કોને ઉપદેશ આપવો. અને હવે તુ તારી પેલી શાન્તા નીલાંમ્બરને ભૂલી જવા માંડયો છે. ઘણા દિવસથી તેં તેને પત્ર લખીને અહીંની સ્થિતિથી માહિતગાર કરી નથી. એ તારી ઈન્ટેલેક્ચ્યુઅલ સાથી છે. તું એની સાથે લગ્ન કરી શકે તેમ નથી. તું કોઈની પણ સાથે લગ્ન નહીં કરી શકે, નિર્મળા સાથે પણ નહીં. ગૌતમ બહાદુર, આ ભારે ગંભીર પ્રશ્નો છે. અહીં તમારા સિદ્ધાંતો ચાલી શકતા નથી. હું ભૈયાસાહેબને પસંદ કરું છું. મારે અને તેમને ઈન્ટેલેક્ચ્યુઅલ સાથીદારી નથી. પણ ગૌતમ બહાદુર, મને તો તુ પણ પસંદ છે. કહે હવે આનું શું કરવું? માનવીય સંબંધો ઘણા અનોખા હોય છે. ધીમે ધીમે તુ પણ મને ગમવા માંડયો છે. શું હું ફ્લર્ટ છું? હરગિઝ નહીં. પણ ઈન્સાનોને પસંદ કરતાં મને આવડે છે. મેં આટલુ મોટું કન્ફેશન એટલા માટે કર્યું છે કે તમારું કાચનું ઘર પણ તૂટી ચૂક્યુ છે. અફસોસની વાત છે કે તેં જાતે જ તેને તોડી નાખ્યુ છે. થોડાક વધુ દિવસો તે સાબૂત રાખ્યુ હોત તો ઠીક હતું." તેણે ઉદાસીનતાપૂર્વક વાત પૂરી કરી.

અંધારામાં તે જે નાવ પર સવાર હતી તે તોફાની રેલાની સાથે ક્યાંની ક્યાં પહોંચી ગઈ. ગૌતમ ચુપચાપ ઊભો હતો.

ચમ્પાને તેના ઉપર દયા આવી. કેટલો પ્યારો યુવક છે? તે હરિશંકર અને કમાલને કેટલો મળતો આવે છે—તેમના જેટલો જ ગંભીર અને શેતાન પણ. આ બન્ને જણા પણ કોણ જાણે ક્યાંથી શોધી શોધીને તેમના જેવા જ 'કુક' ભેગા કરે છે! આને જ જુઓ ને. ન જાણે ક્યાંથી વહેતો વહેતો આવ્યો છે!"

"તને શાન્તા અંગે શી ખબર છે?" ગૌતમે ખિજાઈને પૂછ્યું. તે તેની સાથે લડી રહ્યો હતો; એટલે કે એટલો નિકટ આવી ગયો હતો કે તેને ધમકાવે, તેને સારું-માઠું કહે, તેની સાથે લડે, તેની આલોચના કરે, પોતાપણાની આ અનુભૂતિએ ચમ્પાને વધુ ઉદાસ બનાવી દીધી.

"ગૌતમ," તેણે કહ્યું, "આ રીતે જૂની વાત ફરી કહી રહી છું. પણ મને માફ કરજે ! જો આપણે બધા ખુલ્લા પુસ્તક જેવા છીએ. આપણામાંથી કોઈનું છાનું રહસ્ય નથી. તું મારી વાતોથી કેટલો બધો માહિતગાર થઈ ચૂક્યો છે! પ્રત્યેક માનવી એક્સ્પોઝ્ડ છે, પ્રકાશમાં છે. પેલો હળવો અંધકાર, પેલું ઝાંખાપણું... જ્યાં જઈને આપણે આપણી જાતને છુપાવી શકીએ, તે તને ક્યાંય નહીં મળે...જ્યારે હું તને જોઉં છું ત્યારે મને લાગે છે કે હું તેજ પ્રકાશમાં ઊભી છું અને તું મને આરપાર જોઈ શકે છે અને હું પણ તને આરપાર જોઈ શકું છું, આથી જ મને ખબર છે કે તું મને..."

"આરપાર જોઈ રહ્યો છું, ચમ્પા, શબ્દોને ખતમ કરી દે—શબ્દ આપણને ખાઈ જશે!"

"શબ્દોને ખતમ કરો, પણ અર્થો તો રહેશે જ. તો કહે આપણે શું કરી શકીએ તેમ છીએ?" ચમ્પાએ ભારે વિવશતાથી કહ્યું.

## ૩૨

"હજી જરા સાંભળ. આપણા ભૈયાસાહેબ છે ને તેઓ ગૌતમની ઈર્ષા કરે છે." તઅલતે એક દિવસ સિંઘાડાવાળી કોઠીમાં નિર્મળાને કહ્યું.

"ગૌતમની? હાય રે! આ તો વળી મજાની વાત છે. એ બિચારાની કોણ ઈર્ષા કરે! એ તો એટલો ડિફેન્સલેસ છે!"

"હા હા, મતલબ એ કે તે તો.. હદ છે, ભાઈ."

ઠગોની મંડળીઓની જેમ આ બધાને પોતપોતાની મંડળી પ્રત્યે ભારે વફાદારી હતી. જે કોઈ તેમાં સામેલ થાય તેની ઉપર જાન આપવા બધા તૈયાર રહેતા.

"ચમ્પાબાજી તો ક્યાંક..." નિર્મળાએ થોડુંક વિચારીને કહ્યું.

"ચુપ, એવી બાલિશ વાત ન કર!"

"એમાં શી બાલિશતા છે? વખત વખતની વાત છે," નિર્મળાએ ડોસીના જેવી અદાથી કહ્યું.

"ખોટી વાત." તઅલતે જોરદાર વિરોધ કર્યો. "ચમ્પાબાજી હવે એટલી ઇમ્મેચ્યોર નથી. અચ્છા, તું ગૌતમ સાથે પ્રેમ કરી શકે?" તેણે પૂછ્યું.

"ગૌતમ સાથે? હદ કરે છે! આટલી ઓળખાણ-પિછાણ પછી એ શક્ય જ નથી. પ્રેમ કરવા માટે, મેરી જાન, થોડું અંતર - થોડો ભેદ જોઈએ." નિર્મળાએ કહ્યું.

"અને, આપણે આ રહસ્ય અને ઝાંખાપણાંની વિરુદ્ધ જેહાદ ઉપાડવાના છીએ." તઅલતે કહ્યું.

"બીજું શું!" નિર્મળાએ કહ્યું.

"હકીકતમાં તો ચમ્પાબાજીના આ લગાતાર પ્રેમે આપણા બધાની સાયકોલોજી ખરાબ કરી નાખી છે. જ્યારથી તે અહીં આવી છે, યાદ .. છે? આપણે પહેલા વર્ષમાં હતાં ત્યારથી આ ચાલુ છે. કેવી થર્ડ ક્લાસ વાત છે!"

"બેહદ થર્ડ ક્લાસ!" નિર્મળાએ તઅલતની વાતનું સમર્થન કર્યું.

"એ વાત સમજાતી નથી કે જ્યારે ભૈયાસાહેબ આટલો આગ્રહ કરી રહ્યા છે તો એ એમની સાથે લગ્ન કેમ કરી લેતી નથી?"

એટલામાં એક સાઈકલ આવીને રોકાઈ અને તેની ઉપરથી ગૌતમ નીલામ્બર ઊતર્યો.

"એટલું કહેવા આવ્યો છું કે સેવક હવે અહીંથી જઈ રહ્યો છે."

"ક્યાં જઈ રહ્યો છે?" તઅલતે પૂછ્યું.

"અહીં જ, જરા વિલાયત સુધી! અખબાર તરફથી મને ત્યાં મોકલવામાં આવે છે."

"વિલાયત સુધી!" તઅલતે તેની નકલ કરી. "કેટલો રૂઆબ છાંટે છે? જાણે કે અમે લોકો કદી વિલાયત જઈ જ શકીએ તેમ નથી. તું જા, અમે બધા પણ તારી પાછળ પાછળ આવીએ છીએ."

"સાચે જ, યાર, ખૂબ અફસોસ થઈ રહ્યો છે કે તું જઈ રહ્યો છે." હરિશંકરે કહ્યું.

"હા, યાર. અફસોસ તો થવો જ જોઈએ. હું કેટલો ગમી જાઉં એવો આદમી હતો!" ગૌતમે જવાબ આપ્યો.

તઅલત આ બન્નેને વાતો કરતા છોડી અંદર નિર્મળા પાસે ગઈ.

"ગુરુ જઈ રહ્યા છે." તેણે કહ્યું.

"મેં હમણાં સાંભળ્યું." તે રડી રહી હતી. તઅલત અચંબામાં પડી ગઈ.

"અરે, કેવી બેવકૂફ છોકરી છે તું! રડે છે શું કામ? લગ્ન કરીને તું પણ તેની સાથે જતી રહે. એને માટે તારા તરફથી માગણી તો કયારનીય થઈ ગઈ છે."

"એ થોડો મારી સાથે લગ્ન કરવાનો! એ તો ચમ્પાબાજી પાછળ મરે છે. જિંદગીભર મારી તેની સાથે સરખામણી કરતો રહેશે. હું શું ચમ્પાબાજીનો પડછાયો બનીને જીવું?" નિર્મળાએ રડતાં રડતાં કહ્યું.

"ચમ્પાબાજી! ચમ્પાબાજી! તારાથી વધારે ખરાબ કોણ હશે? હજી તું કોણ જાણે કોની કોની જિંદગી બરબાદ કરીશ!" તઅલત નિર્મળા પાસે બેસી પડી. "રડ નહીં, મૂરખ ક્યાંની!" તેણે રડમસ અવાજે કહેવા માંડ્યું. બહારથી ગૌતમ અને શંકરના હસવાનો અવાજ આવતો હતો.

તઅલતને ચમ્પા પર આટલી નફરત ક્યારેય થઈ ન હતી.

ચમ્પા બારીમાંથી સાંજના આસમાનનું નિરીક્ષણ કરી રહી હતી.

"બનત બનાઉ બન નાહીં આવે હરિ કે બિના! હરિ કે બિના!" બાજુના ખંડમાંથી કોઈ છોકરી પૂર્વીનો ખ્યાલ ગાઈ રહી હતી.

એકાએક તેની સમજમાં એનો અર્થ આવી ગયો. વાસ્તવમાં વિરહને જ પ્રેમ કહે છે.

ઘાસ પર છોકરીઓ ફરતી હતી. એક ખંડમાં કોઈ પિયાનો વગાડી રહ્યું હતું. ચારે તરફ ગોપીનું દિલ દેખાઈ રહ્યું હતું.

તે ઊતરીને નીચે આવી અને બાદશાહબાગ જવા રવાના થઈ ગઈ. પ્રૉફેસરને ત્યાં ઘણા લોકો ભેગા મળ્યા હતા. તેને થોડુંક આશ્ચર્ય થયું.

"ડાયરેક્ટ એકશન! કલકત્તા—કલકત્તા. બે હજાર મોત!"

આ શી વાતો થઈ રહી હતી? કોઈકે તેને સ્વપ્નમાંથી ઢંઢોળી. ગૌતમ પણ હાજર હતો અને કાગળ ઉપર ઝૂકીને જલદી કશુંક લખી રહ્યો હતો.

"શું થયું?" તેણે ગભરાઈને પૂછ્યું.

"જરા તમારા લીડરોને જઈને પૂછો, ચમ્પાબેગમ!" કોઈકે તેની નજીક આવીને કહ્યું.

ચમ્પાએ અકળાઈને ચારે તરફ જોયું, "મારા લીડરો!" તેનો કંઠ સુકાઈ ગયો.

"હાં, હા, તમારા લીડરો. જોર-શોરથી લીગને મત આપવા ગઈ હતી." કોઈકે કહ્યું.

તેણે ગૌતમ તરફ જોયું પણ ગૌતમે બીજી તરફ માં ફેરવી લીધું.

લોકોએ તેની તરફ ઘૂરકી ઘૂરકી જોયું.

એક અન્ય વ્યક્તિ (અને એના સફેદ, બ્લેક ચેહરા હતા) હરિશંકર તરફ ફરી, "આ તમારી કમ્યુનિસ્ટ પાર્ટીએ શો ધંધો આદર્યો છે? પાકિસ્તાનની માંગ જનતાની માંગ છે!"

"અમે શાંતિ ચાહીએ છીએ." ગૌતમે ફરી એ જ વાત કહી.

"શાન્તિ! ઊંહ! ગાંધીવાદીઓ કરતાં મોટો ફ્રોડ ક્યાંય જોયો નથી." ત્રીજાએ કહ્યું.

તે પાછી ફરી. કૈલાસ હૉસ્ટેલમાં યુનિયનની તાકીદની બેઠક ચાલી રહી હતી. તે ત્યાંથી આગળ વધી. ચાંદબાગના દેવળમાંથી ઓર્ગનનો અવાજ આવી રહ્યો હતો. રાયબિહારી-લાલ રોડ પરથી પસાર થતાં તેણે મકાનો ઉપર દૃષ્ટિ નાખી. તેનું સ્વાગત કરે એવો કોઈ દરવાજો તેને દેખાયો નહીં.

બીજા દિવસે સવારે તેને ખબર પડી કે ગ્રુપ જાન હથેળીમાં લઈને કલકત્તા જવા રવાના થઈ ગયું હતું. નિર્મળા, તઅલત, તહમીના, બધાં ગયાં હતાં. માત્ર તે એકલી જ રહી હતી

મહિનાઓ પસાર થતા ગયા.

ગ્રુપ હવે કલકત્તા પછી બંગાળ અને બિહારમાં 'શાંતિ'ના જાપ કરતું ફરી રહ્યું હતું. રાત્રે તેઓ ગાંધીજીની સામે બેસીને 'રઘુપતિ રાઘવ રાજારામ'ની ધૂન બોલતાં, દિવસના ઘાયલોની સારવાર કરતાં.

છોકરીઓ પાછી આવી ગઈ હતી. લખનૌનું જીવન હમેશની જેમ ચાલી રહ્યું હતું. એક દિવસ ચમ્પાએ અખબારમાં વાંચ્યું કે ફલ્ગૂ નદીને કિનારે વિદ્રોહીઓએ કેટલાક કાર્યકર્તાઓ ઉપર હુમલો કર્યો હતો. જે લોકો ઘાયલ થયા હતા તેમાં કમાલ, શંકર અને ગૌતમ પણ હતા. ચમ્પાએ ગભરાઈને સાઈકલ ઉપાડી અને 'ગુલફિશાં' જવા રવાના થઈ ગઈ. ફાટક પરથી તેણે જોયું કે સ્ટેશનવેગન ઉપર સામાન લદાઈ રહ્યો હતો. તહમીના, તઅલત અને નિર્મળા સફર માટે તૈયાર થઈને ઊભાં હતાં. તહમીનાએ તેને કહ્યું કે શંકરના કાકા તે સમયે ગયામાં હાજર હતા અને એ ત્રણેને મોટરમાં ગોરખપુર લઈ ગયા છે. તેઓ ત્યાંના સિવિલ સર્જન છે અને હવે અમે ત્રણે પણ ગોરખપુર જઈ રહ્યાં છીએ.

"ચમ્પા, તું પણ ચાલ." તહમીનાએ કહ્યું. "તું છેલ્લા કેટલાક દિવસોથી એટલી અલગ અલગ રહે છે કે અમે માન્યું કે તને કામમાંથી ફુરસદ જ મળતી નથી. તારી કૉલેજ તો બંધ છે. ચાલ અમારી સાથે. પાછા ફરતાં અમે તને બનારસ ઉતારી દઈશું."

ચમ્પાને ગ્રુપે પાછી પોતાનામાં સામેલ કરી દીધી.

ત્રણે ઘાયલ યુવકોને સિવિલ સર્જનના બંગલાની પાછલી ઓસરીમાં રાખવામા આવ્યા હતા. તેઓ ખાટલામાં પડયા પડયા ગળું ફાડી ફાડીને ગીતો લલકારતા રહેતા. ગૌતમ દરરોજનાં અખબારો વાંચી પોતાનો ભાવિ કાર્યક્રમ બદલતો રહેતો. તેના ડાબા હાથની આંગળીઓ પર હજી પ્લાસ્ટર હતું. "આ ત્રણે આંગળીઓ વડે ફરીથી કામ કરી શકાશે કે નહીં તેની ખબર પડતી નથી." તે ઉદાસ થઈને કહેતો.

"ચમ્પા," એક દિવસ તેણે કહ્યું, "તું કલ્પના કરી શકે છે ખરી કે હવે હું કદી પણ પિયાનો વગાડી નહિ શકું!"

"કેમ નહીં વગાડી શકે, યાર. મૉરબિડ ન બન. નાટક શું કરે છે!" કમાલે કહ્યું. તેના પગનું હાડકું ભાગ્યું હતું.

જ્યારે ત્રણે ફરીથી હરફર કરી શકે તેટલા સારા થયા ત્યારે પાછા ફરવાની તૈયારી શરૂ થઈ.

"ચાલો, પહેલાં જરા રખડપાટ કરીએ. કોને ખબર અહીં પાછા આવવાનું ક્યારે થશે!" કમાલે સૂચવ્યું. કમાલ હવે શાંત થઈ ગયો હતો. બેઠો બેઠો વિચાર કર્યા કરતો, પણ ગૌતમને મૉરબિડ ન બનવા ઉપદેશ દેતો રહેતો.

"આપણે અહીંના ગામડાંની દશા જોવી જોઈએ. આપણે મિર્ઝાપુર પણ જઈશું. ત્યાં અમારી કમરુનનું ઘર છે."

અહીં સવારી માટે હાથી જ મળતા હતા. તેઓ હાથીઓ પર બેસીને કપિલવસ્તુ પહોંચ્યા. ગામના લોકો તેમને આશ્ચર્યથી જોઈ રહ્યા.

તેઓ ગામમાં ફરવા નીકળ્યા. એક સ્થળે કમાલ રૂમાલથી પથ્થર સાફ કરીને બેઠો.

હવે અહીં કમળનાં ફૂલોથી શોભતાં તળાવો, લીલાંછમ વૃક્ષોનાં ઝૂંડો અને ચમેલીનાં ફૂલોથી મઘમઘતી વેલો, સોનેરી હરણનાં ટોળાં વગેરે કંઈ દૃષ્ટિગોચર થતું ન હતું. ચમ્પાને આ જોઈ આશ્ચર્ય થયું.

"યાર, બધું ભારે સુમસામ છે." કમાલે ગભરાઈને કહ્યું.

"ભારે સુમસામ છે." હરિશંકરે ઉત્તર આપ્યો. "ચાલો આપણે પાછા ફરીએ, હાથીઓ આપણી રાહ જુએ છે."

કમાલ વિચાર કરતો બેસી રહ્યો.

"શંકર દોસ્ત, ઇતિહાસ એ એક જબરજસ્ત ફ્રોડ છે. ઇતિહાસ આપણને લગાતાર દગો દેતો આવ્યો છે." તેણે કહ્યું.

"હા, સાચું કહે છે." શંકરે હમેશની જેમ તેની વાતનું સમર્થન કર્યું.

તેઓ ધીમે ધીમે હાથીઓ પાસે આવ્યા. તેમના પડછાયા ભારે વિચિત્ર લાગતા હતા.

## ૩૩

પાછા ફરતાં ચમ્પા બનારસ રોકાઈ ગઈ. કેન્ટોન્મેન્ટના સ્ટેશન પર પહોંચી તેણે સાથીઓને ખુદાહાફિઝ કર્યા અને ટાંગામાં બેસીને ઘર તરફ જવા રવાના થઈ ગઈ. રામલીલાની ધામધૂમની શરૂઆત થઈ ચૂકી હતી. પોતાના મહોલ્લામાં પહોંચતાં જ દૂરથી તેને પોતાના ઘરનો નાનકડો દરવાજો દેખાવા લાગ્યો. ગુલાબી ઠંડીની રાતો હતી. તેના મકાનમાં એવી રીતે રોશની કરવામાં આવી હતી, જેવી રીતે અંધારામાં સમુદ્રમાં તરતા જહાજ પર રોશની કરવામાં આવી ન હોય! તે અંદર પહોંચી. તેની એક દૂરની પિત્રાઈ બહેનની લગ્નની ધમાલ હતી. ચારે તરફ ધાંધલ-ધમાલ હતી. અંદર ગીત ગાનારીઓ બેઠી હતી. તે જઈને એક અંધારા ખૂણામાં પડેલા પલંગ પર આડી પડી. ત્યાં એક બાજુએ કોઈક મહેમાનનું બાળક સૂતું હતું. ઘરના પાછલા ભાગમાંથી હુસેન બાંદીનો જોરદાર અવાજ આવી રહ્યો હતો-

ઉસને કહા, 'તૂ કૌન હૈ?'
મૈંને કહા, 'શૈદા તિરા!'
ઉસને કહા, 'કરતા હૈ ક્યા?'
મૈંને કહા, 'સૌદા તિરા!'

આંગણાની દીવાલ પર હરતી-ફરતી સ્ત્રીઓના પડછાયાઓ કાંપી રહ્યા હતા. કોઈએ જોરથી લોટો ચોકી પર મૂકયો. પલંગમાં સૂતેલી કોઈ બાળકી નિંદરમાં રડી.

ગીત આનારીઓએ ગાયું:

ઉસને કહા, 'કરતા હૈ ક્યા?'
મૈં ને કહા, 'સૌદા તિરા!'

તે આંખો બંધ કરીને સાંભળતી રહી. રસોડામાં તેલનો દીવો સળગી રહ્યો હતો. ચારે તરફ ધુમાડાની કાળાશ અને વઘારની મહક.

ઘર! ઘર...!! પોતાનું ઘર...!!!

પછી રાતની નીરવતા છવાઈ. એક બળદગાડી બારી નીચેના રસ્તા પર કીચુડ કીચુડ અવાજ કરતી જઈ રહી હતી. તેના પૈડાંઓમાંથી વિચિત્ર પ્રકારનો કર્કશ અવાજ આવી રહ્યો હતો. ચમ્પાને યાદ આવ્યું, એક વખત રસૂલન મહરીએ કહ્યું હતું: જ્યારે ગાડીમાંથી અવાજ નીકળે તો માનવું કે ભવાની ખફા થઈ છે, ખરાબ શુકન, ખૂબ જ ખરાબ શુકન...

એકાએક તેનું દિલ ધડકવા લાગ્યું—શું થશે! શું થવાનું હશે? અને, તેની બુદ્ધિએ તેને સમજાવ્યું, કશું નહીં થાય, બધું સારું જ થશે. હજી એવું અંધેર નથી કે... પણ કમાલનું વિશ્લેષણ તો છે કે... ઉંહ, કમાલને મારો ગોળી! શું તેનું જ વિશ્લેષણ ખરું હોઈ શકે! અને, આ કમ્યુનિસ્ટો શું કહે છે? ઉંહ, ખરો વિચાર આવ્યો! વિચારતાં વિચારતાં ગૌતમ નીલામ્બર અને કમાલનું જોશ, તલતની વાચાળતા, તહમીનાનું ગંભીર વ્યક્તિત્વ, બધાં એક પછી એક તેના મનઃચક્ષુ સમક્ષ આવ્યાં અને તેને વિચાર આવ્યો, પોતે કોણ છે, શું છે, લોકો તેને શું સમજે છે, ગૌતમ તેના વિશે શું માને છે? જહન્નમમાં ગયા બધા અને આમિર રઝા—આમિર રઝા—

દિવસ ચઢયો ત્યાં સુધી તે સૂતી રહી.

દિવસો વીતતા ગયા. શૂર્પણખાનું નાક કપાયું, રાવણને દાહ દેવાઈ ગયો, ભરત-મિલાપ થયો, દુબળા-પાતળા છોકરાઓ મોં પર પાવડર અને સફેદો લગાવી, નકલી મુકુટ પહેરી રામ અને લક્ષ્મણ બન્યા અને ગર્વ સાથે ગતિમય સિંહાસન પર બેઠા. માનવીઓને તેમનામાં ભગવાનનાં દર્શન થયાં. રજાઓ પૂરી થતાં તે લખનૌ પાછી ફરી. કાર્તિક મહિનામાં અમાસની રાતને દીપમાલિકાએ પ્રકાશમય કરી. મોટી અને નાની દિવાળી ઉજવાઈ ગઈ. ઘેર ઘેર લક્ષ્મીજીની પૂજા થઈ. "આજે લોના ચમારીની અમલદારી છે." 'ગુલફિશાં'ના પ્રાંગણમાં ખાલાબેગમે સહુને ચેતવ્યાં. "છોકરાંઓ આજે બહાર રખડો નહીં, આજે રાત્રે જાતજાતનાં જાદૂ થશે."...સામે ચાર રસ્તા પર બરાબર મધ્યમાં એક દડિયામાં મીઠાઈ હતી અને બીજામાં દીવો બળતો

હતો. ન જાણે કોણ મૂકી ગયું હતું. "યાદ છે? એક વખત જાદૂનો દડિયો આપણા આંગણામાં આવીને પડયો હતો." તઆલતે કહ્યું. તે ઘાસ પર આવીને આકાશને સામે જોઈ રહી. "આજની રાતે લક્ષ્મી ઘૂવડ પર બેસીને આખી દુનિયા ઉપર ઊડે છે! ન જાણે કોના કોના ઘરમાં તે પ્રવેશ કરશે!...બહાર ઘાસ પર ન જતાં, છોકરાંઓ!" ખાલા બેગમે ફરી સાદ કર્યો! "વરસાદનો સાપ દિવાળીના દીવાને ચાટીને પછી પોતાના દરમાં જાય છે."

ગલીએ ગલીએ અને ચોકચૌટા પર જુગાર ખેલાતો હતો. રામાવતાર અને કદીર જુગાર રમવા ગયા હતા ("આજે જે લોકો જુગાર રમતા નથી તેમને બીજો અવતાર છછૂન્દરનો મળે છે!" રામાવતારે કહ્યું). પછી ભાઈબીજનો તહેવાર આવ્યો. ગામમાં નવટંકીઓનાં ગીત ગુંજવા માંડયાં. સફેદ સાડીઓ પહેરીને ઇસાઈ સ્ત્રીઓ ગાતી ફરતી, " ઓહો મસીહ આયા સરે આસ્માં, સરે આસ્માં!" ખીચડીનો તહેવાર આવ્યો તો લોકો માઘમેળો નહાવા ત્રિવેણી ગયા. વસંતપંચમીના દિવસે ઘર-ઘરમાં સરસ્વતીની પૂજા થઈ. માનવીઓએ કલ્પનામાં જોયું કે ગોરા રંગની દેવી સફેદ વસ્ત્રો ધારણ કરી, સફેદ પાથરણા પર બેસીને જળ પર તરી રહી છે. કુંભારોએ બનાવેલી માટીની મૂર્તિમાં પણ તેમને દેવતાનાં દર્શન થયાં. પછી ફા ફા કરતો ફાગણ આવ્યો. શિવરાત્રિની તૈયારીઓ થવા લાગી.

મોહરમની ધમાલ પણ પૂરી થઈ. ઘર-ઘરમાં ઘાસ, મીણ અને કાગળના તાજિયા તૈયાર કરવામાં આવ્યા. માનવીએ તેની બધી કલા તેમાં વાપરી. આ કાગળો, રેશમનાં પારણાંઓ, તાબૂતો અને તાજિયાઓમાં પણ તેને ખુદા દેખાયા. ઇમામવાડાઓમાં દીપ પ્રકટયા. ગલીકૂંચીઓમાંથી પીલ અને દુર્ગાના સ્વરોમાં શોકગીતોના અવાજો સંભળાવા લાગ્યા. માર્ચમાં સારું ય વાતાવરણ અબીલગુલાલથી લાલ થઈ ગયું.

આ બધો બુદ્ધિનો ભ્રમ હતો. મનની છલના, નજરની છેતરામણી. કશાનો કશોય અર્થ નથી. માત્ર વ્યકિતગત આનંદ જ મૂળ વસ્તુ છે—જ્યાંથી મળે, જે કીંમતે મળે, પોતાનો આનંદ પ્રાપ્ત કરો. તમારા સિદ્ધાંતો, તમારી જેલયાત્રાઓ, તમારી કૉંગ્રેસ, તમારી મુસ્લિમ લીગ,—બધો બકવાદ છે. તમે લોકો, જેઓ માનવજાતની કિસ્મતનો ફેંસલો કરવા નીકળ્યા છો, મારામારીમાં માણસોના રકતની નદી વહી જાય છે. ના—મને ખપે છે માત્ર વ્યકિતગત આનંદ—નિજી આનંદ! ઘર, શાંતિ, બાળકો, પતિનો પ્રેમ.

"તું કેવી અફસોસજનક વાતો વિચારી રહી છે, ચમ્પાબેગમ. જરા શરમા, શરમા!" બારીમાં પગ લટકાવીને બેઠેલા તેના તાર્કિક અસ્તિત્વે તેને કહ્યું, "જરા શરમા! શરમા!" હવામાં પ્રતિઘોષ સંભળાયો. ભાદરવાનો આકાશી ગગડાટ સંભળાતો હોય તેમ લાગ્યું. કાળાં વાદળોએ ચારે તરફથી આગળ વધીને તેને પોતાનામાં સમેટી લીધી. એટલી જોરદાર વર્ષા વરસી કે ધરતીઆકાશ એક થઈ ગયાં. નદીનાળાં ભરાઈ ગયાં. ગૌડમલ્હારની તાનોમાં દુનિયાભરનું દર્દ ઊભરાઈ આવ્યું. પૂર્વી પવને મનમાં તોફાન પેદા કર્યું.

તે વૃક્ષોની ડાળીઓ ખસેડતી રસ્તા પર પહોંચી. સામે પ્રૉફેસર બેનરજીનો બંગલો હતો. તેમના દીવાનખાનામાં ઘણા લોકો ભેગા મળ્યા હતા. આજે દુનિયામાં મહત્ત્વપૂર્ણ નિર્ણય લેવાયા (આ લોકો નિર્ણય કરતી વખતે મારા અંગે વિચાર કેમ નથી કરતા? હું ચમ્પા અહમદ, અહીં એકલી ઊભી છું). દીવાનખાનાના પડદા પાછળ બધા ભેગા મળ્યા હતા. તે ધીમે ધીમે ચમેલીની ઝાડીઓમાંથી પસાર થતી સીડીની નીચે આવીને ઊભી રહી અને અંદર ડોકિયું કર્યું. પ્રૉફેસર સફેદ ધોતી અને કફની પહેરીને સેટી પર ચુપચાપ બેઠા હતા. ગૌતમ પણ હતો અને કમાલ પણ હતો. ગૌતમ નવા હિન્દુસ્તાની દૂતાવાસ સાથે મૉસ્કો જઈ રહ્યો હતો.

દિલ્હી, સિમલા, નં. ૧૦ ઔરંગઝેબ રોડ, વાઈસરીગલ લૉજ, ભંગી કૉલોની વગેરે શબ્દો ચમ્પાના કાનોમાં અથડાયા કર્યા. તે બારી પાસેથી ખસી ગઈ, અને ફરીથી તે રસ્તા પર આવી.

હવે તેની સામે બે દુનિયા હતી.

એક તરફ આ લોકો હતા. તેમનાં દિલ-દિમાગ, તેમના આદર્શ, તેમનો સંઘર્ષ પણ અહીં ભવિષ્ય ઘણું અસ્પષ્ટ હતું. બીજી તરફ શાન્તિ હતી. સુરક્ષા અને નિજી આનંદ. આમિર રઝા પાકિસ્તાન જઈ રહ્યા હતા. શા માટે ન જાય, તેઓ કમાલની જેમ માથાફરેલ તો નથી જ. અહીં તેનું ભવિષ્ય શું? નવા દેશમાં ઉન્નતિ કરીને ક્યાંના ક્યાં પહોંચી જશે. નિજી આનંદ, નિજી ઉન્નતિ, નિજી ઉદ્દેશ્ય—શા માટે નહીં? રાજકારણ જ કાંઈ સમગ્ર જીવન નથી. બીજાઓનો હું શા માટે વિચાર કરું? બીજાઓએ અત્યાર સુધીમાં મને શું આપ્યું છે? તેણે ગંભીરતાથી વિચારવું શરૂ કર્યું. હું આમિર રઝા સાથે લગ્ન કરીને પાકિસ્તાન ચાલી જઈશ. કેટલી આસાન વાત છે!... એકાએક તેને લાગ્યું કે બધી મથામણ પૂરી થઈ. બધું શાંત જણાવા લાગ્યું. તેણે કલ્પનામાં પોતાનું નામ વાંચ્યું, બેગમ આમિર રઝા, કરાંચી, વાહ ભાઈ!

પણ આ લોકો, કમબખ્તો ખૂબ યાદ આવશે! પણ, માનવીને દુનિયામાં બધી વસ્તુ તો મળી શકતી નથી. તે શાહી ફાટક સુધી પહોંચી ગઈ. તેની પાછળ-પાછળ ગૌતમ આવી રહ્યો હતો.

"ચમ્પાબાજી, ખુદાહાફિઝ!" તેણે કહ્યું.

"મૉસ્કો જઈ રહ્યો છે?"

"હા. કમાલ જુલાઈમાં જશે. તઅલત અને નિર્મળા પણ જઈ રહ્યાં છે. તેમને બધાને કેમ્બ્રિજમાં પ્રવેશ મળી ગયો છે."

તે બાદશાહબાગ ફાટકના પુરાણા થાંભલાને અઢેલીને ઊભી રહી.

"આખરે તું મને કહેતો કેમ નથી કે મારે શું કરવું જોઈએ!" તેણે લગભગ ચીસ પાડીને કહ્યું.

"તું કઈ કઈ બાબતમાં મારી સલાહ લઈ રહી છે? તેં જ તો કહ્યું હતું કે કોણ કોને સલાહ આપી શકે તેમ છે? કોણ કોનો ઉપદેશક બની શકે તેમ છે? ચમ્પાબાજી, હું હલકટ નથી, માત્ર યથાર્થવાદી છું."

"તારી પાસે મારા માટે માત્ર આ જ શબ્દો છે?"

"તું તો શબ્દોમાં તેનો અર્થ જોવા માગતી નથી, એટલે ગમે તે કહું, શો ફરક પડવાનો છે. હું જે કંઈ કહીશ તેનો કોઈ અર્થ નથી. ખુદાહાફિઝ. 'ગુલફિશાં' જાવ તો અપ્પીને ખબર કહેજે. કાલે સવારે હું દિલ્હી જઈ રહ્યો છું." તે આગળ વધ્યો.

ચમ્પા તેને જતો જોઈ રહી. એટલામાં કમાલ આવી પહોંચ્યો.

"ચમ્પાબાજી, મુબારકબાદી! તમારું પાકિસ્તાન બની ગયું છે." તેના સ્વરમાં જેટલી કટુતા, નફરત અને નિરાશા છુપાઈ હતી તેની કલ્પનાથી ચમ્પા કાંપી ઊઠી. તેને લાગ્યું કે હવે કમાલ એક વધુ લેકચર આપશે, તેને ભલુંબૂરું કહેશે, પણ અ. શું થયું કે કમાલ એકદમ ચુપ છે! જોકે હવે કશું કહેવાનો-સાંભળવાનો, નારાજ થવાનો, વાદવિવાદ કરવાનો સમય રહ્યો ન હતો. વાતોનો સમય પૂરો થયો હતો. હવે એક નક્કર દુનિયા સામે હતી—ફેંસલા અને અમલની પ્રતીક્ષામાં. કમાલ ક્ષણભર માટે મૌન રહીને ફાટક તરફ જોવા લાગ્યો. ત્યાર બાદ તેણે પણ ચુપચાપ ચાલવા માંડયું.

તે ત્યાં આછાં અંધારામાં એકલી ઊભી હતી. આ બધા તેનો સાથ છોડીને પોતપોતાને રસ્તે ચાલ્યા ગયા હતા

તે રસ્તા પર આવી ગઈ. ચારે તરફ નિસ્તબ્ધતા છવાયેલી હતી. મકાનો અને વૃક્ષોને પેલે પાર 'ગુલફિશાં' હતું. 'ગુલફિશાં' તેને માટે અજાણ્યું હતું, પણ ત્યાં 'તે' પણ હતો—'તે', જે તેનો હાથ પકડનાર હતો. તે તેના માર્ગે પ્રયાણ કરશે. જિંદગીમાં રોમાંસ અને પ્રેમ અને ગુલાબની કળીઓનું અસ્તિત્વ ખરું કે નહીં? માનવી ક્યાં સુધી માત્ર પડછાયાઓની પાછળ જ ભમતો રહેશે. તેને તે કહેશે, લો ભાઈ હું અહીં છું. ધાંધલ પૂરી થાય છે. હવે આરામનો સમય છે. આ લોકોને સંઘર્ષો અને કષ્ટોની ઘટમાળો પાછળ પાગલોની માફક તેમના વાળ ખેંચવા અને રાખ ચૂંથવા દો. એક સમય એવો આવશે જ્યારે એ લોકો પણ થાકી જશે અને નીચી મૂંડીએ ક્યાંક શરણ લઈ લેશે. લો હું આવી પહોંચી. રોમાંસનો અર્થ હું સમજી શકી નથી, જેનું સિમ્બોલ તું છે (અહીં દરેક ચીજના સિમ્બોલ છે. આ લોકોએ આખી જિંદગીને સિમ્બોલોમાં વહેંચી લીધી છે). પણ હવે હું તારી પાસે આવી છું.

ગુલફિશાંના ફાટક પર રામાવતાર માળી મળ્યો.

"ભૈયાસાહેબ છે?" તેને લાગ્યું કે તેનો અવાજ કંપી રહ્યો છે. તે જાણે ચોરોની જેમ ગભરાતી હોય તેમ તેને લાગ્યું. તે 'ગુલફિશાં'માં માથામાં સિંદૂર ભરવા આવી હતી.

"ભૈયાસાહેબ તો હમણાં જ ગયા."

"ક્યાં?"

હવે બાગના અંધારામાંથી બહાર નીકળીને ગંગાદીન પણ સામે આવ્યો.

"ક્યાં ગયા ભૈયાસાહેબ?" ચમ્પાએ દોહરાવ્યું.

"ત્યાં." રામાવતારે કડવાશથી ઉત્તર આપ્યો, "મુસલમાનોના પાકિસ્તાનમાં. હવે તમે પણ ચાલ્યાં જાવ.—બધાં જશે. અમે અહીં એકલા રહી જઈશું."

"ભૈયાસાહેબ મુંબઈ ગયા છે. ત્યાં જહાજોની વહેંચણી થઈ રહી છે. પાકિસ્તાનના હિસ્સાનાં જહાજો લઈને કરાંચી જશે, કદીર કહેતો હતો." રામાવતારે કહ્યું, "હો લાલા લા લાલા." તેણે પોપટોને ફળનાં વૃક્ષો પરથી ઉડાડવા પથ્થર ફેંક્યો.

ગંગાદીન અને રામાવતારને પોતપોતાના વિચારમાં ડૂબેલા છોડી તે પાછી ફરી. ભૈયાસાહેબ ચાલી ગયા કારણકે ઘોડા, મોટરો અને છોકરીઓ ઉપરાંત, હવે તેમના જીવનમાં એક નવો શોખ પેદા થઈ ચૂક્યો હતો. નવો દેશ, નવું પદ, ઉન્નતિ, નવી સમસ્યાઓ—પુરુષોની દુનિયા તદ્દન ભિન્ન હોય છે.

"આ વ્યકિત માટે મેં આટલો સમય બરબાદ કર્યો! અરે, હું કેટલી બેવકૂફ હતી."

પછી તેને લાગ્યું કે ભૈયાસાહેબ ખૂબ સ્વરૂપવાન હતા અને તેની સાથે ખૂબ સરસ સમય પસાર કર્યો હતો. યાદોના ખજાનામાં આવી સ્મૃતિઓ પણ જરૂરી છે. પણ મારો તેમના ઉપર પ્રેમ ન હતો, હરગિઝ નહીં. સામે ભૈયાસાહેબની પહેલી દુનિયા ફેલાયેલી હતી. 'ગુલફિશાં'ની લોન, જ્યાં યુકેલિપ્ટસનાં ઊંચાં ઊંચાં વૃક્ષો હતાં...તેના સહવાસીઓ કમાલ, ગંગાદીન, તેનું કુટુંબ, તેની પિત્રાઈ તહમીના, જે અંદર બેઠી હશે. તે પણ તેમના પાછળ જાન દેતી હતી. ભૈયાસાહેબ સુંદર હતા] પણ સાથેસાથે મગરૂર અને ઘમંડી. તેને શી વાતનો ઘમંડ હતો!—વિચારીને ચમ્પા હસી. તેને ખડખડાટ હસવાનું મન થયું. માનવીને કઈ વાત પર ઘમંડ થતો હશે? પોતાના વ્યકિતત્વનો? વ્યકિતત્વ! ગૌતમ નીલામ્બરને પોતાની ઇન્ટલેકટ પર અભિમાન છે, કમાલને પોતાના સિદ્ધાંતો ઉપર અટલ રહેવાનો ઘમંડ છે, તહમીના પોતાના મિજાજની નરમી પર ગર્વ કરે છે, લોકો આટલા અભિમાની કેમ છે? ચમ્પાએ ચાલતાં ચાલતાં આસમાન તરફ જોયું. વરસાદ વરસવો શરૂ થયો હતો. હવામાં આઝાદી છે. પાંદડાંઓના ખડખડાટમાં અજબ પ્રકારનો સંતોષ છુપાયેલો છે. માત્ર હું જ એનો અનુભવ કરું છું કે અન્ય લોકો પણ આ આઝાદીનો અનુભવ કરતા હશે. ઉદાહરણાર્થે તહમીના—અને...ગૌતમ, જે પોતાના પિત્રાઈ ભાઈની પત્ની શાન્તાને પ્યાર કરે છે...

"હા—હા—હા... હાઉ ફની!" તેણે મનોમન વિચાર્યું.

પછી તેણે ભાગવું શરૂ કર્યું. ચારે તરફ દૂર દૂર સુધી ભીંજાયેલી સુગંધિત ધરતી ફેલાયેલી હતી. 'ગુલફિશાં'ની ચારે તરફ ચક્કર મારીને તે પાછળના રસ્તા પર આવી. ત્યાંથી એક કાચો રસ્તો 'સિંઘાડાવાળી' કોઠી અને નદી તરફ જતો હતો. ચારે તરફ ફૂલોથી લદાયેલી વેલો ઝૂકેલી હતી. લીલા પોપટ શોર મચાવતા હતા તમામ ચીજો હતી તે જ હતી. સામે દૂધીની વેલમાંથી તેને કમરુનની સાડીનો છેડો નજરે ચડયો.

"શું વાત છે, દીકરી?" કમરુને એકાએક સામે આવીને પૂછ્યું.

"કંઈ નહીં. ડ્રાઈવરની બીબી..." તેણે કહ્યું.

કમરુન ગુપચુપ ઊભી રહી અને તેના તરફ જોયા કર્યું.

"હું અહીં બેસું, ડ્રાઈવરની બીબી?"

"જી હાં, જરૂર બેસ, વરસાદ આવે છે, દીકરી, અહીં આવીને ઓસરીમાં બેસ."

તે નોકરોના આવાસના વરંડામાં આવી ગઈ. વરંડાની ફરસ ભીની હતી. ચાદર પર પાપડ સુકવેલા હતા.

"પાપડ સૂકવવા જેટલી જગ્યા પણ મળતી નથી." કમરુને વાત શરૂ કરી. તેને લાગ્યું

હતું કે જરૂર કંઈ વાત છે. અંદર મકાનમાં પણ સ્તબ્ધતા હતી. "દીકરી, તમે પુરુષની જાતને ઓળખતાં નથી. અમે તો એટલું જાણીએ છીએ કે પુરુષની બધી વાત માનતા રહીએ ત્યારે જ તે ખુશ રહે છે, તેને માટે જાત ઘસી નાખો ત્યારે જ ખુશ રહે છે. જોકે પૂરેપુરા ખુશ તો કદી જ નથી રહેતા. મેં તહમીના બેટીને કેટલું સમજાવ્યું કે છોકરીએ તેની તાકાત જાણવી જોઈએ. તે ભૈયાસાહેબ સાથે નારાજ જ રહી. હવે તે તહમીના સાથે વાત કર્યા વિના જ પાકિસ્તાન જતા રહ્યા. હવે બેટી બેઠી બેઠી રડે છે."

"ભૈયાસાહેબ નહીં તો વળી કોઈ બીજો. બધા પુરુષો થોડા એકસરખા હોય છે, ડ્રાઈવરની બીબી!" ચમ્પાએ જરા ગભરાઈને કહ્યું.

"બેટી, બધા પુરુષો એકસરખા જ હોય છે." કમરુને કહ્યું. "પાન બનાવું?"

"નહીં, કમરુન રહેવા દે. હવે હું પણ જઈશ." ચમ્પા ઊભી થઈ અને છત્રી સંભાળીને પગદંડી પર થઈ વૃક્ષોની પાછળ ગાયબ થઈ ગઈ.

કમરુન તેની પાછળ ઉદાસીનતાથી જોતી રહી. "આજકાલની છોકરીઓ કોઈ વાત સમજી શકતી નથી." તેણે રામાવતારની પત્ની છૂટકી રામદૈયાને કહ્યું.

"છોકરીઓમાં હિંમત નથી, ડરે છે. માને છે કે થોડુંક અંગ્રેજી ભણી એટલે દુનિયાને સમજી ગઈ. છોકરીઓમાં હિંમત નથી." છૂટકીએ માથું ધુણાવીને કહ્યું.

## ૩૪

તઅલત તાનપુરો હાથમાં લઈને વરંડામાં આવીને બેઠી. તેણે "અબકે સાવન ઘર આજા" આલાપવા ઇચ્છ્યું, પણ આલાપ તેના કંઠમાં અટકી ગયો. તહમીના અંદર બેસીને મશીન પર બ્લાઉઝ સીવી રહી હતી. વરસાદ બંધ થવાથી ઠંડક થઈ ગઈ હતી. તઅલત ઊઠીને અંદર આવી.

તહમીનાએ શિર ઉઠાવીને તેના તરફ જોયું. જાણે તે ઘણી રહસ્યમયી છોકરી ન હોય! પંખો ધૂં ધૂં કરતો ચાલી રહ્યો હતો. બહાર વૃક્ષોમાં એક કોયલ 'કૂઊ' 'કૂઊ' કરતી હતી. ઘણે દૂરથી રામાવતારનો અવાજ આવતો હતો. તઅલતમાં ફરી એકાએક આત્મવિશ્વાસ સંચર્યો.

"અપ્પી, આ બધી ફીલિંગ્સની વાતો છે. હૃદય અને મનની સહાનુભૂતિ અને

ઈક્વેશન." તેણે વિદ્વત્તાપૂર્ણ રીતે ક્હેવા માંડયું. આટલા સમય સુધી ગૌતમ વગેરેના સાથમાં રહીને તેને આ શબ્દો પર વિશ્વાસ આવી ગયો હતો.

"હવે તેં પણ આ ચારસો વીસી શરૂ કરી." તહમીનાએ નારાજ થઈને કહ્યું.

"ચારસો વીસી!" તઅલતે ડરીને કહ્યું. "અપ્પી, આ સાચું છે. પ્રોબ્લેમનો ત્રિકોણ બની જાય છે. તમારો પ્રોબ્લેન ભૈયાસાહેબ યા ચમ્પાબાજીના પ્રોબ્લેમ અથવા એ બધાનું ઈન્ટરએક્શન—એટલે કે..."

તહમીનાએ તેના તરફ વિચારપૂર્વક જોયું, "તું કેમ્બ્રિજ જઈ રહી છે ને?"

તઅલતને ખોટું લાગ્યું. અપ્પી મને બેવકૂફ માને છે. કસમ ખુદાની, અપ્પી મને બેવકૂફ માને છે.

"તમારી પાસે તો હું નાદાન છું?" તેણે દુ:ખી થઈને કહ્યું.

"નહીં, તું ઘણી બુદ્ધિશાળી છે—પણ સ્ત્રી પણ છે!"

"અપ્પી!" તઅલત જોરથી બોલવા માંડી. "અપ્પી, તમે હદ કરો છો. તમે આટલા બુર્ઝવા થઈ ગયાં... તમે ભણીગણીને ગધેડા પર લાદ્યું છે!" તેના મનમાં આવ્યું કે અપ્પીની મનોવૃત્તિ પર તે જોર જોરથી રડે, "હાય અપ્પી!" તેણે તહમીનાને અલમારીમાંથી રંગીન દોરાનાં રીલો કાઢતી જોઈને કહ્યું, "અરે, તમે તો આંદોલનમાં સામેલ હતાં. તમે યુનિયનમાં કેવાં કેવાં ભાષણો ઝીંક્યાં હતાં. ચમ્પાબાજી જેવી પ્રત્યાઘાતીને તમે સુધારવા કોશિશ કરી છે અને હવે તમે ઓચિતું લેબલ લગાવીને સંતુષ્ટ થઈ ગયાં! અરે લડો, કામ કરો! ભૈયાસાહેબ ચાલી ગયા તો શું થયું? કૂકડો ન બોલે તો સવાર ન થાય? અને એ વાત તો મને જરાય સમજાતી નથી કે એક તરફ તેની સાથે લગ્ન કરવાનો ઈન્કાર અને બીજી તરફ બેઠાં બેઠાં રડો છો. જહન્નમમાં જાય ભૈયાસાહેબ! અરે, તેમનું મગજ પણ તમે જ ખરાબ કર્યું હતું. નિર્મળા બિલકુલ સાચું કહે છે. મરદોને એટલા ચડાવવા જ ન જોઈએ, તેમના દિમાગને ખરાબ થતાં કેટલી વાર! પૂરાં છ વર્ષ સુધી તમારી નજર સામે જ ચમ્પાબાજી સાથે ફ્લર્ટ કરતા રહ્યા; અને હવે તે ચાલ્યા ગયા છે તો હવે તેની પાછળ શ્રાવણ-ભાદરવો વહેવડાવો છો. અરે, ભૈયાસાહેબના નાક પર એક જુતો લગાવવો હતો!"

"તઅલત, તેઓ તારા મોટા ભાઈ છે! આવી વાત નહીં કર!"

"હા, હવે તમે તેમની તરફદારી કરો. એટલું જ બાકી રહ્યું છે." આટલું ક્હેતાં ક્હેતાં તઅલત ગુસ્સા અને દુ:ખને લઈને રડવા જેવી થઈ ગઈ. ભૈયાસાહેબને બદલે તેને અપ્પી પર ગુસ્સો આવ્યો. જો તે મોટીબેન ન હોત તો તેને એટલો માર મારત

કે તેની બધીય વફાદારી અને પ્રેમ અને બુર્ઝવા રોમાન્સ બધુંય ઊડી જાત. આખરે તે ત્યાંથી ઊઠીને ભાગી, સાયકલ પર સવાર થઈને નિર્મળાને ઘરે પહોંચી. ત્યાં જઈને નાસ્તો કર્યો અને નિર્મળા, માલતી અને હરિશંકર સાથે બેસીને ચોપાટ રમી ત્યારે માંડ તેનો ગુસ્સો ઠંડો પડયો.

તઅલતના જવા પછી તહમીના સિલાઈ મશીન પરથી ઊઠી અને બારી પાસે જઈને ઊભી રહી. પહેલો પ્રવેશ પૂરો થયો, તેણે મનમાં કહ્યું. હવામાં તોફાન કાંપી રહ્યું હતું અને 'ગુલફિશાં'ના પાયા હાલી ચૂકયા હતા. સહુનાં પોતપોતાનાં તોફાનો છે. જો નાટક લખવામાં આવે તો મારા કેરેક્ટરનો ખુલાસો થઈ જશે–

"નવાબજાદી તહમીનાબેગમ, ઉંમર પચ્ચીસ વર્ષ, એમ. એ., પહેલો વર્ગ, શામળી, દુ:ખઝી, ઊર્મિશીલ, મનોમન દુ:ખ સહેતી રહે છે, ઘરમાં અપ્પીના હુલામણા નામથી પુકારાય છે. મિલનસાર, નરમ સ્વભાવની અને ઘમંડી, બસ, આટલા પરિચય પછી શું બાકી રહે છે?"

તે વરંડામાં ગઈ. વરસાદ બંધ થયો હતો. ચબુતરા પર સગાં-સંબંધીઓના કેટલાંય બાળકો ધમાલધોકો રમી રહ્યાં હતાં. કમાલે ચબુતરાની પાળ ઉપરથી ડોકિયું કર્યું. તહમીનાએ તેને બારીમાંથી જોયો. આ બધાં નાટકનાં પાંત્રો હતાં, સ્વપ્નામાં હરીફરી રહ્યાં હતાં. સ્ટેજ પર આછું અજવાળું હતું, તે પણ બહાર આવી.

કમાલે બાળકોને ધમાલધોકો રમાડવાનું શરૂ કર્યું.

"ધમાલધોકો ધમ ધમ થાય
પાછળ જુએ એની તૂમડી રંગાય.."

"હલો અપ્પી!" તેણે દોડતાં દોડતાં કહ્યું.

તહમીના વરંડાના થાંભલાને ટેકીને ઊભી રહી ગઈ અને તેને જોવા લગી.

"ધમાલધોકો ધમ ધમ થાય–અપ્પી! ચમ્પાબાજી જઈ રહી છે, બલકે ગઈ– પાછું જુએ એની તૂમડી રંગાય."

"શું થયું? ક્યાં?" તહમીનાએ ચોંકીને પૂછ્યું.

"ફ્રાંસ–ધમાલધોકો..." તેણે એક છોકરીને પસંદ કરીને જોરથી દુપટ્ટાથી મારી. તે ખડખડાટ હસી પડી અને તેની પાછળ દોડી.

"કેવી રીતે?" તહમીનાએ પૂછ્યું.

"યુનિવર્સિટીની શિષ્યવૃત્તિ મળી ગઈ!" કમાલે કહ્યું. બાળકોએ જોરથી પાછળ ફરવું શરૂ કર્યું કમાલ દુપટ્ટો ઘાસ પર નાંખીને ભાગી ગયો.

સડક પર આવીને કમાલે 'ગુલફિશાં' તરફ એક નજર નાખી અને ખિસ્સામાં હાથ નાખી સિંઘાડાવાળી કોઠી તરફ ચાલી નીકળ્યો.

ઑગસ્ટનો વરસાદ એવો ધોધમાર વરસ્યો કે જમીન-આસમાન તેમાં ડૂબી ગયાં. સિંઘાડાવાળી કોઠીમાં તેઓ બધાં બેઠાં બેઠાં વાદળો જોતાં રહ્યાં. વાતાવરણ અનુકૂળ જોઈને તઅલતે ફરીથી તાનપુરા પર મલ્હાર છેડવાનું વિચાર્યું પણ બધા અવાજો ડૂબી ગયા.

વરસાદનું પાણી—સાફ અને સ્વચ્છ હતું અને શ્રાવણની અલૌકિક આકાશી ઘટા—જે આ લોકો પર તરતી હતી અને જેમાં લોહી મળેલું હતું. ખૂનની વર્ષાઋતુ, લોહીનો કીચડ, લોહી વરસાદતાં વાદળાં! લોહીની આ અધિકતાથી તઅલત તંગ આવી ગઈ. ગોમતી ખૂની નદી હતી. માનવીઓની આંખોમાં ખૂન ઊતરી આવ્યું હતું. તેણે ગભરાઈને નિર્મળા તથા હરિશંકર તરફ જોયું.

# ૩૫

જયારે ભાઈઓ-ભાઈઓ વચ્ચે યુદ્ધનો આરંભ થયો ત્યારે અર્જુને તેનું ધનુષ્ય ઉઠાવીને શ્રીકૃષ્ણને કહ્યું, "હે જનાર્દન! મારા રથને બન્ને સેનાઓની વચમાં લઈ જઈને ઊભો રાખો, જેથી હું નક્કી કરી શકું કે મારે કયા પક્ષને સાથ આપવો."

શ્રીકૃષ્ણે રથ બન્ને સૈન્યોની વચમાં ઊભો રાખ્યો. અને અર્જુને જોયું કે બન્ને પક્ષે એકબીજાના વડીલો, બાપ, દાદા, કાકાં, ભાઈ, ભત્રીજા, પુત્રો, મિત્રો, ગુરુ, ગોઠિયાઓ એકબીજાની સામે મોરચો માંડીને બેઠા હતા.

ત્યારે કુન્તીપુત્રે દુ:ખમાં ડૂબીને કહ્યું, "હે કૃષ્ણ, આ દશ્ય જોઈને મારાં ગાત્રો શિથિલ થઈ ગયાં છે. મારો કંઠ સુકાય છે. મારું શરીર થર થર કાંપે છે. મારા શરીરનાં રવાંડાં ઊભાં થાય છે. ધનુષ્ય મારાં હાથમાંથી સરી પડે છે. મારું શરીર બળે છે. ઓ કેશવ, મારાથી ટટાર ઊભા રહેવાતું નથી, કેમ કે મારું મગજ ભમતું હોય તેમ લાગે છે. મને અશુભ ચિહ્નો દેખાય છે. હે માધવ, હું મારાં સ્વજનો, મિત્રો અને ગુરુજનોનો સંહાર કરવા ઇચ્છતો નથી.

"કારણકે કુટુંબ નષ્ટ થવાથી પ્રાચાન પરંપરાઓ સમાપ્ત થઈ જશે અને અધ્યાત્મની સમાપ્તિ સાથે કુટુંબનો નાશ થશે. સ્ત્રીઓ ચારિત્ર્યવાન નહીં રહે અને પૂર્વજોની પ્રતિષ્ઠા ધૂળમાં મળી જશે. તેમનો આદર અને અનુસરણ કરનાર કોઈ નહીં રહે.

"હે મધુસુદન! અમારા બન્નેમાંથી કોણ શ્રેષ્ઠ છે: હું કે મારા શત્રુ, તે હું જાણતો નથી. હું એ પણ જાણતો નથી કે અમારે તેમને પરાજિત કરવા જોઈએ કે તેમણે અમને. ઓ ગોવિંદ!"

## ૩૬

હિન્દુસ્તાન—ઈસવીસન ૧૯૪૭.

## ૩૭

સિરિલ ડેરિક એડવિન હાવર્ડ એશ્લેએ ઘડિયાળ તરફ નજર નાખી અને પિકેડલીના ટ્યુબ-સ્ટેશનમાં આખી દુનિયાનો સમય બતાવનારી ઘડિયાળ હેકળ આંટા મારવા શરૂ કર્યા. તેને મૂંઝવણ થઈ રહી હતી. તેને આ પ્રકારના 'રાનદેવૂ'(મિલન)ની ભારે ચીડ હતી, પણ તે ચમ્પા અહમદને વચન આપી ચૂકયો હતો કે તે તેને થિયેટર પર લઈ જશે. અને વચનપાલન આવશ્યક હતું. કંટાળીને તેણે 'ન્યૂ સ્ટેટ્સમેન એન્ડ નેશન' ફરીથી વાંચવું શરૂ કર્યું. તેમાં ગૌતમ નીલામ્બર નામના એક હિન્દુસ્તાનીનો, હિન્દુસ્તાનના ભાગલા અને યુદ્ધ અને શાંતિની સમસ્યા અંગે એક પત્ર પ્રસિદ્ધ થયો હતો. સિરિલ સુરેખા આહૂજાને ઘેર પહોંચી આ વિષય પર મિત્રો સાથે ચર્ચા કરવા આતુર હતો.

સિરિલ બીજા લૉર્ડ બાર્નફિલ્ડનો નાનો પુત્ર હતો. તેના દાદા પહેલા લૉર્ડ સિરિલ ડેરિક એડવિન એશ્લે આ અમીર કુટુંબના પ્રથમ પુરુષ હતા. સિરિલના પરદાદા સર સિરિલ હાવર્ડ એશ્લે એક દરિદ્ર પાદરીના પુત્ર હતા અને અઢારમી સદીના અંતમાં કારકુન તરીકે બંગાળ ગયા હતા. ત્યાં તેમણે ઇસ્ટ ઇન્ડિયા કંપનીની નોકરી દરમિયાન ગળીના વ્યાપારમાં

લાખો રૂપિયા ભેગા કર્યા હતા. કહેવાતું હતું કે અવધના દરબારમાંથી પણ તેમણે ખૂબ મતા હાથ કરી હતી. મૃત્યુ પહેલાં તેઓ કોઈક પ્રાંતના હાકેમ પણ બની ચૂક્યા હતા. તેમના એકમાત્ર યુવાન પુત્રે મોટા થઈને ઇંગ્લેંડમાં રબરના વ્યાપારની શરૂ-આત કરી હતી. ગામ અને મહેલ ખરીદ્યાં, લોર્ડની ઉપાધિ પ્રાપ્ત કરી, પાર્લમેન્ટમાં બેઠા અને રીતસર અમીર-ઉમરાવ વર્ગમાં સામેલ થઈ ગયા. તેઓ, પ્રથમ લૉર્ડ બાર્ન-ફિલ્ડ હતા. તેમના પુત્ર બીજા લૉર્ડ બાર્નફિલ્ડ સામ્રાજ્યના તેમનાથી પણ વધુ અધિક ગૌરવપૂર્ણ પુત્ર સાબિત થયા. તેમણે બ્રિટનના વિદેશ ખાતાની નોકરીમાં મોટાં મોટાં કામ કર્યાં. તુર્કો અને અફઘાનોને ઠેકાણે પાડયા. હિન્દુસ્તાનના સ્વાતંત્ર્ય આંદોલન વિરુદ્ધ પાર્લમેન્ટમાં કડક કાનૂનો ઘડયા. એક સાચા 'ટોરી'ની જેમ તેમને કાળાઓ—ખાસ કરીને અર્ધસભ્ય હિન્દુસ્તાનીઓ—પ્રત્યે સખત ઘૃણા હતી. તેમના દાદા 'નવાબ' સ્રિલ ભારે રોમૅન્ટિક માનવી હોવા જોઈએ કારણકે તેમને મરઘા લડાવ-વાનો અને હુક્કો ગડગડાવવાનો ભારે શોખ હતો. તેમનું એક ચિત્ર રૉયલ અકાદમીના ચિત્રકાર જૂફનીએ બનાવ્યું હતું. ચિત્રમાં તે મોટા સ્તંભોવાળા વરંડામાં આરામખુરસી પર બેસીને હુક્કો ગડગડાવી રહ્યા છે અને એક કાળો ડિબાંગ નેટિવ સેવક પાછળ ઊભો રહીને મોરપંખથી પંખો નાખી રહ્યો છે. આ ચિત્ર 'મનોરે'ના કેન્દ્રિય ખંડમાં ટાંગવામાં આવ્યું હતું.

બીજા લૉર્ડ બાર્નફિલ્ડ બીજા વિશ્વયુદ્ધમાં જર્મનોના બૉમમારાનો શિકાર બન્યા હતા. તેમને બે પુત્રો હતા. મોટો પુત્ર ત્રીજો બાર્નફિલ્ડ હવે ખાનદાની કારોબાર અને સંપત્તિનો માલિક હતો. સ્રિલ નાનો પુત્ર હતો.

બાર્નફિલ્ડ પરિવારના હવે વળતાં પાણી હતાં. મલાયામાં તેમનાં રબરનાં જંગલોમાં કમ્યુનિસ્ટો છુપાઈને બેઠા હતા. કેનિયામાં માઓ-માઓએ ધાંધલ મચાવી હતી. હિન્દુસ્તાન આઝાદ થઈ ગયો હતો. રવિવારના રોજ બાપદાદાના વખતનો મહેલ બાર્નફિલ્ડ હૉલ ટિકિટ વેચીને પ્રજાને બતાવવામાં આવતો હતો. મહેલમાં બહુ-મૂલ્ય પ્રાચીન વસ્તુઓ હતી અને મહેલની ચારે તરફ સેંકડો એકરનો પાર્ક હતો. લૉર્ડ બાર્નફિલ્ડને વ્યાપાર અને જમીનદારીની ચિંતાઓ અને આર્થિક મુશ્કેલીઓએ સમય કરતાં પહેલાં વૃદ્ધ બનાવી દીધા હતા.

પણ સ્રિલ આ બધી જંજાળોથી મુકત રહીને કેમ્બ્રિજમાં તત્ત્વજ્ઞાનનો અભ્યાસ કરતો હતો. નાનો પુત્ર હોવાને કારણે કોઈ પણ સંજોગોમાં પોતાની આજીવિકા તો તેણે પોતે જ

કમાઈ લેવાની હતી. તેણે જ્યારથી રોઝમેરી સાથે લગ્ન કર્યાં ત્યારથી મોટા ભાઈ લૉર્ડ બાર્નફિલ્ડે તેની સાથેના સંબંધો તોડી નાખ્યા હતા. તેમનો વિચાર લેડી સિંથીઆ સાથે સ્રિલનાં લગ્ન કરવાનો હતો. આથી શાહી કુટુંબની વ્યકિત તેમના કુટુંબમાં સામેલ થાત અને સ્રિલ એક ડયૂક્નો જમાઈ બનત. ઈંગ્લંડમાં ઉમરાવ વર્ગના જે થોડા સભ્યો બચ્યા છે તેમણે આવા નાજુક સમયમાં એકબીજાનો સાથ છોડવાને બદલે વધુ ગાઢ સંબંધ બાંધવા જોઈએ એમ તેઓ માનતા હતા. પણ સ્રિલ– આ માથાફરેલ છોકરાએ તો બધી ગણતરી ઊંધી વાળી હતી. પહેલાં તેઓ એમ માનતા હતા કે સ્રિલ કમ્યુનિસ્ટ થઈ ગયો છે, પણ આ શંકા ખોટી નીકળી. આ છોકરાને રાજકારણમાં ખાસ રસ ન હતો. ભગવાનની દયાથી તે દાર્શનિક હતો. તેની પત્ની રોઝમેરી મધ્યમ વર્ગની હતી. બન્નેની મુલાકાત ક્લાકારોની એક પાર્ટીમાં થઈ હતી. એ સુંદર ન હતી. મૂર્તિઓ બનાવતી હતી. સફળ મૂર્તિકાર પણ ન હતી, એટલે જ સ્રિલને તે ઘણી ગમી ગઈ. સંપૂર્ણ કુશળ કલાકાર છોકરીઓ તદ્દન અપૂર્વ હતી. રોઝમેરીમાં પૂર્ણતા લાવવી ઘણી જરૂરી છે–સ્રિલે વિચાર્યું. આથી તેણે તેની સાથે લગ્ન કરી લીધાં અને લંડનથી ફોન પર પોતાના ભાઈ-ભાભીને તેની ખબર આપી. એક તો રોઝમેરી ઊતરતા કુટુંબની અને દરિદ્ર અને ઉપરથી રોમન કૅથોલિક. લોર્ડ બાર્નફિલ્ડનો ગુસ્સો ભભૂકી ઊઠયો. પણ સ્રિલને તેની પરવા ન હતી. તે હેગલ અને કૅન્ટના અધ્યયનમાં ખૂંપી ગયો.

સ્રિલ કૅમ્બ્રિજમાં અભ્યાસ કરતો હતો. તેની પત્નીએ કાચનાં વાસણ અને રમકડાં બનાવવાનાં કારખાનામાં નોકરી લઈ લીધી. સ્રિલને કદીક પોતાની આંગળી ઉપર લગ્નની વીંટી જોઈને ભારે આશ્ચર્ય થતું અને એકાએક તેને યાદ આવતું કે તેનાં લગ્ન થઈ ગયાં છે અને તેની એક પત્ની પણ છે જે ગમે એવી છોકરી છે.

મહિનામાં એકાદ વખત રોઝમેરી સાથે તેની મુલાકાત થતી.

એક દિવસ તે પોતાના કેટલાક મિત્રો સાથે એક શિલિંગની ટિકિટ લઈને પોતાનું જ 'સ્ટેટલી હોમ' જોવા ગયો ત્યારે તેને ભારે ગમ્મત પડી. તેના ભાઈ-ભાભી દક્ષિણ ફ્રાંસ ગયાં હતાં. હાઉસકીપર અને અન્ય સ્ટાફ મહેલની સેર કરાવી રહ્યા હતા. તે બધા નવા હતા. કોઈએ સ્રિલને ઓળખ્યો નહીં. તે બધે ફર્યો અને વિચારતો રહ્યો : કેવી વિચિત્ર વાત છે, હું અહીં જન્મ્યો હતો!

સ્રિલનો મહેલ ગામને છેડે હતો. ચારસો-પાંચસો વર્ષ પહેલાં તેનું નિર્માણ થયું હતું. બાગમાં હોજ હતા અને 'રૉક ગાર્ડન' તથા ડચ સ્ટાઈલનાં આરામગૃહ પણ

હતાં. ઇટાલિયન સંગેમરમરની મૂર્તિઓ ફૂલોની વચમાં ઊભી હતી. અને જમાનામાં આ બાગોમાં વિશુદ્ધ 'કન્ટ્રી-સ્કવાયર'ની જેમ ટ્વીડનો સૂટ પહેરીને તે આંટા મારતો હતો અને ટહેલતાં ટહેલતાં મહેલના પશ્ચિમ ભાગ તરફ જતો. ત્યાં બારમી સદીની બે સંન્યાસિનીઓની કબરો છે. હવે કબર ખાલી હતી. તે સ્થાન પર જે બાંધેલો ખાડો હતો તેમાં વરસાદનું પાણી ભરાઈ રહેતું. આ કબરો પાસે બેસીને સિરલ કલાકો સુધી જીવન અને મરણના ગોરખધંધા અંગે વિચાર કરતો.

બહારના લોકો માટે આ મહેલના ખૂણેખૂણા આખ્યાયિકાઓથી ભરેલા હતા. પણ સિરલને અહીં કોઈ ખાસ વાત નજરે ચડતી ન હતી. તે માત્ર એટલું જ જોતો હતો કે ધનિક વર્ગે આટલો મોટો ખટરાગ ફેલાવ્યો છે તે કેટલો હાસ્યાસ્પદ છે! તેને તો પોતાના પરદાદા 'નવાબ' સિરલ એશ્લેના વ્યક્તિત્વમાં પણ ખાસ રોમાંસ જણાતો ન હતો. કોને ખબર કેટલાય ગરીબ હિન્દુસ્તાનીઓનું ખૂન ચૂસીને આ ધન એકત્ર કર્યું હશે, તે વિચારતો. તેના આ પ્રકારના વિચારનું ઉદ્ભવસ્થાન કમ્યુનિઝમ ન હતું પણ તેની સૂફી પ્રકૃતિમાં હતું. એટલે જ્યારે તે પોતાના જ મહેલમાં અપરિચિત દર્શકોની જેમ દાખલ થયો ત્યારે તેને એક વિચિત્ર પ્રકારની શાંતિ અને સંતોષનો અનુભવ થયો. તેને ભય હતો કે અન્ય આધુનિક બુદ્ધિજીવીઓની જેમ તે પણ કયાંક રોમન કૅથોલિક ન બની જાય. પણ તે કોઈ એક વિચારધારાનું બંધન સ્વીકારવા કરતાં સ્વતંત્ર રહેવાનું પસંદ કરતો. અસ્તિત્વવાદના પૂજારીઓની આઝાદીની આ પરિભાષાના ઘણા ગંભીર અર્થો કરી શકાય છે. ત્યાં પહોંચીને ઉપનિષદોના અર્થો પણ સમજમાં આવે છે.

સિરલ એશ્લે સાચા અર્થમાં આધુનિક માનવી હતો.—આ યુગની તમામ સમસ્યાઓ, આધ્યાત્મિક અતૃપ્તિઓ અને ભાવનાત્મક અસંતોષો અને સંદેહોનો શિકાર!

રોરિંગ-ટવેન્ટીઝ (Roaring Twenties) નો યુગ તેનો બાલ્યકાળ હતો. ૧૯૩૦-'૩૬ ના ગાળા દરમિયાન તે સમજણો થયો હતો. લંડનમાં એના ટાઉન હૉલમાં કલાકારો આદિની મંડળી ઘણે ભાગે જામેલી જ રહેતી. તેની સાવકી માતા લેડી એલનને મળવા કલાકારો આવતા. આ રૂઢિવાદી પરિવારમાં લગ્ન કરવા છતાં માતા આધુનિક આન્દોલનોની પક્ષપાતી હતી. એ ભારે વિચિત્ર યુગ હતો—'ડેલી વર્કર' અને ડાબેરીઓનો યુગ હતો. બ્લૂમ્ઝબરીવાળા ફાસીઝમના વિરોધીઓ હતા. ઓડન, ડે-લુઈસ, સ્પેન્ડર પ્રગતિશીલોના ગુરુ હતા. એ ક્રિસ્ટોફરવુડ, સૈડ્રિક, મૉરિસ અને બેન નિકલ્સનનાં ચિત્રોનો જમાનો હતો. કલા, સાહિત્ય, નાટક, સંગીત, બેલે,

ઈન્ટીરિયર ડેકોરેશન—હર ક્ષેત્રમાં નવીનતાનાં આંદોલન ચાલી રહ્યાં હતાં. સ્રિલને મેંચેસ્ટરથી કેમ્બ્રિજ મોકલવામાં આવ્યો હતો, (ના હું કદી ઈટન ગયો નથી. મેંચેસ્ટર પણ એટલું જ ભયાનક હતું.) ત્યાં તે સીડની-સસેક્સ-કૉલેજમાં દાખલ થયો અને પછી લગાતાર મનોરંજન, લગાતાર માનસિક ડિસ્સીપેશન અને કલ્પનાવિહારનો કાર્યક્રમ શરૂ થયો. પણ ટૂંક સમયમાં જ બીજા વિશ્વયુદ્ધનો આરંભ થયો અને તેણે બૉમ્બર-પાયલોટ બનીને ઘણાં સુંદર જર્મન નગરોનો નાશ કર્યો. આ સ્થળો તેના પ્રિય દાર્શનિકો, કવિ અને સંગીતકારોનાં જન્મસ્થાન હતાં.

ત્યારબાદ તે ફરીથી કૉલેજમાં પાછો ફર્યો. એ યુદ્ધ પછીનું વિશ્વ હતું. કાલના દુશ્મનો આજના સાથી હતા અને ગઈકાલના સાથીઓને આજના ભયાનક દુશ્મનો માનવામાં આવતા હતા. એશિયાનો નકશો ઝડપથી બદલાઈ રહ્યો હતો. શાન્તિની ઘોષણાઓ કરવામાં આવી રહી હતી. ત્રીજા મહાયુદ્ધની તૈયારી થઈ રહી હતી. ગઈ કાલના પ્રગતિશાળી આજે કટ્ટર પ્રત્યાઘાતી બની ગયા હતા. કોઈ મૂલ્યમાં કોઈ સ્થિરતા રહી ન હતી. સમય અવાસ્તવિક હતો. કેમ નદીના કિનારે ટહેલતાં ટહેલતાં સ્રિલ વિચારતો: હવે માનસિક ડિસ્સીપેશન ફરીથી શરૂ થશે. યુદ્ધની વિકરાળતા અને માનવીના પાખંડને જોયા બાદ સ્રિલમાં વધુ કટુતા વ્યાપી હતી. માઈકલ અને ડૅનિસ તેના સાથી હતા. માઈકલ યહૂદી હતો. ડૅનિસ પણ માઈકલની જેમ મધ્યમવર્ગીય હતો. ડૅનિસને શાયરીનો શોખ હતો.

આ ઉપરાંત, તેને અનેક મિત્રો હતા: કાળા યુવકો, યુરોપિયન યુવકો અને યુવતીઓ.

સ્રિલને તેના રાષ્ટ્રની છોકરીઓએ કદી પણ આકર્ષ્યો ન હતો કારણકે તે બધી એકસરખી જ હતી. બીજા વિશ્વયુદ્ધ પછીનું વિશ્વ એ એક એવો મહાન યુગ હતો જેમાં દુનિયા 'આંતરરાષ્ટ્રીય મૈત્રી', 'ભાઈચારો' અને 'સાંસ્કૃતિક સમજૂતી'-(આ બધું શાનદાર ફ્રોડ હતું.) ના યુગમાં પ્રવેશી રહી હતી અને કેવી કેવી છોકરીઓ દુનિયાભરમાંથી ઇંગ્લૅંડમાં અભ્યાસ માટે આવી રહી હતી—કાળી—પીળી; એટલે કે સુદૂર પૂર્વની અને નીગ્રો છોકરીઓ.

પોતાના રાષ્ટ્રની છોકરીઓમાં રોઝમૅરી હતી પણ તેની સાથે તો સ્રિલે લગ્ન કરી લીધાં હતાં.

હવે વિભિન્ન રાષ્ટ્રોની 'સાંસ્કૃતિક સંધ્યા'નો કાર્યક્રમ શરૂ થયો હતો, જેમાં વિભિન્ન એશિયાઈ રાષ્ટ્રોના વિદ્યાર્થીઓ ભેગા મળીને ગોરા વિદ્યાર્થીઓને પોતપોતાની સંસ્કૃતિ પ્રાચીન છે તેની ખાતરી કરાવવા પ્રયત્નો કરતા. 'ઓરિએન્ટલ નૃત્ય' થતાં, કાવ્યોનું

પડન થતું, બેસૂરાં સાજ વગાડવામાં આવતાં. સાંભળવામાં આવતું કે અમેરિકામા આ રેકેટ મોટા પાયા ઉપર ચલાવવામાં આવી રહ્યું હતું. આ સુદૂરપૂર્વી અને મધ્યપૂર્વી તમાશાઓમાંથી તેનું મન ઘણું જ જલદી ઊઠી ગયું. હવે તે જ્યારે પોતાની રૂમ પર આવતો અને કોઈ કહેતું કે થાઈલૅન્ડવાળા યા તો ઇન્ડોનેશિયાવાળા પોતાની 'સાંસ્કૃતિક સંધ્યા' નો કાર્યક્રમ કરી રહ્યા છે તો તેને બારીમાંથી કૂદીને ભાગી જવાનું મન થતું.

"ખબર છે, સ્રિલ એશિયાથી બચવાનો માર્ગ કાઢી રહ્યો છે!" ડૅનિસે એક દિવસ ભયાનક ઢંગથી રહસ્ય છતું કર્યું.

એક દિવસ એક નવું ગ્રુપ કેમ્બ્રિજ આવ્યું. એ લોકો હિન્દુસ્તાની હતા અને લખનૌથી આવ્યા હતા. આ નવા આવેલા કાળાઓ સાથે ઘણા દિવસ સુધી તેની મુલાકાત થઈ ન હતી, તેમ છતાં તેને જાણવા મળ્યું હતું કે તેઓ આગઝરતા શબ્દોમાં વાત કરનારા લોકો હતા.

તે શનિ-રવિમાં લંડન ગયો ત્યારે ત્યાં કેટલાક લોકો સાથે તે 'સાંસ્કૃતિક સંધ્યા' માટે ગયો. આ સંધ્યા હિન્દુસ્તાનીઓએ આયોજિત કરી હતી. તે લોકો બૂટ કાઢીને ભારે શિષ્ટાચાર અને આદરથી જમીન પર બેસી ગયા. કદાચ ટાગોર જયંતી ઊજવાઈ રહી હતી. ડૅનિસ તરત જ ધ્યાનમગ્ન થઈ ગયો. ભારે આધ્યાત્મિક વાતાવરણ જામ્યું હતું. પણ સ્રિલ પોતાના પાટલૂનની ઇસ્ત્રી ન બગડે તેની ચિન્તામાં હતો. તેનાથી પલાંઠી વાળીને બેસી શકાતું ન હતું. તેણે ભારે સ્વસ્થતાથી જમીન પર સાધુઓની જેમ બેઠેલા અંગ્રેજો જોયા. આ લોકો કોણ હશે—ક્રોકર્જ હશે, કદાચ તેણે મનોમન વિચાર્યું.

એટલામાં એક દૂબળી-પાતળી યુવતી સ્ટેજ પર આવી, તેણે કશીક જાહેરાત કરી. ... કશું ન સમજાયું કારણકે જોરજોરથી તાળીઓ વાગી. આખા ખંડમાં એવી જ જાતની યુવતીઓ હતી. જાત જાતના યુવકો જમીન પર બેઠા બેઠા સાથીઓની જેમ અને તેમના વચ્ચે કૌટુંબિક સંબંધ હોય એવી રીતે વાતો કરી રહ્યા હતા.

સ્રિલને હવે આ છોકરીઓ પણ અનોખી લાગે એમ રહ્યું ન હતું. આ લોકો જો રોમ વગેરે સ્થળોએ જાય તો વધુ સારું. ઇટાલી અને ફ્રાંસમાં તેમને વધુ સારું પડશે. તેને આવા જ વિચાર આવ્યા કર્યા, કારણકે તેના મનમાં બીજો કોઈ વિચાર આવતો ન હતો. અને ટાગોર અંગે તો તે કશું વિચારવા માગતો ન હતો. રોમાન્ટિક, મધ્યમ-વર્ગીય, ભાવુક યોગી—તેણે વિચાર્યું (આ દિવસો દરમિયાન તે પશ્ચિમી ખ્રિસ્તી ધર્મ અને પશ્ચિમી યુરોપીય સંસ્કૃતિનો પક્ષપાતી બની ગયો હતો).

એટલામાં કાળી સાડી પહેરેલી એક જાડી મહિલા સ્ટેજ પર આવી.

આ મહિલાએ ભારે જાદૂભરી મીઠાશથી ટાગોરનું ગીત ગાવું શરૂ કર્યું.

"ઓળખે છે આ કોણ છે?" ડૅનિસે ભારે રોબથી સ્રિલને પૂછ્યું.

"હું તેને ન ઓળખતો હોઉં તો શો વાંધો છે. હિન્દુસ્તાની કલ્ચરની કોઈ પ્રતિનિધિ હશે, જે જણાવશે કે ઍટમિક થિયરી સૌપ્રથમ શંકરાચાર્યે રજૂ કરી હતી." સ્રિલે અકળાઈને કહ્યું.

"એ મિસિસ સુજાતા મુકરજી છે." ડૅનિસે ભારે રહસ્યમય રીતે કહ્યું. "અહીં પત્રકારોમાં તેનો સારો એવો પ્રભાવ છે. જો તું 'ઓબ્ઝર્વર'નો પ્રતિનિધિ થઈને હિન્દુસ્તાન જવા માગતો હોય તો તેની ઓળખાણ કર."

સ્રિલ સામે જે સમસ્યાઓ હતી તેમાં એક આજીવિકા પ્રાપ્ત કરવાની સમસ્યા પણ હતી. શિક્ષણ પૂરું કરીને તે શું કરશે? બી. બી. સી.? તે પહેલેથી જ તેના જેવા અંગ્રેજ બુદ્ધિજીવીઓથી ભરચક ભરેલી છે. કોઈ ફિલ્મ કંપનીમાં પટકથાલેખન? તેની શક્યતા ઘણી ઓછી હતી કારણકે બ્રિટનના પ્રોડ્યુસરો અમેરિકાના સહયોગથી ફિલ્મો તૈયાર કરી રહ્યા હતા અને સ્રિલને પ્રત્યેક વિશુદ્ધ અંગ્રેજની જેમ અમેરિકનો પ્રત્યે દિલથી નફરત હતી. અધ્યાપનકાર્ય? તે કૉલેજના વિદ્યાર્થીઓને શિક્ષણ આપવાનું કાર્ય કદી પણ નહીં કરે. સાંસ્થાનિક નોકરી? નહીં, હરગિઝ નહીં! માત્ર પત્રકારત્વ જ એવી જગ્યા હતી જ્યાં તેને શરણ મળી શકે તેમ હતું, પણ ત્યાં ભારે સ્પર્ધા હતી.

પ્રોગ્રામ સમાપ્ત થયા પછી ડૅનિસ ઊઠીને શ્રીમતી સુજાતાદેવી પાસે ગયો. તે 'ઓબ્ઝર્વર'ના કટારલેખક બિલ ક્રેગ સાથે વાત કરી રહી હતી. "હલો ડૅનિસ," તેણે હસીને કહ્યું.

"મિસિસ મુકરજી, અમને તમારે ઘેર લઈ જઈને કૉફી નહીં પીવડાવો?" ડૅનિસે કહ્યું.

"જરૂર, બધા ચાલો!"

એક મોટું ગ્રુપ તેની સાથે જવા તૈયાર થઈ ગયું. આ બધા લોકો કાઝી નઝરુલ ઈસ્લામની જયંતી અંગે વાતચીત કરી રહ્યા હતા. સ્રિલને આ મંડળી ભારે કુતૂહલપ્રદ લાગી. આ લોકોએ પોતાની ખાસ દુનિયા બનાવી રાખી હતી. તેમની પોતાની 'ગૅસિપ' હતી–પોતાનાં કામકાજ. એ લોકો અંદર અંદર લગ્નો પણ કરતાં હતાં; એટલે કે આ લંડનમાં એક બીજું હિન્દુસ્તાની લંડન વસી રહ્યું હતું.

"ચાલો, ચાલો!" બધાં શોર મચાવતા બહાર આવ્યા.

શ્રીમતી મુકરજીનો ફ્લેટ ચૈલસીની એક શાનદાર ઇમારતમાં હતો. બધાં તેમાં દાખલ થયાં. યુવતીઓએ સ્રિલ સાથે મિત્રતાભરી રીતે ગપ્પાં મારવાં શરૂ કર્યા. તેમાંથી એકનું નામ તઅલત અને બીજીનું નામ નિર્મળા. યુવકોનાં નામ તેને યાદ ન રહ્યાં. આ યુવતીઓ આ વરસે જ કેમ્બ્રિજમાં દાખલ થઈ હતી.

શ્રીમતી મુકરજી ફરીદપુર(પૂર્વ બંગાળ)ની રહેવાસી હતી. સાંસ્કૃતિક ક્ષેત્રે તે નિપુણ હતી. પરંતુ લગ્ન બાદ પતિ સાથે મેળ ન જામ્યો. શ્રીમતી મુકરજી લાંબા સમયથી લંડનમાં રહેતી હતી. તેનો પુત્ર પેરિસમાં કલાકાર હતો.

સ્રિલ જ્યારે બીજી વખત લંડન ગયો ત્યારે શ્રીમતી મુકરજીની ઇમારતના પોર્ટરે તેને જણાવ્યું કે તેઓ જિનીવા ગયાં છે. તે બહાર નીકળી રહ્યો હતો તો સીડી પર એક બીજી યુવતી મળી. તેણે તેને ઓળખ્યો અને જરા મલકાઈને કહ્યું, "હલો!"

સ્રિલને યાદ આવ્યું કે આ તે જ યુવતી હતી જે ટાગોર જયંતીના દિવસે સ્ટેજ પરથી જાહેરાત કરતી હતી.

એ તે જ યુવક હતો જે, ડેનિસે જણાવ્યું હતું કે કોઈ લૉર્ડનો બેટો છે,—ચમ્પાએ યાદ કર્યું. "હું પણ મિસિસ મુકરજીને મળવા આવી હતી પણ તેઓ જિનીવા ગયાં છે."

"તમે અહીં જ અભ્યાસ કરો છો?"

"જી નહીં, હું પેરિસમાં છું. તમે નિર્મળા શ્રીવાસ્તવને ઓળખો છો? તે ગર્ટન કૉલેજમાં છે."

"જી હા. હું મિસ શ્રીવાસ્તવને અહીં જ મળ્યો હતો."

"અને, કમાલ રઝા?"

"સુરેખાદેવી પાસે તેના અંગે સાંભળ્યું છે. મળવાનું સૌભાગ્ય હજી સુધી પ્રાપ્ત થયું નથી."

શરૂઆતની પંદર-વીસ મિનિટ આ પ્રમાણે જ વ્યતીત થઈ: તમે અમુકને ઓળખો છો અથવા તમે અમુકથી પરિચિત છો.

"તમે નરગિસ કાવસજીને ઓળખો છો?"

"જી ના. હું કોઈને ઓળખતો નથી. મારા કહેવાની મતલબ છે કે મારા મિત્રોનું વર્તુળ, ડેનિસની જેમ, ઘણું વિશાળ નથી."

ચમ્પા ખડખડાટ હસી પડી. "મારો ખ્યાલ હતો કે તમે કદાચ યુવાન આશુતોષને મળી ચૂક્યા હશો."

ચેલસીનું અન્ડર-ગ્રાઉન્ડ આવી ગયું.

"અચ્છા, કદીક આપની મુલાકાત કેમ્બ્રિજમાં થશે અથવા આપ કદાચ ત્યાં આવો."

"ગુડ બાય!" કરી તે તેજ કદમે ઝડપથી 'એસ્કેલેટર'માંથી ઊતરી ગઈ—એક સંપૂર્ણ, સ્વસ્થ, આધુનિક હિન્દુસ્તાની યુવતી.

અને હવે તે અર્ધા કલાકથી પિકેડિલીના અન્ડર-ગ્રાઉન્ડમાં ચમ્પાની પ્રતીક્ષામાં ટહેલી રહ્યો હતો. ગયાં બે વર્ષ દરમિયાન ચમ્પા સાથે તેની અનેકવાર મુલાકાત થઈ ચૂકી હતી. ચમ્પાએ તેને જણાવ્યું હતું કે આજે જ તે પેરિસથી લંડન આવી છે અને સુરેખાને ત્યાં બધાં ભેગાં મળવાનાં છે અને ભોજન પણ ત્યાં જ લેવાનાં છે. સુરેખાને ત્યાં પહોંચી તેના પતિ ગુલશન સાથે ચર્ચા કરવા તે ઉત્સુક હતો. પત્રલેખક ગૌતમ નીલામ્બરે હિન્દુસ્તાનના ભાગલાનો બધો દોષ અંગ્રેજો ઉપર નાખ્યો હતો. સુરેખાએ જણાવ્યું હતું કે ગૌતમ નીલામ્બર અંગારઝરતી જબાનવાળો છે. તાજેતરમાં જ મોસ્કોથી બદલી થતાં લંડન આવ્યો છે. સ્રિલને દુ:ખ થયું કે આજે સાંજે તે ગૌતમને નહીં મળી શકે કારણકે સુરેખાના કહેવા મુજબ તે લંડનથી બહાર ગયો છે. સ્રિલ 'ઇન્ટરનેશનલ ટાઈમ' નીચે ટહેલતો રહ્યો.

## ૩૮

કેમ્બ્રિજમાં દુકાનમાંથી બહાર નીકળીને નિર્મળા ફિટ્ઝ વિલિયમ લાયબ્રેરી તરફ જઈ રહી હતી ત્યાં તેને ગૌતમ નીલામ્બર નજરે ચડયો.

"નિર્મળ! હું તને આખાય લંડનમાં શોધતો ફરું છું." ગૌતમે તેની તરફ આવતાં કહ્યું. "કમાલે મને કહ્યું કે આ સમયે કદાચ તું લાયબ્રેરીમાં મળશે. કેમ છે, શી ખબર છે?"

નિર્મળાએ આંખો બંધ કરી દીધી. તેની સામે ઊભો રહીને જલદી જલદી વાતો કરી રહેલ યુવક ગૌતમ જ હતો.

"તું અહીં શી રીતે આવી ગયો?"

"લંડનથી આવ્યો છું—તમને લોકોને મળવા."

"સાંભળ્યું છે કે હવે તું વિદેશ કચેરીનો નિયમિત કર્મચારી છે?"

"સાચું જ સાંભળ્યું છે."

"મજામાં છે?"

"હા."

વાતો સમાપ્ત થઈ. ગૌતમે જોયું કે નિર્મળા મોટી થઈ ગઈ હતી, ગંભીર અને ઓછું બોલનારી.

"લાયબ્રેરીમાંથી ગાપચી માર. કમાલ અને તઅલતે કહ્યું છે કે કોહિનૂરમાં મળીશું, ચાલ."

નિર્મળા ચુપચાપ તેની સાથે ચાલવા લાગી. પાસેથી કાળા ગાઉન પહેરેલા વિદ્યાર્થીઓની ટોળી પસાર થઈ. નિર્મળા ગૌતમને કહી રહી હતી કે આ બાજુનો યુવક સ્રિલ એશ્લે છે. એ પણ પોતાના જમાનાનો અલબેલો આદમી છે. એનો જોટો નથી. એ પણ ચમ્પાબાજીનો ચેલો બની ચૂક્યો છે.

"અચ્છા! તમે લોકો ચમ્પાને મળતાંહળતાં રહો છો?"

"ઘણી વખત."

"ખુશ છે?"

"શી ખબર? ખુશી તો રીલેટિવ ચીજ છે."

ગૌતમ ચુપ રહ્યો. તેઓ કિંગ્સ કૉલેજ સામેથી પસાર થઈ રહ્યાં હતા.

"મને લાગે છે કે," નિર્મળા કહી રહી હતી, "ચમ્પાબાજી કેટલાંક વર્ષ પછી શ્રીમતી સુજાતા મુકરજી જેવી બની જશે. એ કેટલા દુ:ખની વાત હશે. તું મિસિસ મુકરજીને ઓળખે છે?"

"હા."

"સમય તો શાપ આપીને ચુપચાપ આગળ નીકળી જાય છે. કેટલા દુ:ખની વાત છે!" નિર્મળાએ ફરી કહ્યું. ગૌતમ હજી પણ ચુપ રહ્યો.

"સુજાતાદેવી પંદરવીસ વર્ષ પહેલાં કેવી સુંદર હશે! લોકો તેની સાથે થોડીક વાત કરવાની તક મળે તો પણ તેને ગૌરવની વાત સમજતા હતા. હવે બિચારી પોતાના પુત્રની ઉમરના યુવકોને ભેગા કરીને લઈ જાય છે- પોતાને ત્યાં કૉફી પાવા. પુસ્તકો લખે છે. ફ્લીટ સ્ટ્રીટમાં મશહૂર છે. પણ શું તેનાં પુસ્તકો, તેની ખ્યાતિ જિંદગીની સરી જતી ખુશીનો યોગ્ય બદલો છે? પોતાની ખુશીનો આ પૂરતો બદલો છે? ચમ્પાબાજી પણ આવી જ થઈ જશે. જોકે વાંક તેનો નથી. સમયે તેના પર આઘાત કર્યો અને તેણે બીજાઓને આઘાત પહોંચાડવાની કોશિશ કરી હતી."

ગૌતમ ચોંકી ઊઠયો. તેણે નિર્મળા તરફ ધ્યાનપૂર્વક જોયું.

નિર્મળાની આંખો પર વર્ષાનું એક ટીપું પડ્યું. તેણે રૂમાલથી પોતાનો ચેહેરો લૂછ્યો અને બોલતી રહી: "આ સ્રિલની સાથે આજકાલ ચાલી રહ્યું છે કારણકે એ લા ર્ડ એશ્લેનો પુત્ર છે, જેમ તું સર દીપનારાયણનો અને ભૈયાસાહેબ સર ઝેકી બહાદુરનાં સંતાન છો.

"નિર્મળ, તું ચમ્પાને અન્યાય કરે છે." ગૌતમે ધીમેથી કહ્યું.

"ના, ગૌતમ. આ સાચી વાત છે. ચમ્પાબાજી પોતે ભગ્નહૃદય છે, નિરાશ છે અને અમને પણ તેણે ભગ્નહૃદય અને નિરાશ કરી નાખ્યાં છે. કાલે જ કમાલ કહી રહ્યો હતો કે ચમ્પાબાજીનો જાદુ ધીરે ધીરે સાવ ખતમ થઈ ગયો છે, એ શું કહેવાય! તઅલતે તેની વાતનો બરાબર જવાબ આપ્યો હતો. તેણે કહ્યું કે ચમ્પાબાજી તો એનાં એ જ છે, આપણે મોટાં થઈ ગયાં છીએ."

ગૌતમે ઉદાસ નજરે તેના તરફ જોયું. નિર્મળા કહેતી હતી—

"પેરિસમાં હતી પણ કામ અધૂરું મૂકીને ઇંગ્લંડ આવી ગઈ છે. સાંભળ્યું છે કે લંડનમાં ક્યાંક તેને નોકરી મળી ગઈ છે. હવે અહીં પણ પ્રવેશ લેવાની છે. પોતાના અંગે કોઈ નિર્ણય પણ કરી શકતી નથી—હદ છે! ગૌતમ, ચમ્પા એ લોકોમાંની એક છે—જેઓ હમેશાં કોઈ ને કોઈ સેન્ટિમેન્ટલ આધારની શોધ કરતાં રહે છે."

જિસસ લેનમાંથી ટ્રમ્પેટનો અવાજ આવી રહ્યો હતો. ગૌતમ ચમકી ગયો.

"કોણ જાણે કોણ છે. હમેશાં ભારે ગમગીન ધૂન વગાડે છે." નિર્મળાએ કહ્યું. "ભૈયાસાહેબ પણ લંડનમાં જ છે. પાકિસ્તાન હાઉસમાં ડિપ્લોમેટ છે, એટલે અમને લોકોને મળતા નથી."

હવે તેઓ 'કોહિનૂર' સુધી પહોંચી ગયા હતા.

"ગૌતમ," નિર્મળાએ પૂછ્યું. "લોકો આવા ખરાબ કેમ હશે?"

ગૌતમ મૂગો રહ્યો. રસ્તાના કિનારે અસંખ્ય પીળાં ફૂલો ખીલેલાં હતાં. વર્ષાનાં બુંદ કેમની સપાટી પર જલતરંગ વગાડી રહ્યાં હતાં.

"નિર્મળા!" ગૌતમે અટકીને કહ્યું.

"બોલો."

"તું મારી સાથે લગ્ન કરીશ."

"ના."

"કેમ?" અવાજ તેના ગળામાં જ અટકી ગયો.

"એટલા માટે કે," નિર્મળાએ સાફ અને ગંભીર અવાજે કહ્યું, "તું પણ અસ્થિર

છે. ચાલ, અંદર જઈએ. વરસાદમાં ભીંજા નહીં."

સાચે જ નિર્મળા મોટી થઈ ગઈ હતી.

તેઓ ભોજનાલયમાં દાખલ થયાં.

# ૩૯

સવારે છ વાગે ચમ્પા જાગી ગઈ. તેણે રાત્રે બે વાગ્યા સુધી સુરેખાને ત્યાં ગપ્પાં હાંકયાં હતાં. આખરે લોકો આટલી વાતો કેમ કરતા હશે? બાથરૂમમાંથી જોન કાર્ટરે ડોકું બહાર કાઢી જોયું. "આજે તારી નોકરીનો પ્રથમદિન છે. જલદી તૈયાર થઈ જા." "હું તો નોકરિયાત યુવતી છું. બોલ, કઈ સાડી પહેરું?" પછી નાસ્તો કરીને તે બસમાં બેઠી, અને સેન્ટ જાન્જ વુડ પહોંચી. બિલ કૅંગના ફ્લેટ પર જઈને તેણે ઘંટડીનું બટન દાબ્યું. "કમ ઈન." કોઈકે અંદરથી કહ્યું. હિમ્મત કરીને તે અંદર દાખલ થઈ. અંદર સગડી સામે એક આલ્સેશિયન કૂતરો નિઃસ્પૃહતાથી બેઠો હતો. બિલ સોફા પર આડો પડીને કશુંક વાંચી રહ્યો હતો. "હલો, માય ડિયર, શું પીશો?"

"આભાર. કંઈ નહીં." ચમ્પાએ કહ્યું.

"પ્રૂફ વાંચતાં આવડે છે?" બિલે લાપરવાઈથી એક બંડલ તેને આપ્યું અને રસોડામાં જઈને કશુંક કરવા લાગ્યો.

શાન્તા કૅંગ કાશ્મીરી રેશમી સાડી અને કાળું કાર્ડીગન પહેરીને દાદર પરથી ઊતરી. ચમ્પાએ જોયું કે શાન્તા ઘણી સુંદર છે. ભારે ચપળતાથી જઈને તે ટાઈપરાઈટર પર બેઠી. ખબર નથી પડતી, પતિથી છૂટાછેડા લીધા પછી ગૌતમની સાથે લગ્ન કરવાને બદલે તેણે બિલ સાથે લગ્ન શા માટે કર્યાં હશે! જિંદગી પણ ગજબ ખેલ છે—ચમ્પાએ આશ્ચર્યથી વિચાર્યું !..."ગુડ મૉર્નિંગ મિસિસ કૅંગ!" તેણે શિષ્ટતાપૂર્વક કહ્યું.

"હું ગૌતમ પાસે તારા અંગે ઘણું સાંભળી ચૂકી છું. આ દુનિયા ઘણી નાની છે." શાંતાએ ટાઈપ કરતાં કહ્યું.

બિલ કૉફીની ટ્રે લઈને બહાર આવ્યો. ચમ્પાને લાગ્યું કે શાંતા ઘણી ગર્વિલી છે. બિલ એટલો જ વિનમ્ર છે. "ફ્રૅંક રૉસ પણ તારાં ઘણાં વખાણ કરતો હતો." તેણે ચમ્પાને કહ્યું.

"ફ્રૅંક રૉસ?" ચમ્પાએ પૂછ્યું.

"હા." બિલે આલ્સેશિયન તરફ ઈશારો કર્યો. પછી તે કાગળોનું બંડલ ઉઠાવીને પ્રેસ તરફ જવા તૈયાર થયો. બિલની પ્રકાશન સંસ્થામાં ચમ્પાનો પ્રૂફરીડર તરીકેની નોકરીનો તે પહેલો દિવસ હતો.

"તારો શો કાર્યક્રમ છે, જિંદગીનો?"

બિલે લંચની રજાના સમયે તેને પૂછ્યું. તે માનવીઓનાં પ્રૂફ પણ વાંચતો રહેતો.

"આ તો ભારે જબરજસ્ત સવાલ છે."

"શું તું ઘણી કન્ફ્યૂઝ્ડ છે?"

"હા."

"તું પણ જાળમાં સપડાયેલી છે?"

"હા."

બિલ ચુપ થઈ ગયો. બધા જાળમાં સપડાયેલા હતા. ખુદ પોતે અને તેની પત્ની, જે પહેલાં શાન્તા નીલાંબર હતી અને જે અંગ્રેજી તથા મરાઠીમાં નવલકથા લખતી હતી; અને સ્રિલ એશ્લે, અને તમામ લેખકો તથા સાહિત્યકારો અને બુદ્ધિજીવીઓ, બધા પશ્ચિમી ઇન્સાનો અને યુરોપીય સંસ્કૃતિ, અને 'નવું એશિયા', જેના પ્રતિનિધિઓ અહીં હતા, વિભિન્ન નરકોની વચમાં અદ્ધર લટકી રહ્યા છે. તેને હવે સમજાયું હતું કે વૈતરણી પાર કરવાનો શો અર્થ છે. તેમનાં ખ્રિસ્તી, મુસલમાન, હિન્દુ અને બૌદ્ધ આત્માઓ માટે ઘણાં કષ્ટો ભોગવવાનું નિર્માણ હતું. આ લોકો તેઓ હતા, જેમને વિશે ટોયન્બીએ દશ ગ્રંથો લખી નાખ્યા છે, છતાં હજી સુધી કોઈ પણ પ્રકારના સંતોષજનક નિષ્કર્ષ ઉપર પહોંચ્યો નથી.

નવું હિન્દુસ્તાન પોતાની આધ્યાત્મિક શ્રેષ્ઠતા અને પોતાની સાંસ્કૃતિક ઉચ્ચતા અંગે આક્રમક બની રહ્યું હતું. આ પ્રચારની દુનિયા છે—પત્ર-પત્રિકાઓ અને સાંસ્કૃતિક પ્રચારની પત્રિકાઓ અને પુસ્તકોમાં છપાતા કરોડો શબ્દોની દુનિયા. અને, બિલ શબ્દોનો વેપારી હતો અને શબ્દોની શકિત તથા તેના ઠાલાપણામાં વિશ્વાસ રાખતો હતો. શાન્તા પણ જાળમાં ફસાઈ હતી. આ બધાનાં ખાનગી નરક—નિજી અલગ ગુપ્ત સ્થળો અને વ્યકિતગત દુનિયાઓ વધારે તકલીફ દેનારાં એટલા માટે હતાં કે તેમાંથી છટકવાનો કોઈ માર્ગ ન હતો.

એક માર્ગ હતો. પણ તે ઘણો ભયાનક માર્ગ હતો. બિલે ચમ્પા તરફ જોયું. "તું કદી પણ કમ્યુનિસ્ટ બની નથી?"

તે ચુપચાપ બટાટા ખાતી રહી.

"તું વાર્તાઓ લખવા માંડ. હું તને 'બિલ્ડ-અપ' કરીશ. હિન્દુસ્તાન અંગેની નવલકથાઓ માટે હમણાં ઘણો સ્કોપ છે. આર. કે. નારાયણ અને મુલ્કરાજ આનંદને જો. તું પણ લખ! સમજી!" તેણે દૃઢ સ્વરે કહ્યું.

"મને લખતાં બિલકુલ આવડતું નથી."

"એમ? એ કેમ બને? તારા ગ્રુપમાં તો એકએકથી ચઢે તેવા લેખકો છે."

"મને મારા ગ્રુપ જેવી ન માનો."

"અચ્છા, તો તારો બીજો એક ફૅડ (Fad) છે કે તું ઇન્ડિવિજ્યુઆલિસ્ટ છે? આ ફૅડ પણ ઠીક છે!" બિલે ઉત્તર આપ્યો.

આ 'ચૂજેની સરાય' હતી, જ્યાં લંચ માટે ઘણા ઓળખીતાઓ આવતા હતા. પાસે જ બી. બી. સી.નો સ્ટુડિયો હતો. કેટલીક હિન્દુસ્તાની યુવતીઓ આવી અને તેના તરફ જોયા વિના જ કાઉન્ટર તરફ ચાલી ગઈ.

"આ ચમ્પા અહમદ છે. બીજાના પ્રેમીઓને અને પતિઓને ફસાવવા એ તેનું કામ છે. જો તને એમ લાગતું હોય કે હું ખોટી વાત ફેલાવી રહી છું તો નિર્મળા શ્રીવાસ્તવને પૂછજે; એને ટી. બી. થઈ ગયો છે." એક યુવતીએ કાઉન્ટર પરથી ટ્રે ઉપાડતાં ઉર્દૂમાં કહ્યું.

"નિર્મળાને ટી. બી. થઈ ગયો છે?" બીજીએ આશ્ચર્યથી પૂછ્યું.

"હા, અને તે વિડહર્સ્ટ સેનેટોરિયમમાં જનાર છે." પહેલી યુવતીએ ઉત્તર આપ્યો. બન્ને વાતો કરતી એક ખૂણામાં જઈને બેઠી.

ચમ્પાને થયું કે તે દોડીને આ યુવતી પાસે પહોંચી જાય અને તેને પૂછે કે નિર્મળા કેમ છે? તેને ટી. બી. શી રીતે થયો? પણ તે પોતાના સ્થાને જ બેસી રહી. બારી બહાર રસ્તા પરથી જનસમૂહ પસાર થઈ રહ્યો હતો. પછી તેને ઘણા જાણીતા ચહેરા સામે આવતા દેખાયા—ઘણા સફેદ માસ્ક—જેની ઉપર તેમનાં નામ લખેલાં હતાં. જરીના હુસેન, સુરેખા અહૂજા, અમલા રોય, ફિરોજ જબીન... પછી અમિર રઝા દાખલ થયા. અમિર રઝાને ચમ્પાએ ઘણાં વરસ પછી જોયા. તેમનામાં કોઈ પરિવર્તન થયું ન હતું, સિવાય કે પહેલાં કરતાં વધુ કીમતી સૂટ પહેર્યો હતો અને વધુ આત્મવિશ્વાસથી પગલાં ભરતો હતો. તેણે ચમ્પાને જોઈ.

જરા અચકાઈને ભારે શિષ્ટતાપૂર્વક આદાબ-અર્જ કર્યા અને દૂર એક ખૂણાના ટેબલ પર જઈને બેઠો.

ચમ્પાએ ઘડિયાળ તરફ નજર નાખી અને બેગ ઉઠાવી બિલ ક્રૅગ સાથે ઑફિસ તરફ રવાના થઈ.

## ૪૦

તઅલત કેમ્બ્રિજમાં અભ્યાસ પૂરો કરીને હવે ફ્લીટ સ્ટ્રીટના એક અખબારમાં કામ કરતી હતી. તે દિવસે સાંજના તેના અહેવાલની નકલ નીચે મોકલીને તઅલત વિક્ટોરિયા તરફ ગઈ. અહીં એક જૂની આર્ટ સ્કૂલમાં તે મૂર્તિકલા શીખતી હતી. તે અંધારા ઠંડા ખંડોમાં આંખો પટપટાવતી ફરી વળી. લાઈફ-ક્લાસમાં એક વિદ્યાર્થી એક ઉદાસ નીગ્રો યુવતી (જે ઉદાસભાવ ધારણ કરીને નગ્ન અવસ્થામાં બેઠી હતી) તરફ જોઈને ખૂબ બોર થઈને ઈજલ પર બેપરવાઈથી રેખાઓ ખેંચી રહ્યો હતો. ઉપર પોર્ટ્રેટ-ક્લાસમાં એક લાલ નાકવાળો ભિખારી હાથમાં બીઅરનો તૂટેલો જગ લઈને એક સ્ટૂલ પર બેઠો હતો. કોઈ પણ હસતું ન હતું. દક્ષિણ આફ્રિકાનો લાલ દાઢીવાળો આર્ટિસ્ટ ખંડના એક ખૂણામાં બેસીને મેંડોલીન ઉપર તાર છેડી રહ્યો હતો. તેને તઅલત પ્રત્યે ભારે નફરત હતી. તેણે ગુસ્સાપૂર્વક અભિવાદન કર્યું. તઅલત તેને સ્મિતથી નવાજતી ફરીથી બહાર આવી ગઈ.

આ પણ એક અલગ પ્રકારની જ દુનિયા હતી. વિક્ટોરિયાની જૂની આર્ટ સ્કૂલ...

હવે તે વેસ્ટ-એન્ડમાં પહોંચી.

'હે-માર્કેટ'માં સીડી ચડીને તેણે 'રાઈટર્સ ઍન્ડ આર્ટિસ્ટ્સ ક્લબ'માં ડોકિયું કર્યું. ત્યાં બિલ ક્રૅગ તેની નજરે પડયો. ત્યાં તે પોતાના દુઃખદર્દને બીઅરના ગ્લાસમાં ડુબાડી રહ્યો હતો, અને ભારે ઉદાસીનતાથી એક ફ્રેંચ નવલકથા-લેખિકા સાથે વાત કરવામાં લીન હતો. તે મહિલાના ચેહરા ઉપરથી ભારે સહાનુભૂતિ, માનસિક બંધુત્વ અને સમજદારી નીતરી રહી હતી. સ્પષ્ટ હતું કે બિચારી શાન્તા પોતાના પતિને સમજી શકતી ન હતી. આ પણ એક જુદી જ જાતની દુનિયા છે—'હે-માર્કેટ'ની 'રાઈટર્સ ઍન્ડ આર્ટિસ્ટ્સ ક્લબ.' તે ફરીથી ઝડપથી નીચે ઊતરી રસ્તા પર આવી ગઈ.

તઅલત અને કમાલ સેંટ જોન્સવુડમાં રહેતાં હતાં. હવે કમાલ એક લેબોરેટરીમાં કામ કરતો હતો. આ વિસ્તારમાં આર્ટિસ્ટ, અભિનેતા અને ભાતભાતના બુદ્ધિજીવીઓ વસતા હતા. છાંયડાવાળા રસ્તાના ખૂણેખાંચરે જૂનાં દેવળો હતાં. ખૂણા પર એક ઇટાલિયન રેસ્ટોરન્ટ હતું, તેના એક ખૂણામાં એક બેહાલ પોલિશ યહૂદી આર્ટિસ્ટ હમેશાં જોવા મળતો. તે ડિનર અથવા લંચ લેનારાઓનાં ચિત્ર ભારે તન્મયતાથી બનાવતો, અને એવી આશા રાખતો કે કોઈ ને કોઈ તેની પાસેથી ચિત્ર ખરીદશે. પણ તેની પાસેથી કોઈ ચિત્ર ખરીદતું ન હતું. સેન્ટ જોન્સવુડનાં આ સુંદર મકાનોના પશ્ચિમી નિવાસીઓની જિંદગી ભારે તોફાનભરી હતી. પ્રેમ, છૂટાછેડા, મૂંઝવણ અને બ્લેક કૉફી પર આ લોકો પોતાની જિંદગી વિતાવતા હતા. તેમનાં ઘર 'આર્ટી' અંદાજમાં સજાવેલા હતા. યુવતીઓ વાળની પોની-ટેલ બનાવી કાનમાં જિપ્સીરિંગ લટકાવતી હતી, તંગ પાયચાનાં કાળાં પાટલૂન પહેરતી હતી, પોતાના માબાપને ધિક્કારતી અને પોતાનું મનોવૈજ્ઞાનિક વિશ્લેષણ કરાવતી. કેટલાક સત્તરઅઢાર વર્ષના નૌજવાન યુવકો અને યુવતીઓ સૅકસ અને મોર્બિડિટીના વિષયો પર નવલકથાઓ લખતા હતા. ઘણા મશહૂર બુદ્ધિવાદીઓ કલાકો સુધી પ્રાચીન એશિયાઈ અને બાઈઝન્તિયમ સંસ્કૃતિઓ, રોમન કૅથોલિક ધર્મ, વેદાન્ત અને જૈન-બૌદ્ધ મત પર કલાકો સુધી આંખ બંધ કરી વિચાર કરતા હતા. બધા કઠોરમાં કઠોર તર્ક અને વિવેકના હાથે દુ:ખ સહન કરવામાં જ લીન હતા.

સુરેખા રસ્તાને છેડે રહેતી હતી. તેનો પતિ ગુલશન અહૂજા લંડન ઑફ ઇકોનોમિકસમાં અભ્યાસ કરી રહ્યો હતો. સુરેખા ભરતનાટયમ્‌માં સારી એવી ખ્યાતિ પ્રાપ્ત કરી ચૂકી હતી અને રૉયલ અકેડેમી ઑફ ડ્રામેટિક આર્ટમાં કોરિયોગ્રાફી શીખી રહી હતી. ચોપરા મીયાં-બીબી સુરેખા અને ગુલશનનાં પડોશી હતાં. આશા ચોપરા મૂર્તિઓ બનાવતી. સતીશ બી. બી. સી. ના હિન્દી વિભાગમાં કામ કરતો હતો. શાન્તા અને બિલ કૅગ પણ અહીં પાસે જ રહેતાં હતાં.

અમલા રાય અને નરગિસ કાવસજી ચેલેસીના એક ખર્ચાળ બ્લૉકમાં રહેતાં હતાં. અમલા રાય તઅલત અને નિર્મળાની બચપણની જોડીદાર હતી અને તેનું મકાન પણ લખનૌમાં 'સિઘાડાવાળી' કોઠી અને 'ગુલફિશાં 'ની પાસે જ હતું. હવે તે ઇન્ડિયન ફોરેન સર્વિસમાં કામ કરતી હતી. ફિરોઝ સ્વિસ કૉટેજમાં રહેતી હતી અને ઉર્દૂમાં પીએચ.ડી કરી રહી હતી. જરીના યુનિવર્સિટીમાં રશિયન, ફારસી અને ઉર્દૂમાં બી. એ. ઑનર્સ કરી રહી હતી.

આ બધાંની ભારે કામગરી અને ધાંધલ-ધમાલભરી જિંદગી હતી—કૉન્ફરન્સ, ડ્રામા, રાજકીય સભા-સરઘસો,.

આ પણ એક જુદી જ દુનિયા હતી. આ ઇન્ડો-પાકિસ્તાની લંડન, જે આ એંગ્લો-સેક્સન રાજધાનીમાં કેટલાક અંશે, કેટલીય જગ્યાએ વસતું હતું અને આ આખી દુનિયા એકબીજાથી અલગ અને અજાણી એક વિશાલતર દુનિયામાં સમાયેલી હતી.

અયથાર્થ નગરી ...

## ૪૧

ચમ્પાએ નરગિસના ખંડમાં આવી ચારે તરફ નજર નાખી. "મારે માટે એક સાડી કાઢી આપ." નરગિસે નહાતાં નહાતા અંદરથી સાદ કર્યો. બીજા ખંડમાં શાન્તા એક જ રેકર્ડ વારંવાર વગાડી રહી હતી. તે દિવસે જ તેનું એક નવું પુસ્તક પ્રસિદ્ધ થયું હતું. બિલ નીચે કોર્ટયાર્ડમાં, ગુલશન સાથે ટહેલી રહ્યો હતો. ચમ્પાએ કબાટ ખોલી—ઈવનિંગ ગાઉન, સાડીઓ, જૂતા અને બેગ. એક બેઠક પર હાથીદાંતનું નાનકડું મંદિર હતું, જેમાં એક નાનકડી મૂર્તિ મૂકી હતી. પારસી કોની મૂર્તિ પૂજે છે? તે વિચારતી રહી. કદાચ જરથોસ્ત...અથવા કોણ હશે ! અમારા બધાના મનના ગુપ્ત આવાસમાં એક નાનકડું મંદિર છે, જેમાં એક અજ્ઞાત મૂર્તિ વિરાજે છે. એ મૂર્તિનું નામ મને ખબર નથી—ઈસુ, કૃષ્ણ, જરથોસ્ત. એ મૂર્તિ અંત સુધી નામવિહોણી રહેશે. અંત સમયે જ્યારે માનવીની આંખો છેલ્લી વખત હમેશ માટે મીંચાય છે ત્યારે ન જાણે તેને શું દેખાતું હશે! એ નામવિહોણી મૂર્તિ કેવું રૂપ ધારણ કરતી હશે, એની કોને ખબર?

શાન્તાએ અંદર આવીને નરગિસ માટે એક લાલ સાડી બહાર કાઢી. "કબાટ બંધ કરી દે, કબાટ બંધ કરી દે!" ચમ્પાએ ઊંચે સ્વરે કહ્યું.

"હેં...?" શાન્તાએ ખંડમાં આવીને પૂછ્યું, "કોને કહી રહી છે?"

"કાંઈ નહીં, હું વિચારી રહી હતી કે નરગિસ દિવસમાં કેટલીય વખત આ કબાટ ખોલતી હશે."

"શું...?" શાન્તા કશું ન સમજી.

"અને તેમાંથી રંગબેરંગી કપડાં નીકળે છે."

"હા, હા... તો ?"

"અને અત્તર અને પેરિસની ટોપીઓ." ચમ્પા કહેતી રહી, "તેની મૂર્તિ 'મંદિર' માં

સજેલી છે, પેલા ખૂણામાં, તેણે આ કબાટ બનાવ્યું અને હવે તે તેમાં જ છુપાઈને બેઠો છે, તારા કબાટમાં કોઈ મૂર્તિ છે ?"

"મારા કબાટમાં કશું નથી." શાંતા સગડી પાસે આવીને બેસી ગઈ અને તેને ધ્યાનપૂર્વક જોવા લાગી. "તું..." તેણે કહ્યું, "તું થોડી ગાંડી છે !"

"હા, તું નથી ?"

"તારી વાતો શુદ્ધ જ્ઞાનની સીમાઓને સ્પર્શી રહી છે. તે માર્ગે જઈશ નહીં. ભારે દુઃખદાયક વાત હશે." શાન્તાએ જવાબ આપ્યો.

સુરેખા સફેદ સાડી પહેરીને, ટુવાલ વાળમાં લપેટી બહાર આવી અને બારી પાસે ઊભીને ટેરેસગાર્ડન તરફ જોવા લાગી.

"જિંદગી ! જિંદગી ! ! " સુરેખાએ ખુશીનો ઊંડો શ્વાસ લેતાં હવામાં બન્ને હાથ ફેલાવ્યા.

"સુરેખા, મારે માટે જિંદગીનું રૂપ છે સંકેત, ખુશ–મગન-નાચતું રૂપ. સંકેતોમાં રહસ્ય હોય છે એમ તું માને છે ?" ચમ્પાએ પાછળ ફરી શાન્તાને પૂછ્યું.

"જિંદગી મારી સામે શરમાઈને ઊભી છે, સફેદ સાડી પહેરીને ! હસતી, ગીતના સૂર ગણગણતી, ડરી ગયેલી, નિડર, હિમ્મતવાન, ડરપોક–પ્રત્યેક શબ્દના બે, એકબીજાથી ઊલટા, અર્થો છે. જિંદગી..." તેણે શાન્તા તરફ જોયું. મેં એકવાર ગૌતમને કહ્યું હતું, "આપણે બન્ને હમેશાં અલગ રહીશું."

"ગૌતમ હજી સુધી સરક્યુલેશનમાં છે ... ?" શાન્તાએ ઊંચા સ્વરે પૂછ્યું.

"શું ? " તે ચોંકી.

"મારા કહેવાનો અર્થ છે," શાન્તાએ સિગારેટ સળગાવતાં એવી રીતે પૂછ્યું જાણે ચમ્પાના જીવનનું ખુલ્લું પુસ્તક તેની સમક્ષ પડયું ન હોય અને તેને તે છેલ્લી થોડીક મિનિટોથી વાંચી રહી ન હોય. "તે હજી પણ સરક્યુલેશનમાં છે કે તેને લાયબ્રેરીના બુકશેલ્ફ પર પાછો મૂકી દીધો છે ?"

"ખબર નથી ."

"તારી મેમ્બરશીપની મુદત પૂરી થઈ ગઈ ?"

શાન્તા કેંગ ઘમંડી હોવા ઉપરાંત નીચ પણ હતી.

"આ જ સવાલ હું તને પણ કરી શકું એમ છું. " ચમ્પાએ કહ્યું.

શાન્તા ઉદાસીનતાપૂર્વક હસી. તેનું ગર્વભર્યું હાસ્ય, તેની રીતભાત, તેની વેશભૂષા,

ચમ્પા થોડાક દિવસોથી તેનું અનુકરણ કરવા માંડી હતી. સુંદર, જીવનમાં સફળ અને લોકપ્રિય. તે શાન્તા નીલામ્બર જેવી શા માટે નહીં બની શકે? શાન્તાએ સંતોષભરી નજરે જોયું. "હું તેની ભ્રમણા ભાંગવા નહોતી માગતી. મુસીબત એ છે કે તે કવિ છે."

"સાચે જ એની મને ખબર ન હતી." ચમ્પાએ વ્યંગથી કહ્યું.

"તને એની ખબર પડી શકે તેમ જ નથી. તું પોતે જ તારા ખ્યાલોની દુનિયામાં જરૂરતથી વધુ ડૂબેલી છે. પુરુષ કુરબાની ચાહે છે. પોતાનું બલિદાન આપ્યા વિના તેમને પ્રાપ્ત કરી શકાય તેમ નથી. તું અભ્યાસ પૂરો કર્યા વિના પેરિસથી અહીં શા માટે ચાલી આવી? એ અહીં છે એટલા માટે?"

"અર્થ વગરની વાત ન કર. તને આ કોણે કહ્યું?" ચમ્પાને ખૂબ ગુસ્સો આવ્યો. હવે તે પોતાનું અધિક અપમાન સહન નહીં કરી લે.

"પણ એ તો જંગલી બતક પાછળ દોડવા જેવું છે..." શાન્તાએ પોતાના સુરીલા અવાજમાં કહ્યું.

"તું વાર્તાઓ લખે છે ને એટલે તેં મારા અંગે તારી કલ્પનાને બેલગામ છોડી મૂકી છે." ચમ્પાએ કહ્યું.

"હવે બિલ તને બિલ્ડ-અપ કરવા માગે છે." શાન્તાએ પોતાના સુરીલા અવાજે વાત સમાપ્ત કરી, અને પછી આરામથી ખંડમાં ટાંગેલી તસવીરો જોવા લાગી.

તહેમીના રઝા, નિર્મળા શ્રીવાસ્તવ, શાન્તા કૅંગ.

"અચ્છા, એમ વાત છે!" ચમ્પાએ પોતાનો કોટ અને સામાન ઉપાડયો..." મારો તિરસ્કાર કરવો જોઈએ, મારો તિરસ્કાર કરવો જોઈએ!—અચ્છા ભાઈ, હવે જાઉં! નરગિસ, સુરેખા, શાન્તા, કાલે કદાચ હું ઑફિસે ન આવું." દરવાજા સુધી પહોંચી તેણે પાછા ફરી કહ્યું, "કાલે શું, કદાચ કદી પણ તારી ઑફિસે નહીં આવું—ગુડ નાઈટ!"

બહાર ચેલેસીના રસ્તા પર આવીને તેણે જોયું કે મકાનોની બારીઓ વરસાદના આછા સોહામણા પડદા પાછળ અદશ્ય થઈ હતી. ખૂણા પરની ફૂલ વેચનારી બુઢ્ઢી સ્ત્રી છત્રી ઓઢી, ખુરશી પર દીવાલ તરફ મોં કરીને બેઠી બેઠી જાણે શું વિચારી રહી હતી! તે પોતાને ઘેર પહોંચી. ઘર ઘણું દૂર ઉપનગરમાં હતું. ઘરે તેને સ્રિલનો પત્ર મળ્યો. તેણે લખ્યું હતું, "ન્યૂહમમાં તને પ્રવેશ મળી ગયો છે. સપ્ટેમ્બરથી તારે અહીં આવવાનું છે. ગરમીના કેટલાક મહિનાઓ કોઈ ઉદાસ અથવા રોમેન્ટિક ઇટાલિયન અથવા સ્પેનિશ શહેરમાં વીતાવી આવ. હું ઉત્તર તરફ જઈ રહ્યો છું. રોઝમેરી બીમાર છે."

...રોઝમેરી ??

# ૪૨

' કોહિનૂર'ની બારી પાસે મૂકેલા એક મેજ પાસે ગૌતમ નિર્મળા સામે બેસીને બારી બહાર વરસતા વરસાદ તરફ જોઈ રહ્યો.

કમાલ ' માફ કરજે ! ' કહીને કોઈ એક મિત્ર સાથે વાત કરવા માટે અન્ય મેજ પાસે જઈને બેઠો.

"તેં ચમ્પા અંગે મને જે વાત કરી તે સાંભળીને મને ઘણું દુ:ખ થયું." ગૌતમે કહ્યું. તે હજી સુધી ચમ્પા અંગે વિચારી રહ્યો હતો. નિર્મળાએ પોતાનાં આંસુ અટકાવવા કોશિશ કરી. થોડીક મિનિટો પહેલાં જ આ વ્યકિતએ તેની સમક્ષ લગ્નનો પ્રસ્તાવ મૂક્યો હતો. તે ચુપ બેસી રહી.

"તમે બધાંએ, આપણે બધાંએ તેને અન્યાય કર્યો છે. આપણે તેને લગાતાર ખોટી સમજી છે—દાખલા તરીકે," ગૌતમે જરા જોશથી ફરી કહ્યું અને કાંટો હાથમાં લઈ નિર્મળાને સમજાવવા માંડયું. "તેણે ભૈયાસાહેબને કદી પણ અપ્પી પાસેથી ઝૂંટવવાની ઇચ્છા કરી નથી."

"જે હોય તે, એ મારી માન્યતા છે. હવે આપણે ચમ્પાબાજી અંગે વધુ ચર્ચા નહિ કરીએ." નિર્મળાએ કહ્યું અને કંઈક કામમાં હોય તેમ દેખાવા બેગમાં કશુંક ખોળવા લાગી. " તારે મન ચમ્પાબાજી પરફેકટ છે પણ તું ભૂલે છે કે અમે તો તેને બચપણથી ઓળખીએ છીએ."

"બચપણથી ઓળખવાની વાત ઠીક છે ! " ગૌતમે કહ્યું, " તમે લોકો કાયમ આ બચપણથી ઓળખવાની વાતનો રાગ કેમ આલાપ્યા કરો છો ? જે લોકો તમને બધાને અને ચમ્પા અહમદને બચપણથી ઓળખતા નથી તે બધા શું ગધેડા છે ?"

હવે ગૌતમ ઉપર ચારે તરફથી અજવાળું આવી રહ્યું હતું. તે પોતે પણ ગૌતમ સામે તેજ પ્રકાશમાં જ હતી. પણ એકાએક શું થયું કે ગૌતમે હાથ લાંબો કરીને સ્વીચ દબાવી લાઈટ બંધ કરી દીધી.

ગૌતમ, માનવીય ચરિત્રનો નિર્દય આલોચક, ચમ્પા જેવી ફ્રોડને પરફેકટ માને છે. ભગવાન, તારી લીલા ન્યારી છે—નિર્મળાએ વિચાર્યું. પણ તે કહી રહ્યો હતો—

"નિર્મળ... હું તારી ગેરસમજ દૂર કરવા ઇચ્છું છું. મને ચમ્પા સાથે શી મતલબ ! હું ખૂબ અસ્થિર છું, તેં સાચું જ કહ્યું. પણ હું તારી સાથે લગ્ન કરવા ચાહું છું."

"બદલામાં ? ના, સા રી, ગૌતમ."

"નિર્મળા...મને સમજવાની કોશિશ કર. એ નિર્મળ... !" હવે તે ફરીથી અંધારામાં ચાલતો થયો. તે સ્કૂલના છોકરાઓની જેમ ખૂબ દયનીય સ્થિતિમાં હતો. કોણ કહે છે કે મર્દ સમજદાર હોય છે. અરે, એનાથી વધુ મૂર્ખ કોણ હશે ! મેજ સામે બેઠાં બેઠાં નિર્મળે અનુભવ્યું કે તે બળદની જેમ, વૃક્ષોની જેમ, બેરોમીટરના પારાની જેમ, ઊંચી થતી જતી હતી. તેનામાં જ્ઞાન આવી રહ્યું હતું. હવે નકલી બત્તીઓ બુઝાવીને તે પણ અંધારામાં જતી રહેશે, તે બધી અનુભૂતિઓ કરતાં વધુ ઉત્તમ છે. તેમાં બેસીને તે બહાર ડોકિયું કર્યા કરશે. હવે તે સુલેમાની ટોપી પહેરી લેશે, જેની વાર્તા બચપણમાં તેને 'ગુલફિશાં'ના સર્વન્ટ-ક્વાર્ટરમાં કદીક ડ્રાઈવરે સંભળાવી હતી.

આ સુલેમાની ટોપી મેળવવાનું સદ્‌ભાગ્ય દરેકને થોડું જ પ્રાપ્ત થાય છે ! હું તમારી આભારી છું, શ્રીમાન નીલામ્બર, કારણકે તમે મને મોટી થવામાં મદદ કરી અને સુલેમાની ટોપી પહેરવાનો માર્ગ બતાવ્યો. ઇચ્છું છું કે, હું તમારી સાથે લગ્ન કરી શકું ! પણ મારામાં ઘણું વધારે જ્ઞાન આવી ગયું છે. ચમ્પા અહમદની પૂજા કર્યે જાવ, ગૌતમજી ! કદાચ તમને પણ મુકિતનો માર્ગ મળી જાય.

તે રાત્રે નિર્મળાને એક્ષ-રે હેવાલમાંથી જાણવા મળ્યું કે તેને ફેફસાંના ક્ષયનો રોગ લાગુ પડયો હતો.

## ૪૩

ચમ્પા જે વર્ષે કેમ્બ્રિજ પહોંચી, તે વર્ષે જ તઅલત અને નિર્મળા ત્યાંથી રવાના થઈ ચૂકયાં હતાં. હવે તે ઉચ્ચ વર્ગની અંગ્રેજ છોકરીઓની જેમ વાત કરતી હતી. કેમ્બ્રિજની રીતભાત પણ તેણે પૂરેપૂરી રીતે અપનાવી લીધી હતી. એકાંતમાં અરીસા સામે ઊભી રહીને તે વિચારતી : ચમ્પા અહમદ કયાં ગઈ ! ચમ્પા અહમદ, એ તો એક દેવમાલા, એક હિતોપદેશની વાત બની ચૂકી છે. પેલી વસંતકૉલેજ, બનારસવાળી છોકરી કયાં ગઈ ? અથવા, પેલી છોકરી, જેને આમિર રઝાએ 'ગુલફિશાં'ના સાઈડરૂમમાં શાકભાજી

સમારતી જોઈ હતી ! આમિર રઝાનો વિચાર હવે તેને ઘણો હાસ્યાસ્પદ લાગતો હતો. તે ફિલ્મસ્ટારોની શકલવાળો ડિપ્લોમેટ, જેની જિંદગીની સૌથી મહત્ત્વપૂર્ણ સમસ્યા એ હતી કે સાંજે કયો સૂટ પહેરીને, કઈ છોકરીને લઈને સિનેમા જોવા જાય !

એક રજાને દિવસે ચમ્પા અન્ય યુવક-યુવતીઓ સાથે એક ગ્રામ્ય હૉટલના બગીચામાં બેઠી હતી. એક ઇટાલિયન યુવક એંજેલો, સફરજનના વૃક્ષ નીચે બેસીને, ગિતાર વગાડી રહ્યો હતો. પાસે આરામખુરશીમાં બેસીને માઈકલ સફરજનની કળી સૂંઘવામાં મશગૂલ હતો. તે દિવસે તેણે જાહેર કર્યું હતું કે તે બ્રિટન છોડીને ઇઝરાયલ જવાનો છે. તે કલાકો સુધી રાષ્ટ્રીયતાની સમસ્યા પર વિવાદ કરી થાકીને હવે શાંત બેસીને ચાની પ્રતીક્ષા કરી રહ્યો હતો. "હું આ પ્યારું, ભર્યુંભાદર્યું સુંદર ઇંગ્લાંડ છોડી દઈશ, અને રેગિસ્તાનમાં પથ્થરો તોડીને સડકો બનાવીશ." તેણે કહ્યું. સિરિલે તેના તરફ જોઈને કહ્યું, "હા, માઈકલ, તું જરૂર એમ કરશે, તેની મને ખાતરી છે." તેણે કહ્યું કે યુનિવર્સિટીના કેટલાય યહૂદી પ્રૉફેસરો, વૈજ્ઞાનિકો, સંગીતકારો આ સમયે ઇઝરાયલમાં પથ્થર તોડીને રસ્તા બનાવી રહ્યા છે.

"વિઝનમાં ભારે તાકાત રહેલી છે !" ડૅનિસે કહ્યું. "જરા, શાયરોની શાયરી તો જુઓ !"

"તાકાતથી વિનાશ આવે છે ! " સિરિલે ગંભીરપણે કહ્યું. હૉટેલના ફાટક પાસે એક ગાડી આવીને ઊભી રહી. ગૌતમ નીલમ્બર, કમાલ, તઅલત અને અન્ય કેટલાક લોકો તેમાંથી ઊતરી હૉટલમાં દાખલ થયા. બગીચામાં બેઠેલા લોકો પર તેમની દૃષ્ટિ ન પડી.

"નવી વિચારધારાઓમાં રાષ્ટ્રાંધતા સૌથી વધુ ભયાનક છે !" સિરિલે માઈકલને કહ્યુ. " તમારું ઝિઓનિઝમ, પાકિસ્તાનીઓનો ઇસ્લામ, ભારતમા ભારતની પ્રાચીન સંસ્કૃતિનું પુનરુત્થાન કરનારાઓ..."

"આર્થિક ઉન્નતિને ધર્મ સાથે શો સંબંધ છે તે વાત પાકિસ્તાનીઓની સમજમાં નથી આવતી." ગુલશને કહ્યું.

"ઘૃણાની સાયકોલૉજી." ડૅનિસે કહેવાની શરૂઆત કરી. "આજની દુનિયા ઘૃણાના તાણાવાણા ઉપર જીવે છે. જિસસે તદ્દન ખોટું કહ્યું હતું કે સંસારનો આધાર પ્રેમ છે. વાસ્તવિકતા એ છે કે આપણે બધા જંગલી પશુઓની જેમ એકબીજાને ખાઈ રહ્યાં છીએ."

"હું જંગલી પશુ છું?" માઈકલે ઉદાસીથી પૂછ્યું. "હું તો માત્ર હેફા જઈને રસ્તા બનાવવા ઇચ્છું છું !"

"માત્ર એક જ દિવસ માટે આખી દુનિયામાં પ્રચારનું તંત્ર બંધ થઈ જાય તો કેટલી શાંતિ મળે!" ચમ્પાએ ધીમેથી કહ્યું.

"એ કેવી રીતે બની શકે! આપણે બધાએ તો સવાર-સાંજ ગોબેલ્સની તસવીર પર ફૂલ ચઢાવવાં જોઈએ. તમે ગાંધીની વાત કરો છો? આપણા યુગનો સૌથી મોટો પેગંબર ગોબેલ્સ હતો—ડાકટર ગોબેલ્સ ઝિન્દાબાદ!" ગુલશને કહ્યું.

"વાસ્તવિક રીતે જોઈએ તો," ડૅનિસે વાત શરૂ કરી, "આપણે બધા અચેતન મનમાં ફાસિસ્ટ છીએ. આપણે બધા વિનાશ અને મોત ઇચ્છીએ છીએ. હું રોમાન્સ-પ્રેમીઓની 'મોતની આકાંક્ષા'ને ખૂબ સારી રીતે સમજું છું."

"હું તો ઇચ્છતી નથી કે આ ખૂબસૂરત બગીચાનો નાશ કરી નાખવામાં આવે." ચમ્પાએ ગભરાટની સાથે કહ્યું.

"આપણે બધા છૂપા ફાસિસ્ટો છીએ. આપણા બધાના હાથમાં ન દેખાતી મશીનગન છે, જેનું નાળચું આપણે બીજાઓની તરફ તાકી રાખ્યું છે—વિચારોની મશીનગન! માત્ર વૃદ્ધ સ્ત્રીઓ જ શાન્તિ ઇચ્છે છે. પણ દુનિયાને વૃદ્ધ સ્ત્રીઓની જરૂર નથી." ડૅનિસે ચમ્પા તરફ જોયું. તે તેને એક વૃદ્ધ, દુઃખી મા જેવી દેખાઈ.

"મને હમેશાં તબાહ કરવામાં આવ્યો છે." માઈકલે માથું ઉઠાવીને કહ્યું, "પણ મેં મારા બંધુઓની લાશોના ઢગલા પર બેસીને તમારે માટે સંગીતની રચના કરી છે અને વિચારોના દીપક પ્રકટાવ્યા છે. હું જંગલી પશુ છું? હું તો ફક્ત..."

"રસ્તા બનાવવા ચાહે છે." ડૅનિસે વાત કાપી. "અમે તને તેની પરવાનગી આપીએ છીએ, માઈકલ! તું તારા વિઝનના માર્ગે ચાલ."

"બીજાઓના વિઝનમાં દખલ કરી તેને બરબાદ કરવાની ઇચ્છા કરવી તે સૌથી મોટો ગુનો છે. મુસાએ દશ આદેશોમાં આ ગુનાની ક્યાંય ચર્ચા કરી નથી." સ્રિલે કહ્યું, "એટલા માટે હું તને તેની રજા આપું છું."

એંજેલોએ ગિતાર બાજુએ મૂકી દીધી. "માઈકલ, તું યહૂદી છે, પણ તું અંગ્રેજ પણ છે. તેં તારા બૉમ્બર વિમાનમાં ઊડીને મારાં સુંદર શહેરોનો નાશ કર્યો છે, પણ હું તને માફ કરું છું."

"માઈકલ!" સુરેખાએ કહ્યું, "તું યહૂદી છે, પણ તું અંગ્રેજ પણ છે. એટલા માટે જ તું પોતાને અમારાથી ઊંચો માની રહ્યો છે. હવે તું ભારે શોખ અને ઉત્સાહથી એશિયાઈ બનવા મથી રહ્યો છે, કારણકે તું માને છે કે તારાં મૂળ પેલેસ્ટાઈનમાં છે, જોકે વાસ્તવમાં તો તારાં મૂળ ગોલ્ડર્ઝગ્રીનમાં છે. પણ અમે તને માફ કરી રહ્યા છીએ."

પછી ભારે ઉદાસ ચુપકીદી છવાઈ ગઈ. વૃક્ષોનાં ઝુંડમાં પતંગિયાં ઊડી રહ્યાં હતાં. સામે નદીમાં એક નાવ પસાર થઈ. એંજેલોએ ફરીથી ગિટાર વગાડવી શરૂ કરી.

ગૌતમ નીલામ્બર અને તેના સાથીઓ કારમાંથી ઊતરીને હૉટેલની અંદર ગયા. વરંડામાં બેસીને તેમણે ચા મંગાવી અને ગૌતમે કેટલાક પત્રો વેટરને પોસ્ટ કરવા આપ્યા. તેઓ લંડનથી આવી રહ્યા હતા અને લિડહર્સ્ટ જઈ રહ્યા હતા. તેમની સાથે બિલ હતો, અને શાન્તા, તઅલત અને નરગિસ. તેઓ કોઈ વિશ્વવ્યાપી સમસ્યા હલ કરવામાં વ્યસ્ત હતાં. કમાલે બહાર બગીચા તરફ દૃષ્ટિ નાખી. બાજુમાં નદી વહી રહી હતી. નેતર અને પ્રિમરોઝના પાંદડાંઓની વચમાંથી એક લૉચ નજરે ચડતી હતી.

"બહાર ચમ્પાબાજી, સ્રિલ વગેરે બેઠા છે!" તઅલતે નજીક આવી કહ્યું.

તેઓ નિર્મળાની તબિયત જોવા જઈ રહ્યા હતા. સેનેટોરિયમમાં તેનું આ ત્રીજું વર્ષ હતું. તેનાં એક ફેફસાંનું ઓપરેશન થઈ ગયું હતું અને તેના ચિકિત્સક સર રોનાલ્ડ ગ્રેનું માનવું હતું કે તે હવે સંપૂર્ણપણે નીરોગી થઈ જશે. શનિવારે તેનાં મિત્રો લંડનથી તેને મળવા જતા. તેના ઑપરેશન વખતે હરિશંકર પણ વૉશિંગ્ટનથી આવ્યો હતો. ગૌતમ ભારે લગનથી નિર્મળાનું ધ્યાન રાખતો હતો. તેની અને નિર્મળા વચ્ચે હવે ચમ્પા અંગે કદી કોઈ ચર્ચા થતી નહીં. જીવન એટલું વ્યસ્ત હતું એટલું ઝંઝટોવાળું હતું, એટલું તર્કહીન હતું કે માનવી તમામ પરિચિતો અને ઓળખીતાઓ સાથે સંબંધ ટકાવી શકે તેમ ન હતું. એટલો સમય જ ક્યાં હતો!

ગૌતમ હવે ઘણો પ્રસિદ્ધ થઈ ચૂકયો હતો. તેણે હિન્દુસ્તાનની વિદેશનીતિ અને આર્થિક સમસ્યાઓ ઉપર બે પુસ્તકો લખ્યાં હતાં, જેણે સનસનાટી ફેલાવી દીધી હતી. હવે તે એક 'સેલેબ્રિટી' હતો.

નિર્મળાની બીમારીએ ગૌતમના જીવનમાં એક ક્રાન્તિ લાવી દીધી હતી. કોઈને ખબર નથી કે પેલું નિજી નરક, જે મનુષ્યનો આત્મા છે, તેમાં કેવા કેવા પ્રકારની દુનિયા વસે છે; તેમાં કોણ કોણ વસી શકે છે! વિશ્વના પેલા ખૂણામાં, જ્યાં 'ગૌતમ નીમ્લાબર'નું બૉર્ડ લાગ્યું છે ત્યાં કેવી કેવી આંધીઓ ચાલે છે. તે ઘરમાં (જે પ્રકારનું ઘર દરેક નવજવાનના દિલમાં હોય છે) કઈ છોકરી બેઠી છે? પ્રત્યેક નવજવાન ફક્ત એક વખત આ ઘરનાં દ્વાર ખોલીને ફક્ત એક છોકરીની સેંથીમાં સિંદૂર પૂરે છે; પણ જે નવજવાનનું નામ ગૌતમ નીલામ્બર છે તેનું રહસ્ય કોણ જાણે છે! તેના દિલમાં વાસ્તવમાં કોણ છે તેની

જાણ કદાચ તેને પોતાને પણ ન હતી ! અથવા તો કદાચ ખબર પણ હોય, બીજા શી રીતે જાણી શકે !

અથવા વાળ કરતાં પણ વધુ બારીક એવા જીવનપુલ પર નિર્મળા ઊભી હતી. જીવનની સાથે મજાક કરી શકાતી નથી. હૃદય, જે મહાન વસ્તુ છે, તેની સાથે પણ મજાક કરી શકાતી નથી.

એક ગોપિકાનું હૃદય, જે આખી દુનિયાનું કેન્દ્ર છે.

"ચમ્પાબાજી બાગમાં બેઠી છે." તઅલતે બારી પાસે આવીને ફરી કહ્યું. "ચાલો જઈને તેને મળીએ. ઘણા વખતથી મુલાકાત થઈ નથી. "

ગૌતમે ઘડિયાળ તરફ જોયું, "નહીં, હવે સીધા લિડહર્સ્ટ ચાલો, નહિ તો પાછા ફરવામાં મોડું થશે."

તે બધાં હૉટેલમાંથી બહાર નીકળી કારમાં જઈને બેઠાં, અને લિડહર્સ્ટ તરફ જવા રવાના થયાં.

ચમ્પાએ કારને હૉટેલના ફાટક બહાર જતાં જોઈ. એંજેલો વૃક્ષ નીચે બેસીને ગિતાર વગાડી રહ્યો હતો. રોશન, માઈક્લ, ડૅનિસ, સુરેખા અને ગુલશન ટહેલતાં ટહેલતાં નદી તરફ ગયાં હતાં. ચમ્પાએ આરામખુરશી પરથી વાંકા વળી ઘાસનું એક તણખલું તોડયું.

"શું વિચારી રહી છે ?" સ્રિલે પૂછ્યું. તે તડકાથી બચવા માટે એક અખબાર મોં સામે ધરીને આરામખુરશી ઉપર બેઠો હતો.

"કશું જ નહિ."

"કારમાં તારા મિત્રો જઈ રહ્યા હતા..."

"હા."

"મેં જોયું છે કે તું 'ક્રાઉડ' માં ભળવા ચાહતી નથી, પણ તને 'ક્રાઉડ 'ની ચાહત ઘણી છે—એટલા માટે કે તારો અને તેમનો ભૂતકાળ એક રહ્યો છે. તું વિરોધી વાતોનો અજબ સંગ્રહ છે." સ્રિલે દુ:ખી સ્વરે કહ્યું, "હું તને જોઉં છું તો ઘણો ઉદાસ થઈ જાઉં છું."

"ઇટાલિયનોની જેમ વાત ન કર." ચમ્પાએ કહ્યું.

"તારી સાથે આ પણ એક મુસીબત છે. અંગત સ્તર પર આવતાં જ તું દ્વાર બંધ કરી દે છે. કાયર ! તને પોતાને તારી કાયરતા અને કમજોરીઓની ખબર છે ?" તે ખુરશી ઉપરથી ઊતર્યો અને વૃક્ષને અઢેલીને બેસી ગયો. "તું જૂઠું બોલે છે, ઈર્ષા કરે છે, બીજાની

ખુશીઓથી મનમાં બળે છે, બીજાઓ ઉપર રોબ નાખવાની કોશિશમાં હમેશાં મચેલી રહે છે. બીજાઓને પોતાથી વધુ સારા, વધુ સુખી જોવા ઇચ્છતી નથી." તે કહેતો રહ્યો, "ચમ્પા, વખતનું સૌથી ખરાબ તત્ત્વ હોય તો એ છે કે હજી તો આપણે એક વસ્તુ માટે તૈયાર ન થઈએ ત્યાં તો આપણને ખબર પડે છે કે આપણો જમાનો વીતી ચૂક્યો છે. ચમ્પા, ખુદા કરે ને તું સુજાતા મુકરજી કદી પણ ન બને ! હા, હું તને એક સંસ્થામાં પરિણમતી જોવા ઇચ્છતો નથી. ચમ્પા અહમદ, આજથી દસ વર્ષ પછી, ચેલેસીના એક સ્ટુડિયો-ફ્લૅટમાં, આર્ટિસ્ટો અને બુદ્ધિજીવીઓની પેટ્રન અને ગુરુ હશે. માય ગૉડ ! આ ખ્યાલ માત્રથી મને ઘણો ડર લાગે છે."

"હું આટલી દયાને લાયક છું ?"

"નહીં, આપણે બધા દયાને પાત્ર છીએ. આ બધી વાતો છતાં તું ઘણી પ્યારી છે. તું નેકદિલ છે એ ઘણી મોટી વાત છે. અને કદાચ તારામાં બીજાને માફ કરવાની યોગ્યતા પણ છે. છે ને ?"

"હા, કદાચ."

તે ચુપ થઈ ગયો. વર્ષાનાં ઝીણાં ઝીણાં બુંદ વરસવા માંડયાં. તેઓ ઊભા થઈને વરંડામાં જઈને બેઠાં. રોશન અને માઈકલ તથા તેમના સાથીઓ દૂર લૅાચમાં બેઠેલા દેખાયા. વરંડાના એક સોફા ઉપર કેટલાંક અખબાર અને કાગળો પડયાં હતાં. ગૌતમ નીલામ્બર તે ભૂલી ગયો હતો.

"તું દોસ્તી કરી શકે છે." સ્રિલ કહેતો રહ્યો, "પણ તું બધામાં થોડી થોડી વિખેરાયેલી છે, આ કાગળના ટુકડાની જેમ." તેણે બેધ્યાનથી ખાલી કવર ઉઠાવ્યું. તેની ઉપર ગૌતમનું સરનામું લખેલું હતું! તેણે કવરને ફાડીને તેના ટુકડે-ટુકડા કરીને સગડીમાં ફેંકી દીધા.

"સ્રિલ, તું મને આટલી સ્પષ્ટ રીતે સમજી શકે છે?" તેણે સોફા ઉપરથી એક કાગળ ઉપાડયો. તેની ઉપર ગૌતમનું નામ છપાયેલું હતું.

"તું એને ખૂબ ખૂબ પ્રેમ કરે છે ને ?"

એક સમય હતો, જ્યારે ખુદ ગૌતમે તેને આમિર રઝા અંગે આ પ્રકારની પરીક્ષા લેનારા પ્રશ્નો પૂછ્યા હતા.

"પણ તે તને મળતો કેમ નથી ?" તેણે ફરીથી કહ્યું.

"ખબર નથી. મને પણ તેને મળવાની ફુરસદ ક્યાં છે ?"

"તું પાછી જૂઠું બોલી રહી છે !"

તે એક ઊંચા શિખર ઉપર ઊભી હતી અને આખી દુનિયા તેના રજેરજ હાલથી સુપરિચિત હતી. મેં મારી જાતને આ પ્રમાણે કેમ વિખેરાવા દીધી ?હવે ઘણું મોડું થઈ ગયું છે. હવે...હવે શું થઈ શકે તેમ છે? જમાનો વીતી ગયો છે...જમાનો વીતી ચૂક્યો છે ... !

બહાર વરસાદમાં મોટરો આવીને રોકાઈ. કેટલાક વિખ્યાત શેક્સ્પિયરિયન અભિનેતાઓ વરંડામાં દાખલ થયા. તેમાંથી એક અભિનેતા સિરિલને ઓળખતો હતો. તેઓ બધા સગડી પાસે જઈને બેઠા. વાતોનો પ્રવાહ બીજી તરફ વળ્યો.

લિડહર્સ્ટનું શાનદાર સેનેટોરિયમ, સેંકડો એકર ધરતી પર ફેલાયેલું અને સુગંધિત જંગલોથી ઘેરાયેલું શાંતિપૂર્વક વરસાદમાં ભીંજાઈ રહ્યું હતું. આ મનોહારી સ્વર્ગમાં લોકો આરામથી ટેલિવિઝન જોતાં જોતાં પોતાના અંતની પ્રતીક્ષા કરતા અથવા કોઈ અન્ય પ્રકારની સમાપ્તિ સુધીના ગાળા માટે બહારની દુનિયામાં પાછા ફરતા. એક ખૂણામાં નિર્મળાનો ખંડ હતો. નિર્મળા તકિયાના ટેકે બેઠી બેઠી પ્રસન્નતાપૂર્વક બધાને જોતી રહી.

શાન્તા કમાલ અને બિલ સાથે નિર્મળાના પલંગની બીજી તરફ બેઠી હતી. ગૌતમ ફૂલોની મોટી ફૂલદાની નજીક એક ખૂણામાં બેઠો હતો.

"ગૌતમજી!" નિર્મળાએ તેને સંબોધન કર્યું, "હવે તાજા સમાચાર શરૂ કરો." ગૌતમ ઊઠીને તેની સામે બારી પાસે બેઠો.

"મજલિસ-મેળાની તૈયારી ચાલી રહી છે?" નિર્મળાએ ભારે જિજ્ઞાસાથી તઅલતને પૂછ્યું.

"ભારે જોરશોરથી!" તઅલતે ઉત્તર આપ્યો. પછી એક ક્ષણ માટે બધાં ચુપ થઈ ગયાં. પ્રતિવર્ષ મજલિસના વાર્ષિક જલસાની તૈયારીમાં નિર્મળા આગળ રહેતી. જલસામાં તેની ગેરહાજરીનું આ ત્રીજું વર્ષ હતું. "બસ, ફક્ત આ આગસ્ટમાં તું અમારી સાથે રહી શકી નથી." કમાલે કહ્યું. "આવતા વર્ષે, ઈંશાઅલ્લાહ, તું ફરીથી જલસાની વ્યવસ્થા કરતી હશે."

"ઈંશાઅલ્લાહ!" નિર્મળાએ મરકતાં કહ્યું.

"ગઈ કાલે ભૈયાસાહેબ મળ્યા હતા." ગૌતમે કહ્યું, "કહેતા હતા કે કદાચ આજે તને મળવા આવશે."

"એ બિચારા તો મને મળવા માટે કેટલીય વખત આવી ગયા છે." નિર્મળાએ કહ્યું, "તેમની છોકરીઓની સિચ્યુએશન કેવી ચાલી રહી છે?"

"ઠીક ચાલી રહી છે." તઅલતે કહ્યું.

"પાછાં સ્કેન્ડલ શરૂ થયાં!" કમાલે દમ માર્યો.

"નહીં, હું તો આ પછી પ્રૉફેસર ટોયન્બી અંગે વાત શરૂ કરવાની હતી." તઅલતે જરાક ખંચકાઈને કહ્યું.

"તમે એને જલસામાં બોલાવ્યા છે ?" ગૌતમે પૂછ્યું.

"હા. અમે તો સ્ટીફન સ્પેન્ડરને પણ બોલાવ્યા છે." તઅલતે કહ્યું.

"આ વેચાયલા યા ખરીદાયલા બુદ્ધિજીવીઓનો જમાનો છે." ગૌતમે કહ્યું, "આ યુગમાં આર્ટિસ્ટની ભારે કિંમત નક્કી થઈ ચૂકી છે. કોણ કહે છે કે દુનિયામાં આર્ટિસ્ટની કિંમત નથી. જુઓ તો, એશિયાના કલાકારો ભાતભાતની સ્કોલરશીપો હેઠળ ધડાધડ અમેરિકા જઈ રહ્યા છે!"

"એશિયાના કલાકારો ધડાધડ સોવિયેટ-સંઘ અને ચીન પણ જઈ રહ્યા છે," બિલે કહ્યું. તે કટ્ટરપણે નિષ્પક્ષ હતો.

બહાર દેવદારનાં જંગલ ઉપર અરુણિમાનો પ્રકાશ પથરાઈ ગયો હતો.

"હવે ઊઠીએ!" ગૌતમે કહ્યું, "લંડન પાછા પહોંચતાં પહોંચતાં ઘણી રાત થઈ જશે."

"તમે બધાં જઈ રહ્યાં છો ?" નિર્મળાએ એકાએક ગભરાઈને પૂછ્યું. "હું પાછી એકલી થઈ જઈશ."

"તું એકલી નથી, નિર્મળા!" કમાલે તેના પલંગ પર ઝૂકીને કહ્યું, "અમે બધાં હરસમયે તારી સાથે છીએ."

"નિર્મળા, કદાચ આવતા સપ્તાહે હું ન આવી શકું. પંડિતજી કોઈક કોન્ફરન્સ માટે દિલ્હીથી આવી રહ્યા છે." ગૌતમે નરમાશથી કહ્યું.

"હા, ગૌતમ, તું મારા કારણે તારા કામમાં અડચણ ન આવવા દેતો." નિર્મળાએ હળવેથી ઉત્તર આપ્યો.

તેઓ બધા ગેલેરીઓ પાર કરતાં બહાર આવી ગયાં. દૂર વિંગની પ્રકાશિત બારીમાંથી નિર્મળા તેમને દેવદારનાં અંધારામાં આંખોથી ઓઝલ થતાં જોઈ રહી.



વરસાદ બંધ થતાં ચમ્પા અને સ્રિલ નાની હૉટલમાંથી બહાર નીકળ્યાં. લૉંચમાં બેસીને બધાં પાછા કેમ્બ્રિજ પહોંચી ગયાં. માર્ગમાં નદી હરીભરી કુંજોમાંથી તથા વૃક્ષોની ગીચ ડાળીઓએ જ્યાં પાણી પર છત જેવું બનાવી રાખ્યું હતું ત્યાંથી પસાર થતી હતી. કાલથી રજાઓ શરૂ થતી હતી. ચમ્પાએ સ્રિલ પર દૃષ્ટિ નાખી. બધી વાતો કહેવાઈ ગઈ હતી. હવે કહેવાનું શેષ શું હતું? દરેક વાત જૂનીપુરાણી ચવાયલી લાગતી હતી–સ્રિલ ઍશ્લે પણ. તે એને સારી રીતે જાણતો હતો અને એ તેનાથી સુપરિચિત હતી! કેટલી અફસોસની વાત હતી? હવે તે ક્યા જંગલોમાં જઈને છુપાશે? 'અબ વન-ઉપવન મેં, ચંચલ મોરે મન મેં, કુંજ કુંજ ફિરે શ્યામ!' તે રેલિંગ પર ઝૂકીને એક પુરાણા ગીતની કડી ગણગણતી હતી.

બીજા દિવસે તેઓ ફરીથી કેમ નદીના કિનારે બોટ-હાઉસ નીચે આવીને બેઠાં. સ્રિલના સોનેરી વાળ હવામાં ઊડતા હતા. તે ચમ્પાને એટલો સહજ-પરિચિત લાગ્યો જાણે કે તેનો પતિ ન હોય! તેને કમકમાં આવ્યાં. તે એનો નહીં, કોઈ અન્ય છોકરીનો પતિ હતો. એ છોકરીને ચમ્પાએ આ જ દિવસ સુધી જોઈ ન હતી. દશ્યાવલિ પર ફરીથી પડછાયા ફરી વળ્યા. નૌકાઓ કિનારા પર લાંગરેલી હતી. ગાયોએ પાણીમાં આવી પોતાનો પડછાયો જોયો અને સંતુષ્ટ થઈ.

"ચમ્પા!" સ્રિલે એક ઊંધી નાવ પર બેસીને કહ્યું, "મને તારા બેકગ્રાઉંડ અંગે થોડુંક બતાવ!" તેણે જોયું કે દૂર દેશથી આવેલી આ છોકરી તેના આધારે ત્યાં બેઠી હતી. તે બેહદ અરક્ષિત હતી. પોતાના અતીતમાં કદાચ તે સુરક્ષિત રહી શકે. પણ તેનો પોતાનો સંસાર કોને ખબર કેવો હતો! સંસાર બદલાતો જ રહે છે. આ છોકરી તેને અત્યંત પરિચિત લાગી. રોઝમેરી તેને માટે અજાણી હતી. તે એકાએક ખૂબ ગભરાઈ ગયો. તેને અનુભવ થયો કે તે આ છોકરી ચમ્પા અહમદના એક અદશ્ય બંધનમાં બંધાયેલો હતો. તેને પોતાના પર અને આ છોકરી પર દયા આવી.

"શું તું પણ મારે વિશે નૉવેલ લખીશ?" ચમ્પાએ પૂછ્યું.

"નહીં. બીજું કોણ લખનાર હતું."

"બિલ–વિલિયમ ક્રેગ."

"નહીં. હું નૉવેલ લખવા નથી ઇચ્છતો."

"શું હું તને ખૂબ વિચિત્ર લાગું છું?"

"તું અનોખી નથી. તારા જેવી અસંખ્ય છોકરીઓ છે—સમજદાર, નરમદિલ અને મનમોજી."

"આ શબ્દોમાં મારા અંગેની તમામ જાણકારી આવી જાય છે." ચમ્પાએ મનોમન કહ્યું. તેણે આંખો બંધ કરી તેની પૃષ્ઠભૂમિ યાદ કરી. બનારસનો મહોલ્લો. ઘર-આંગણામાં ખાટલાઓ પડયા છે. બાપુ હુક્કો પીએ છે અને કેસના કાગળો જોતા જાય છે. સ્રિલને આ દશ્ય દેખાડવું તેને સારું ન લાગ્યું. તે છલાંગ મારી આગળ વધી ગઈ. લખનૌ, આઈ. ટી. કૉલેજ, કૈલાસ હૉસ્ટેલ, 'ગુલફિશાં.' પણ 'ગુલફિશાં' તેનું ઘર ન હતું (થઈ શકતું હતું!)!

"આ જો, કોણ આવી રહ્યું છે, તારા અતીતમાંથી નીકળીને." સ્રિલે કહ્યું.

ચમ્પાએ દષ્ટિ ઉઠાવીને જોયું. કિનારા પર દૂર દૂર સુધી વિખરાયેલા રજાની મઝા માણનારાઓના સમૂહમાંથી નીકળીને, કમાલ બોટ-હાઉસ તરફ આવી રહ્યો હતો.

"હલો ચમ્પાજી, હલો સ્રિલ!" તેણે પાસે આવી કહ્યું.

"હલો!"

"ગઈ કાલે સવારે અમે તને એક રોડ-હાઉસમાં જોઈ હતી."

"હા."

"પણ અમે જરા ઉતાવળમાં હતા."

"વાંધો નહીં. આવ બેસ."

તે પણ એક ઊંધી નાવ પર બેસી ગયો.

"હું સ્રિલને લખનૌ અંગે કહી રહી હતી." ચમ્પાએ કહ્યું.

"સાચે જ!" કમાલે શિષ્ટાચારને ખાતર રસ લેતાં કહ્યું. તે હજી સુધી ત્યાં જ બેઠી છે, જ્યારે દુનિયા ક્યાંની ક્યાં નીકળી ગઈ છે, કમાલે અફસોસની સાથે વિચાર્યું.

ચમ્પાએ કમાલના વિચારને વાંચી જતાં કહ્યું, "તું મને નહીં સમજી શકે, કમાલ." જરાક થોભીને ચમ્પાએ પાછું કહ્યું, "તેં મારી ઉપર હમેશાં આરોપ લગાવ્યો છે કે હું ચીજોની પૂજારણ છું. પણ ગરમીની બપોરે ઢોરોના ખોરાકનાં ભૂસાંના ઢગલાની મહેક, અને ઘોડાઓના હણહણાટનો અવાજ, અને નીરવ રસ્તાઓ પરથી પસાર થતી બળદગાડી– કદાચ મારામાં વધુ અક્કલ નથી, પણ હું આ બધી ચીજોનો અનુભવ

કરવા અને તેમને પોતાની પાસે રાખવા ચાહું છું. જો હું ઘણી વધારે અક્લમંદ હોત તો તમારા લોકોનાં તત્ત્વજ્ઞાનનો અભ્યાસ કરત અને મને સ્વસ્થતા મળી જાત."

"સ્રિલ, તેં વર્ષા પછી 'ચાંદબાગ'ની કુંજો પર વિખેરાઈ જતા રંગ જોયા હોત અથવા રામનગરના પેલા ધૂળભર્યા માર્ગો, જ્યાં બપોરની શાંતિમાં એક નાના ઉદાસ હિન્દુ બાળકને લાંબી ચોટલી રાખી એક ઓટલા પર એકલો બેસીને સવાયા આંક યાદ કરતો જોયો હોત તો કેવું સારું હતું. નહીં સ્રિલ, હું તને મારું બેકગ્રાઉન્ડ નહીં કહી શકું! ઘણું મુશ્કેલ છે અને તું સમજી નહીં શકે."

"હું તને કહીશ." કમાલે આગળ ઝૂકીને કહેવાનું શરૂ કર્યું. તે એકદમ એવી દુનિયામાં ચાલ્યો ગયો જે અહીંથી ઘણી દૂર હતી અને જેના ઉપર તે આસક્ત હતો. આ દશ્યોના આત્માને કમાલથી વધુ અધિક કોણ જાણતું હતું. તે તેનું પ્યારું હિન્દુસ્તાન હતું.

"લો સાંભળો! જ્ઞાનવતી ખભા પર વાળ છંટકારતી યમનનો ખ્યાલ ગાતી હતી, 'આલે નબી, ઔલાદે-અલી પર વારી-વારી જાઉં! જેહરા કે ફરજન્દ, હસન હુસેન!' આનો તરજૂમો શી રીતે કરું! અથવા લગ્નોનાં ટાણે કલ્યાણપુરમાં પડદા નખાઈ જતા અને મિરાસનો (ગીત ગાનારીઓ) ગીત આલાપતી, 'ઈસ બન્ને પર સાયા અલીકા! મોરા શ્યામ સુંદર બન્ના!' પશ્ચિમનો ક્યો સોશ્યોલૉજિસ્ટ આ દશ્યની સુંદરતાને સમજવા શક્તિમાન છે!—'મોરા શ્યામ સુંદર બન્ના!'

"અને," ચમ્પાએ કહ્યું, "મારા ઘરની ગાવાવાળીઓ ગાતી હતી: 'મંગલ ગાઉં, ચૌકે સજાઉં, ગજરા ચમેલી કા લાઓ રી!' ચમેલીનો ગજરો તેં જોયો છે સ્રિલ?"

અને મારા ગામના કિસાનો ખેતરના શેઢા પર બેસીને ચાંદની રાતે આલ્હા-ઊદલની તાનો આલાપતા - 'અલી-અલી કરકે સૈયદ દોડે, આલ્હા ખીંચ લીન્હ તલવાર!' અને કદીરનો ભાણેજ નવટંકીમાં ચેહરા ઉપર સફેદો લગાવીને ગાયા કરતો:

ખુદાકા સુક્ર હૈ લૈલા, તિરે દરબારમેં આયા;<br>કિ જિસ સરકાર કા થા મૈં ઉસી સરકારમેં આયા!

"ચમ્પાબાજી!... પેલી નવટંકી તને યાદ છે? જ્યારે ક્રિસમસના દિવસોમાં અમે તને અમારે ગામ લઈ ગયા હતા, રાતભર કામળાઓમાં લપેટાઈને આપણે 'લયલા-મજનૂ'નો ખેલ જોયો હતો." કમાલે પૂછ્યું. "અને અમારા ગામના અદાકારો અમોને ખુશ કરવા પોતાની બધી જ કળા બતાવી રહ્યા હતા."

તે પણ કલ્યાણપુરમાં બેઠો હતો. તેઓ બધા નવટંકીના મંડપમાં શાલ-કામળા ઓઢીને બેઠા હતા. જર્જર મંચ પર ગૅસનો એક દીવો સળગી રહ્યો હતો. પડદા ઉપર એક ફુવારો ચીતર્યો હતો, અને ચાર પરીઓ કોણી ટેકવીને બેઠી હતી. કદીરનો ભાણેજ 'માસ્ટર' ફરીદ, જે પોતાના બુલંદ અવાજને કારણે ઝીંગૂરવા કહેવાતો હતો, તે 'લયલા' સામે ઊભો રહી જોરજોરથી ગાતો હતો. ગામનું વાદ્યવૃંદ જોરજોરથી હાર-મોનિયમ અને તબલાં વગાડવામાં મશગૂલ હતું. બરાબર સામે ગૌતમ નીલામ્બર બેઠો હતો. તેની બાજુમાં હરિશંકર બેઠો હતો અને સાથમાં બધી છોકરીઓ હતી. અને ગૌતમ આગળ ઝૂકીને ભારે ગંભીરતાપૂર્વક ચમ્પા સાથે લોકકલાની સમસ્યા ઉપર વાતચીત કરી રહ્યો હતો. તેઓ બધાં સવારના ચાર વાગા સુધી નવટંકીના મંડપમાં બેસી રહ્યાં હતાં. તેમણે માટીનાં કોરાં વાસણોમાં શેરડીનો રસ અને આદુ-વાળી ચા પીધી હતી. એ કમાલના પિતા નવાબ તકી રઝા બહાદૂરની જાગીરનું ગામ હતું.

તેઓ બધાં બેસીને નવટંકી જોતાં રહ્યાં. બહાર આંબાના ઝૂંડમાં હવા સર્ર્ સર્ર્ કરતી રહી. તેઓ મંડપમાં બેસીને કહરવા સાંભળતા રહ્યા.

એકાએક મોટર લૉંચ એક અંગ્રેજી રેકર્ડ વગાડતી ઝડપથી કેમની સપાટી પરથી પસાર થઈ. ચમ્પા અને કમાલ ભૂતમાંથી વર્તમાનમાં પાછાં વળ્યાં.

"અમારા ગામની નવટંકીમાં 'નળ-દમયંતી' અને 'ઈન્દરસભા' પણ ખૂબ સરસ ભજવાતી." કમાલનો દુ:ખી અને ઉદાસ અવાજ સંભળાયો. તે ઝૂકીને સ્રિલની સિગારેટ સળગાવી રહ્યો હતો.

"અને તને જૂથિકા રૉય યાદ છે, કમાલ?" ચમ્પાએ ધીમે ધીમે કહ્યું, અને વસંતીનું પેલું ગીત: જોગન ખોજન નીકલી હૈ."

"હા." કમાલે તેની સાથે સહયોગ ચાલુ રાખ્યો. "અને ઠંડીની ગરમીમાં બેસીને હરિશંકર ગાતો: 'અગર દેની થી હમકો હૂરે-જન્નત, તો યહાં દેતે'–'ઔર પિયા મિલનકો જાત થી મૈં, સજ-ધજ શીશ ગુંધાયે. લોગ કહત મૈં બાવરી, સબ જગ હંસી ઉડાયે!' તને શું ખબર"–તેણે ગુસ્સાથી સ્રિલને કહ્યું કે "પંકજ મલિક કોણ છે? પહાડી સન્યાલ અને આરઝૂ લખનવી, નારાયણરાવ વ્યાસ અને કાનન દેવી આ બધા લોકોનું અમારા જીવનમાં શું સ્થાન છે!"

"તને શી ખબર'–' ચમ્પાએ કમાલના રોષમાંથી 'ક્યૂ' લઈને કહેવું શરૂ કર્યું. "તું,

જે મારી પાસેથી મારું બેકગ્રાઉન્ડ જાણવા માગે છે કે પ્યારુ કવ્વાલની શી હસ્તી છે અને ફૈયાઝખાં અને દીપાલી તાલ્લુકેદાર–અને..."

"અને તને શી ખબર કે લખનૌ અને અલીગઢના મુશાયરા શી ચીજ છે અને જિગરસાહેબનું અમારે માટે કેટલું મહત્ત્વ છે, ફિરાકસાહેબનું, અને આનંદ નારાયણ મુલ્લાનું!" કમાલે કહ્યું.

"અને તને શી ખબર–" હવે ચમ્પાના અવાજમાં ગુસ્સાની જગ્યા ભારે રંજે લીધી હતી, "કે કાલિદાસના આ શબ્દોનો શો અર્થ છે, જ્યારે તે કહે છે: નર વિન્ધ્યા અને સિંધુ પરથી પસાર થતા બગલાઓ અને હંસોની સાથેસાથે વાદળ પણ સંદેશો લઈ જતું–"

"અને તને શી રીતે સમજાય કે હાલ્દારના 'અશોકનાં ઝૂંડમાં સીતા'ની તસવીર અમને કેમ આટલી બધી સુંદર લાગે છે." કમાલે કહ્યું, "નહીં, ગ્રિલ, તને આ બધી વાતો સમજાવવી ઘણી મુશ્કેલ છે." હવે કમાલ વર્તમાનમાં આવીને ભૂતકાળથી પીછો છોડાવવા માગતો હતો પણ તેની સામે સમયના અંતઃકરણ જેવી ચમ્પા બેઠી હતી.

એકાએક કમાલને એવો અનુભવ થયો કે જાણે ચમ્પા સમયની આંધીમાં પાંદડાંની જેમ આમતેમ ડોલી રહી હતી, ઊડતી હતી અને તે તેને પોતાની પકડમાં લઈ શકતો ન હતો. તે ગભરાઈને ઊભો થયો.

"કમાલ!" ગ્રીલે વિવશ થઈને કહ્યું. "મને થોડું વધુ જણાવ!"

"હવે વધુ શું જણાવું?" કમાલે ખેદ સાથે કહ્યું અને બોટહાઉસની સીડી પર જઈને ઊભો રહ્યો અને નદી તરફ જોતો રહ્યો. કેમ નદી જાણે ગોમતીમાં ફેરવાઈ ગઈ.

"કમાલ, સાંભળ!" ચમ્પાએ કશુંક યાદ કરીને કહેવાનું શરૂ કર્યું, "રાતનો સમય છે. કૂતરાઓ ભસી રહ્યા છે. બજારમાં સુમસામ શાંતિ છવાઈ છે. ચકલી જેવાં નાનાં નાનાં પક્ષીઓ પણ સૂઈ ગયાં છે. ચોકીદારો તરબૂચનાં ખેતરોની રક્ષા કરી રહ્યા છે. ચક્કી ચાલુ જ છે."

"સરશાર?"

"હા." તે ફરી વિચારમાં ડૂબી ગઈ.

"આપણે બધા હરિશંકરના ખંડમાં ભેગા થયા હતા." કમાલે ધીમે ધીમે કહેવાની શરૂઆત કરી. "તેની નીચે નદી વહેતી હતી. તે ખંડમાં બેસીને આપણે આખી દુનિયાની સમસ્યાઓ હલ કરી હતી. આવા ખંડ અને આવાં જૂથો દુનિયાભરમાં મોજૂદ હતાં. જિંદગીનો નકશો હજી સુધી સાફ થયો ન હતો. આપણને

એમ લાગતું કે સમગ્ર માનવજાતના રકતથી આપણા હાથ રંગાયેલા છે. આપણે એ રકતના ડાઘ ધોવા છે, અને જુઓ શું થયું! "તેણે હાથ ફેલાવ્યા, "એક દિવસ સવારે અમે ઊઠયા તો જણાયું કે સાચે જ અમારા હાથ રકતથી રંગાયેલા છે, અને પ્રાચીન સંસ્કૃતિનો રાગ આલાપનારાઓ–તે તમામને અમે લોહીથી રંગાયેલા જોયા! પણ અમારામાં ઘણા એવા લોકો હતા જે આ લોહીનું પ્રાયશ્ચિત્ત કરવા તૈયાર ન હતા. તેઓ માણસાઈનાં ઊંચા મૂલ્યો અને ધર્મની ઊંચાઈની ચર્ચા કરતા, આમ-તેમ ભાગી નીકળ્યા.

"પણ તેમના સિવાય અન્ય લોકો પણ હતા–સાચા, અસ્સલ ઇન્સાન." તેણે ચમ્પા તરફ જોયું.

"કદીર અને કમરુન...?" ચમ્પાએ કહ્યું.

કમાલે ચુપ રહીને અનુમતિ માગી કે તે આ લોકો અંગે વધુ કહે. તે તેને અત્યંત પવિત્ર હસ્તીઓ લાગી.

"હા, કદીર અને કમરુન, રામાવતાર અને રમદૈયા, અને અમારા ગામના ખેડૂતો અને એક્કાવાળાઓ અને પાનવાળાઓ–આ બધું અમારું બેકગ્રાઉન્ડ છે, જેને તું કદી પણ સમજી નહીં શકે!" તેણે વાત પૂરી કરી.

ચમ્પા હજી સુધી ભૂતકાળમાંથી પાછી ફરી ન હતી. તેણે કહેવું શરૂ કર્યું, "હા, અને અમારી નદીઓ, નદી પણ એક કેરેકટર રહી છે અને તેનાં નામ–જરા તેનાં નામ સાંભળ! સરયૂ, શારદા, મંદાકિની, મધુમતી, ગોમતી...!"

હવે ચમ્પાના અવાજથી કમાલ બોર થવા માંડયો. છોકરીઓની આ જ મુશીબત છે, તેણે વિચાર્યું. એક તો વાતોડી હોય છે, અને તેના દિલમાં જો એમ ઠસી ગયું કે તે કલાકાર પણ છે તો પછી ખુદા બચાવે.

તે નદીઓ વિશે વાત કરી રહી હતી અને કમાલ ભાગી નીકળવા ચાહતો હતો. નદીનું 'કેરેકટર'? આ વાત મારાથી વધુ કોણ જાણી શકે તેમ છે? તેણે ચમ્પા સાથે સહમત થતાં વિચાર્યું. મને મકાન યાદ છે... તે નદી, તે વૃક્ષ–ચમ્પાબાજી તું પોતે પણ...

"અને બાગમાં અમલતાસનાં ઝાડ હતાં." તે કહી રહી હતી. "અને એક બોરડી પણ–કમાલ! ગૌતમને પૂછજે તેને પેલાં ટપટપ પડતાં બોર યાદ છે." તેણે કાબૂ બહાર જઈને પહેલી વખત ગૌતમના નામનો ઉલ્લેખ કર્યો.

કમાલ વિચારતો રહ્યો. હું તને શી રીતે બતાવું કે ગૌતમ હવે તને ભૂલી ચૂકયો છે, પણ ભૂલવાનો શો અર્થ. જરૂર યાદ હશે! જેવી રીતે તેને નદી યાદ છે, અને

સિધાડાવાળી કોઠી, અને અમલતાસનાં વૃક્ષો. હજી પણ ગૌતમ ભારે ભાવુકતામાં ડૂબીને આ બધી વાતો યાદ કરે છે. શી મુસીબત છે! કમાલે અકળાઈને ચમ્પા તરફ જોયું. આ છોકરીઓ કેમ મરી ફિટતી હશે. તેણે સ્વસ્થતાથી પગ પર પગ ચડાવીને વિચારવાનું શરૂ કર્યું. છોકરીઓને હજારો વરસથી આ જાતના કૉમ્પ્લેક્સોએ ફસાવી રાખી છે. સાંભળ્યું છે, એક સતી હતી, પછી સીતા! પછી ગોપીઓનો ક્રોડ શરૂ થયો—તેમને દુનિયામાં બીજું કોઈ કામ નથી! બસ, કોઈક ભલા માણસને પકડીને, પડો તેની પાછળ, કરો તેની પૂજા! પશ્ચિમની આ બધી સંત-સ્ત્રીઓ પણ એમ જ વિચાર કરતી હશે કે ઈસા મસીહ મળી જાય તો તેમનાં મોજાં રફૂ કરી દઈએ! "હું ગૌતમને જરૂર પૂછીશ." તેણે ઊંચા સાદે કહ્યું, "કાલે યૂથ-ફેસ્ટિવલ માટે જર્મની જઈ રહ્યો છું. આજે રાતે જ લંડન પહોંચી જાઉં તો તઅલત મારી મુસાફરીની તૈયારી કરી આપશે."

"ચાલ, અમે પણ તારી સાથે જ આવીએ છીએ." સિરિલે ઊભા થતાં કહ્યું. તેઓ શહેર તરફ રવાના થઈ ગયાં.

ચમ્પાએ કેમ્બ્રિજ પાછા ફરી હૉસ્ટેલના પોતાના રૂમની બારી ખોલી. નીચે સામસામ સડક ભૂરા પ્રકાશમાં શાંત અને અટલ ઊભી હતી.

સેન્ટ જૉનની ઘડિયાળમાં અગિયાર વાગ્યા. દૂર જિજસ લેનમાં કોઈ પોતાનું દુ:ખભર્યું ગીત ગાઈ રહ્યું હતું,

બેલા નાઈ રે, જોલ્દી જોલ્દી!
ઓ બેલા શોનાર કોન્નર ઓાંચલ ધોઈરા!
જાદૂર કાઠી હાથે લોઈયા, આઈલો રો જત બૂઝી
બેલા નાઈ રે જોલ્દી જોલ્દી.
**બેલા નાઈ......!**

વખત નથી. જલદી કરો. લોકોને જુઓ, તેમના ચહેરા કેટલા ધૃણાસ્પદ છે, કેટલા કુરૂપ છે. ભાગો, હું કઈ તરફ જાઉં? મારા દુશ્મન, મારા દોસ્ત, મેં એ લોકોને ક્યાં છોડી દીધા? એ લોકો કોઈ ચોકમાં બેસી ગયા? નદીઓને પેલે પાર શું છે? આ હું છું—આ તું છે, બાકી બધું મારું 'પ્રોજેક્શન' છે, આ સ્થાયી 'હું'. સામે લાલ છાપરાનું દેવળ છે અને તેમાં ઘંટારવ થઈ રહ્યો છે. જંગલની પગદંડી પરથી જતાં મેં 'એંજેલસ'નો અવાજ સાંભળ્યો. અવાજ ધુમ્મસમાં તરતો તરતો મારી તરફ વહેતો આવી રહ્યો હતો.

સામે લાલ છાપરાનું દેવળ છે. બહાર આવી ગઈ. પગદંડીઓ સવારના તારાનાં ફૂલમાં છુપાઈ ગઈ. એ બે હજી સુધી નથી પહોંચ્યા, એ બે, જેમનાં લગ્ન થવાનાં છે. સરોવર પર વરસાદ વરસી રહ્યો છે. હું હમેશ તારી સાથે રહીશ.

I loved my love with a platform ticket,
　　A Jazz Song.
A handbag, a pair of stockings of Paris Sand...
　　I loved her long.
I loved her between, the lines and against the clock,
　　Not until death
But life did us part,
I loved her peacock's eyes.
And the wares of Carthage,
With blasphemy, camaraderie,
　　and bravado and lots of other stuff.
I loved her with my office hours, with flowers and Sirens
with my budget, my latchkey
　　and my daily bread,
And so to London and down the
　　ever-moving stairs.

Mac Neice

## ૪૫

ચમ્પાએ બારી બંધ કરી અને હૉસ્ટેલની બહાર આવી. ત્રીજા પહોરની શાંતિ છવાઈ ગઈ હતી. આવતી કાલથી કૉલેજ બંધ થશે. હવે હું ક્યાં જાઉં ? શું કરીશ? ('જિંદગી મુન્તજિર હૈ મુંહ ફાડે'). આ પ્રયોગ પણ કદાચ નિષ્ફળ ગયો. તેણે દૃષ્ટિ ઉઠાવીને દૂર-દૂર સુધી ફેલાયેલા બાગો તરફ જોયું. કેમ્બ્રિજની હરિયાળી ઉપર ભૂરી ઘટા છવાયેલી હતી. તે 'બૅાક્સ' ઉપરથી પસાર થઈ ફિટ્ઝ્વિલિયમ

લાયબ્રેરી તરફ જતા પુલ પર આવી. 'શોલોમ્ આલેખુમ!' એક યહૂદી વિદ્યાર્થી પુલ પર બેઠેલા બીજા એક યહૂદી વિદ્યાર્થીને સલામ કરતો સાયકલ પર પસાર થયો. "તારા પર ખુદાની રહેમ થાવ." તેણે કહ્યું. ચમ્પાએ મનમાં કહ્યું, "તારા પર ખુદાની રહેમ થાવ!"

જિંદગીમાં પોતાનામાં જ એટલી મુશ્કેલી છે. તેને માટે તત્ત્વજ્ઞાનની શી જરૂર છે! અને સુખની શોધમાં માનવી કેટલી હદ સુધી નીચ બની જાય છે! પુલ પર બેસીને ચિત્ર દોરી રહેલો યહૂદી વિદ્યાર્થી તેને જોઈને પ્રસન્નતાથી ખીલી ઊઠયો. "બેસી જાવ." તેણે ચમ્પાને વિનતિ કરી, "હું તમારો સ્કેચ બનાવીશ." તે બેસી ગઈ જેથી વિદ્યાર્થીના મનને આઘાત ન પહોંચે. "આજે છેલ્લો દિવસ છે. કાલે તમે કયાં જશો! તમારો સ્કેચ હું મારી પાસે રાખીશ." તેણે ઝડપથી પેન્સિલ ચલાવી.

ચમ્પાએ સ્કેચ પર નજર નાખી. સ્કેચ ઘણો ખરાબ હતો. પણ તે ભારે ધૈર્ય અને શિષ્ટતાથી બેસી રહી. કદાચ મારો ચહેરો આવો હશે, તેણે મનોમન કહ્યું. કદાચ આ અસફળ કલાકાર જ મારું સાચું ચિત્ર બનાવવામાં સફળ રહ્યો હશે!

"તમને ચિત્ર પસંદ પડયું?" યહૂદી છોકરાએ ખુશીથી પૂછયું. "હું તમને ખુશ જોવા ઇચ્છું છું. હું તમને શી રીતે ખુશ કરું?" તે ઘણો સરળ હૃદયનો જણાતો હતો.

"તું મને ખુશ નહીં કરી શકે." ચમ્પાએ ભારે કર્કશ અવાજે કહ્યું (આપણે બધા નીચ છીએ. ખુશીની શોધમાં આપણી ચારસો-વીસી તો જુઓ—તેણે મનમાં વિચાર્યું.).

"તે કોણ છે?" છોકરાએ તરત જ અત્યંત ખિન્ન થઈને પૂછયું, "તે કોણ છે જે તમને ખુશી બક્ષશે?"

"આ ઘણો નિષ્ઠુર અને ખરાબ પ્રશ્ન છે."

"માફ કરજો!" છોકરાએ ઉદાસ થઈને કહ્યું.

"અચ્છા, ખુદાહાફિઝ, શોલોમ આલેખુમ્!" ચમ્પાએ મુસ્કરાઈને કહ્યું.

"શોલોમ્ આલેખુમ." છોકરાએ ઉત્તર આપ્યો અને તેને નદી તરફ જતી જોઈ રહ્યો. ત્યાં માઈકલ અને ડેનિસ ઊભા હતા.

"સિરિલ હજી સુધી નથી મળ્યો?" ડેનિસે પરેશાન થઈને પૂછયું.

"નહીં."

"સ્રિલ ક્યાં ગુમ થઈ ગયો છે ?" ડેનિસે કહ્યું. તે બન્નેએ ગુસ્સાથી ચમ્પા તરફ જોયું.

"સ્રિલ માટે હું જવાબદાર નથી, ડેનિસ." ચમ્પાએ ધીમેથી કહ્યું.

"ઓહ, ચમ્પા મને માફ કરજે. શું હું તારી ઉપર ગુસ્સે થઈ ગયો હતો ?" માઈક્લે નમ્રતાથી કહ્યું. "ચાલો, જઈને કોહિનૂરમાં છેલ્લી વખત ભોજન લઈએ."

"આજે છેલ્લી વખત..." બધા આ જ શબ્દો કહી રહ્યા હતા. તે આ ભાવુકતાથી બચવા માગતી હતી, પણ એ સાચું હતું કે કેમ્બ્રિજના વિદ્યાર્થી-જીવનનો આ અંતિમ દિવસ હતો.

રેસ્ટોરામાં બેસીને એ લોકોએ સ્રિલ અંગે કોઈ વાત ન કરી. લોકો આટલા બધા દયાળુ કેમ થતા હશે ? એકબીજા પ્રત્યે આટલી સહાનુભૂતિ શા માટે રાખતા હશે ? આ લોકો મારા પણ શુભેચ્છક છે. હવે હું ફરી નીચતા પર ઊતરી આવી છું.

કેટલાક દિવસ પૂર્વે તેણે વાત વાતમાં જ રોઝમેરીના ક્ષેમકુશળ પૂછ્યા હતા.

"મઝામાં છે." સ્રિલે ઉત્તર આપ્યો હતો. "તે બિચારી તો બીમાર હાલતમાં પણ નોકરી કરે છે, જેથી હું કેમ્બ્રિજમાં મારો અભ્યાસ પૂરો કરી શકું."

"અને બીજી છોકરીઓ સાથે ઈશ્ક લડાવી શકે." ચમ્પાએ બેધ્યાનપણે ઉમેર્યું હતું.

આ સાંભળીને સ્રિલ છલાંગ મારીને બારીમાંથી કૂદીને બહાર ગયો હતો. તેનો ચેહરો ગુસ્સાથી લાલ થઈ ગયો હતો. તે દિવસથી સ્રિલ ગુમ થઈ ગયો હતો.

એકાએક તે બહાર વરસાદમાં પલળતો દેખાયો. ડેનિસ તેની પાસે બહાર દોડી ગયો. પણ તે ટસનો મસ ન થયો.

"અંદર ચાલ, આ શી બાલીશતા છે !" ચમ્પાએ ઊઠીને બહાર જઈને તેને ધમકાવીને કહ્યું.

"મારી પાસે પૈસા નથી. શી રીતે અંદર આવું ?" તેણે ધીમેથી ડેનિસને કહ્યું.

ચમ્પાના ગળામાં કોઈ ચીજ આવીને અટકી. એક સપ્તાહ પહેલાં એક સ્થળે તેણે સ્રિલને કહ્યું હતું કે તારી પત્ની એટલા માટે નોકરી કરે છે કે તું બીજી છોકરીઓ સાથે ઈશ્ક લડાવી શકે.

પછી તે ચમ્પા તરફ ફર્યો, "તને જાણીને કદાચ ખુશી થશે કે રોઝમેરીએ

મને એક સપ્તાહથી ચૅક મોકલ્યો નથી, કારણકે મેં તેને એ વાતની જાણ કરી દીધી કે હું તેનાથી છૂટો થવાનો નિર્ણય કરી ચૂક્યો છું."

"એટલે કે......તારું......તારું મગજ......બિલકુલ ખસી ગયું છે!" ચમ્પાએ ગભરાઈને કહ્યું. તે જ ક્ષણે તેને લાગ્યું કે માઈકલ અને ડેનિસ તિરસ્કારની નજરે તેના તરફ જોઈ રહ્યા છે, આ તિરસ્કાર, જે તેણે તેહમીના, નિર્મળા અને શાન્તા ક્રેગની નજરોમાં જોયો હતો.

"હા." સ્ટ્રિલે સ્વસ્થતાથી જવાબ આપ્યો અને રેઈનકોટના ખિસ્સામાં હાથ નાખી સિગારેટ શોધવા લાગ્યો.

ડેનિસ અને માઈકલ ચુપચાપ રેસ્ટોરાંમાં પાછા ફર્યા. ચમ્પા અને સ્ટ્રિલ પર વરસાદનાં ટીપાં વરસતાં હતાં.

"ચાલ, અહીંથી જઈએ. પાણીમાં ભીંજાવાનો શો અર્થ છે!"

"એમ તો કોઈ પણ વાતમાં શો અર્થ છે!" સ્ટ્રિલે એ જ રીતે કહ્યું.

"તારું મગજ ખસી ગયું છે, સ્ટ્રિલ." ચમ્પાએ ફરીથી કહ્યું.

"દરેક ઘટના પોતાના સ્થાને એકલી જ હોય છે, તેનું આવર્તન થઈ શકતું નથી. એમ માનતી નહીં, ચમ્પા, કે એ ક્ષણો ફરી ફરી લાવી શકાશે...તારા જીવનની આ...બધી...ચીજો. સમયની કરુણતા પર તું હસી નહીં શકે!"

"ચાલ, હું તારી સાથે આવું છું." તેણે ધીમેથી કહ્યું.

તેઓ ફૂટપાથ પર એવી રીતે ચાલવા લાગ્યા, જાણે કબ્રસ્તાન તરફ જઈ રહ્યા હોય. જ્યારે રસ્તામાં પરિચિત યુવક-યુવતીઓ મળતાં ત્યારે સ્ટ્રિલ તેમને ભારે દુ:ખપૂર્વક 'હલો, હલો!' કરતો હતો.

"તેં સાચે જ મારા કારણે...એટલે કે..." આટલી ભયાનક વાત તેના મોંથી નીકળી ન શકી. "એટલે કે..."? તેણે ભારે અવાજથી કહેવા માગ્યું......"આખરે તેં આટલો ખોટો નિર્ણય શા માટે કર્યો?" નિર્ણય અને તેનું કારણ–બે વસ્તુઓ જે આજ દિન સુધી તેની સમજમાં આવી શકી નથી.

"જી ના...કારણ તું જ નથી. મને પાગલ કૂતરો કરડયો હતો." સ્ટ્રિલે સ્વસ્થતાથી જવાબ આપ્યો. "કદી કદી મને એવું થઈ આવે છે, દિમાગ ઊંધુંચત્તું થઈ જાય છે ત્યારે આવાં કામો કરી બેસું છું."

ચમ્પા ચાર રસ્તા ઉપર આવીને એકાએક પોતાની હૉસ્ટેલ તરફ વળી ગઈ.

"તું તો તારી સોનેરી સલાહથી મારું કલ્યાણ કરવા મારી હૉસ્ટેલ પર આવી રહી હતી ને ?"

"હું તારી સાથે વાત કરવા માગતી નથી, સ્રિલ. હું તને કોઈ મદદ કરી શકું તેમ નથી."

"આ તારો આખરી અને મક્કમ જવાબ છે ?" સ્રિલે ફિક્કા પડી જતાં કહ્યું.

"આખરી—મક્કમ—એકદમ મક્કમ. તેમાં કોઈ શંકા નથી."

"તું ગૌતમ નીલામ્બરનો પીછો ક્યાં સુધી કરતી રહીશ ?"

"મારું અપમાન નહીં કર, સ્રિલ." જાણે કે ચમ્પાના શરીરમાં આગ ન લાગી હોય?

"ભલે, ભલે." સ્રિલે શ્વાસ થંભાવીને કહ્યું, "રસ્તા પર ઘાંટા પાડવાની જરૂર નથી. હું માફી માગું છું. ભૂલ મારી હતી. ખુદાહાફિઝ !" વરસાદનું એક ભારે ઝાપટું આવ્યું. મકાનોનાં બારી-બારણાં અફળાઈ ઊઠયાં. હવામાં ઠંડા ભીનાં ગુલાબોની મહેંક હતી.

સાંજે તે કેટલાક કાગળો લેવા માટે સ્રિલની કૉલેજ સિડની સસેક્સ ગઈ. રાતની ગાડીમાં ઘણા સાથીઓ પોતપોતાને વતન પાછા ફરી રહ્યા હતા. યુવક-યુવતીઓ વરસાદથી બચવા માટે ફાટકની અંદર ઊભા હતા. ફાટકનો ભારે, પંદરમી સદીનો લાકડાનો દરવાજો હવે આખરી વખત ખુલીને બંધ થશે. હવે ભવિષ્યમાં તેઓ ફરીથી જયારે અહીં આવશે ત્યારે તો બધું બદલાઈ ચૂક્યું હશે.

વરસાદનું જોર વધ્યું. તે દેવળમાં ગઈ. માળીઓ સાથે વાત કરી. ખાનસામો ભોજનખંડ તરફ જઈ રહ્યો હતો તેને ભાવપૂર્વક ખુદાહાફિઝ કહ્યું. જાણે તે યુદ્ધના મેદાન ઉપર જઈ રહી હોય અને દુનિયાનો અંત આવવાનો હોય.

કૉલેજ ઉપર સંપૂર્ણ નિસ્તબ્ધતા છવાયેલી હતી, જેનો ભંગ વરસાદનાં બુંદો અને પાંદડાનો સરસરાટ કરી રહ્યા હતા. સ્રિલ એશ્લે કૉમન-રૂમમાં બારી પાસે ચામડાના એક સોફા ઉપર બેસીને છાપમાં આવતા કોયડાનો ઉકેલ શોધી રહ્યો હતો. ચમ્પા ખંડમાં પ્રવેશી ત્યારે પણ તે તેમાં મશગૂલ હતો. જયારે ચમ્પા એક ખુરશી પર બેઠી ત્યારે તેણે તેમાંથી માથું ઊંચું કરીને ચમ્પા તરફ જોયું. તેણે કોયડા અંગે ચમ્પાનો અભિપ્રાય પૂછયો. ચમ્પાએ જરાક વિચાર કરીને પોતાનો અભિપ્રાય આપ્યો.

"સંભવ છે. તારી ભૂલ ન પણ હોય." તેણે વિશુદ્ધ બ્રિટિશ અંદાજથી કહ્યું.

તે ચોંકી. તેણે જોયું કે તેની સામે સોફા ઉપર સોનેરી વાળવાળો બ્રિટિશ લૉર્ડનો પુત્ર બેઠો હતો—રૂઢિવાદી, ગુમાની, ગંભીર. આ યુવક સાથે તેણે કેટલાંક વર્ષ આ યુનિવર્સિટીમાં વિતાવ્યાં હતાં, અને સહપાઠી હોવાને કારણે હવે તે તેને ખુદાહાફિઝ કહેવા આવી હતી. આ યુવક તે ન હતો જેણે તેની સાથે કલાકો સુધી ભાતભાતના વિષયો ઉપર ઉત્તેજિત થઈને ચર્ચાઓ કરી હતી, કેમ નદીમાં નૌકા-વિહાર કર્યો હતો, ખેતરોમાં દોડતાં દોડતાં ગીતો ગાયાં હતાં, જે ચમ્પાના મન અને આત્માના ભંવરમાં નિર્ભય થઈને કૂદવા તૈયાર થઈ ગયો હતો, અને જેણે એક સવારે, વરસાદમાં પલળતાં પલળતાં પાગલની જેમ તેની સાથે લગ્ન કરવાની પ્રાર્થના કરી હતી. આ યુવક તો લૉર્ડ બાર્નાફિલ્ડનો નાનો પુત્ર સિરિલ ડેરિક એડવિન હાવર્ડ એશ્લે હતો, જેણે કોયડાના ઉકેલમાં મશગૂલ હોવા છતાં ભારે શિષ્ટતાથી પૂછયું, "તમે હજી સુધી ગયાં નથી ? કઈ ગાડીથી જઈ રહ્યાં છો ?"

"સાડા છ વાગ્યાની ગાડીથી." ચમ્પાએ ઘડિયાળમાં જોઈને ઉત્તર આપ્યો, તમે કયારે લંડન આવશો ?"

"જયારે પણ આવું, જયાં સુધી મને લાગેવળગે છે ત્યાં સુધી હવે તમારી સાથે મારી મુલાકાત નહીં થાય. હું જીવનભર તમને મળવા ઇચ્છતો નથી."

તે ચુપ રહી. ઠંડી હવાની લહેરખી ખંડમાં ધસી આવી.

અચાનક ચમ્પાએ પ્રફુલ્લતાથી વાતો કરવી શરૂ કરી. યુનિવર્સિટી છોડયા બાદ ગ્રુપે જે કાર્યક્રમ નક્કી કર્યો હતો તેની વાત કરી. "હું તો હજી કાનૂનનો અભ્યાસ કરવા માગું છું."

"અભિનંદન ! ત્યાર બાદ શું કરશો ?"

"મને જયોતિષ-વિદ્યા તો આવડતી નથી, કે હું ૧૯૬૨માં શું કરીશ અથવા તો ૧૯૬૫માં મારો શો ઇરાદો હશે તે કહી શકું," તેણે સ્વરમાં પ્રફુલ્લતા જાળવી રાખવાનો પ્રયત્ન કરતાં જણાવ્યું.

"એ પણ સાચું છે." એક અખબાર હાથમાં લેતાં તેણે કહ્યું.

"તમે તો ડૉકટરેટ લીધા પછી અહીં સમાલોચના અંગે મોટાં મોટાં પુસ્તકો લખશો અને દુનિયા તેની પ્રશંસા કરશે."

"શકય છે."

"અથવા તો ડૉકટરેટથી બોર થઈને બૅન્ક ઑફ ઇંગ્લૅન્ડમાં નોકરી સ્વીકારી લેશો."

"એ પણ સંભવિત છે."

"ઠીક, તો હવે ઊઠવું જોઈએ." ચમ્પાએ ઘડિયાળ ઉપર દષ્ટિ નાખતાં કહ્યું.

"તમારી જગ્યાએ હું હોત તો આટલી વાર ન કરત. ટ્રેનનો સમય થઈ ગયો છે." સ્રિલે કહ્યું અને તે ઊભો થઈ ગયો.

તે જવા દરવાજા તરફ આગળ વધી. દરવાજો ઘણો નીચો હતો. ઘણાં વરસથી તેની ઉપર એક વેલ ચડી હતી. કેટલાંય શતકથી અસંખ્ય વિદ્યાર્થીઓ આ રીતે જ દ્વારમાંથી ખુદાહાફિઝ કરીને નીકળ્યા હતા અને બહારની દુનિયામાં હડસેલાઈ ગયા હતા.

સ્રિલે ઝૂકીને તેને જવાનો માર્ગ આપ્યો, અને હાથ લંબાવ્યા. "આટલો સમય સુધી " તેણે એક એક શબ્દ અલગ-અલગ સ્પષ્ટ અને ઘેરા અવાજે કહ્યો. "તમને ઓળખીને અને તમારી વાતો સાંભળીને મને બેહદ ખુશી થઈ–ખુદાહાફિઝ !"

તે વેલ આગળ વાંકી વળીને બહાર નીકળી.

"તમે મને ફાટક સુધી મૂકવા નહીં આવો ?" તેણે એકાએક પોતાના અટલ અને અનંત એકાકીપણાનો અનુભવ કરતાં ભયભીત થઈને કહ્યું.

"નહીં." સ્રિલે ઉત્તર આપ્યો, "મારે કોયડો ઉકેલવો છે."

તે અંદર ગયો.

સ્રિલે તદ્દન સાચું જ કહ્યું હતું. તે દિવસ પછી ચમ્પા અહમદની સ્રિલ એશ્લે સાથે કદી પણ મુલાકાત નહીં થઈ.

## ૪૬

દૂર ચઢાણ ઉપરથી સેનેટોરિયમની બત્તીઓ દેખાતી હતી, અંધારામાં પ્રકાશ-સ્તંભ હોય તેવી અથવા તો કોઈક અજાણ્યા સ્કાઉટે કોઈ ખતરનાક પહાડ ઉપર સિગ્નલને માટે તાપણું સળગાવ્યું હોય તેવી ! દૂરથી અંધારામાં બત્તીઓ એવી રીતે ઝગઝગી રહી હતી જેમ જીવન...આલોકમય થાય છે અને બુઝાય છે... આલોકમય થાય છે અને બુઝાય છે.

ગૌતમ નીલામ્બર બસમાંથી ઊતરીને ઝગમગતી ઈમારતનાં પગથિયાં પાસે પહોંચ્યો. સ્વચ્છ ગેલેરીઓ પસાર કરતો નિર્મળાના રૂમમાં પ્રવેશ્યો.

નિર્મળા તેને જોઈને પ્રસન્નતાથી ખીલી ઊઠી. તેના આવતાં પહેલાં તે દીવાલ તરફ મોં કરીને કશુંક વિચારી રહી હતી.

"નિર્મળ!" ગૌતમનો અવાજ એકાએક તેના કંઠમાં રૂંધાઈ ગયો. બહારની શોર મચાવતી સ્વાર્થી, દુ:ખી દુનિયાથી અલગ તે શાંતિપૂર્વક શાની પ્રતીક્ષામાં લીન હતી?

તેને જોતાં જ તે ઊઠીને બેઠી થઈ. જલદી જલદી આંગળીઓથી વાળ ઠીકઠાક કર્યા અને મનમાં ને મનમાં અકળાઈ રહી હતી કે પાસે કોઈ અરીસો પણ નથી જેમાં તે પોતાનો ચેહરો જોઈને બધું ઠીકઠાક કરી લે.

"અરે, તું તો બેહદ સ્વસ્થ નજર આવે છે ને! બિલકુલ લાલ ટામેટા જેવી!"

"કેમ ગપ્પાં મારો છો." જરા મારો ટેમ્પરેચર ચાર્ટ જુઓ તો બચ્ચાજીને ખબર પડશે. આજે પણ મારો તાવ ૧૦૦° હતો. મહિનાઓથી આટલું ટેમ્પરેચર રહે છે." જાણે તેણે ભારે ગર્વથી આ માહિતી ગૌતમને આપી.

ગૌતમ ડૂબતા દિલે તેની પાસે બેઠો. પણ તે ભારે પ્રસન્ન હોય તેવો દેખાવ કરી રહ્યો હતો.

"નિર્મળા, મેં કદી પણ તારા પર ધ્યાન આપ્યું ન હતું. પણ હવે તું મારા મનમાં સમાઈ ગઈ છે."

પરંતુ તે બે યુવતીઓને એકસાથે શી રીતે પ્રેમ કરી શકે તે તેની સમજમાં ન આવ્યું. ચમ્પા અને આ છોકરી...જેમાં ચમ્પા જેવી કોઈ ખતરનાક વિશેષતા ન હતી. સીધી-સાદી, પ્રસન્નચિત્ત, સુશીલ, નિષ્કલંક છોકરી.

ચમ્પા હવે 'વુમન ઑફ ધ વર્લ્ડ' બની ચૂકી હતી, અને પહેલેથી પુરુષોને પોતાના ખતરનાક આકર્ષણથી રીઝવતી આવી હતી. અનુભવી હતી અને જમાનાની ઠોકર ખાધેલી હતી, તેમ છતાં વિવશ હતી અને તેની કૃપાની આકાંક્ષા અને પ્રતીક્ષામાં હતી. નિર્મળા મૃત્યુશૈયા પર પડી હતી—ગૃહિણી જેવી, અનુભવહીન, એની આકાંક્ષા અને પ્રતીક્ષામાં હતી. તે ચમ્પાને ભૂલી જશે. છેલ્લાં પાંચ વર્ષની કેટકેટલી કોશિશ પછી ચમ્પાને તે પોતાના મનમાંથી દેશનિકાલ કરી શક્યો હતો. એક જ દેશ અને દોસ્તોના એક જ જૂથ છતાં તે સફળતાપૂર્વક, તેને મળવાનું ટાળી શક્યો હતો. પણ હવે

ચમ્પાના પુકારનો સામનો કરવાની તેની તાકાત ન હતી. આ પુકાર મેડ્રિક, રોમ અને વિયેનામાં વાગતા ઑર્કેસ્ટ્રાજમાં સંભળાતો હતો. વર્ષાની બુંદોમાં, બજારો અને ભોજનાલયોની હલચલમાં, આટલાંટિકની લહેરોમાં, ન્યૂયોર્કના કોલાહલમાં–તમામ સ્થળે એ પુકાર તેનો પીછો કરતો હતો. અવાજોના અત્યાચારોથી તે તંગ આવી ગયો હતો. કદાચ શાંતિ તેના ભાગ્યમાં ન હતી. ચમ્પા અવાજ હતી, નિર્મળા શાંતિ. ચમ્પાએ તેની સાથે તરેહ-તરેહની વાતો કરી હતી. તેને તે તમામ વાતો યાદ હતી. તે તમામ સંધ્યાઓ, મધ્યાહ્નો, ક્ષણ, પળ, એ બધી એક સુરાવલી હતી, અટલ અને મજબૂત; કારણકે, જયારે ગીત પૂરું થઈ જાય ત્યારે પણ સૂર વાયુમંડળમાં ઘૂમતો રહે છે. નિર્મળા મૌન હતી. ગોમતી મૌન હતી. વર્ષાની બપોરની શાંતિ, વર્ષાનું ઝાપટું પૂરું થયા પછી ખુલ્લા આકાશ હેઠળ સરસવના ખેતરોની શાંતિ. તેણે નિર્મળા સાથે કદી પણ વ્યકિતગત વાતો કરી ન હતી. ચમ્પાના પ્રત્યેક શબ્દ, પ્રત્યેક હિલચાલ દ્રારા અન્ય વ્યકિત સાથે પરોક્ષ (મિસ્ટિક) સંબંધ સ્થાપિત થઈ જાય છે.

"...હવે મને થોડી શાંતિ પ્રદાન કર!" તેણે નિર્મળા ઉપર ઝુકીને મનમાં કહ્યું, અને તેના માથા ઉપર હાથ મૂક્યો.

"ગૌતમ!"

"હા, નિર્મળા."

"સુરેખાનો નવો ફ્લેટ કેવો છે?"

તેણે સવિસ્તાર સુરેખાના મકાનની ભૂગોળ સમજાવી. "હવે સારી થઈ જાય એટલે તું જાતે જ જોઈ લેજે."

"ચોક્કસ." નિર્મળાએ ભારે ઉત્સાહથી જવાબ આપ્યો.

"આજકાલ એક નવા બુઝર્ગ આવ્યા છે–'તુગિયા' ભાગલપુરી."

"હાય, કેટલું મજાનું નામ છે. કેક છે?"

"પૂરેપૂરા."

"ચંદ્રા હજી છે?"

"હા, હા."

"હવે ઘણી રાત વીતી ગઈ છે, ગૌતમ માસ્ટર!" નિર્મળાએ ટેવ પ્રમાણે કમાલ અને હરિશંકરની ઢબે કહ્યું.

"હા!" તે ખુરશી ઉપરથી ઊભો થયો.

"અરે-રે–રે, એક વાત તો સાંભળ !" સહસા નિર્મળાએ ઉલ્લાસપૂર્વક કહ્યું." આટલા મોટા સમાચાર તો પૂછવાનું ભૂલી જ ગઈ !"

"કયા સમાચાર ?" ગૌતમે ધીમેથી પૂછ્યું.

"કાલે તઅલત કહેતી હતી કે, ચમ્પાબાજી તેની છેલ્લી પરીક્ષા આપીને કેમ્બ્રિજથી લંડન આવી ગઈ છે. તને ખબર છે ?"

"ના". ગૌતમે કહ્યું, અને મનમાં પોતાને કેટલીય ગાળો આપી.

"એમ !" નિર્મળાએ સાદગીથી જવાબ આપ્યો. "મને એમ હતું કે, તઅલતે કહ્યું હશે. તું તેને જરૂર મળજે, બિચારીને." તેણે પોતાનું માથું તકિયા ઉપર નાખી દીધું.

"મને આજકાલ એટલી ફુરસદ કયાં છે, નિર્મળ, કે લોકો સાથે સોશ્યલ મુલાકાતો કરતો ફરું" તેણે નજરો બચાવતાં જલદીથી કહ્યું, "અચ્છા, નિર્મળા, ખુદાહાફિઝ !" તે ઝડપથી દરવાજા બહાર નીકળી ગયો.

નિર્મળા—જેની છઠ્ઠી ઈન્દ્રિય જાગ્રત થઈ ચૂકી હતી—સમજી ગઈ કે, ગૌતમે તેને જૂઠું કહ્યું હતું. તેને ચમ્પાબાજીના લંડન આવવાના ખબર છે, અને તેના ચહેરાનો બદલાતો રંગ જોઈ તેને ખાતરી થઈ ગઈ કે તે ચમ્પાબાજીને ચોક્કસ મળશે.

તેણે ધીમેથી બેડ-સ્વીચ દબાવીને બત્તી બુઝાવી અને પછી દીવાલ તરફ મોં કરીને સૂઈ ગઈ.

ગૌતમ નિર્મળા આગળ જૂઠું બોલ્યો હતો. તે દિવસે જ લિડહર્સ્ટ આવતાં અગાઉ થોડા સમય પહેલાં ટેલિફોનની ઘંટડી વાગી હતી. તેણે રિસિવર ઉઠાવ્યું.

અવાજ તેના કાનોમાં પહોંચ્યો.

"ગૌતમ...હલો...અરે, ભઈ, ગૌતમ."

તે ચુપ રહ્યો.

"ગૌતમ નીલામ્બર !" સામી બાજુએથી ચમ્પાએ જોરથી કહ્યું. "શી વાત છે? મારો અવાજ સંભળાય છે ?"

"સાંભળી રહ્યો છું."

"જરા શરમા !" ચમ્પા સ્વાભાવિક રીતે કહી રહી હતી. "ડૂબી મરો જી, હદ છે,

હું આટલાં બધાં વર્ષથી અહીં છું અને મને એક વખત પણ મળવાની તને ફુરસદ ન મળી ? શું હું તને ખાઈ જવાની હતી ?" પછી તે હસી.

તે ચુપ રહ્યો.

આટલો મોટો ડિપ્લોમેટ અને હાજરજવાબી માનવી અને તે કોઈ ઉત્તર ન આપી શક્યો.

અને ચમ્પાએ કહ્યું હતું, "હું કેમ્બ્રિજથી આવી ગઈ છું અને જૉન કાર્ટરને ત્યાં રહું છું. કોઈક દિવસ મળવા આવ."

"હા, ચમ્પા, હું જરૂર આવીશ." ગૌતમે અચકાતાં અચકાતાં જવાબ આપ્યો હતો.

તેને શી ખબર હતી કે, બીજા છેડે તેનો અવાજ સાંભળીને ચમ્પા એટલી ખુશ છે—જાણે તેને દુનિયાભરની દોલત મળી ગઈ.

લિડ્હર્સ્ટથી પાછા ફરતાં તેને રાતના બાર વાગી ગયા. પોતાના ફ્લેટમાં પહોંચીને તેણે ડરતાં ડરતાં ફોન ઉપાડયો અને જૉન કાર્ટરને તેણે નંબર ડાયલ કર્યો.

"હલો, કોણ છે?" સામે છેડેથી જૉનનો નીંદરે ઘેરાયેલો સાદ આવ્યો.

"મિસ અહમદ છે?"

"આપ સાહેબ કોણ છો ?"

"નીલામ્બર !"

"ઓ હો. હલો મિસ્ટર નીલામ્બર. મિસ અહમદ કશેક બહાર ગઈ છે."

"એમ !"

"કોઈ જરૂરી કામ છે?" ગૌતમના અવાજથી વ્યગ્રતા અનુભવીને જૉને કહ્યું, "ફિરોઝ, સુરેખા, જરીના, અમલા, તઅલત આ બધાંને ત્યાં ફોન કરી જુઓ. કદાચ મળી જાય."

"બહુત-બહુત શુક્રિયા. કોઈ ખાસ વાત નથી. ગુડ નાઈટ." તેને પોતાની મૂર્ખતાનું ભાન થયું. તેણે રિસિવર મૂકી દીધું અને સિગારેટ સળગાવી બારીમાં જઈને ઊભો રહ્યો.

# ૪૭

"હું એક પુસ્તક લખવાનો છું, જેનું નામ હશે, 'પૉર્ટ્રેટ ઓફ ધ આર્ટિસ્ટ એજ એ ડાન જુઆન !" કમાલે મોં બનાવીને કહ્યું.

તે બધા સુરેખાના વિશાળ દીવાનખાનામાં જમીન પર પગ લાંબા કરીને બેઠા હતા. ખંડનો મોટો દરવાજો બાગમાં ખૂલતો હતો. વસંતના તડકાનો દિવસ હતો. સુરેખા દરવાજા પાસે મશીન પર બેસીને લેંઘાની આડી ગોટ સીવી રહી હતી. તઅલત અને ફિરોજા રસોડામાં ખાવાનું બનાવી રહ્યાં હતાં. હરિશંકર પણ એ દિવસોમાં વૉશિંગ્ટનથી આવ્યો હતો અને કેરો જઈ રહ્યો હતો. "આ હરિશંકર અને ગૌતમને મઝા છે ! આજકાલ તેઓ બિલકુલ ઈબ્ન-એ-બતૂન બની ગયા છે. સવારે ગૌતમનો ફોન હતો કે તે ફરીથી મોસ્કો જઈ રહ્યો છે." ગુલશને કહ્યું.

"ગૌતમ તો હયુ એન સાંગ પણ છે." કમાલે કહ્યું, "હમેશાં ચીનથી પાછો ફરતો હોય છે."

બાગમાં ચન્દ્રા માથુરે બીજું ગીત ઉપાડયું હતું. તેઓ બધાની જૂની દોસ્ત ચન્દ્રા, ન્યૂયોર્કથી દિલ્હી જતાં જરીનાને ત્યાં લંડનમાં રોકાઈ હતી. દીવાનખાનાના બીજા નાકે 'તુગિયાન' સાહબ સુરેખાના પતિ ગુલશન સાથે વાતચીતમાં વ્યસ્ત હતા.

ભારે સોહામણો અને શાન્તિપૂર્ણ હતો એ રવિવાર. સવારના પહોરમાં ચમ્પા જૉન કાર્ટરને ત્યાંથી સુરેખાને ત્યાં જવા બસમાં બેઠી તો બસનો બુઢ્ઢો કંડકટર તેને જોઈને પ્રસન્નતાથી મલકાયો અને કહ્યું, "માઈ ડિયર, તું બેહદ સુંદર લાગી રહી છે ! તારો બૉય ફ્રેન્ડ તને જોઈને ખૂબ ખુશ થઈ જશે."

તે ખૂબ ખુશ હતી. ગઈકાલે તેણે ગૌતમ સાથે ફોન પર વાત કરી હતી. આટલાં વરસ પછી તેણે તેનો અવાજ સાંભળ્યો હતો.

તે સુરેખાને ત્યાં પહોંચી. ત્યાં મહેફિલ જામી હતી. તે ખૂબ પ્રસન્નતાથી બધાં જોડે વાત કરતી રહી.

"મિયાં હરિશંકર—અરે, ભાઈ હરિશંકર..." તઅલતે રસોડામાંથી સાદ કર્યો.

બાગના દરવાજામાં ઊભેલો હરિશંકર જલદીથી અંદર આવ્યો. "લો, ગરમ ગરમ પૂરીઓ, ચમ્પાબાજી કયાં છે ? આ પ્લેટ જલદીથી તેને આપો."

'ગુલફિશાં'ના ખાણી-પીણીના જલસા અહીં પણ મોજૂદ હતા જે તેને કદી પણ નહીં મળે ! ચમ્પાને એક બારી પાસે બેઠાં બેઠાં કમકમાં આવ્યાં.

હરિશંકરે પ્લેટ હાથમાં લઈને ચારે તરફ નજર દોડાવી. ચમ્પા સામે ખૂણે એક બારી નજીક બેઠી હતી. તેને જોઈને આ બધું યાદ આવતું હતું—પેરિસનો મધ્યાહ્‌ને ચઢેલો સૂરજ-બોહીમિયા, એક આળસુ માનસિક જીવન, જેમાં ફિલોસોફી અને નવું ફ્રેંચ સાહિત્ય હતું. કેમ્બ્રિજનું ચતુષ્કોણ મેદાન અને ન જાણે શું શું ! ચમ્પાબાજી, તું તો ખૂબ જલદીથી બીજે છેડે પહોંચી ગઈ. ખબર નથી, હવે તું ખુલ્લા દિલથી હસી પણ શકે છે કે નહીં. જેની હમેશાં તું શોધ કરતી હતી તે આંતરિક બેલન્સ સાચવી શકી છે કે નહીં. સુરેખા, તઅલત, ફિરોજા—આ બધી છોકરીઓને જો. કેવી સમજદાર છે ! અસલમાં તો છોકરીઓનો મામલો ઘણો ઢંગ વિનાનો હોય છે. એક જ ખેપમાં નૈયા પાર થઈ ગઈ તો થઈ ગઈ, નહીં તો મામલો બીચકયો સમજો. આપણે તો આટલું સમજીએ છીએ."

"ચમ્પાબાજી, લો પૂરી ખાવ." તેણે સાદ પાડી કહ્યું.

ચમ્પા પાસે જઈને તે ઘૂંટણ ટેકવી બેસી ગયો.

"આ લોકોને શું થઈ ગયું છે ! બધા એકદમ ચુપ થઈ ગયાં છે." 'તુગિયાન'-સાહેબે વાતો કરતાં કરતાં અટકીને ગુલશનને પૂછ્યું.

"એ બધાં પર વિચારો સવાર છે." ગુલશને લાપરવાઈથી ઉત્તર આપ્યો.

"ભારે આનંદનું વાતાવરણ છે!" 'તુગિયાન'સાહેબે કહ્યું. "સુરેખાદેવીને કપડાં સીવતાં પણ આવડે છે તેની મને ખબર ન હતી. કમાલજી પૂરી ખાઈ રહ્યા છે. ચન્દ્રાદેવી ફૂલવાડીમાં મરઘી ચરાવે છે. તઅલત પૂરી તળી રહી છે. આ તો બિલકુલ ગુરુદેવ ટાગોરની નવલકથા જેવું વાતાવરણ છે—શાંત, શાયરાના, મધુર."

"હવે, જોઈ ગુરુદેવ ટાગોરની નૉવેલ !" ગુલશને ચિડાઈને કહ્યું. "તઅલત, તેં તો બધી પૂરીઓ બાળી નાંખી છે. ચા જલદી મોકલ."

'તુગિયાન' સાહેબ ફરી ધ્યાનસ્થ થઈ ગયા.

"હલો હરિશંકર." ચમ્પાએ અખબાર વાંચતાં વાંચતાં પૂછ્યું, "શી વાત છે ?"

હવે પૂછે છે શી વાત છે. કસમ ખુદાની, આની ધાંધલની હદ નથી. કંઈ જ નહીં, ચમ્પાબાજી, ચા પીશો ?"

"બનાવી દે."

તેણે પ્યાલો ઉઠાવ્યો. ચમચી નીચે પડી ગઈ.

આપણે એકબીજાના જીવનમાં સામેલ છીએ અને લગાતાર એકબીજાને મારીએ-જિવાડીએ છીએ, "ચમ્પાબાજી." હરિશંકરે કહ્યું. "તું આપણા બધામાં ગ્રેટ છે કારણકે તારા દિલમાં મહોબ્બત માટે અપાર જગા છે." તેણે ધીમેથી કહ્યું, "સાંભળો, યુ.એન.માં સરસ નવી પોસ્ટ ઊભી થઈ છે. આ પોસ્ટ ઇન્ડિયાના ક્વૉટામાં છે, તારે માટે કોશિશ કરું?"

"તારો શો વિચાર છે? હું જિંદગીભર આ પ્રમાણે જ ભટકતી ફરતી રહું?"

"આ સિવાય તમારે બીજું કરવાનું પણ શું છે?" હરિશંકરે કહ્યું. પછી એકાએક તેને પોતાની ભૂલનું ભાન થયું. પણ તે તો ઘણી બહાદુર અને વિશાળ દિલ છે. આવી વાતનું ખોટું નહીં લગાડે. "મારા કહેવાનો મતલબ છે," તેણે ગભરાઈને વાત ગોઠવવા માંડી, "કે તારામાં કેટલો આત્મવિશ્વાસ છે, તું કંઈ બીજાઓ જેવી છે કે, ચૂલો-ચોકો લઈને બેસી જાય!" તેણે રસોડામાં બેઠેલી છોકરીઓ તરફ જોઈ કહ્યું. "અરે, હું તો કહું છું, તું મજાથી ઍવરેસ્ટ સુધી પહોંચી જઈશ, સડસડાટ! તું ગ્રેટ છે, ચમ્પાબાજી." હવે તેનું ગળું રુંધાઈ ગયું. તેને ચમ્પા પર તરસ આવી રહી હતી.

તે ચુપચાપ બેસીને બાગ તરફ જોતી રહી.

ખંડના બીજા ખૂણામાં જોરશોરથી વાતો શરૂ થઈ ગઈ હતી.

ચમ્પાને એમ લાગ્યું કે, જાણે અંત આવી પહોંચ્યો છે. ખંડ જોર જોરથી નાચવા માંડયો. બાગમાં ફરતી ચન્દ્રા, તેને ચક્કર ચક્કર ફરતી નજરે ચડી. અંદર બેઠેલા લોકો કઠપૂતળીઓની જેમ અજબ-ગજબ અવાજો કાઢી રહ્યા હતા. 'તુગિયાન' સાહેબ તેને એક મોટા બતક જેવા દેખાયા, જે ધીમા અવાજે કૅાચ કૅાચ કરી રહ્યા હતા. "હું પાગલ થઈ જઈશ." તે મનમાં બબડી, અને તેની આંખોમાં આંસુ આવી ગયાં.

હરિશંકરે તેની આંખોમાં આંસુ પહેલાં કદી પણ જોયાં ન હતાં.

"ચમ્પાબાજી," તેણે કહ્યું. "ખુદાને ખાતર પ્રેમને ભાવુકતાનું સ્વરૂપ ન આપો. સંતુલન, ધીરજ, સાપેક્ષતા, ક્લાસિક ગ્રીક આઈડિયલ, અસલ ચીજો છે—એટલે કે..."

"શી કડિયાકુંભાર જેવી વાત કરે છે?" ચમ્પાને હસવું આવી ગયું. "હું પ્રેમ કરી રહી છું કે કોઈ મકાનનો નકશો તૈયાર કરી રહી છું?"

"ચમ્પાબાજી," હરિશંકરે તેવી જ રીતે તેનો વિરોધ કરતાં કહ્યું, "તારા વિચારો ગોથિક છે. હમેશથી એવા જ છે. તારી ભાવનાઓમાં વૅગ્નરનો બોજ છે, પહેલાં પણ હતો, હવે તેની માત્રા વધી ગઈ છે. કહેવાનો મતલબ એ છે કે તું તારા આત્માની પ્યોરિટીનો વિનાશ કરી રહી છો. દશ વર્ષનાં વહાણાં વાયાં છે પણ તું બિલકુલ બદલાઈ નથી."

"હરિશંકર !" ચમ્પાએ કહ્યું, "મારી દયા ન ખા. મને આજદિન સુધી હારનો અનુભવ થયો નથી. હું તો એ જાણવા માગું છું કે હાર કેવી હોય છે."

ડાઈનિંગ-ટેબલ પરથી 'તુગિયાન'સાહેબનો અવાજ બુલંદ થયો. "આપણે બધા પડછાયા છીએ, પડછાયા !"

"જી હા, બરાબર છે." ગુલશને બોર થઈને સિગારેટ સળગાવી અને બેધ્યાનીથી ચમ્પાની તરફ જોવા લાગ્યો.

"કમ્યુનિસ્ટોએ માર્કસિઝમનો નાશ કરી નાખ્યો છે." 'તુગિયાન'સાહેબે બીજો વિષય શરૂ કર્યો.

તેઓ સોશ્યાલિસ્ટ હતા. સૂફીઝમ તેમની સાઈડ લાઈન હતી. તેમણે હિન્દીમાં ઘણી નવલકથાઓ લખી નાંખી હતી. હવે અંગ્રેજીમાં લખવાનો ઈરાદો સેવી રહ્યા હતા. તેમનું પૂરું નામ રાય હરબંસ રાય 'તુગિયાન' ભાગલપુરી હતું. તેઓ બિહારના વતની હતા.

"મારા હજરતે મને કહ્યું..." તેમણે કહેવું શરૂ કર્યું.

"આમના એક મુસલમાન ગુરુ છે અને શ્રીનગરમાં રહે છે." હરિશંકરે ધીમેથી ચમ્પાને જણાવ્યું.

"મારા હજરતે મને કહ્યું—બચ્ચા, તું રશિયા જા !"

"અને આ નાસ્તિકોને સાચો સમાજવાદ શીખવીને સીધા રસ્તા પર લાવ !" તઅલતે રસોડામાંથી વાક્ય પૂરું કર્યું.

"એમણે તો ભાઈ, પોતાના હજરતને પણ ઠીક સાધ્યા છે." ચન્દ્રાએ બાગના બારણાં પાસે આવીને ઉમેર્યું.

'તુગિયાન'સાહેબે ચોંકીને તેના તરફ જોયું.

"આ મહિલા કોણ છે...?" સુરેખાને પૂછ્યું.

"આ મહિલા પણ ભારે પ્રગતિશીલ વિચારો ધરાવે છે પણ ડૉલર કમાવાના ઉદ્દેશથી ન્યૂયોર્કની આકાશવાણી ઉપરથી હિન્દીમાં સમાચાર સંભળાવે છે. એનું વાયુયાન હમણાં અહીં આવી પહોંચ્યું છે." કમાલે જવાબ આપ્યો.

"હા, તો હું કહી રહ્યો હતો કે આપણે બધા પડછાયાઓ છીએ. હું પણ, તમે પણ અને તમારો ગૌતમ નીલામ્બર પણ. મારા હજરતે કહ્યું હતું..."

"એક ખબર હું સંભળાવું. સાંભળ્યું છે કે શાન્તા અને બિલમાં ખટરાગ શરૂ થયો છે." તઅલતે કહ્યું, "અને બિલ તેને છોડવાનો છે."

"મોટા ભાગના ઇન્ટલેક્ચ્યુઅલો પોતાની પત્નીનો ત્યાગ કરે છે—જો તે પણ ઇન્ટલેક્ચ્યુઅલ હોય તો." કમાલે લાપરવાઈથી કહ્યું.

"આજકાલ ચમ્પાનાં શા હાલ છે ?" સુરેખાએ ધીમેથી પૂછ્યું.

"યાર, પેલા સિરિલ એશલેને તો મેં કાલે સુજાતા મુકરજીને ત્યાં ધામા નાખીને પડેલો જોયો. શું તે પણ દિલની શાંતિ માટે...?" તઅલતે પૂછ્યું.

"સવાલ એ છે" ફિરોજે જમીન પર બેસતાં કહ્યું, "મધ્યમવર્ગી છોકરીઓ આટલી રોમાન્સશોખીન કેમ હતી ?"

"હતીનો શો અર્થ છે? આજે પણ છે. તું તો એવી રીતે વાત કહી રહી છે કે જાણે આ પોસ્ટ-રિવોલ્યુશન પીરિયડ છે અને પાછલા જમાના અંગે હિસ્ટોરિયનની અદાથી આપણે ચર્ચા કરી રહ્યા છીએ." તઅલતે કહ્યું.

"હું વિચારી રહ્યો હતો." ખંડના બીજા ખૂણા પર હરિશંકર કમાલને કહી રહ્યો હતો, "છોકરીઓનો મામલો ભારે ઢંગ વિનાનો છે. જરા તેમના તરફ જુઓ તો હમણાં કેવી મગન છે! એકે નવું બ્લાઉઝ સીવી લીધું છે, તો ખુશીની મારી ફૂલી સમાતી નથી. બીજી અહીં-તહીંનાં ટોળાટપ્પાં મારીને ખુશ છે; પરંતુ વાસ્તવમાં તો તેમને કેટલાં ભારી દુ:ખ ઉઠાવવાં પડે છે. તે એક બાળકને જન્મ આપીને તે દ્વારા સારી દુનિયાની જવાબદારી સંભાળે છે. બિચારીઓ, પોતાની જાતને બીજાને હવાલે કરી દે છે. એમને ખુશ રાખવી કેટલી સહેલી વાત છે. કેટલી નાની નાની વાતોથી એ લોકો ખુશ થઈ જાય છે ! એમને તો દેવી બનાવીને રાખવી જોઈએ. એમનું દિલ દુભવવું એ સૌથી મોટો ગુનો છે."

તઅલત હરિશંકર પાસે આવી. હરિશંકર અતિશયોકિત કરી રહ્યો હતો. તઅલતને ચારે તરફ આ અતિશયોકિત નજરે ચડતી હતી. ગૌતમ નીલામ્બરના ચારિત્રમાં, ચમ્પામાં, અપ્પીમાં. સમજો કે આ લોકો ઇન્સાનોની એન્લાજર્ડ તસવીરો હતી. અને એટલે જ કદી કદી ફોકસની બહાર પણ જતી હતી.

"મિયાં, કેવી અર્થવગરની વાતો હાંકી રહ્યા છો!" તેણે ગંભીરતાથી કહ્યું "આ ગપ્પાં કયાંક બીજે મારો! કયાંની દેવી અને કેવા દેવતા! આ શાયરીને ચડાવો છાપરાં પર. આર્થિક આઝાદી એ જ સાચી ચીજ છે."

"આ જ વાત તો તારી સમજમાં નથી આવતી. આર્થિક આઝાદી અસલી ચીજ હોત તો ચમ્પાબેગમ આ સમયે બાગમાં ચક્કર મારતી ન હોત." હરિશંકરે જવાબ આપ્યો.

"ઉફ્...તેનું તો મગજ ખરાબ છે." તઅલતે કહ્યું.

"લે કર વાત. આટલી કાબેલ છોકરી, કેમ્બ્રિજમાં બધા પર ધાક બેસાડીને આવી રહી છે, જેને મળે છે તે ફ્લોર થઈ જાય છે. તું તેનું દિમાગ ખરાબ છે એમ કહી રહી છે."

"કેમ ભાઈ, કમ્યુનિસ્ટો પ્રેમ કરતા નથી ?" 'તુગિયાન'સાહેબે ગુલશનને પ્રશ્ન કર્યો.

"લાહૌલ વિલાકૂવત!" તઅલત ચિડાઈને પાછી ફરી.

"બેન," હરિશંકરે એને પ્યારથી કહ્યું. "તે નિર્મળાની જગાએ હતી. "તું હજી અભ્યાસ કર. હવે તો સાથે સાથે પીએચ. ડી. કરી જ નાખ. કયો મૂરખ એમ કહે છે કે આર્થિક આઝાદી જરૂરી નથી. મનમાં ઓછું ન લાવ."

"પીએચ. ડી. કરવાથી શું લાડુ મળવાના છે! ત્રણસોની નોકરી—ફકત ત્રણસોની?" તેણે હરિશંકરના નાક આગળ ત્રણ આંગળી લહેરાવી.

"અરે, રૂપિયા કંઈ સર્વસ્વ નથી. નૂતન હિન્દુસ્તાન છે. આપણે બધાંએ તેના ઘડતર માટે કામ કરવાનું છે."

ચમ્પાએ ટહેલતાં ટહેલતાં એક વખત ખંડમાં ડોકિયું કર્યું. પણ તેમને બધાંને વાતોમાં વ્યસ્ત જોઈને બાગમાં થઈ તે રસ્તા પર આવી ગઈ.

# ૪૮

બરફની વર્ષા શરૂ થઈ. સુજાતાદેવીએ બારીઓ બંધ કરી.

સ્વામી દેવિકાનંદે ગીતાનું એક પૃષ્ઠ ઊલટાવીને જનસમૂહ તરફ જોયું. તેઓ કમાલ અને હરિશંકરના તે જ પ્રૉફેસર હતા જે ૧૩-૧૪ વર્ષ પહેલાં એક દિવસ લામાર્ટિનેયર કૉલેજ-લખનૌથી અચાનક ગુમ થઈ ગયા હતા. કમાલ તથા હરિશંકરે તેમની શોધમાં હરદ્વારમાં ખૂબ આંટાફેરા કર્યા હતા. હવે તેઓ ભગવાં વસ્ત્રો પરિધાન કરી, દાઢી વધારી, યુરોપ-અમેરિકામાં પ્રવચનો કરતા ફરતા હતા. ગૌતમે સુજાતા મુકરજીના ફ્લેટ આગળ પહોંચીને બારીમાંથી જોયું તો સ્વામીજી અંગ્રેજ છોકરીઓથી ઘેરાયેલા બેઠા હતા. એક તરફ કીર્તન થઈ રહ્યું હતું અને સુજાતા મુકરજી બધાંને કૉફી આપવામાં રોકાયેલી હતી.

ગૌતમ તે દિવસે સવારે જ કેટલાક મહિનાઓ પછી મોસ્કોથી પાછો ફર્યો હતો. કમાલે તેની મારફત હિન્દુસ્તાનમાં ઠેકઠેકાણે અરજીઓ કરી હતી તેના પ્રત્યુત્તરમાં આવેલા અનેક પત્રો ઇન્ડિયા હાઉસમાં ગૌતમના મેજ પર પડયા હતા. તે પત્રો ખોલ્યા વિના, આનંદવિભોર, બની કમાલની શોધમાં નીકળી પડયો હતો. સુરેખાને ત્યાં ખબર મળી કે કમાલ અને હરિશંકર પોતાના જૂના પ્રૉફેસરને મળવા માટે સુજાતા મુકરજીને ત્યાં ગયા છે. પણ તેઓ ત્યાં પણ ન હતા. ગૌતમ અંદર આવીને એક ખૂણામાં માઈકલ પાસે આવીને બેસી ગયો.

"ભાઈ, આ તમારા સ્વામીજી તો બિલકુલ ફ્રોડ જણાય છે." માઈકલે કહ્યું. "મને જાણવા મળ્યું છે કે અમેરિકા તેને ધર્મનો પ્રચાર કરવા માટે પૈસા આપી રહ્યું છે, અને તેઓ કૉંગ્રેસ ઑફ કલ્ચરલ ફ્રીડમ તરફથી આ ટૂર પર નીકળ્યા છે."

"તું હજી સુધી ઇઝરાયલ નથી ગયો?" ગૌતમે પૂછ્યું.

"બસ હવે જવાનો જ છું."

"બધા જઈ રહ્યા છે." સુજાતાદેવી માઈકલની વાત સાંભળી તેની પાસે આવી. 'નોમશ્કાર, મિસ્ટર નીલામ્બર." તેણે કહ્યું.

"નમસ્કાર, સુજાતાદીદી."

આ દરમિયાનમાં હાથમાં ખૂબ ફૂલ લઈને નરગિસ દાખલ થઈ. "પ્રકાશમાં આવી યું તો બધાં ફૂલ લાલ નીકળ્યાં, મને એમ હતું કે પીળાં હશે." તેણે સ્વામીજી ામે ફૂલ મૂકીને કહ્યું.

"નરગિસ," ગૌતમે દુ:ખી થઈને ધીમા અવાજે કહ્યું, "આ તું શો સ્વાંગ રચી રહી છે?"

"ગૌતમ, કલ્ચર માટે, આ બધું કલ્ચર માટે છે." તેણે ગંભીરતાથી કહ્યું.

"કમાલ ક્યાં છે?"

"કદાચ તેઓ લિન્ડહર્સ્ટથી પાછા નહીં ફર્યા હોય."

"લિન્ડહર્સ્ટ ...." ગૌતમના મનને આંચકો લાગ્યો. "પણ આજે તો રવિવાર નથી."

"હા, પણ નિર્મળાનાં બીજાં ફેફસાંનું ઑપરેશન થયું છે. તને ખબર નથી? અરે હા, તું તો હજી આજે જ બહારગામથી આવ્યો છે ને."

"બધાં જઈ રહ્યાં છે—બધાં પોતપોતાના ઇઝરાયલ તરફ જઈ રહ્યાં છે." સુજાતાએ અધખૂલી આંખોથી ગૌતમને જોતાં કહ્યું, "તમારા લોકોનું આખું ગ્રુપ હિન્દુસ્તાન પાછું ફરી રહ્યું છે. નરગિસે આજે જણાવ્યું. માઈકલ પણ જઈ રહ્યો છે."

"સુજાતાદેવી, એ તો દુનિયાનો ધારો જ છે." ગૌતમે કંટાળીને કહ્યું. "લોકો આવતા-જતા રહે જ છે."

"મને ખબર છે કે લોકો આવતા-જતા રહે છે. જતા રહે છે અને પાછા કદી પણ ફરતા નથી." હવે તે ગુરુદેવ ટાગોરનો હવાલો આપવાની તૈયારીમાં હતી ત્યાં ગૌતમ ઝડપથી ઊભો થયો. "નરગિસ," તેણે ફરીને કહ્યું. "મને કમાલનું તાકીદનું કામ છે. તેના નામ પર કેટલાક જરૂરી કાગળો આવ્યા છે."

"બી. બી. સી. કેન્ટીનમાં અથવા તો 'ચૂજે સરાય'માં બધાં કદાચ મળી પણ જાય."

ગૌતમ બધાને નમસ્કાર કરતો બહાર નીકળ્યો.

"ચૂજે સરાય" તે સમયે સુમસામ પડી હતી. માત્ર એક છોકરી દરવાજા તરફ પીઠ કરીને, સ્ટૂલ પર બેસીને, કૉફી ચૂસી કરી રહી હતી. ગૌતમ વેઈટ્રેસને બી. બી. સી.-વાળા હમણાં અહીં આવ્યા હતા કે નહીં તે પૂછવા કાઉન્ટર તરફ આગળ વધ્યો. સ્ટૂલ પર બેઠેલી છોકરીએ તેના તરફ પાછળ ફરીને જોયું. તે ચમ્પા અહમદ હતી.

"હલો, તું અહીં છે!" ગૌતમે પૂછ્યું.

તે પોતાની જગ્યાએથી ઊભી થઈ અને ગૌતમની નજીક જઈને બેઠી. "તેં જ તો કહ્યું હતું કે દુનિયા ઘણી નાની છે. ક્યાંક ને ક્યાંક ફરીથી મળીશું જ."

"એટલી નાની પણ નથી." ગૌતમે જરાક માઠું લાગ્યું હોય તેમ કહ્યું. "એ જરૂરી નથી કે દરેક વાત તેના શાબ્દિક અર્થમાં જ લેવી જોઈએ."

"દરેક વાતને શાબ્દિક રીતે તું જ માને છે."

"તે કેવી રીતે?" ગૌતમે કમાલની શોધ કરવા ચારે તરફ દષ્ટિ ફેરવીને પૂછ્યું.

"મેં તને એક વખત કહ્યું હતું કે તું મને ઘણો સારો લાગે છે. તદ્દન એબ્સ્ટ્રૅક્ટ વાત હતી. તું એને વસ્તુ તરફ લઈ ગયો. એ બધો વાંક તારો છે." તેણે ગૌતમ સામે આંગળી ચીંધીને કહ્યું.

"'એબ્સ્ટ્રૅક્ટની વાત નહીં કર." ગૌતમે વધુ ચિડાઈને કહ્યું. "હું હમણાં સુજાતા-દેવીને ત્યાં સ્વામી દેવિકાનંદને મળીને આવી રહ્યો છું. તેં કમાલને તો નથી જોયો ને?"

"નહીં!" ચમ્પાએ નિરુત્સાહ થઈને ઉત્તર આપ્યો. આ માણસ ઘડીએ ઘડીએ કેવા રંગ બદલે છે. "તેં મને તે દિવસે જૉન કાર્ટરને ત્યાં ફોન કર્યો હતો, યુરોપ જતાં પહેલાં."

"હા, કર્યો તો હતો." ગૌતમને આ પ્રમાણે પકડાઈ જવાનું બિલકુલ ગમ્યું નહીં. "કારણકે તેં મને રિંગ કરી હતી, કેમ્બ્રિજથી પાછા ફરીને."

"ગૌતમ! આમ વાત વાતમાં તું કરડવા શા માટે દોડે છે? તું પહેલાં તો આવો ન હતો. હું તને સાત વરસ પછી મળી રહી છું. જરા રીતભાતથી તો વાત કર."

"ચમ્પા!" ગૌતમે કહ્યું. "હું હમણાં મૂંઝવણમાં છું, કમાલના કેટલાક જરૂરી પત્રો છે. શકય છે કે તેને બેત્રણ દિવસમાં ઇન્ટરવ્યૂ માટે દિલ્હી પહોંચવું પડશે. નિર્મળાનું બીજું ઑપરેશન થયું છે. તું ચોવીસે કલાક સ્વપ્નોમાં ખોવાયેલી રહે છે. બાકીની દુનિયા હરેક વખતે તને શી રીતે સાથ આપી શકે?"

"અરે!" તે તરત ઊભી થઈ ગઈ. "ચાલ, કમાલને શોધે છે ને? મને એની ખબર ન હતી." ગૌતમે તેના તરફ જોયું. કેવી અજબ અને મોહક સ્ત્રી છે!

તેઓ 'સરાય'ની બહાર નીકળ્યા અને સુરેખાને ત્યાં ફોન કર્યો. સામી બાજુથી ગુલશને ઉત્તર આપ્યો, "કમાલનો પત્તો નથી. કદાચ સર રોજરને ત્યાં નિર્મળાનો રિપોર્ટ લેવા ગયો હશે. સુરેખા હજી સુધી 'રાડા'(રૉયલ અકાદમી ઑફ ડ્રામૅટિક આર્ટ)થી પાછી ફરી નથી. કમાલે કહ્યું હતું કે સર રોજરને ત્યાંથી સીધો અમારે ઘેર આવશે. તું આવી જા. હું કૉલેજ જઈ રહ્યો છું. ચાવી પાડોશીને ત્યાં મૂકતો જઈશ."

"કોઈ લિડ્‌હર્સ્ટ ગયું છે?" ગૌતમે પૂછ્યું.

"તઅલત અને હરિશંકર ગયા છે. જો તું પણ ત્યાં જઈ રહ્યો હો તો મારે ત્યાંથી એક પાર્સલ લઈ જજે. નિર્મળાને મોકલવા માટે સુરેખાએ ડાઈનિંગ ટેબલ પર મૂકેલું હતું. તઅલત લેતાં ભૂલી ગઈ છે."

"સારું. હું હમણાં આવું છું."

તેઓ સૅંટ જાજવૂડ તરફ રવાના થઈ ગયા. આશાને ત્યાંથી ચાવી લઈને સુરેખાના ડ્રોઈંગ રૂમમાં ગયા, અને બાગ તરફનો કાચવાળો દરવાજો ખોલ્યો. આછા તડકામાં ફરીથી બરફ ચમકી રહ્યો હતો.

"સુરેખા અને ગુલશનનું ઘર કેટલું આરામદાયક છે." ગૌતમે સોફા પર આડા પડતાં કહ્યું. બાગની પારથી સંગીતના સૂર સંભળાતા હતા. ચમ્પાએ સગડી સળગાવી.

એક ખૂણામાં પુસ્તકોના કબાટો હતા. ખંડ આધુનિક ઇન્ટીરિયર ડૅકોરેશનનો સરસ નમૂનો હતો. પહેલી દષ્ટિએ જ સમજાઈ જતું હતું કે એ કલાકાર અને નર્તકીનો ખંડ હતો. ખૂણામાં સિલાઈનું મશીન અને મૃદંગ તથા શાકભાજીની ટોપલી ગોઠવી હતી. ગૌતમ હસ્યો. આ કલાકારનો રૂમ હતો પણ તેમાં આરામથી તકલીફ વગર રહી શકાય તેમ પણ હતું. જિંદગીની આ સાદાઈ અને આરામ એ બધે શોધતો હતો.

"મેં અહીં ઘણી ઉત્તમ ક્ષણો વિતાવી છે." તેણે કહ્યું.

આ લોકો ઘણા સારા અને માયાળુ છે. છે ને?" તે કહેતો રહ્યો. "ખંડમાં તેમાં રહેનારાઓનાં વ્યકિતત્વની કેવી ઝલક ઊઠે છે! જરા વિચાર તો કર!" તે ઊભો થઈને પાછો બેસી ગયો. "આસ્ટરલીમાં પણ જરીનાનું મકાન કલાકારનું મકાન છે. સેંટ જાજ વુડમાં તઅલત અને કમાલનું ઘર પણ 'ગુલફિશાં'નો એક ભાગ હોય તેવું લાગે છે. પછી સુજાતાદેવીનો ડ્રોઈંગ રૂમ, જ્યાં દરેક વસ્તુ શરૂથી આખર સુધી પોશ જ પોશ!"

"તને પોશ અને ગેર-પોશના ફરકની શી રીતે ખબર પડે છે?" ચમ્પાએ તેની વાત કાપતાં પૂછ્યું.

"નહીં ચમ્પા!" તે કહેતો રહ્યો. "આપણે આપણી જાતને પણ આપણા બેકગ્રાઉન્ડથી, અસલિયતથી અલગ કરી શકતા નથી!" પાછો તે થોભ્યો. "પણ કેટલી અજબ વાત છે કે મેં આજદિવસ સુધી તારું અસલ બેકગ્રાઉન્ડ નથી જોયું.

'ચૂજેની સરાય'માં સ્ટૂલ પર બેઠેલી તું બનારસથી આવી હોય તેવું બિલકુલ જણાતું ન હતું. આપણે આપણા બેકગ્રાઉન્ડને વફાદાર રહેવું જોઈએ, પણ તું રહી નથી."

"એ ખોટું છે! તમે બધા અલગ અલગ દૂર દૂર નીકળી ગયા છો. હું એકલી રહી છું. હવે તમે ફરિયાદ કરો છો કે હું વફાદાર નથી રહી."

"તને ખબર છે," ગૌતમે કહ્યું, "ગયા વર્ષે મેં તને અમેરિકાથી પત્ર લખ્યો હતો. એક દેવદારના જંગલમાં બેસીને મેં તને પત્ર લખ્યો હતો. ખબર નથી કેમ, પણ તે દિવસોમાં હું બેહદ ખુશ હતો. મારા કદીક કદીક ખુશ થઈ જવાના કારણો આજદિન સુધી હું સમજી નથી શક્યો. પણ મેં તને એક પત્ર જરૂર લખ્યો હતો, પણ કદાચ તને તે મળ્યો જ નથી."

"મને આજદિન સુધી તારો કોઈ પત્ર મળ્યો નથી."

"વળી પાછી તું રોમૅન્ટિક થઈ?"

સામેના મકાનમાં આશાને ત્યાં કોઈએ ગાવાની શરૂઆત કરી.

"ગૌતમ, હલકટાઈ નહીં કર!" તેની આંખોમાં આંસુ આવી ગયાં.

"ભાઈ, રડે છે શા માટે? જિંદગીમાં આંસુઓની તો જરા પણ કમી નથી તો પછી વિનાકારણ શા માટે રડવું શરૂ કરી દીધું? હસતી રહે. ઉદાહરણાર્થે, ભૈયાસાહેબને જ જો. આજે મેં તેને તેના સલ્ફરજેજથી નીકળતા જોયા. તેની બેગમ સાથે, શું કહું, એટલા તો ખુશ હતા! ખૂબ ખીલ્યા હતા! માનસિક રીતે તંદુરસ્ત લોકો આવા હોય છે, જેવા ભૈયાસાહેબ છે."

"બડબડ બંધ કર!" ચમ્પાએ કહ્યું અને સગડીમાં કોલસા ઠીક કરવા લાગી.

ગાવાનો અવાજ વધુ નજીક આવ્યો.

"બારી બંધ કરી દે." સહસા ગૌતમે કહ્યું.

"હા." ચમ્પાએ ઉત્તર આપ્યો. "એ તો મોડી રાત સુધી હુલ્લડ ચાલતું રહેશે. લંડન મજલિસવાળાઓને આ સિવાય કોઈ કામ હોય એમ લાગતું નથી."

"અરે રે!" ગૌતમે ચોંકીને કહ્યું. "કદાચ કમાલ પણ ત્યાં પહોંચી ગયો હશે! આ લોકો રાતભર જાગરણ શા માટે કરવાના છે?"

"સવારે એ બધા બુડાપેસ્ટ જઈ રહ્યા છે એટલે."

"આ ગીતથી મારું મન કઈ રીતે ભરાય, ચમ્પાબેગમ?"

"ઓહ, હું ભૂલી ગઈ હતી કોમરેડ ગૌતમ! પણ તેં તો કહ્યું હતું કે બારી બંધ કર."

હવે તેઓ 'બોજ ઉઠા લો, હૈયા! હૈયા!' ગાઈ રહ્યા હતા. ગૌતમે બહાર જઈને

બગીચાની દીવાલ ઉપરથી ડોકિયું કર્યું અને પાછો ફર્યો. "ના, કમાલ ત્યાં નથી."

"ગૌતમ માસ્ટર!"

"હા, ભાઈ!"

"શું હું ખૂબ બેવકૂફ છું?"

"ના નહીં, પણ એવી ખાસ અકલમંદ પણ નથી."

"બસ, હું એટલું જ પૂછવા માગતી હતી. સારું થયું તેં કહી દીધું. હવે મને સ્વસ્થતા રહેશે."

"યાર, ચા બનાવવી જોઈએ!" ગૌતમે સૂચન કર્યું. તે ચુપચાપ ઊઠીને રસોડામાં ગઈ.

"ચમ્પારાણી!" ગૌતમે રસોડાના દરવાજામાં ઊભા રહી પૂછ્યું, "કેમ આવી સુસ્ત જેવી લાગે છે?"

"તો શું કરું, નાચું?"

"આ તે કોઈ જવાબ છે? એક જમાનામાં તું તો ખૂબ હાજરજવાબી હતી. અરે જો, તેં ટોસ્ટ બાળી નાખ્યો."

"મને અફસોસ છે કે તઅલત અહીં નથી, નહીં તો તને પકવાન બનાવીને ખવડાવત."

"ચમ્પા, એવી વાહિયાત વાત કરવાની બંધ કર."

"ગૌતમ," ચમ્પાએ કીટલી ઉપાડતાં હળવેથી કહ્યું, "જો તું એમ ઇચ્છતો હો કે હું અહીંથી ચાલી જાઉં તો આ ઘડીએ ચાલી નીકળીશ અને ફરીથી તને મળવાની કોશિશ કદી પણ નહીં કરું. ભૂલ મારી જ છે કે હું આટલાં વરસ સુધી તને ફરીથી મળવાની આશા લગાવી બેઠી હતી."

"ચમ્પારાણી," ગૌતમ રસોડામાં જઈને એક સ્ટૂલ પર બેસી ગયો. તેણે પોતાના હાથમાં માથું મૂકી દીધું. "સાચી વાત જાણવા માગે છે? સાચી વાત એ છે કે હું મારા પોતાનાથી ડરી રહ્યો છું. મારી સમજમાં નથી આવતું કે હું તારી સાથે શી વાત કરું? તું મને શું કહેવા ઇચ્છે છે અને તને શું સંભળાવવાની મારી તમન્ના છે! એટલો લાંબો સમય વીતી ગયો છે કે પ્રગટ રીતે વાત કરવા માટે આપણી પાસે એવો કોઈ વિષય નથી, જેમાં આપણને બન્નેને રસ હોય!"

તે ચા બનાવીને દીવાનખાનામાં લાવી.

"અહીં આવી જા!" તેણે જરા કઠોર સ્વરે કહ્યું. ગૌતમ ફરીથી સગડી સામે આવીને બેઠો.

કોઈક વાત કરવા માટે ગૌતમે ખુરશી પર પડેલી એક બેગ ઉપાડી. "કેવી સુંદર છે!" તેણે કહ્યું. "આમાં હું મારા આ કાગળો મૂકી દઉં?"

"મૂકી દે."

તેણે ભારે સાવધાનીથી બધાં કવરો એ બેગમાં ભર્યાં.

ફરી વાત પૂરી થઈ.

"આ બેગમાં," તેણે ગળું સાફ કરીને કહ્યું, "તારો સામાન છે ને? જાય ત્યારે આ કાગળો મને પાછા આપતી જજે, નહીં તો ગરબડ થઈ જશે."

"જે બેગની વાત થઈ રહી છે," ચમ્પાએ કડવાશથી કહ્યું, "તે મારી નથી, સુરેખાની છે. તેમાં તું તારો સામાન રાખી શકે છે. તેને તારે ઘરે લઈ જઈ શકે છે. મારી અને તારી કોઈ ચીજ સંયુક્ત નથી—નથી આ બેગ, નથી કાગળો, નથી આ મકાન, ચીજો ...... અને યાદો પણ નહીં – કશું જ નહીં; તારી સાથે ભાગ વહેંચી શકું એવું કશું જ નથી. માત્ર દુઃખમાં ભાગીદારી છે. પણ તું તારું દુઃખ ફક્ત તારા માટે જ સંઘરી રાખવા માગે છે."

ગૌતમ ચુપ રહ્યો.

"શું તને ખબર છે, ગૌતમ નીલામ્બર, કે છેલ્લાં સાત વર્ષથી મેં તને જોયા નથી, પણ મને ખબર છે કે તું હરપળે, સૂતાં-જાગતાં, ઊઠતાં-બેસતાં તારી પોતાની વિરુદ્ધ જુબાની આપતો રહ્યો છે?"

"ઠીક છે! હું જેની સાથે વાત કરું છું, મને લાગે છે કે મારી વાત સાંભળનાર કન્ફેસર છે. મારું આખું ય અસ્તિત્વ મારું કન્ફેશન છે. મેં કેટલી કતલો કરી છે. મેં તને મારી છે. મારી જાતને ખતમ કરી છે. મારો અપરાધ તારા અપરાધથી જુદો છે. તારામાં કોમળતાનો અપરાધ રહેલો છે. એક વાત કહે," તેણે જરાક રોકાઈને કહ્યું, "તારી દૃષ્ટિએ પાપ શું છે?"

"કોઈનું દિલ દુખવવું એ." ચમ્પાએ ઉત્તર આપ્યો.

"અને?"

"પાખંડ."

"અને?"

"અને ... નીચતા."

"સન્ડે સ્કૂલના પાઠ!"

"શું?" ચમ્પા તેની વાત બરાબર ન સમજી.

"મેં દિલ દૂભવ્યું છે. તારે મન તે ઘણું મોટું પાપ છે?"

"ઘણું મોટું."

"પણ તને ઘણી જલદી ખબર પડશે, ચમ્પારાણી, કે માર્ગમાં કદી કદી એવાં સ્થળ આવે છે, જ્યારે બીજાનું દિલ દૂભવવું અનિવાર્ય થઈ પડે છે, તે સિવાય અન્ય કોઈ માર્ગ રહેતો નથી."

"મારાઓ પણ મારતી વખતે એમ જ વિચારે છે કે આ કતલ તદ્દન આવશ્યક છે-અન્ય કોઈ માર્ગ જ નથી. નહીં તો તે કતલ શા માટે કરે?"

ગૌતમ ફરી ચુપ થઈ ગયો.

"સૂર ઊંચા-નીચા થતા જાય છે!" થોડા સમય પછી તેણે બહારની બાજુએ કાન લગાવી કહ્યું, "પણ સંવાદિતા તરફ પહોંચતાં પહોંચતાં એકાએક અટકી ગયા છે." તેણે પિયાનો નજીક જઈ સૂર પર આંગળીઓ ફેરવી.

"આનો એક સૂર ક્યાંકથી તૂટી ગયો છે." ચમ્પાએ કહ્યું.

"મને ખબર છે. પિયાનોમાં સામાન્ય રીતે ઉંદરો ઘર બનાવે છે. બહરાઈચમાં મારા પિયાનોમાં લગભગ કાયમ અર્ધી રાતે એક મોટો ઉંદર તારો પર દોડાદોડ કરીને સિમ્ફની વગાડતો હતો."

"તેં બહરાઈચ અંગે કદી પણ વાત કરી નથી."

"ભારે પ્યારી જગા છે કારણકે મારું વતન છે."

"આપણે એકબીજાની દયા અને કાર્ય ઉપર જીવીએ છીએ. એકબીજાની સાથે સમયના કેદી છીએ એ ઘણી ગંભીર વાત છે." તેણે કેટલીક ક્ષણ પછી મૂંઝવણથી કહ્યું.

એ સમય ઘણો અવાસ્તવિક હતો. તે સમયે અંદરની પ્રત્યેક ચીજ સાફ નજરે ચડતી હતી. બાગનાં ફૂલો ઉપરથી બરફ પીગળવા માંડયો હતો.

"આ બૂટ જો!" એકાએક ગૌતમે પગ લાંબા કરી ગંભીર બનીને કહ્યું. "આની જેમ જિંદગી ફીટ નથી બેસતી." પછી તેણે ટોસ્ટનો ટુકડો ઉઠાવીને બારીમાં બેઠેલી બિલાડી તરફ ફેંક્યો. બિલાડીએ ટોસ્ટ સૂંઘીને રહેવા દીધો.

"આ બિલાડી પણ બોહેમિયન છે. ટોસ્ટ નથી ખાતી. તેને માટે લૉબસ્ટર અને શેમ્પેન લાવ." પછી તેણે ચમ્પાને કહ્યું, "ચમ્પા, તેં આટલા દિવસ સુધી

નિરર્થક મારી રાહ જોઈ. હું તદ્દન બોગસ છું." સગડી પાસે બેઠેલી ચમ્પા તેને તદ્દન નકામી લાગી. નકામી અને બેવકૂફ. શી આશા માંડીને બેઠી છે! હદ છે ને! બેવકૂફ અને અત્યંત કોમળ, બુર્ઝવા ફિલોસોફર બિચારી! જો તેના મગજને અંદરથી કાપવામાં આવે તો તેમાંથી કેટલી ફાલતુ માટી નીકળશે—હજારો વર્ષ પુરાણી માટી—ટેરાકોટા. "તઅલતે આટલા બધા મશહૂર લોકોનાં માથાં બનાવ્યાં છે." તેણે ઊંચા સાદે કહ્યું, "તેં તેની પાસે તારું માથું બનાવી ન લીધું! હજી પણ વખત છે. બનાવી લે! તું ક્યાંક જઈ તો નથી રહી ને?" તેણે પૂછ્યું.

"હમણાં તો નહીં. આપણે એક દરવાજાથી દાખલ થયા હતા, પણ બહાર જવાના તમામ દરવાજા બંધ થઈ ગયા છે."

"તારી આ કુમાશ પણ ખોટી છે, વ્યર્થ છે એકદમ! કારણકે દરેક વખત તું પકડાઈ જઈશ. તારો ખ્યાલ છે કે તેં નિર્ણય કરી લીધો છે. એટલા માટે હવે દરેક ચીજ આસાન છે, જોકે એ એટલું આસાન નથી. હજી તો તારા પર વધુ મુસીબતો આવશે."

તે બારી પાસે જઈને ઊભો રહ્યો. ક્ષણો ફરતી, ચક્કર કાપતી અને નાચતી રહી. ક્ષણના વમળ દૂર-દૂર સુધી ફેલાઈ ગયાં—સમાપ્ત થઈ ગયાં. શેષ રહી ગઈ ખંડમાં ફેલાયેલી, ઝગમગતા બરફ પરથી પથરાઈ રહેલી રોશની. પેટર્ન સંપૂર્ણ બની ગઈ. તે મૌન નિશ્ચલ સગડી પાસે બેસી રહી. ખંડમાં થઈ રહેલ પ્રયોગમાં બિલાડી પણ સામેલ હતી. હવા પણ માહિતગાર હતી. ખૂબ દૂર સડક પર જતી મોટરો, રાહગીરો, દુકાનો—બધાંને ખબર પડી ગઈ હતી.

"આખુંય અસ્તિત્વ એક પુસ્તક જેવું છે, જેને હું વાંચી ચૂકી છું અને અંત સમય સુધીમાં કેટલીય વખત ફરી વાંચીશ." ચમ્પાએ મનોમન કહ્યું.

"બે દુનિયાઓ હમેશાં મારી સાથે રહે છે. એક દુનિયામાં આ બધા લોકો," ગૌતમે ખંડ તરફ સંકેત કર્યો. "બીજી દુનિયામાં માત્ર હું અને તું એકલાં છીએ. બન્ને વચ્ચે એક પુલ છે. જે દિવસે આ પુલ તૂટી જશે તે દિવસે શું થશે?"

"તું પોતે જ પુલ તોડશે."

"નહીં, લોકોએ ચારે તરફ મશીનગનો ગોઠવી રાખી છે. ઝાડીઓ પાછળ તોપો છુપાવી છે. ઉપર વાદળાં ગરજી રહ્યાં છે. એક દિવસ, મને લાગે છે, લોકોની દુનિયા પાતાળમાં ચંપાઈને ગુમ થઈ જશે. હું બહાર હાથ-પગ પછાડતો રહી જઈશ. આ વિચારથી દિલ બેસતું જાય છે."

"તું તારી સ્પોટ-લાઈટ લઈને બે છતની કડીઓ પાછળ છુપાઈને બેઠો છે. જે કોઈ મુશ્કેલીનો માર્યો સ્ટેજ પર આવે છે તેની ઉપર, હદબહારની નીચતાથી, અચાનક તું લાઈટનું ફોકસ ધરી દે છે. રોશનીમાં તે પ્રકટ થઈ જાય છે."

"હું પોતે પણ તો એ રોશનીમાં છું."

"નહીં, તું તો પડદા પાછળ છુપાઈ રહે છે. જો એકાદ દિવસ કોઈક ટોર્ચ લાઈટ તારી ઉપર પડી ગઈ તો શું થશે? તે દિવસે તું છલાંગ મારીને ઉપલે માળેથી કૂદીને ભાગી જશે. તને બારીઓમાં લોકો નજરે ચડશે. સ્ટવની આસપાસ બેસીને ચર્ચાવિવાદ કરતાં, ખાવાનું બનાવતા. તું કોઈ રખડુ બિલાડાની જેમ ચાંદની સામે છત પરની ટાઈલો ઉપર ધીમે પગલે ચાલતો ચાલતો આવશે. તારો ચેહરો બારીનાં કાચમાં અમને દેખાશે—બોગીમેન( Bogey man )!

"અને તે સમયે હું ત્યાં તમારી સાથે હાજર હોઈશ, સ્ટવ ફરતે ચર્ચા કરતો, ખાવાનું બનાવતો, ખાતો, અને તું મને બારીઓમાંથી ડોકિયું કરતો જોશે—બોગ વુમન( Bog woman )!

બન્ને ચુપ થઈ ગયાં.

તે ઊભો થઈને દીવાલ પર લટકતાં ચિત્રો જોવા લાગ્યો. પછી બારી તરફ ચાલી ગયો.

"આજે ખૂબ બરફ પડયો છે." બારીમાં ઊભા ઊભા ગૌતમે જનરલ સ્ટેટમેન્ટ કર્યું.

"હજી તો બાકી છે. આ પછી, મોત સુધી, અનંત સુધી ફેલાતો જશે, રહેશે." ચમ્પાએ મનોમન કહ્યું.

"સુરેખાનો બાગ કેટલો સરસ છે?" ગૌતમે ખંડ તરફ પીઠ રાખીને જ બીજું વિધાન કર્યું.

"મારે કોઈ નસીબ નથી. સાંભળ્યું છે કે સહુ સહુનાં નસીબ હોય છે." ચમ્પા ધીમેથી બોલી.

એકાએક તે ચોંક્યો અને પાછળ જોયું. તેનો ચેહરો ધોયેલાં કપડાં જેવો સફેદ થઈ રહ્યો હતો. દિવસ વીતી ચૂક્યો હતો. સૂરજ આથમી ગયો હતો. સાંજ ઢળી હતી. હું હજી અહીં છું! "હું અહીં શું કરી રહ્યો છું? મેં

આટલો બધો સમય બરબાદ કર્યો—આટલો અણમોલ સમય !" તે બબડયો અને ઝડપથી ગેલેરી તરફ ગયો. ડાઈનિંગ ટેબલ ઉપર પડેલા પાર્સલ પર તેની નજર પડી. તેણે પાછળ ફરી ચમ્પા પર નજર ન નાખી. ઝડપથી પાર્સલ ઉપાડી તે બહાર નીકળ્યો અને મોટરમાં બેસી પાગલની માફક લિડ્હર્સ્ટ તરફ જવા રવાના થઈ ગયો.

તેના ગયા પછી ચમ્પાએ ઝૂકીને બેગમાંથી કમાલના નામનાં લાંબાં લાંબાં સરકારી કવરો, જે ગૌતમ ભૂલી ગયો હતો, તે કાઢયાં. તેણે આ કવરો ખોલ્યાં.

ટાઈપ કરેલા પ્રત્યેક પત્રમાં કમાલે નોકરી માટે કરેલી અરજીના અસ્વીકારનો ઉત્તર હતો.

## ૪૯

"તઅલત, ચા !" ચંદ્રાએ મેજ પર બેસતાં કહ્યું.

તઅલતે કપમાં ચા રેડી.

સુરેખા તલ્લીનતાથી રેડિયો ટયૂન કરતી રહી. ઝરીનાએ બાગની બાજુએ ખૂલતા દરવાજામાં ફેલાતા તડકામાં ઈઝલ રાખીને એક નવાં ચિત્રની શરૂઆત કરી. પડોશણે વાડ પરથી હાથ લંબાવી થોડીક ખાંડ માગી.

દુનિયાનું કામ શાંતિપૂર્વક ચાલતું રહ્યું. ઊલટું, જયારથી નિર્મળાનું અવસાન થયું હતું ત્યારથી દુનિયાનું કામ અધિક શાંતિથી ચાલતું હતું. બધાં પોતપોતાનાં કામમાં એવી રીતે મંડી પડયાં હતાં કે જાણે આ પહેલાં તેમને બધાંને તેમનું કર્તવ્ય શું છે તેની જાણ જ ન હતી. આ ઘોર વ્યસ્તતાને કારણે એકબીજાં સાથે તેઓ વાત પણ કરતાં ન હતાં. તઅલત અખબારના હેવાલ લખતી. ફિરોજ પુસ્તકો હાથમાં લઈ રોજ યુનિવર્સિટી જતી. કમાલ સુરેખાના દીવાનખાનામાં સગડી પાસે આડો પડીને અરજીઓ લખતો રહેતો. હરિશંકરે એક નવું કામ શરૂ કરી દીધું હતું. ...તે પતંગિયાં ભેગાં કરતો હતો.

નિર્મળાના અવસાન પછીનો આજે દશમો દિવસ હતો, પણ જાણે એવું

લાગતું હતું કે તેને વિદાય થયે કેટલાય સૈકા વહી ગયા હતા. સમય રબરની જેમ ફેલાતો જતો હતો.

જે દિવસે એક ઝટકા સાથે રબરનો આ તનાવ તૂટી જશે તે દિવસે શું થશે?

"હવે આપણે નિર્મળાનાં તેરમાની વ્યવસ્થા કરવી જોઈએ." હરિશંકર ભેગાં કરેલાં પતંગિયાંઓની પાંખ પર હાથ ફેરવતો ફેરવતો કમાલને કહી રહ્યો હતો, જેમ પહેલાં હમેશાં તે કહેતો, "હવે આપણે નિર્મળાનાં લગ્નની ચિંતા કરવી જોઈએ ને?"

"હા, કદાચ!" કમાલે ધીમેથી જવાબ આપ્યો.

"અહીં કોઈ પંડિત પણ નથી, જેને આપણે શું કરવું જોઈએ તે પૂછી શકીએ." તઅલતે પણ હરિશંકરની જેમ વ્યાવહારિક અંદાજથી વાત કરી. સારો-ખરાબ, જિંદગીનો કારોબાર પતાવીને નિર્મળા ચાલી ગઈ હતી. પણ તેનાં મૃત્યુ પછીનાં કામ-ધામ હજી બાકી હતાં.

ફોનની ઘંટડી વાગી.

સુજાતાદેવી પૂછી રહી હતી કે જો તેમણે તેરમા અંગે કોઈ બંદોબસ્ત ન કર્યો હોય તો તેની ચિંતા ન કરશો. સ્વામી દેવિકાનંદજી કહેતા હતા કે તેમના સેન્ટરમાં..."

"જી!...જી હા. જી...ઘણું સારું, મહેરબાની." કમાલે રિસિવર મૂકી દીધું.

મોત પણ સ્વામી દેવિકાનંદની જેમ ફ્રોડ હતું.

ફરીથી બધા પોતપોતાની બહાદુરીની સાબિતી આપવા પોતપોતાના મોરચા પર જઈને બેઠા. તઅલતે એક લેખ ટાઈપ કરવો શરૂ કર્યો. સુરેખા ગૅલેરીમાં જઈને નૃત્યના અભ્યાસમાં મગ્ન થઈ ગઈ. હરિશંકરે પતંગિયાઓનું આલ્બમ ઉપાડી લીધું.

સમયની નીરવતા ઘણી તોપોની જેમ ગર્જવા લાગી. ઘડિયાળમાં કાંટો ત્રણ ઉપર પહોંચ્યો. કમાલે આંખો વડે હરિશંકરને સમજાવ્યું, "સર રોજર પાસે ડેથ-સર્ટિફિકેટ લેવા જવાનું છે!" કારણકે આ આઘાતજનક શબ્દોને વાક્યમાં તો મૂકી શકાય તેમ નહતું.

"લઈ આવ!" હરિશંકરે તેવી જ શાંતિથી જવાબ આપ્યો.

"લિડહર્સ્ટથી નિર્મળાનો સામાન પણ લાવવાનો છે." તઅલતે પણ પોતાના મૂક શબ્દો આ શાંતિમાં ઉમેર્યા.

"પણ, આપણે લિડ્હર્સ્ટ શી રીતે જઈ શકીએ ?" કમાલે તેવી રીતે જ વિરોધ કર્યો.

હરિશંકરે આ શબ્દોને ડી-કોડ કર્યા : હા, પણ આપણે ઘણા બહાદુર છીએ. આપણે જરૂર જઈશું. ચાલો, ઊઠો. પોતપોતાનાં બખ્તર પહેરી લો. લેફ્ટ-રાઈટ માર્ચ કરો. આપણાં જૂનાં અજમાવેલાં શસ્ત્રો ધારણ કરો. ચાલો, આપણે જઈને નિર્મળાનાં બખ્તર અને શસ્ત્રો પાછાં લઈ આવીએ, હવે તેને જરૂર નથી.

આ પેન્ટોમાઈમને અન્ય કોઈએ તો શું પણ તેમણે પોતે જોયો ન હતો. ત્યાર-બાદ બધાં બહાર નીકળીને મોટરમાં જઈને બેઠાં અને સેનેટોરિયમ તરફ રવાના થઈ ગયાં. ચાર વર્ષ સુધી તેઓ આ સડક પર થઈને ત્યાં જતાં-આવતાં રહ્યાં હતાં.

હવે તેઓ છેલ્લી વખત લિડ્હર્સ્ટથી પાછાં ફરી રહ્યાં હતાં.

સેન્ટ જાજવૂડમાં પોતાના ફ્લેટ પર પહોંચીને કમાલે બધો સામાન ગેસ્ટ-રૂમમાં જયાં હરિશંકર ઊતર્યો હતો ત્યાં ખડકી દીધો.

જ્યારે બધા લોકો પોતપોતાના મોરચા પર પાછા ગયા ત્યારે તઅલતે સહુની નજર બચાવીને પોતાનો મોરચો છોડી, પોતાનું બખ્તર ઉતારી ગેસ્ટ-રૂમમાં ગઈ.

હરિશંકર પતંગિયાઓનું આલ્બમ મેજ પર છોડીને કમાલ સાથે બહાર ગયો હતો. લેમ્પની રોશનીમાં રૂમમાંની બધી વસ્તુઓ સ્પષ્ટ દેખાતી હતી– આબનૂસનું ફર્નિચર અને વિકટોરિયા ઢંગનું ઊંચુ સાઈન-બોર્ડ. તાંબાની સો વર્ષ જૂની એક મૂર્તિ, જે તઅલતે એક વખત કેમડન-ટાઉનમાં એક કબાડી પાસેથી માત્ર થોડા શિલિંગોમાં ખરીદી હતી. જૂનાં અખબારો અને સામયિકો ! લગભગ જીર્ણ સોફા.

આ બધી ચીજોની વચમાં ઘેરાઈને નિર્મળાનો સામાન તેમના ચરરૂમમાં પડયો હતો, તેને લાગ્યું તેની જિંદગી, આખી જિંદગી એક ખૂબ શાનદાર કબાડીની દુકાન છે. આ બધો સામાન ફાલતું છે. આ બધી ચીજોને જરાક વેચી તો જુઓ. આપણી જિંદગીને જરા આ કબાડી-માર્કેટમાં રાખો. મોત તેની કિંમત છે.

મોત !

સહસા પાછી તેના કાનમાં એક તોપ ફૂટી. મોત !

સામે સાઈન-બોર્ડના એક નાનકડા ખૂણામાં એક નાનકડો લોટો હતો, તેમાં કુમારી નિર્મળા શ્રીવાસ્તવની રાખ હતી. હરિશંકર તેને ગંગામાં વહેવડાવવા આ

લોટાને પોતાની સાથે વતન લઈ જશે. આ સમયે તે કમાલની સાથે આ મોતને લગતા કેટલાક અંતિમ પ્રબંધો કરવા ગયો હતો. અંતિમ પ્રબંધ, ડેથ-સર્ટિફિકેટ, ગીતાનો પાઠ, હવાઈ જહાજની ટિકિટ.

પ્રત્યેક ચીજમાં ભારે યથાર્થતા હતી. આ લોટો પણ એટલો જ સંગીન અને યથાર્થ હતો જેટલી પેલી ખુરશી, અથવા પેલો સોફા અથવા ભોજનનાં વાસણો.

કોણ ઉલ્લૂનો પઠ્ઠો કહે છે કે મોતની દુનિયા બીજી છે !

મોતથી વધુ સેકન્ડ-રેટ વાત કયી હોઈ શકે ?

જરા વિચાર તો કરો કે બીજાનાં મોત પર રોકકળ કરનારાઓ પછી પોતે જ મરી જાય છે !

અરે, હું કહું છું, રડવાની જરૂર જ શી છે ? એક ભારે ઈડિયટ છોકરી હતી. તે અહીંથી વિદાય થઈ. એવી તે શી મોટી મહાઆફત હતી ? વાત માત્ર એટલી જ છે કે વણઝારો મુકામ ઉઠાવીને ચાલ્યો જશે અને પાછળ બધો ઠાઠ પડયો રહેશે; વાત માત્ર એટલી જ હતી કે જિંદગી કેટલી લાંબી હતી ! ઉંમર તો મહેનત કરતાં, કાર્યક્રમ ઘડતાં, વીતી–રાત–પહેલા વર્ગમાં આવવા માટે રાતોની રાતો વાંચતી રહેતી. પછી દેશ અને રાષ્ટ્રની ચિંતામાં જાન દેતી રહી. હરેક ચર્ચામાં કૂદી પડવા તત્પર. પછી જયારે પહેલો વર્ગ મળી ગયો ત્યારે કેમ્બ્રિજ જવા માટે ધાંધલ મચાવી દીધી. તેના પિતાએ મહામહેનતે રૂપિયા ભેગા કરીને તેને વિલાયત મોકલી. તે ખુશીથી ફૂલી ન સમાઈ. કેટલાય દિવસ સુધી તો તેને વિશ્વાસ જ ન આવે કે તે કેમ્બ્રિજમાં છે. પછી કાર્યક્રમ બનાવ્યો કે અહીંનું શિક્ષણ પૂરું કરી સારામાં સારી નોકરી લેશે. પિતાએ જે દેવું કર્યું હતું તે ફેડશે. ભાઈ માટે વહુ શોધશે. પછી થોડાક પૈસા ભેગા થાય એટલે આઉટર મોંગોલિયા અથવા મેક્સિકોની મુસાફરી કરશે (કોને ખબર આઉટર મોંગોલિયા જવાનો આટલો બધો શોખ તેને શા માટે હતો ?). એવી પણ આશા હતી કે એક દિવસ તેનું પોતાનું ઘર હશે. તેમાં એક નાનો એવો બાગ હશે. આટલી બધી તો ભવિષ્યની ચિંતા હતી. બિલાડી, કૂતરા, કબૂતર, ગાય અને ભેંસ પાળવાની પણ ઇચ્છા હતી અને સાડીઓ પાછળ તો તે પાગલ હતી.

પછી બન્યું એવું કે કેમ્બ્રિજમાં તાવ રહેવા માંડયો. તેને ઇસ્પિતાલમાં દાખલ કરી, જયાં કેટલાંક વરસ સુધી પલંગ પર સૂતી રહી, અને એક દિવસ

અચાનક પોતાનું શરીર અહીં જ છોડીને પરમાત્માને ઘેર ચાલી ગઈ.

તો શું આ મોત પર સિદ્ધાંત ખાતર રડવું જોઈએ? બિલકુલ નહીં. એ તો ભારે હસવા જેવી વાત છે! વાસ્તવમાં તો આથી વધુ હસવા જેવી વાત તઅલતે લાંબા સમયથી સાંભળી ન હતી.

તેણે ઓરડામાં આંટા માર્યા. આખા ફ્લેટમાં ફરી વળી. રસોડામાં બત્તી બળતી હતી. હરીફરીને તે પાછી હરિશંકરના ખંડમાં આવી. જમીન પર બેસી નિર્મળાનો સામાન ભેગો કરવાની તેને ઇચ્છા થઈ. મન વિના તેણે વસ્તુઓ આમતેમ પલટી. પુસ્તકોની પેટીમાં તેની નજર ગીતા પર પડી. તેને ઉપાડીને તે દીવાનખાનામાં લઈ આવી.

લેમ્પ સળગાવી તેણે ખૂબ ધ્યાનપૂર્વક ગીતા વાંચવી શરૂ કરી :

'...તેને હિમ્મતથી સહન કર!

'શરીર નશ્વર છે, પરંતુ શરીરમાં વસનારો આત્મા અમર છે. આથી યુદ્ધ કર! ઓ ભારતના સપૂત, આત્માનો ન તો વધ થાય છે, ન તો સ્વયં તેનો વધ કરી શકાય છે. શસ્ત્ર તેને ઘાયલ કરી શકતાં નથી, આગ તેને જલાવી શકતી નથી, પાણી તેને ભીંજવી શકતું નથી, હવા તેને સુકવવા અસમર્થ છે. જે જન્મ પામ્યો છે તેનો નાશ નિશ્ચિત છે, જે મરે છે તેનો જન્મ ચોક્કસ છે. તેમાં દુ:ખની વાત શી છે?

'દુ:ખ અને સુખ, લાભ-હાનિ, હાર-જીત, બધાંને એકસરખાં ગણીને તું યુદ્ધ કર!'

"ઓ અર્જુનના બચ્ચા...ઇડિયટ!"

તે જોસથી પુસ્તક બંધ કરીને ઊઠી. તે ફરીથી ગેસ્ટ-રૂમમાં આવી. જમીન પર બેસીને તેણે ફરીથી એક વખત નિર્મળાની ચીજોને સારી રીતે ગોઠવવા પ્રયત્ન કર્યો—સાડીઓ, બૂટ-ચમ્પલો, બંગડીઓ, મેક-અપની ડબ્બીઓ, હૅન્ડબેગ—જેમાં દુનિયાભરની અલાબલા હતી, જે માત્ર છોકરીઓની જ હૅન્ડબેગમાંથી મળી શકે છે—બસની ટિકિટો, લોન્ડ્રીનાં બિલો, જૂની ખાલી લિપસ્ટિક, કાનની ઈયરિંગ પિન, પૈસા અને ન જાણે શી શી વસ્તુઓ. આ બધી વસ્તુઓ ઉપર ચાર વર્ષ પહેલાંની તારીખો હતી. પછી તેણે નિર્મળાના પુસ્તકોની બેગ ગોઠવવા માંડી. એક પુસ્તકમાંથી એક તસવીર નીચે પડી. તઅલતે વાંકા વળીને પટ લઈને ઉપાડી લીધી.

એ ગૌતમ નીલાંમ્બરની તસવીર હતી, આજથી દશ વર્ષ પહેલાં બહરાઈચથી સિધાડાવાળી કોઠીમાં વિવાહ માટે મોકલાયેલી છોકરાની તસવીર હતી. તઅલતે ખાલી ખાલી આંખે એ તસવીર જોઈ અને પાછી પુસ્તકમાં ગોઠવી દીધી.

ખંડમાં પગલાંનો અવાજ સંભળાયો. છોકરાઓ પાછા ફર્યા હતા.

તે રાત્રે જયારે હરિશંકર સૂઈ ગયો ત્યારે તઅલત તેના કમરામાં હળવે પગલે ગઈ અને પુસ્તકમાંથી ગૌતમની તસવીર કાઢી, અને પોતાના ખંડમાં લઈ જઈને તે તસવીર ઉપર ચંપલોનો વરસાદ વરસાવ્યો ત્યારે તેને થોડીક શાંતિનો અનુભવ થયો. પછી તે જમીન પર બેસીને ડૂસકે ડૂસકે રડવા માંડી.

## ૫૦

**સા**રી ય દુનિયાએ સફેદ બરફનું કફન પહેર્યું હતું. સડકને કિનારે ઊભેલાં વૃક્ષો એવાં દેખાઈ રહ્યાં હતાં જાણે કોઈ ચિત્રકારે કેનવાસ પર પથરાયેલા ચાયના-વ્હાઈટ પર કાળા રંગથી આડીઅવળી રેખાઓ ખેંચી હોય, જેની પાછળ મકાનોમાંથી ચળાઈને આવતી પીળી રોશની ધાબાંઓની જેમ ચારે તરફ ફેલાયેલી હતી. સખત ઠંડી પડી રહી હતી. એ વિશાળ કેનવાસના ખૂણામાં બે માળનું એક ખૂબસૂરત કૉટેજ હતું. તેને નાનો શો વરંડો હતો. તેની લાલ ઈંટોની દીવાલ પર તાંબાનું એક ફાનસ હતું. પાછળ લૉન હતી, જેના એક છેડા પર એક વૃક્ષ ઊભું હતું. ઠંડીના દિવસોમાં ઝરીના માથા પર સ્કાર્ફ બાંધીને પાટલૂન પહેરી બહાર સ્ટોરરૂમમાંથી લાકડાં કાઢી સૂ-સૂ કરતી અંદર આવતી અને ડ્રૉઈંગ-રૂમની સગડી સળગાવતી અને પછી એને દુનિયા એકદમ સુરક્ષિત લાગતી.

ઝરીના હુસેન ત્યાં પોતાની મા અને નાના ભાઈઓ સાથે રહેતી હતી. તે સ્લેડ્જ આર્ટનો ડિપ્લોમા પ્રાપ્ત કરી ચૂકી હતી. તેની તરુણ મા અંગ્રેજ ઓલાદની હતી, પણ તે બિલકુલ લખનવી ભાષામાં વાતચીત કરતી અને ચલણી કહેવતો બોલવામાં નિપુણ હતી. તે ખૂબ માયાળુ મહિલા હતી. ઝરીનાના દોસ્તોને તેના ઘરમાં હમેશાં શરણ મળતું, અને તે તેમની સાથે પોતાની મોટી બહેન હોય તેવો વ્યવહાર કરતી. ઝરીનાના પિતા લખનૌમાં બૅરિસ્ટર હતા અને તેમની અંગ્રેજ બીબી બાળકોનાં શિક્ષણ માટે કેટલાંક વરસોથી લંડનમાં રહેતી હતી.

આ સમયે ઝરીના પાર્લરમાં મેજ પર બેસીને એક રશિયન સામયિક વાંચી રહી હતી.

એટલામાં ગૅલેરીની ઘંટડી વાગી. ઝરીનાએ ઊઠીને બારીમાંથી ડોકિયું કર્યું. ગૌતમ સામે ઊભો હતો. તેના બૂટ બરફથી ભરાયેલા હતા અને ઓવરકોટના કોલરથી તેનું મોં ઢાંકેલું હતું. ઝરીના તેને જોતી જ રહી ગઈ.

"આ પાંચમું શહેર છે. અહીં પણ બત્તી જલી રહી છે. મારો ખ્યાલ હતો કે આ સ્થળ અન્ય સ્થળો જેવું નહીં હોય."

"પણ અફસોસ કે તારો ખ્યાલ ગલત સાબિત થયો. અંદર આવી જા!" ઝરીનાએ જવાબ આપ્યો.

"મારી સાથે બહાર ઘણા લોકો ઊભા છે."

"તેમને બધાને પણ અંદર બોલાવી લે."

"કેવી રીતે બોલાવું ? આ રોશનીમાં તું તેમના બધાના ચેહરા નહીં જોઈ શકે."

"તે લોકો કોણ છે?"

"ઘણાં બધાં ભૂત, લાશો, ખવીસ આત્માઓ. તે બધા મારા દોસ્તો છે, અને બહાર અંધારામાં દાંત કચકચાવીને ઊભાં છે. તેમનું સરઘસ મારી સાથે સાથે જ ચાલે છે."

"મને તેમનો ડર નહીં લાગે."

"તને તેમનો ડર ન લાગવો જોઈએ કારણકે આપણે બધાં એ લાશોનું રૂપ લેતા જ રહ્યાં છીએ." પછી તેણે હાથ હલાવીને કહ્યું, "મારો ખ્યાલ હતો કે આ જગા અન્ય સ્થળો જેવી નહીં હોય, અહીં અંધારું હશે, પણ અહીં પણ દિવાળી જેવી રોશની છે. રોશનીમાં તું શું જોવાની કોશિશ કરે છે, ભાઈ ?"

તે કંટાળીને પોતાની એટેચીકેસ પર બેસી ગયો. ઝરીનાએ ગેલેરીનાં દ્વાર ખોલ્યાં.

"વેલકમ ગૌતમ ! મારી મતલબ છે કે, તું પાછો આવી ગયો છે—જ્યાં પણ ગયો હોય ત્યાંથી. તારે કારણે અમે બધાં ઘણાં ચિંતીત હતાં."

"હું તમારા બધાનો આભારી છું !"

"મારા કહેવાનો મતલબ કે વેલકમ હોમ !—'હોમ' જ્યાં પણ હોય; એટલે કે દરેક સફર પછીનો એક પડાવ !"

"ઠીક છે." તેણે બેપરવાઈથી હાથ હલાવ્યો, "મેં તારું સ્વાગત કબૂલી લીધું છે." પછી તેણે ચારે તરફ જોયું. "આ મકાન તો તું જ્યાં રહેતી હતી તે જ ને, આર્ટિસ્ટનું મકાન !"

"હા તે જ."

"સારું." જાણે વિશ્વાસ ન બેસતો હોય તેવા ઢંગથી તેણે કહ્યું. "તું કહે છે તો સાચું જ હશે. ઝરીના, શું હું ખરેખર એવો થઈ ગયો છું ?"

"ના !" તેણે ગભરાઈને જવાબ આપ્યો. "ફક્ત તું હદથી વધારે થાકી ગયો છે."

"લગાતાર ભાગતા રહેવાથી માનવી થાકી જાય છે. ન જાણે હું કેટલા લાખો-કરોડો માઈલ ચાલી ચૂક્યો છું અત્યાર સુધીમાં."

"તું ક્યાં હતો ?"

"હું–એ શા માટે કહું ?" નાના બાળકની જેમ તેણે જવાબ આપ્યો. "કેટલીય રાતો મેં ખેતરોમાં વિતાવી. ભૂસાના ઢગલા પર સૂતો. નદીઓની નાવોમાં ભરાઈ બેસી રહ્યો. સ્ટેશનોના વેઈટિંગ રૂમોમાં છુપાતો રહ્યો. બધે સ્થળે પોલીસની નજરથી બચીને ઘૂમતો રહ્યો. આજે મેં મારા મનને કહ્યું કે એક બહાદુર શરીફ ઇન્સાનની જેમ સામે આવીને મારો અપરાધ શા માટે કબૂલી ન લઉં ?"

"પોલીસ ?"

"હા, શું તને ખબર નથી ?"

"નહીં, શું છે ?"

"મેં, ઝરીના બેગમ...!" તેણે ભારે ઠાઠથી પગ પર પગ ચડાવી કહેવું શરૂ કર્યું,' "મેં બે કતલ કરી છે ત્યારથી હું ભટકતો ફરું છું, ક્યાંક છુપાવાની જગ્યા મળી જાય. પાછા આવીને તમામ મિત્રોના દરવાજા ખટખટાવ્યા પણ બધા દરવાજા બંધ હતા અને અંદર તેજ રોશની જલતી હતી. પછી હું અહીંથી પસાર થઈ રહ્યો હતો, મેં વિચાર્યું કે લાવ તને પણ અજમાવી લઉં."

"અંદર આવ, ગૌતમ ! હવા બહુ જ તેજ છે."

"પણ તું પોલીસને ખબર તો નહીં આપે ને ?" તેણે ગભરાઈને પૂછ્યું.

"કદી પણ નહીં."

"નહીં, હું અહીં બહાર જ બેસીશ. ઘરોના છાપરાનું મારા માટે કોઈ મહત્ત્વ નથી."

ઝરીનાએ સ્કાર્ફ માથા પર ચારે તરફ વીંટાળીને બરફના હુમલાથી બચવાનો પ્રયત્ન કર્યો. બરફનાં ચોસલાં ચારે તરફ વિખેરાઈ ગયાં.

"સાંભળો, ઝરીનાબેગમ !" તેણે એટેચીકેસ પર બેઠાં બેઠાં માથું ઊંચું કરીને કહ્યું, "હું કબૂલાત આપવા માગું છું કે મેં બે કતલ કરી છે, અને કમાલ એ છે કે," તે હસ્યો, "હું એવો ચારસોવીસ માનવી છું કે જેમની કતલ થઈ તે બન્નેને એ વાતની ખબરે ય ન પડી કે તેની પાછળ મારો હાથ છે." હવે એકાએક તેનો અવાજ બીલકુલ નૉર્મલ થઈ ગયો. "તે દિવસે જ્યારે સુરેખાને ત્યાંથી પાર્સલ લઈને દોડાદોડ કરતો ઇસ્પિતાલ પહોંચ્યો તો નિર્મળાએ મને ન ઓળખ્યો કારણકે તે મરી ચૂકી હતી અને તે જ રાત્રે જ્યારે ત્યાંથી પાછો ફરીને શહેરમાં ભટકતો ફરતો હતો તો ચેલેસીના એક પબમાં ચમ્પા અહમદ મારી નજરે ચઢી, અને તેણે પણ મને ઓળખ્યો નહીં કારણકે તે ખૂબ ડ્રંક હતી. એટલે કે, તેણે મારે શાનથી કહ્યું, "આ કામમાં હું આટલો મોટો ક્રુક છું, જોયું ને તેં !"

બરફનું તોફાન વધતું જતું હતું. બરાબર એ જ સમયે બરફના કીચડના છાંટા ઉડાડતી એક મોટર આવીને થોભી. કમાલ અને હરિશંકર મોટરમાંથી ઊતર્યા.

"ઝરીના !" તેમણે સાદ કર્યો. "ગૌતમ અહીં નથી આવ્યો ?"

તેઓ બન્ને બરફ ઉપર ભારે ભારે કદમ રાખતા પગથિયાં પાસે આવી ગયા.

"સ્વામીજીના સેન્ટરમાં હમણાં ખબર મળી છે કે ગૌતમ ઓસ્ટરલી તરફ ગયો છે." કમાલ કહી રહ્યો હતો.

થોડા સમય પછી બન્ને જણા બેહોશ ગૌતમ નીલામ્બરને મોટરમાં નાખીને પોતાને ઘેર લઈ ગયા.

## ૫૧

"કોઈ ન આવ્યું." સુજાતાદેવીએ દ્વારમાં આવીને કહ્યું. "ત્રણે નાસ્તિક છે—દિવંગતા નિર્મળાનાં ઘરવાળાં. સ્વામીજીએ બધો જ પ્રબંધ કર્યો હતો. ફૂલ મગાવ્યાં હતાં. સ્વિસ કૉટેજથી એક કીર્તનમંડળી પણ આવી ગઈ હતી. પણ, આ લોકો શાંતિનો માર્ગ શોધવા ઇચ્છતા નથી!"

"અને જાણે છે એ લોકો પોતાના ઘરમાં શું કરી રહ્યા હશે, અથવા તો પેલી ઇન્ડિયન ડાન્સરના ફ્લેટમાં ભેગા મળીને? સવારથી સાંજ સુધી પત્તાં રમે છે. હદ છે?" એક અત્યંત અધ્યાત્મપ્રિય અંગ્રેજ ડોસીએ બારીમાંથી ડોકું બહાર કાઢી કહ્યું.

ચમ્પા સીડી પરથી પાછી ઊતરી.

"તું કોઈકને શોધી રહી હોય એમ લાગે છે." બીજી વેદભક્ત અમેરિકન ડોસીએ બારીમાંથી ડોકું બહાર કાઢીને કહ્યું. "જો, તે અહીં છે ... તને, આપણને બધાંને બોલાવી રહ્યો છે!" તેણે કૃષ્ણની મોટી છબી તરફ આંગળી ચીંધી. આ છબી સેન્ટરના હૉલમાં ટાંગી હતી. "એને જોવા માટે ત્રીજી આંખ જોઈએ. અફસોસની વાત છે કે તમે હિન્દુસ્તાનીઓ આ ત્રીજી આંખ ખોઈ બેઠા છો."

ચમ્પા અકળાઈને દોડતી દોડતી નીચે ઊતરી. રસ્તા પર આવીને તેણે પોતાના માથા ઉપર હાથ ફેરવ્યો. તેને લાગ્યું કે રસ્તા પર ચાલી રહેલા બધા ઇન્સાનોના માથા પર ત્રીજી આંખ છે, અને તે આંખ તેના તરફ ટીકી ટીકીને જોઈ રહી છે.

તે દોડીને ૭૩ નંબરની એક બસમાં બેસી ગઈ.

સેન્ટરમાં સ્વામી દેવીકાનંદે પોતાની અમૃતવાણી ફરીથી પીરસવી શરૂ કરી હતી. યોગ પરનું તેમનું પ્રવચન સાંભળ્યા પછી તેમનો શ્રોતાગણ, આધ્યાત્મવાદી ડોસીઓ પોતાને ઘરે પાછા ફરી સિંકમાં પડેલાં સવારનાં વાસણો સાફ કરશે અને ગૅસના બિલની ચિંતા કરશે. તે વખતે લૉર્ડ ક્રિષ્ણ કેટલા તેમના કામમાં આવશે?

તે બસમાંથી ઊતરીને હિન્દુસ્તાની વિદ્યાર્થીઓ માટેનાં કેન્દ્ર તરફ ગઈ.

હૉલમાં વિદ્યાર્થીઓની એક નવી ટોળી પોતાનાં ગપ્પામાં તલ્લીન હતી.

"હું ચમ્પા અહમદ છું." તેણે દરવાજામાં જઈ કહ્યું.

"યસ?"

એક મદ્રાસી વિદ્યાર્થીએ આગળ આવી પૂછ્યું.

તેનું દિલ બેસી ગયું. તેનું નામ કેટલું બિનમહત્ત્વનું હતું. તેને કોઈ ઓળખતું ન હતું. કોઈને તેની આવશ્યકતા ન હતી.

"જી, આપને શું જોઈએ છે?" એક બંગાળી છોકરીએ પૂછ્યું.

"કશું જ નહીં." તેણે વધુ અકળાઈને જવાબ આપ્યો. "એમ જ, આપનું સેન્ટર જોવા આવી હતી."

કેટલાક છોકરાઓએ તેના તરફ સંદેહની દૃષ્ટિથી જોયું.

તે પાછાં પગલે રસ્તા પર આવી ગઈ.

સ્ટેંડ પર પહોંચીને તે ઇન્ડિયા હાઉસમાં દાખલ થઈ. ઉપર કૅન્ટિનમાં હમેશાંની જેમ ખૂબ ઘોંઘાટ હતો.

હવે તે 'ચૂજેની સરાય' પહોંચી. ત્યાં તેને કમાલ મળ્યો. તે કાઉન્ટર ઉપર ઊભો રહીને કોઈકને ફોન કરી રહ્યો હતો. તેની સાથે થોડીક વાતો કરીને તે જલદીથી બહાર નીકળી ગયો. તે કાચનાં દ્વાર પાસે ઊભી રહીને તેને ભીડમાં ભળી જતો જોઈ રહી. પછી તેણે બહાર જઈને બી. બી. સી. ના કૅન્ટિનમાં ડોકિયું કર્યું. "હું ચમ્પા અહમદ છું." તેણે મેજોની આસપાસ ભેગા મળેલા લોકોને કહેવા ઇચ્છ્યું, પણ કહ્યા વિના જ પાછી ફરી.

સામે જ ભૂગર્ભ રેલવે હતી. સીડી ઊતરીને તેણે કોઈ પણ ઇરાદા વિના મેડાવેલની ટિકિટ લીધી. થોડીક મિનિટ પછી મેડાવેલની પહોળી સડક પર આવીને એક વૃક્ષને અઢેલીને ઊભી રહી અને ચારે તરફ જોવા લાગી. સામે થોડેક દૂર સુરેખા અને આશાનાં ઘરો હતાં. વાડીની બીજી તરફ થોડાં ડગલાં પર તઅલત અને કમાલનો ફ્લૅટ હતો. સ્ટેશન સામે આધુનિક બ્લૉકમાં શાન્તા અને વિલિયમ ક્રેગ રહેતાં હતાં.

બરાબર ત્યારે જ ગ્રોસરની દુકાનમાંથી શાકભાજીનો એક થેલો ઉપાડીને સુરેખા બહાર નીકળી, "અરે, હલો ચમ્પા!" તેણે બૂમ પાડીને કહ્યું, "ત્યાં કેમ ઊભી છે? ચાલ! ચાલ!"

તે ચુપચાપ સુરેખાની સાથે ચાલવા લાગી.

ડ્રૉઈંગ રૂમના પહોળા દરવાજા બહાર હજી પણ દિવસનું અજવાળું બાકી હતું. કેટલાંક લાલ પાંદડાં ધીરે ધીરે ઊડતાં આવી નીચે વેરાઈ ગયાં—પોર્ચનાં પગથિયાંઓ પર, ડ્રાઈવ પર. ચાર-પાંચ પાંદડાંઓ બારી બહાર મૂકેલી નેતરની ખુરશી નીચે હવામાં કાંપતાં હતાં. તડકાની સોનેરી રેખાઓએ ઘાસ પર ગોળ ચક્કર રચ્યું.

શી ખબર, માનવી સાચેસાચ શું ચાહે છે?

"અરે ચમ્પા, અહીં, આ સોફા પર બેસી જા, આરામથી!" સુરેખાએ શાકભાજીનો થેલો બાજુએ મૂકતાં કહ્યું.

"આ સોફા પર બેસવાથી આ ખંડ એવો તો નહિ બને, જેવો તે દિવસે હતો. ચમ્પાએ ધીમેથી પોતાને જ કહ્યું.

"તે દિવસે ...... ક્યા દિવસે? ...... કેવો હતો?" સુરેખાએ રસોડામાં જતાં પૂછ્યુ.

"શી ખબર!"

બહારના વાતાવરણમાં જોરદાર ઠંડી વ્યાપી હતી. શુદ્ધ ઠંડી, સ્વચ્છ બરફ. આખું ય અસ્તિત્વ અત્યંત હળવું અને સાફ લાગી રહ્યું હતું.

"કાલે ......" સુરેખાએ બાલદીમાંથી કોલસા કાઢતાં વાત કરી, "ઘણાં લોકો પાછાં ઘરે જઈ રહ્યાં છે."

"ઘરે?" ચમ્પાએ ચોંકીને પૂછ્યું.

"હા, હિન્દુસ્તાન." સુરેખાએ રાખ બહાર કાઢતાં કહ્યુ.

"કોણ કોણ?" ચમ્પાએ તટસ્થભાવે પૂછ્યું. હવે તેને કોઈની ય સાથે શી મતલબ? તે આ ઠંડી મોસમની જેમ બધે ફેલાયલી હતી. તેને વિશેષ વ્યકિતઓ સાથે શી લેવાદેવા? તેને કોઈની સાથે કશો ય સંબંધ નથી.

સુરેખા છેડો કમરમાં ખોસીને શાકભાજી સુધારવા બેઠી.

"બધા–" તેણે જવાબ આપ્યો, "હરિ ફલાઈ કરી રહ્યો છે. કમાલ પરમ દિવસે દરિયાઈ જહાજથી જશે. ગૌતમ તો આજે સવારે ફરીથી ન્યૂયૉર્ક ગયો છે."

બહાર છાપરાંઓ પાછળ સૂરજ એકદમ ડૂબી ગયો. બહાર અંધારું ફેલાઈ ગયું હતું–શિયાળાની રાતનું અંધારું...આ અંધારું એકાએક આવીને દુનિયાને ભરડો લે છે. તે સુરેખાને મદદ કરવા માટે રસોડામાં ગઈ.

પછી તેણે બારીમાંથી અંદર જોયું. ખંડમાં સાંજની અસર પૂરી થઈ હતી અને તેનું સ્થાન રાત્રિએ લીધું હતું. તે એ કમરામાં ફરીથી ગઈ, પણ ત્યાં કશું ન હતું. પડછાયા બીજા હતા. રંગ, વાતાવરણનો સૂર. સમય પણ બારી રસ્તે બહાર ચાલી ગયો હતો. તેનો જરા પણ ટુકડો પાછળ રહી ગયો ન હતો.

સુરેખાના ઘરમાંથી બહાર નીકળતાં તેને કમાલના ઘરની રોશની દેખાઈ.

"મને છોડીને નહીં જાવ–મને છોડીને નહીં જાવ–મને છોડીને નહીં જાવ...!" તેણે ચીસ પાડી પાડીને કહેવા ઇચ્છયું. પણ ચુપચાપ ઝડપી પગલે સ્ટેશન તરફ રવાના થઈ ગઈ.

તે જૉન કાર્ટરની ગલીમાં પહોંચી, અને તબેલાવાળા દરવાજામાં જઈને બત્તી સળગાવવા હાથ લંબાવ્યો.

પણ એકાએક અંધકારે તેની સામે આવીને તેને 'સ્વાગતમ્' કહ્યું. તે બારી પર મૂકેલા જરાનિયમના છોડ ઉપર ઝૂકી ગઈ. અત્યાર સુધી મારી વિરોધી હતી, તેણે વિચાર્યું, હવે કદાચ મારી સાથી બની જાય. ઊંચાં મકાનો ઉપરથી પસાર થઈને આવતી હવા, ઘાસનો સરસરાટ, પાંદડાંઓ ઉપર જામેલો બરફ. હવે હું પૂરેપૂરી રીતે આઝાદ છું. તે ' હસી. નીચે ખૂબ સખત જમીન છે અને આ જમીન પર મારે મરતાં સુધી ચાલ્યા કરવાનું છે. પગ મને કયાં કયાં લઈ જશે (તેણે પોતાના પગ તરફ એવી રીતે જોયું, જાણે કે તેણે તેને પહેલાં કદી પણ જોયા ન હોય). રાત મારા હાથમાં છે અને તેના હાથમાં પણ. રાતની રસ્સીને મજબૂતીથી પકડીને તેને આધારે દિવસ સુધી પહોંચી જઈશ. રાત, મારી સખી, કેમ છે? હું તને લાંબા સમયથી ઓળખું છું. વર્ષામાં, ફાગણની ઋતુમાં, પૂનમની રાત્રીએ, પરીક્ષા માટેના વાંચનના સમયે, નવા નવા દેશોમાં ટ્રેનોમાં મુસાફરી કરતી વખતે, મેં તારા દરેક રંગ જોયા છે. તેં અને મેં એકસાથે સમય વિતાવ્યો છે, પણ એક દિવસ વિજય તારો જ થશે!

અને તું, ગૌતમ નીલાંમ્બર, તેણે બીજી વાતનો આરંભ કર્યો, હું તને તારાં સ્વપ્નોના સાથમાં છોડું છું. હું કદાચ સચ્ચાઈ હતી અને તું તારા સ્વપ્નો જોવામાંથી કદી પણ બહાર નહીં આવે!

રાતનો અંધકાર ઘેરો બનતો ગયો. ઠંડી વધતી ગઈ. મૌનની લહેરો નક્કર દીવાલો સાથે ટકરાતી રહી. સમયે કહ્યું, મને પિછાન. હું તારો પીછો કદી પણ નહીં છોડું. તારો ખ્યાલ હતો: ક્ષણ-પળ પોતાની જગ્યાએ કાયમ રહેશે. પણ તારો આ ખ્યાલ ખોટો હતો. મને જો, અને ઓળખ. હું જઈ રહ્યો છું... પળ-પળ, હર ક્ષણ. પડદાની પાછળ, અંધારામાં ગાયબ થતો જાઉં છું. હું અંતિમ સીમા છું. તેની આગળ તું નહીં જઈ શકે. હવે પાછી ફર. તું સરહદ પર પહોંચી ચૂકી છે. સામે ફાટક છે. ત્યાંથી બીજો દેશ શરૂ થાય છે. તારે આગળની સફર માટે હવે નવાં પ્રમાણપત્રો તૈયાર કરવાં પડશે. નવેસરથી સહી કરવી પડશે કારણકે હવે નવી સરહદ શરૂ થશે. મેં અત્યાર સુધીમાં ઘણાં જાદૂ તોડયા છે, તારાવાળા જાદૂનું તો ખાસ મહત્ત્વ હતું જ નહીં.

મને ઓળખ! હું તારી સાથે જ ચાલતો રહીશ. તું, મારાથી દૂર નહીં ભાગી શકે. લોકો તને છોડીને ચાલી નીકળશે... હું તને કદી પણ નહીં છોડું. જો તું સરહદ પર કેટલી જલદી પહોંચી ગઈ. તને ફેંસલો કરવામાં કેટલી બધી મુશ્કેલી પડી રહી

છે! હું તમામ સવાલો ઉકેલી દઈશ. બધા નિર્ણયો, બધા ઇરાદા, મારે કારણે આપોઆપ પૂરા થઈ જાય છે.

તારી ઉપર હજી મુસીબતો આવશે. પણ હું તને તેનો મુકાબલો કરતાં પણ શીખવી દઈશ. હવે મારી સાથે સુલેહ કરી લે. હું હજી પણ છું.

હવાની એક તેજલહેરથી બારીનો પડદો ફડફડવા લાગ્યો. ખંડ ધુમ્મસથી ભરાઈ ગયો. ત્યારે અચાનક તેને ખ્યાલ આવ્યો કે તે ઠંડીથી થરથરી રહી હતી. તેણે જલદીથી બારી બંધ કરી દીધી અને પોતાના ખંડમાં ચાલી ગઈ.

## ૫૨

"'અપ્પીના લગ્નમાં પહેરવા માટે હું સુંદર સાડી બનાવડાવીશ, જરીભરતની.' નિર્મળા કહેતી હતી.

"હું ચુપ રહી.

"'મને તો આ નવા પ્રકારની બૉર્ડરવાળી સાડી બિલકુલ ગમતી નથી.' માલતીએ મોં બનાવીને બુઢ્ઢીની જેમ કહ્યું. માલતી રાયજાદા સોળ વરસની હતી. નિર્મળા તેનાં કરતાં એક વરસ નાની હતી. હું નિર્મળા કરતાં એક વરસ નાની હતી. એ બન્નેએ મોટા માણસની જેમ કપડાંઓ અંગેનાં તેમનાં જ્ઞાનનો બોજો મારી ઉપર લાદવાનું શરૂ કર્યું."

પછી એકાએક તઅલત ચુપ થઈ ગઈ. "જો," તેણે કમાલને કહ્યું, "મેં આજે જાણ્યું છે કે મારો વીતેલો જમાનો ફક્ત મારે માટે મહત્ત્વનો છે. બીજાઓ માટે, દુનિયા માટે, તેનું કોઈ મહત્ત્વ નથી. તેમને તેનાથી કોઈ રસ હોઈ શકે નહીં."

"મારા વીતેલા દિવસો! ફક્ત મારા વીતેલા દિવસો છે." કમાલે તઅલતની વાતનું રટણ કર્યું.

"અને દુનિયાને માત્ર આજ સાથે દિલચસ્પી છે." હરિશંકરનો અવાજ ગુંજ્યો.

"પણ વીતેલી કાલ જ આજ છે. આજ પાછલા જમાનામાં શામેલ છે અને આવનારા દિવસોમાં પણ. સમયના આ ગોરખધંધાએ મને ઘણો હેરાન કરી રાખ્યો છે!" તઅલતે ઉદાસીથી કહ્યું. "સમયના હાથે હું હેરાન થઈ રહી છું. તમારામાંથી કોઈ મારી મદદ કેમ કરતું નથી?"

"તમારી મદદ, તઅલતબેગમ, કદાચ આઈનસ્ટાઈન પણ નહીં કરી શકે!" હરિશંકરે કહ્યું.

"સમય બરાબર હાજર છે. સમય સતત અસ્તિત્વ ધરાવતી 'આજ' છે." તઅલતે કહ્યું.

એ લોકો લંડનના સેંટ જૉજવુડમાં બેઠા બેઠા ૧૫મી ડિસેમ્બર, ૧૯૫૪ના ત્રીજા પહોરે વાત કરી રહ્યાં હતાં. તેમના પડછાયા બારીના કાચ ઉપર અજબ-ગજબ આકૃતિઓ બનાવતા હતા. બહાર તેજ હવા ચાલતી હતી, રસ્તા પર મોટરની આવન-જાવન હતી. રેડિયોમાંથી કોઈ કૉન્સર્ટનો અવાજ આવી રહ્યો હતો. સમયનું વિશાળ અંધારું, અને ઊંચી દીવાલો, રસ્તાઓ, ગલીઓ અને અવાજોની ભૂલભૂલામણીથી ઘેરાયેલાં તેઓ ત્રણે ત્યાં હાજર હતાં.

સમયના આ જ અંધારામાં તઅલત ૧૯૪૦માં સિઘાડાવાળી કોઠીના વરંડામાં બેસી નિર્મળા અને માલતી સાથે વાતો કરી રહી હતી. આ તઅલત અને તે તઅલતમાં કોઈ અંતર ન હતું. પણ બન્ને બે વિભિન્ન હસ્તીઓ હતી. મહાત્મા બુદ્ધ–શાકયમુનિએ કહ્યું હતું: 'માનવી પ્રત્યેક ક્ષણે બદલાતો રહે છે. માનવી બચપણમાં કંઈક ઓર હોય છે પણ જવાની અને બુઢાપામાં કંઈક ઓર. તમે આ ક્ષણથી પહેલાં ન હતાં! માત્ર નિરંતરતા શેષ રહે છે.' દૂર પહાડોમાં બરફ તૂટી તૂટીને વહી રહ્યો હતો. હવા, અંધારું–સમય જે તરલ હતો–સમય જે બરફમાં જામેલો હતો.

"આપણે પોતાની વાત ફરી ફરી રટીને મનને આશ્વાસન આપવાની કોશિશ કરીએ છીએ." હરિશંકરે કહ્યું.

"હું સમયથી અને ઘોર અંધકારથી ડરું છું કારણકે સમય એક દિવસ મને એ મારી નાખશે અને અંધારું આશ્રય લેવાની મારી આખરી જગા હશે." તઅલતે કહ્યું.

"અને ગૌતમ નીલામ્બર પણ કેટલો ડરપોક નીકળ્યો." કમાલે કહ્યું.

"ગૌતમ નીલામ્બર અંગે અત્યારે ચર્ચા ન કરો. તું અસલી વિષયથી બહુ દૂર હટી જઈશ. નક્કી કરવાનું એ છે કે જિંદગીમાં અસલ વિષય શો છે." હરિશંકરે કહ્યું. "હું ચૌદ વરસ પહેલાં પણ હતો અને જો જીવંત રહ્યો તો ચૌદ વરસ પછી પણ હરિશંકર જ ગણાઈશ અને ત્યારે સમયના બધા પ્રયોગો જો આપણે આપણી ઉપર કરી લઈશું તો, આપણે જે નાના નાના ગિનીપીગ છીએ તે ખતમ થઈ જઈશું અને ને સિવાય તેઓ બધા પણ–જેમનો આ કથા સાથે સંબંધ છે."

સમયના પેટર્નમાં તઅલત જ્યાં બેઠી હતી, તે જ તઅલત તે જ સમયના પેટર્નમાં એક બીજી જગ્યાએ પણ હતી અને બંને બિંદુઓ વચ્ચે વરસોનું અંતર હતું અને આ અંતર પર ઇન્સાન માત્ર આગળની ચાલ ચાલી શકે છે—આગળ અને આગળ... પાછળ જવું અસંભવ હોય છે. જોકે હજારો તઅલતો અસંખ્ય ટુકડાઓમાં વિખેરાયેલી અસંખ્ય જગાઓ પર હતી, જેમ દર્પણના તૂટેલા ટુકડાઓમાં એક જ ચહેરાનાં અલગ અલગ પ્રતિબિંબ દેખાય છે.

કમાલ સ્ટેજ પર ચાલતો હોય તેમ વચમાંના ટેબલ પર આવી બેસી ગયો. ઝીણી આંખે તેણે બધા તરફ જોયું. માઈકલ, બિલ ક્રેગ, ઝરીના. તેઓ બધા ગૌતમ નીલામ્બરને ઍરપોર્ટ પર પહોંચાડીને આવ્યાં હતાં અને કમાલના ખંડમાં હરિશંકર અને કમાલના બાંધેલા સામાન ઉપર બેઠા હતા.

ગૌતમ ઝરીનાને ત્યાંથી આવીને કમાલને ત્યાં પંદર દિવસ સુધી બીમાર રહ્યો હતો. ત્યારે તેઓ દિવસભર પત્તાં રમતા રહેતા. ગૌતમ સંપૂર્ણપણે સારો થયો ન હોવા છતાં તેને કાશ્મીરના કેસ અંગે ન્યૂ યૉર્ક જવાનો આદેશ મળ્યો હતો. લંડનમાં હરિશંકર અને કમાલનો આ આખરી દિવસ હતો. હરિશંકર રાત્રે એર-ઇન્ડિયામાં ઊડવાનો હતો. કમાલ બીજા દિવસે સવારે બોટ-ટ્રેન પર સવાર થવાનો હતો. માઈકલ પણ જઈ રહ્યો હતો.

તઅલતે ફરીથી કૅલેન્ડર પર નજર નાખી. ૧૫મી ડિસેમ્બર, ૧૯૫૪. તેને કંપારી આવી, "માઈકલ, દરવાજો બંધ કરી દે !"

માઈકલે ઊઠીને દરવાજો બંધ કરી દીધો. તઅલતને લોકો રમકડાં જેવાં દેખાયા, સિપાહી, જેના હાથમાં બંદૂક હતી (માઈકલ); માથું હલાવતો સફેદ દાઢીવાળો ચીની તત્વવેત્તા (હરિશંકર); મહારાજ ચંદ્રગુપ્તના દરબારની નર્તકી (સુરેખા); દિવસભર રડતા, માતમ કરતા, પોતાના જીવનના તાજિયા સાથે સાથે ખુલ્લે પગે ચાલતા ગોલાગંજવાળા વાંકા વળી ગયેલા નવાબ કમ્મનસાહેબ (કમાલ); દિવાળીના ઢીંગલી-ઢીંગલા જેવા બધા તૈયાર થઈને સામે બેઠેલા હતા. મૂર્તિઓ, જેને લખનૌના કુંભારોએ બનાવી હતી (તેમાંથી એક મૂર્તિ પડીને ભાંગી ગઈ હતી). હમણાં ભિસ્તી આવશે, પાણી છાંટશે, તખ્ત બિછાવાશે, તખ્ત પર રાજા બેસશે. પછી આ બધા પોતપોતાના સ્થાને જઈને બેસી જશે.

"હું એકદમ સારી હતી" તેણે પોતાની વાત ચાલુ રાખી. "પછી એકદમ રાજાએ મને ડરાવવી શરૂ કરી."

કમાલે તેમાંથી 'ક્યૂ' લઈને કહ્યું, "નવી વાતની ખબર પડી કે, દુનિયામાં ભારે ગડબડ છે."

"અને મને ખબર પડે તે પહેલાં જ હું શબ્દોના સમુદ્રમાંથી પસાર થતી વિચારોના ભયાનક રસ્તા ઉપર આવી ઊભી રહી.

"શબ્દો શા હતા અને હકીકત શી હતી ? પુસ્તકોએ કહ્યું—શબ્દ ખોટા છે, હકીકત કોઈ ચીજ નથી, સંબંધ માત્ર ઔપચારિક છે. કદીક મેં જોયું કે બ્રહસ્પતિ રાક્ષસોને ભણાવી રહ્યા છે; તો કદીક મને હું વિકરાળ રાક્ષસણી જણાઈ અથવા પરીકથાઓની કોઈ ચૂડેલ, જે પોતાના જ્ઞાનના ઝાડુ પર સવાર થઈને અંધારા શૂન્યમાં ઝાંકતી ફરી રહી છે.

"આ અંધારા શૂન્યમાં બીજાં ઘણાં ઝાડુઓ ઝડપથી પાસે થઈને પસાર થતાં, જેની ઉપર હજારો છોકરીઓ સવાર હતી—તેહમીના, નિર્મળા, જૉન કાર્ટર, ચમ્પા, ઝરીના અને બીજી અનેક ! આ ઝાડુઓ એટલાં ઊંચે ઊડી ગયાં હતાં કે હવે તેમને નીચે ઊતરવું મુશ્કેલ હતું. હકીકતમાં તો દુનિયાભરનું આસમાન આ ઝાડુઓથી ભરાઈ ગયું હતું.

"આ બધામાં ચમ્પાનો ઉલ્લેખ ખાસ કરવો પડશે. તેની ભૂલ એ થઈ હતી કે તેણે સ્વપ્નાં જોવાં શરૂ કર્યાં હતાં.

"તમે એક ઝાડુ પર સવાર હો અને સૂઈ જાવ તો જરૂર માર્ગ ભૂલવાનાં અને તમારું ઝાડુ અથડાઈને નીચે પછડાશે."

"પોતાની સ્વપ્નભરી હાલતમાં તે મધ્યયુગના ભક્તોની જેમ ગાતી ફરી. દેવળોમાં ગઈ. સંન્યાસિનીઓને જોઈ કે તે કેટલી સુખી છે. પોતાના નિજી જીવંત ખુદા અને પોતાની જિંદગીના સિમ્બોલ ખુદાની કલ્પનાઓને એકાકાર કરવાથી કદાચ તેને ઘણું સુખ મળ્યું. તમે આ સુખને માપી નહીં શકો. અહીં આસ્થા અને અલ્લાહના અસ્તિત્વની સમસ્યાનું પણ નિરાકરણ થઈ ગયું. માત્ર થોડી સૂફી ભાવના જરૂરી હતી, જે વહેલી સવારે અંધારામાં ઊઠીને ભૈરવી ગાવાથી આપોઆપ પેદા થઈ જાય છે....ગૌતમ નીલામ્બરની જેમ તેને દરેક વાક્યમાં, પ્રત્યેક ચીજમાં, કોઈ છૂપું રહસ્ય દેખાય છે!"

તેઓ બધા ખંડમાંથી નીકળીને નીચે આવી ગયાં. કમાલે નાક ઊંચું કરીને વાતાવરણ સૂંઘ્યું.

"પ્રત્યેક ચીજની પાછળ કંઈક રહસ્ય છે તેનો તો મને પણ અંદાજ છે. તેને કારણે મેં ઘણાં દુઃખ સહન કર્યાં છે." માઈકલે હવામાં હાથ ફેલાવી કહ્યું.

"હા." તઅલતે ઉત્તર આપ્યો. તેમણે બધાએ માથાં નમાવી જમીન તરફ જોતાં જોતાં ચાલ્યા કર્યું.

સંધ્યાના ગુલાબી રંગમાં તેઓ હીથ તરફ આગળ વધતાં રહ્યાં. મકાનોના નાના-નાના બૅક-ગાર્ડન બારીઓમાંથી જોતા લોકો અને નાની નાની ગલીઓ. છોકરીઓ ઑફિસેથી પાછી ફરી રહી હતી.

ટેકરી પર પહોંચી તેઓ ચિત્રકારોનાં ચિત્રો જોતાં ફર્યાં અને વધુ બોર થયાં.

નીચે માનવીઓનો મેળો જામ્યો હતો. જિપ્સી સ્ત્રીઓ હાથ જોઈને ભવિષ્ય કહેતી હતી. બાળકો મગફળી અને આઈસક્રીમ ખાઈ રહ્યાં હતાં.

"સૌથી મોટી મૂર્ખાઈ તો એ છે કે આપણે બીજાંને આપણાં સ્વપ્નોમાં ઘસડવા કોશિશ કરીએ છીએ !" માઈકલે કહ્યું.

"હા." તઅલતે કહ્યું. "મારો વીતેલો જમાનો, મારો સમય, મારાં સ્વપ્નો ફક્ત મારાં જ છે. તે અન્ય કોઈનાં નહીં થઈ શકે. હા, પણ એ વાત લક્ષમાં રહે..." તેણે જલદીથી ઉમેર્યું, "હું માત્ર એકલા માનવીની વાત કરી રહી છું. ભાવિ તો આપણા બધાનું એક છે !"

માઈકલે એક કાંકરી ઉપાડી અને ગુસ્સાથી તેને મારી. "ખુદાને ખાતર આ પોઈન્ટ પર પહોંચીને પણ પાર્ટી-લાઈન દાખલ ન કર ! આવનારો યુગ બધાનો એક નથી. ભાવી આ પહાડીની પેલે પાર આપણા બધા માટે અલગ-અલગ મોં ફાડીને ઊભું છે."

"ઓ માઈકલ." તઅલતે કહ્યું, "તું સાચું માનજે કે હું ઘણી ડરી રહી છું."

"હા."

"મને ડરાવવા માટે શું ઓછી ચીજો હતી ? સુંદર દૃશ્ય, આરામદાયક ઘર. બૅગ ખોલતાં તરેહતરેહનાં કાગળો નીકળતા. બૅંકની ચિઠ્ઠીઓ, શૅરના કાગળો, જૉઈન્ટ સ્ટૉક કંપનીઓના હેવાલો—જેના પર નામ હતાં : લૉર્ડ સિંહા, સર બિરેન મુકરજી, શ્રી થાપર. આ બધાં નામોની પાછી એક જુદી જ દુનિયા હતી. ઊંચી મજબૂત ઈમારતો, સ્વચ્છ ઑફિસો, રૂપિયા, આર્થિક સવાલો, હડતાળો, ભૂખ, બેકારી, ડિરેક્ટ-

રોની બેઠકો, કામદાર સંઘો, મજદૂર વસતિઓ, સિટી ઑફ લંડન, ક્લાઈવ રોડ, કલકત્તા, બિશપ ગેટ, ચૌરંગી, તાતાનગર, ઍડ્રયૂ યૂલ, કલકત્તા.

"હું ડરતાં ડરતાં આ બધા કાગળો ઉપર દસ્તખત કરતી, જે મારી જિંદગીની પૂંજી હતા, સમાજમાં મારા ધનિક દરજ્જાના સાક્ષી હતા. આ બધું કેમ છે ? મને એથી શો ફાયદો ? મેં તો કહ્યું ન હતું કે બીજા ખાનદાનમાં જન્મ લઈને આ ખટરાગની વારસ બનાવી દો ! કાગળના ટુકડા–રૂપિયા, રૂપિયા, રૂપિયા ! એકાએક રૂપિયાના મહત્ત્વનો ભાવ મારા દિલમાંથી અદશ્ય થઈ ગયો. લોકોએ કહ્યું : જન્મજાત સંપત્તિશાળી આવા જ બેપરવા હોય છે, વગેરે. મને આ સાંભળીને ઘણું હસવું આવ્યું !"

તેઓ બધા પથ્થરો પર બેસી ગયા. નીચે ઘાટીમાં ઝરણાંનાં નીર પર સૂરજનાં કિરણો નાચી રહ્યાં હતાં. સાલ્વેશન આર્મીવાળાઓની એક ટુકડી મસક બૅન્ડ વગાડતી સામેથી પસાર થઈ રહી હતી.

કમાલ ઝરણાંને કિનારે એકલો ઊભો હતો, આ ઊંચાઈ ઉપરથી એ નાનકડો દેખાતો હતો.

એકાએક તઅલત ખડખડાટ હસી પડી.

બધાએ આંખ ઊંચી કરીને તેના તરફ જોયું.

"મેં એક દિવસ નિર્મળાને પૂછ્યું હતું, 'રાણી દીદી ! તને શાનો ડર છે ?' નિર્મળાએ જવાબ આપ્યો હતો : 'હું મારાં સ્વપ્નોને તેનાથી બચાવવા ઇચ્છું છું.' તે મારાં સ્વપ્નો જાણે છે ! કેવી હસવા જેવી વાત છે કે નિર્મળાનાં સ્વપ્નો તેની સાથે જ હમેશ માટે પોઢી ગયાં છે. ગૌતમ આખરે અણજાણ જ રહ્યો.

"આપણે અજ્ઞાનમાં જન્મીને, અજ્ઞાનમાં જ જીવીએ છીએ, અને તેમાં જ મૃત્યુને ભેટીએ છીએ–અસલ સિદ્ધાંત આ જ છે."

કમાલ તેમની તરફ આવતો દેખાયો. માઈકલે વાંકા વળીને પાંદડું તોડ્યું. મેળામાં વાગતું સંગીત બંધ પડ્યું હતું. ઠંડી વધી હતી.

એક જેટ વિમાન તેમના માથા ઉપરથી ગર્જતું અંધારામાં ગાયબ થઈ ગયું. માથું ઊંચું કરીને તેઓ તેના તરફ જોવા લાગ્યા.

"અજ્ઞાનનું જે નગર આપણે વસાવી રાખ્યું હતું, તેની દીવાલો આપણે તત્ત્વ-

જ્ઞાનથી ચણી હતી.” તઅલતે વાત ચાલુ રાખી. “એક દિવસ તેમાં કાણું પાડીને મોત આપણા નગરમાં ઘૂસી આવ્યું.

“એક વખત જયારે ફૉરેનબરોના એર-ફેસ્ટિવલમાં બિચારા જૉન ડેરીએ, અવાજની સીમા તોડતાં, પોતાના જાનની આહુતિ આપી ત્યારે તેનું વિમાન આકાશમાં ટુકડેટુકડા થઈને ફેસ્ટિવલમાં ભેગા મળેલા લોકો પર પડયું હતું. અનેક લોકોનાં મૃત્યુ થયાં. જયારે વિમાન, સળગતા આગના ગોળાની જેમ અવાજથી વધુ ઝડપે મારી તરફ આગળ વધી રહ્યું હતું ત્યારે મને લાગ્યું કે આ મોત છે અને ક્ષણભરમાં હું બળીને ભસ્મ થઈ જઈશ. પણ જાણો છો, જમીન પર ઊંધા સૂઈ જવાને બદલે હું વિમાનના ટુકડાના ભંગારમાં ચંદ્રા અને ઝરીનાને પુકારતી ફરી, કયાંક તે મરી તો ન ગયાં હોય. મને તે વખતે મારે બદલે મને તેમની બન્નેની જિંદગીની ચિંતા હતી. મારો પોતાનો તો તે સમયે ખ્યાલ પણ આવ્યો ન હતો.

“આથી જ નિર્મળાએ જયારે મોતનો સામનો કર્યો તો મને લાગ્યું કે તેને પણ ભય નહીં લાગ્યો હોય...જોકે, આ જ એક એવો અનુભવ છે, જેમાં માનવી બીજાને સામેલ નથી કરી શકતો. એટલા માટે અમે તેને આ અનુભવ કરવા માટે એકલી છોડી દીધી. બિચારી હાથ-પગ પછાડતી દરિયાની અંધારી ધારામાં વહી ગઈ.

“વેદાન્તમાં કયાંક અસ્તિત્વની ચાર અવસ્થાઓનો ઉલ્લેખ છે—જાગતો માનવી, સ્વપ્ન, સ્વપ્નાં વિનાની નીંદર, અને મોત.”

નીચે ખીણમાં કમાલ ગાતાં ગાતાં ટહેલતો હતો. તેનો અવાજ હવામાં તરતો તરતો તેમના કાન સુધી પહોંચતો હતો. ચંદ્ર વૃક્ષો ઉપર નીકળી રહ્યો હતો.

“વિચારોની અને આત્માની સફર એકસરખી છે.” હરિશંકરે કહ્યું.

“મોત મને ખતમ કરશે. મોતને કોણ ખતમ કરશે ? હવા મારા શ્વાસને ઉડાવીને લઈ જશે. સૂરજ મારી આંખો પર પરદો નાખશે. ચંદ્ર મારા મગજને સુવડાવી દેશે. આત્મા હવામાં ભળી જશે. મારાં શરીરનાં રુવાં ઝાડ-ઝાંખરાંનું રૂપ ધારણ કરી રહ્યાં છે. માથાના વાળમાંથી વૃક્ષો ઊગી રહ્યાં છે.” તઅલતે ખડક ઉપર ઊભા થઈને કહ્યું.

“ઘેરી નીંદ, ઘેરું પાણી, ઘેરું સ્વપ્ન !” હરિશંકરે કહ્યું. “સંસારનાં તત્ત્વો વિચારી રહ્યાં છે, બધી ઈન્દ્રિય નિદ્રાધીન થઈ ચૂકી છે. માત્ર મોત બાકી છે.”

“શરીર વિચારે છે અને અનુભવ કરે છે. તે ખતમ થયું તો સમજો કે બધું ખતમ થઈ ગયું. સળગતો અગ્નિ, શીતલ જલ, ઠંડી હવા, બધું પોતાની પ્રકૃતિથી

પોતાની મેળે જ પેદા થયું છે. ગૌતમે ચમ્પાને કહ્યું હતું: 'જો તારું શરીર તારી બુદ્ધિથી અલગ હોય તો તેને અલગ કરી દે, અને માત્ર તું જ મારી પાસે આવ—પણ તું એમ કરી શકે તેમ નથી,'" વસ્તુવાદી ગુલશને કહ્યું.

"હજી તો ઘણાએ મરવાનું છે, હું તેમનાથી પહેલો જઈ રહ્યો છું. ઘણા મરી રહ્યા છે, હું તેમની સાથે જઈ રહ્યો છું. પાછળ ફરીને જોઉં છું, જેઓ મૃત્યુ પામ્યા તેમનું શું થયું ! આગળ જોઉં છું. જે મારા પછી મૃત્યુ પામશે તેમનું શું થશે !" હરિશંકરે કહ્યું.

**"ચિઉંટી ચઢી પહાડ પર, કાનોં મે હાથી લટકાયે.**
**એક અચમ્બા હમને દેખા, નૈયા બિચ નદી ડૂબ જાય."**

—નીચેથી કમાલના ગીતનો અવાજ સંભળાયો.

"મારું મૂલ્ય શું છે ? મેં અત્યાર સુધી શું કર્યું છે ?" સુરેખાએ કહ્યું.

"હું જે કંઈ કરું છું—મારું દરેક કામ, લાગે છે...આ સારી સૃષ્ટિના ચક્કર સાથે તેને સીધો સંબંધ છે. આ મહત્તા છુપાવવા માટે હું હસું છું. એમ તો હું તને કહી દઉં !" માઈકલે આંગળી ઉઠાવીને કહ્યું, "આપણો અંત ખૂબ ખરાબ આવશે."

"શું કરીએ ! શું કરીએ ! શું કરીએ !" ભયાનક સમૂહગાનની જેમ તેમના અવાજો ટેકરી ઉપર ગૂંજી ઊઠયા.

"સામે આવનારા સમયની દીવાલ છે, અને હું માઈકલની જેમ તેની સામે ઊભી રહીને, ચીસો પાડી પાડીને રડી રહી છું. શું તકલીફો સહન કર્યે જવી એ અપરાધની સાબિતી છે ?" તઅલતે કહ્યું.

"કોઈ અમેરિકન નિગ્રોને બોલાવો—કોઈ જર્મન યહૂદીને હાજર કરો—કોઈ અરબ શરણાર્થીને અમારી સામે લાવો ! કોઈ હિન્દુ શરણાર્થીને બોલાવો અને એ તમામને પૂછો કે તમારો અપરાધ શો હતો, જેની તમને સજા મળી ?" ગુલશને કહ્યું.

"હું તમારી સામે જ છું. મારી સજા શી હશે, બતાવો !" માઈકલે કહ્યું.

"ઇઝરાયલના નવા ગાયક ! અમે તો તારી પાસે માત્ર ડિબૌરાનું ગીત સાંભળવા માગતા હતા." તઅલતે કહ્યું. "પણ તેં તો હાથમાં બંદૂક ઉઠાવી લીધી !"

"અમે હજારો વરસ સુધી રડતા રહ્યા. રેગિસ્તાનોની ભૂખ, ગુસ્સો, વિવશતા. ચીસો પાડી પાડીને અમે યેહૂવાને ફરિયાદ કરી. દાઉદના ગીતકારોની પીડા, લાચારી,

સ્વપ્નો. હું પણ તઅલતનો જ સવાલ કરું છું–શું તકલીફો સહન કર્યે જવી એ અપરાધની સાબિતી છે?"

"આત્માના એકાકીપણાને તેમણે પોતાના અવાજમાં ભરી દીધું. ઊંડાણનું એકલા-પણું, ઊંચાઈનું એકલાપણું; દુ:ખ, સંદેહ, પ્રલોભન અને પાપનું એકલાપણું. કોઈ પણ તંગ પરિસ્થિતિમાં ફસાઈને માનવી પોતાની જાતને કેટલો એકાકી અનુભવે છે !" માઈકલે કહ્યું.

"જંગલોમાં બેસીને એક હજાર જોગીઓ ભજન કરતા હતા, મેં તેમના અવાજો સાંભળ્યા !" હરિશંકરે કહ્યું.

"પૅલેસ્ટાઈનનાં હર્યાંભર્યાં મેદાનોમાં હું ગાતો ફરતો હતો !" માઈકલે કહ્યું.

"મેં તારો અવાજ પણ સાંભળ્યો હતો." તઅલતે કહ્યું.

"ઇતિહાસની સજીવ અનુભૂતિ મારા માથા ઉપર તલવારની જેમ લટકી રહી છે. તેનો પીછો હું મારી જાતે છોડાવી શકતો નથી !" માઈકલે કહ્યું.

"શું કરીએ ! શું કરીએ ! શું કરીએ !" સમૂહગાન સંભળાયું.

"પુસ્તકો એ જ હતાં જે અત્યાર સુધીમાં હજારો લોકો વાંચી ચૂક્યા હતા. નવાં પુસ્તકો છપાતાં હતાં. લેખ લખાયે જતા હતા. નવી વાર્તાઓ લખાની હતી. રોજ સવારે પહાડો પર પ્રકાશ ફેલાતો હતો. દેવળોમાં દાઉદનાં ગીત ગવાતાં હતાં. મારા રૂબાઈએ કહ્યું – ઈન્સાને 'સબત'ની રાતે પાણી નહીં પીવું જોઈએ. જો તે પીશે તો તેનું પોતાનું ખૂન તેના માથે હશે...પણ માનવી તરસ્યો હોય તો તેનો ઇલાજ શો? તેને કહો, માનવીને કહો–દાઉદ સાથે સાતવાર અવાજ મેળવે ! ખુદાવંદ, ખુદાનો અવાજ પાણીની ઉપર છે ! આ અવાજથી લેબનાનનાં દેવદાર તૂટીને ટુકડેટુકડા થઈ જાય છે. આ અવાજથી આગના ભડકા નીકળે છે. આ અવાજથી બધું કંપી ઊઠે છે. જંગલ સૂનાં થઈ જાય છે, અને તેની વિરાટતાના પૂજારી પોકારી ઊઠે છે: 'પાવન હો ! પાવન હો ! પાવન હો !' પણ તેમ છતાં તું કહે છે હું તરસ્યો છું, હું તરસ્યો છું !" માઈકલે કહ્યું.

"ભૂખથી માનવી પેદા થાય છે. આખી જિંદગી ભૂખ તેને સતાવે છે–પ્રેમની, રોટીની, શાન્તિની." વસ્તુવાદી ગુલશને કહ્યું. "ભૂખ અને તરસ અમારાં સૌથી મોટાં ભૂત છે. હું સૌપ્રથમ આ ભૂતોથી મુક્તિ ચાહું છું. બીજી મુક્તિઓ આપોઆપ મળી જશે."

કમાલ ગાતો ગાતો પહાડી ઉપર આવી ગયો.

"લોકોને પાપની અનુભૂતિ ભેગા કરે છે. અહીં કોમળતાની અનુભૂતિએ ક્યાંયના ન રાખ્યા ! આપણે પણ એકાદ નાનુંમોટું પાપ કરી લીધું હોત તો ! આ કોમળતાની અનુભૂતિની રસ્સીઓથી આપણે બધા એકબીજા સાથે જકડાયેલા છીએ. કોઈ દિવસ જો આમાંથી કોઈ પણ એકે આ રસ્સી તોડી તો આપણે બધા હમેશને માટે ખેદાન-મેદાન થઈ જઈશું !" હરિશંકરે કહ્યું.

"એવું કદી પણ નહીં થાય !" તઅલતે ઉત્તર આપ્યો. "હમેશાં આપણું કલ્ચર, આપણું બૅકગ્રાઉન્ડ, આપણો ઘણો ઊંચો મૉરલ-કોડ અમારી આડે આવશે !"

"નહીં, તઅલતબેગમ !" હરિશંકરે કહ્યું. "આપણા કલ્ચરની રસ્સી તો પહેલાંથી જ તૂટી ચૂકી છે, જેના એક નાકે તું અને બીજા નાકે હું હવામાં નિરાધાર લટકી રહ્યા છીએ !"

"તારાં ભૂતોને ભૂલી જા ! તારાં ભૂતોને ભૂલી જા !" ગુલશને કહ્યું.

"પછી કાચનો મોટો દરવાજો ખૂલ્યો. તેમાં થઈને કેટલાક લોકો અંદર આવી રહ્યા હતા. તેમાં ચમ્પા પણ હતી. 'હલો !' તેણે કહ્યું અને મારી તરફ આવી. આ 'ચૂજેની સરાય' છે, અને હું જહાજની ઑફિસે ફોન કરી રહ્યો છું. હમણાં હું ઘણો સલામત છું. મારી ચારે તરફ પથ્થરની ઇમારતો ખડી છે. મારા પગ નીચે નક્કર ધરતી છે, પણ મને ઘણો ડર લાગ્યો. ચમ્પાબાજી મારી સામે છે. સમયની ધૂણી ધખી રહી છે અને એ તેમાં ઘણી સ્પષ્ટ અને સુંદર દેખાઈ રહી છે. અને મને એ પણ ખબર છે કે તેને જોઈને મને ખાસ ખુશી થઈ ન હતી, ન કોઈ દુ:ખ, ન કોઈ ખીજ. માત્ર એટલું જ કે હું ત્યાંથી બને તેટલો જલદી, ભાગી જવા ચાહતો હતો. તું ચમ્પા છે એમ હું શું કહી શકું તેમ હતો ? મને એમ લાગ્યું કે તે મને કોઈ મહત્ત્વની વાત કહેવા માગતી હતી પણ ચુપ થઈ ગઈ. જે લોકો સિનેમામાંથી બહાર નીકળી રહ્યા હતા તેમના ચેહરા ઉદાસ હતા. રોશની ગમગીન હતી. સંગીત રુદન કરી રહ્યું હતું. સમય ઘસડાતો જતો હતો. તે કાચની મોટી દીવાલ સાથે નાક ચિપકાવીને ઊભી રહી ગઈ અને બહાર ટ્રાફિકને જોવા લાગી. હું જલદીથી તેને 'ખુદાહાફિઝ' કહીને બહાર નીકળી ગયો.

"હવે મેં તેને ખૂબ પાછળ રાખી દીધી હતી.

"હું ઘર તરફ જઈ રહ્યો છું. હું શા માટે આટલો થાકી ગયો છું. મને મૌન ધારીને બેસી જવા દો." કમાલ પાસેના એક પથ્થર પર બેસી ગયો.

"ચોરોની જેમ આપણે પોતપોતાનું તાપણું સળગાવ્યું પણ શું થાય. દેવતા હાથતાળી દઈ ગયા?" તઅલતે કહ્યું. "લીલા રંગનું ધુમ્મસ ચારે તરફ ફેલાઈ ગયું છે. બધા તેમાં વહી રહ્યાં છે. હું અંધકારના કિનારે અજવાળા અને ભયના સંગમ પર પગ ટેકવીને સોનાના રંગવાળા ભગવાન પ્રજાપતિ સામે ફરીથી ચીજોનાં નામ મૂકી રહી છું." તઅલતે કહ્યું.

"જુઓ!" તેણે પથ્થર ઉપર ઊભા થઈ ક્ષિતિજ તરફ ઈશારો કર્યો, "માઈકલ, ત્યાં તારું જેરૂસલેમ છે! આપણાં બધાંનું જેરૂસલેમ છે!"

"અને જેરૂસલેમ પણ વહેંચાઈ ગયું છે!" હરિશંકરે તેને યાદ આપી.

"અને પહાડીઓ ઉપર હજરત દાઉદના ગીતકારો દુ:ખનાં ગીત ગાતા ફરી રહ્યા છે. સૂર પૂરા થઈ ગયા છે. ક્રોસ પર ઈસા સાથે આપણને પણ લટકાવવામાં આવ્યા છે. ઈસાને બદલે આપણે શૂળી પર ચડીએ છીએ કારણકે આપણે સૌથી મોટા ચોર હતા. આપણે ખુદાના ખજાનામાંથી ખુશીની ચોરી કરવા ઈચ્છી હતી!" તઅલતે કહ્યું.

"હવે મને કશું યાદ નથી. પસાર થતાં વરસો બગલાઓની જેમ મને ચારે તરફ ઘેરી રહ્યાં છે. સૂતેલાં મકાનોની ચિમનીઓ પર લટકતો ચાંદ સમન્દર તરફ જઈ રહ્યો છે. ઈસ્ટ-એંગ્લિયાનાં જંગલોમાં જોરદાર હવા ફૂંકાઈ રહી છે. સૂમસામ બંદરોમાં કાળાં પાણી પર રાતનાં પંખીઓ ચક્કર મારી રહ્યાં છે.

"મારી સામેથી લોકોની ભીડ પસાર થાય છે. ઝરણામાં નાની નાવો તરે છે. હું કિનાર પર છું. મારે મારાં જહાજની શોધ કરવાની છે. એવું જહાજ જેની રોશની બુઝાઈ ગઈ હોય, જે ચુપકીદીથી સમુદ્રના ઘેરા અંધારામાં દાખલ થઈ જાય. એવું જહાજ, જે માત્ર એવી દિશા તરફ જ જતું હોય જ્યાં કોઈ 'આવો, સુસ્વાગતમ'! એમ કહેનાર કોઈ ન હોય." કમાલે કહ્યું.

અંધકાર ઘેરો બની ચૂક્યો હતો.

"રૂપ અને નામ!" હરિશંકરે કહ્યું.

"વિદ્યા અને અવિદ્યા!" તઅલતે કહ્યું.

"હવે અમારી સમજમાં આવી ગયું છે." બધાએ એક સ્વરમાં કહ્યું.

"કારણકે ભાવનાઓ અને વિચારોની સૌથી ઊંચી ટોચ પર હમેશાં તે એકલો જ ઊભો રહી જાય છે. એકલો, શરૂથી આખર સુધી રહેનારો, જેનું નામ ગૌતમ

છે અને માઈકલ અને હરિ અને સ્રિલ, અને કમાલ રઝા...! તેનું એકલાપણું અમીટ છે !"

ઠંડી, અંધારી હવામાં તેમનો અવાજ ડૂબી ગયો અને ઘોર અંધકારે તેમને પોતાની અંદર સમાવી લીધા.

# ૫૩

જહાજના તૂતક પર ઑર્કેસ્ટ્રાનો વિદાય-સંગીતનો સ્વર ઊંચો થયો. કમાલનું દિલ એકાએક ભરાઈ આવ્યું. તે રેલિંગ પર ઝૂકીને નીચે જોતો રહ્યો. લંડનમાં તેને બોટ-ટ્રેન ઉપર મૂકવા અનેક લોકો આવ્યા હતા, પણ પોર્ટસ્મથમાં તે એકલો હતો. અજાણ્યું બંદર, અજાણ્યા મુસાફરો, દુનિયાનું અજાણ્યાપણું તેને માટે અત્યારથી શરૂ થઈ ગયું હતું. ઊભરાતાં આંસુ તેણે મહામુશ્કેલીએ રોક્યાં. પાસે જ બે વૃદ્ધો ઊભા હતા. તેમાંથી એકે વાત્સલ્યથી પોતાનો હાથ તેના ખભા ઉપર મૂકયો. કમાલે આભાર-વશ નયને તેના તરફ જોયું.

બીજા દિવસે તેણે આખા જહાજનું નિરીક્ષણ કર્યું. હિન્દુસ્તાની અને પાકિસ્તાની વિદેશસેવાના કેટલાક ઉચ્ચાધિકારીઓ અને તેમનો પરિવાર, લશ્કરી અફસરો, વિદ્યાર્થીઓ, અંગ્રેજો અને અમેરિકનો. ટુરિસ્ટ ક્લાસનો સમૂહ વધારે રસપ્રદ હતો. ગરીબ વિદ્યાર્થી, નિરક્ષર શીખ કારીગરો, ધર્મપ્રચારકો, કૅથોલિક સંન્યાસિનીઓ. એક ફ્રેંચ ભિક્ષુ. પંડિતજી—જેને કમાલ લંડનમાં પણ ઓળખતો હતો; જે રજાઓમાં ઘેર જઈ રહ્યા હતા, અને ઓરિએન્ટલ સ્કૂલમાં શીખવતા હતા. શુદ્ધ હિંદી બોલતા હતા. મેરઠના નિવાસી હતા. વાંકડિયા લાંબા વાળ, છોકરીઓ જેવો સુંદર ચેહરો, દુબળાપાતળા, નાજુક; મહાત્મા ગાંધીના ચેલા, બેહદ વિનમ્ર, ભારે ઠંડીમાં લંડનમાં પણ ધોતિયું અને ચપ્પલ પહેરતા હતા. વ્રજનાં લોકગીતો પર સંશોધન કરી રહ્યા હતા. માઈકલ પણ ટુરિસ્ટ ક્લાસમાં હતો. તે જિબ્રાલ્ટર સુધી જઈ રહ્યો હતો.

એક દિવસ કમાલ તૂતક પર આરામખુરશીમાં બેસી સમન્દરની લહેરો ગણી રહ્યો હતો ત્યાં પાછળથી કોઈનો અવાજ આવ્યો:

"હું અહીં બેસી શકું છું ?"

"જરૂર !" તેણે ડોકું ઊંચુ કરી જોયું. પેલો બુઢ્ઢો ઊભો રહીને ધીમું હસી રહ્યો હતો. પેલા દિવસે કમાલને દિલાસો આપનાર આ જ બુઢ્ઢો હતો. તે તરત ઊભો થયો અને તેને માટે બીજી આરામખુરશી ખેંચી.

"ફ્રેડ, પોલ ! તમે લોકો પણ અહીં જ આવી જાવ."

કેટલીક ક્ષણો પછી બીજા બે યુરોપિયનો આવીને પાસે બેઠા.

"મારું નામ ડૉક્ટર હૅસ ક્રૅમર છે. હું ઑસ્ટ્રિયન છું. હું અને મારો દોસ્ત બન્ને જણા ઇતિહાસના પ્રૉફેસર છીએ અને ઇન્ડિયા જઈ રહ્યા છીએ. તમે ઇન્ડિયન છો ?"

"હા."

"મેં પહેલાંથી પૂછીને ખાતરી એટલા માટે કરી લીધી કે પાછળથી તમે નારાજ ન થાવ. ગઈ કાલે સામેની છોકરીને મેં ઇન્ડિયન કહી દીધી તો તે ખૂબ નારાજ થઈ ગઈ. તે પાકિસ્તાની છે." ત્રણે જણા હસી પડ્યા.

કમાલ ચુપ રહ્યો.

"તમે ઇન્ડિયામાં રહો છો ?"

"જી !"

"હું 'બૂડા જયંતી'ને માટે જઈ રહ્યો છું." ડૉક્ટર ક્રૅમરે કહ્યું.

"ઓહ ? ઓહ ! બુદ્ધ જયંતી !!"

"બૂડા ઇતિહાસનો સૌથી મોટો માનવી હતો." પૉલે વિચાર વ્યકત કર્યો.

"તમે હિન્દુ છો ?"

"જી, નહીં."

"ઓહ, માફ કરજો. મારાથી પાછી ભૂલ થઈ. તો શું તમે મહમડન છો ?"

"જી."

"તો પછી ઈન્ડિયામાં કેવી રીતે રહો છો ?"

"હાઈ ડૉક !" એક અમેરિકને ખૂબ ખુશ થઈને પાસે આવતાં કહ્યું, "હાઈ !" તેણે મિત્રાચારીભરી રીતે કમાલને સંબોધન કર્યું.

"હાઈ !" કમાલે જવાબ આપ્યો.

"મારું નામ ટોમસ જિરાલ્ડ એટકિન્સ છે. પણ મને ટોમ કહીને બોલાવો. અને તમે ?"

"બીજા પત્રકારો ક્યાં છે?" ફ્રેડે પૂછ્યુ.

તેઓ પણ આવી ગયા. તેમાંથી એક ફ્રેંચ હતો, મોરિસ ઈન્ડો-ચાઈના જઈ રહ્યો હતો. બીજો એક પ્રસિદ્ધ અંગ્રેજ કવિ હતો અને બી. બી. સી.ના પ્રતિનિધિ તરીકે બુદ્ધની પચ્ચીસસોમી જયંતીમાં ભાગ લેવા ભારત જઈ રહ્યો હતો. કેટલીક મુસાફરી–શોખીન ધનિક મહિલાઓ પણ હતી જે અમેરિકાથી આ માટે જ નીકળી હતી. એક ફ્રેંચ ભિક્ષુ નારંગી ચાદરમાં લપેટાઈને આ લોકોથી અલગ એક ખૂણામાં બેઠો હતો. તે પણ ગયા અને બનારસ જઈ રહ્યો હતો. તે ટુરિસ્ટ ક્લાસનો યાત્રી હતો.

કમાલે સાંજે માઈકલને આ લોકોની મુલાકાત કરાવી. પંડિતજી પણ આ ગ્રુપમાં સામેલ થઈ ગયા. હવે આ બધાની ઊઠબેસ એક જગ્યાએ હતી. એક મરાઠી છોકરી ઘણું ઉમદા ગાતી હતી. પંડિતજી કીર્તન કરતા, રાત્રે બૉલરૂમમાં નૃત્ય થતું, સિનેમા પણ જોવાતો. પ્રવાસ ઝડપી ગતિએ થઈ રહ્યો હતો.

કાલે સવારે જહાજ જિબ્રાલ્ટર પહોંચવાનું હતું. કમાલ જુદાજુદા લોકોમાં ભળી, તેમની વાતો સાંભળી, પત્તાં રમી, સ્વીમિંગ કરી, લાયબ્રેરીમાં અખબારો-સામયિકો વાંચી કંટાળી ગયો હતો. પછી તે આખા જહાજમાં ચક્કર લગાવી, અંતે સૌથી ઉપરના ડેક પર જઈને ઊભો રહ્યો.

પાછળથી જોરજોરથી વાતો કરવાનો અવાજ આવતો હતો. દૂર નૌકાઓ પાસે ડૉક્ટર કૅમર પોતાના દોસ્તો સાથે બેઠો હતો. માઈકલ રેલિંગના ટેકે ઊભો રહીને તેમને સંબોધન કરી રહ્યો હતો. પેલી અમેરિકન પ્રૉફેસર છોકરી કોણીના ટેકે જમીન પર લેટી હતી. કોઈકે ગિતાર વગાડવી શરૂ કરી દીધી.

"લખો," માઈકલનો અવાજ આવ્યો.

"હું જે કહું છું તેનો ખોટો રિપોર્ટ કરો કારણકે ખુદાવન્દ ખુદાની પેદા કરેલી રોટી તમે આ પ્રમાણે જૂઠું બોલીને જ કમાઓ છો!" માઈકલ ગરજી ઊઠયો.

"ઓહ!" કમાલે વિચાર્યું. માઈકલ અને ટોમમાં ફરી ઝગડો શરૂ થઈ ગયો છે.

"જુઓ, કમાલ રઝા આવી રહ્યો છે. તેની વાતો પણ ધ્યાનથી સાંભળો અને પાછા જઈને જે પુસ્તક લખો તેમાં એ વાતનો જરૂર ઉલ્લેખ કરજો કે એક ઈન્ડિયન મુસ્લિમ તમને જહાજ ઉપર મળ્યો હતો, જે પાકિસ્તાનનો કટ્ટર વિરોધી હતો, પણ ૧૯૫૫ના હિન્દુસ્તાનમાં તેની વાત કોઈ પણ સમજતું ન હતું."

"અહાહા !" પંડિતજીએ પોતાના વાળ ઝાટકતાં કહ્યું, "આવો, રઝાજી ! માઈકલ પોતાનું એક વધુ ભાષણ આપી રહ્યો છે."

"અહા, પંડિતજી! માઈકલની કટુતાનું વિષનાશક મારી પાસે પણ નથી." કમાલે હસીને એટલી જ શુદ્ધ હિન્દીમાં જવાબ આપ્યો.

અંગ્રેજ કવિ ધ્યાનપૂર્વક બન્નેને જોતો રહ્યો.

"મુસીબત એ છે," ટોમે કમાલને કહ્યું, "જે વિદેશી તમારા દેશ અંગે કંઈક લખે છે, તેને તમે ઈ. એમ. ફૉસ્ટરના ગજથી માપો છો, જે બીચારો પોતે પણ આઈડિયલિસ્ટ હતો."

"ફૉસ્ટરે પોતાની નૉવેલ ૧૯૨૪માં લખી હતી તે સમયે તેણે ડૉકટર અઝીઝને હિન્દુસ્તાનના પ્રતિનિધિ તરીકે રજૂ કર્યો", અંગ્રેજ કવિએ કહ્યું. "આજે જો ફૉસ્ટર 'પેસેજ ટુ ઇન્ડિયા'નો બીજો ભાગ લખે તો તેણે પોતાના આ પાત્રને બદલવું પડે. હવે ડૉકટર અઝીઝ હિન્દુસ્તાનનો પ્રતિનિધિ નથી રહ્યો. હવે પ્રત્યેક મુસલમાનને પાકિસ્તાની માનવામાં આવશે. હવે માત્ર હિન્દુને જ હિન્દુસ્તાનનો સાચો પ્રતિનિધિ માનવામાં આવે છે."

"હા." કમાલે ઉત્તર આપ્યો.

"કમાલ, તેં ખૂબ દુ:ખ સહન કર્યું છે?" કવિએ પૂછ્યું.

"હા, પણ સતાવવામાં આવેલા માનવીના સ્વરૂપે હું રજૂ થવા માગતો નથી. હમેશ દુ:ખ સહન કરનારો હિન્દુસ્તાની આત્મા ! આ સંતોષ, આ દુ:ખ ઉઠાવવાની અને સહેવાની આદત; તમે મુસિયો પાલ વલાંની જેમ ધોતી પહેરીને ચૉકમાં બેસી જાવ તો પણ તમે આ વાત સમજી નહીં શકો!"

"સેંટ આગસ્ટિન તો બનારસમાં પેદા થયા ન હતા." મૉરિસે કહ્યું.

"કૅથોલિક જીવનદર્શન એક ખાસ કલ્ટ હતો. આખી જિંદગીને તેણે પોતાનામાં સમેટી ન હતી, નહીં તો તમે કૅથોલિક હોવા છતાં આજે ઈન્ડોચાઈના લડવા જઈ રહ્યા ન હોત." કમાલે ચિડાઈને ઉત્તર આપ્યો.

" 'ઑબ્ઝર્વર' અને 'કોમ્બેટન્ટ'માં શો ફરક છે?" મૉરિસે પૂછ્યું.

"એ તમે તમારી જાતને પૂછો. બીજા લોકો યુદ્ધ કરે, તમે 'ઑબ્ઝર્વ' કરતા રહો. એથી શું અપરાધ ઓછો થાય છે?" કમાલે કહ્યું.

"તમે તો મને ક્વેકર્સની જેમ ધંધાદારી શાન્તિવાદી જેવા લાગો છો." ટોમે કહ્યું.

"ભોર ભયે ગૈયન કે પાછે મધુબન મોંહિ પઠાયો!" તૂતક ઉપરથી લીલા ભાસ્કરે ગાવું શરૂ કર્યું. કમાલ ટોમની વાતની ઉપેક્ષા કરીને ગીત તરફ આકર્ષિત થયો. પંડિતજીએ તાલ આપવા શરૂ કર્યા. થોડીક ક્ષણો પછી તેઓ બન્ને લીલા ભાસ્કર તરફ ગયા.

"દરેક કલ્ચરની પોતાની એક ગુપ્ત ભાષા છે, જેને ફક્ત તે જ કલ્ચર સમજી શકે છે." અંગ્રેજ કવિએ કહ્યું.

"શ્પેંગ્લર!" ટોમે કહ્યું, "પંડિત અને કમાલનું કલ્ચર એક ક્યાં છે?"

"તું તો માઈકલની ગુપ્ત ભાષા પણ સમજી શકતો નથી." અંગ્રેજ કવિએ હસીને કહ્યું.

માઈકલ પર ડ્રાઈ માર્ટીનીની અસર હતી. તે એક ખૂણામાં ચુપ થઈને બેઠો હતો. પોતાનું નામ સાંભળીને તે ચોંકયો. તેણે પાછળ ફરીને જ્યાંથી વાત છોડી હતી ત્યાંથી ફરીથી શરૂ કરી દીધી.

"લખો!" તેણે ગરજતાં કહ્યું. "લખો! દુનિયાના રાષ્ટ્રોના ઈતિહાસનો અર્થ છે વિજય અને રાજ્યોનું વિસ્તરણ, અને દેશોનું આબાદ થવું. મારે ત્યાં ઈતિહાસ ક્રૂરમાં ક્રૂર જુલમો અને તકલીફોની દાસ્તાન. તેરમી સદીમાં મને ઇંગ્લેંડમાંથી હાંકી કઢાયો, ચૌદમીમાં ફ્રાંસમાંથી. પંદરમી સદીમાં સ્પેનની મારી ઉપર ખફા નજર ઊતરી. પણ હું, દુનિયાના ફિટકારો સહન કરતો, ભટકતો, ઘરબાર વિહોણો, પૂર્વ અને પશ્ચિમ બન્ને જગ્યાએ અશ્રુઓનો દીપ પ્રકટાવી જ્ઞાનનો પ્રકાશ ફેલાવતો રહ્યો. મેં, બૂ-અલી-સીના, ઈબ્ને ખુલ્દૂન, ઈમામ ગઝ્ઝાલી અલ્ફારાબી અને ખ્વારજમીના તત્ત્વજ્ઞાનને યુરોપમાં પ્રચલિત કર્યું. મેં......"

લીલા ભાસ્કર ગાતી રહી. કમાલ નીચલા તૂતક ઉપર ઊતરી આવ્યો. કમાલ બારી પાસેથી દૂર હટયો. પગથિયાં ઊતરીને ટુરિસ્ટ ક્લાસમાં માઈકલની કેબિન સામે તેને એકાએક યાદ આવ્યું કે કાલે સવારે માઈકલ જિબ્રાલ્ટરમાં ઊતરશે અને ત્યાર બાદ શક્ય છે કે તે જિંદગીભર–મરતાં સુધી–તેને ફરીથી નહીં મળી શકે. કેવી અજબ વાત હતી. તે માઈકલની કેબિન બહાર રેલિંગ પર ઝૂકીને ઊભો રહ્યો. સામે ક્ષિતિજ પર પૂનમના ચંદ્રનો ઉદય થઈ રહ્યો હતો. સમુદ્ર એકદમ શાંત હતો. જહાજ લહેરોને ચીરતું શાનથી આગળ વધી રહ્યું હતું. ડૅકના આ હિસ્સામાં બિલકુલ એકાંત હતું. માત્ર ફ્રેંચ ભિક્ષુ એક ખૂણામાં કમાલ તરફ પીઠ કરીને બેઠો હતો.

કમાલનું દિલ ધડકી રહ્યું હતું. નીરવતા એટલા જોરથી ગરજી રહી હતી કે તેને લાગ્યું કે તેના કાનના પડદા ફાટી જશે! તેને ટોમ અને અંગ્રેજ કવિ વચ્ચેની વાતો યાદ આવી. તેનું દિલ બેસવા માંડયું. તે રેલિંગને મજબૂતીથી પકડીને ઊભો થઈ ગયો

"હું સ્ટેટલેસ છું! હું રાજ્યવિહોણો છું!" તેણે પહેલી વખત પોતાની જાતને કહ્યું.

સમુદ્રની લહેરોનો સફેદ ભાગ ચાંદનીમાં ચમકી રહ્યો હતો. દૂર દૂર દુનિયામાં ચારે તરફ ચાંદનીની આ વિસ્તૃત ધવલ ચાદર ઉપર યાત્રીઓથી ભરેલાં જહાજો સફર ખેડી રહ્યાં હતાં––વ્યાપારી અને જંગી જહાજ. દૂર દૂર દેશોના લોકો તેમાં સવાર હતા. યુરોપના વિદ્વાન, ઈટાલીના પાદરી, અમેરિકી પર્યટક, મેકિસકોના ચિત્રકાર, હિન્દુસ્તાનના નર્તક. દુનિયામાં હજી શાંતિ હતી. દિલ્હીમાં પંડિત નેહરુનું શાસન હતું. જિંદગીમાં ભારે ગરમાગરમી હતી.

"જેમને દિલનું ચેન પ્રાપ્ત થયું છે તે લોકો ભારે નસીબદાર છે. ભાઈ, મને શાંતિ જોઈએ છે!!" કમાલે ધીમેથી કહ્યું.

ફ્રેંચ ભિક્ષુએ આંખો ઉઠાવીને તેના તરફ જોયું. તેના ચેહરા પર પૂર્ણ શાંતિ હતી અને શાશ્વત પ્રસન્નતા. આવી જ એક પૂર્ણિમાની રાતે, અઢી હજાર વરસ પહેલાં, સમુદ્રની પેલે પાર એક દેશમાં શાકયમુનિએ જન્મ લીધો હતો. ચંદ્ર સમુદ્રની લહેરો પર આમથી તેમ તરતો રહ્યો. તેનાં ચમકતાં અને ઠંડાં કિરણો કમાલ તથા ભિક્ષુ ઉપર પડી રહ્યાં હતાં.

"મને મારા વિચારોથી મુકિત અપાવો." કમાલે કહ્યું.

ભિક્ષુ પોતાની રહસ્યપૂર્ણ આંખોથી તેને જોતો રહ્યો. "વિચાર... વિચાર સ્વયંને જાણી શકતો નથી. વિચાર પોતાનાથી બહાર જઈ શકતો નથી. સૃષ્ટિની બહાર કોઈ ઈશ્વર નથી અને ઈશ્વરની બહાર કોઈ સૃષ્ટિ નથી. સત્ય અને અસત્યમાં કોઈ અંતર નથી, પણ આ બધાં ઉપર પરમ સત્તા શૂન્ય છે." તેણે ફ્રેંચમાં કહ્યું.

"મને આ શૂન્ય, આ શાંતિનો ભારે ડર લાગે છે." કમાલે કહ્યું.

"શૂન્ય!... શાંતિ!... શૂન્યતા! જે અંતિમ સત્તા છે, તે શૂન્યની પરિકલ્પના છે."

"મને આ પરિકલ્પનાનો પણ ડર લાગે છે!" કમાલે કહ્યું. "આ શાંતિમાં હું એકલો કયાં જાઉં? તમે પણ મને સાથ નહીં આપી શકો?" તેણે આ 'મહાયાની' ફ્રેંચ ભિક્ષુ તરફ શંકાની દષ્ટિએ જોયું.

"હું સ્ટેટલેસ છું અને આ તમારી 'સુખવતી' નથી!" તેણે મનમાં કહ્યું, અને ભારે હૈયે પોતાના તૂતક પર પાછો પહોંચી ગયો.

જહાજે પોતાની યાત્રા ચાલુ રાખી.

# ૫૪

હિન્દુસ્તાનનો સમુદ્રતટ.

મુંબઈ!! ઘર!!! ઘર??

કમાલ લખનૌ પહોંચ્યો. 'ગુલફિશાં'ના ફાટકમાં દાખલ થયો. તેને દુનિયા બદલાઈ ગયેલી દેખાઈ. બાગનાં વૃક્ષો બળી ચૂકયાં હતાં. છોડવાઓ સુકાઈ ગયા હતા. ઘાસની જગ્યાએ ઝાડ-ઝાંખરાં ઊગી નીકળ્યાં હતાં. ગેરેજ અને ઘોડાર ગોદામમાં ફેરવાઈ ગયાં હતાં. ("જેટલાં સગાંઓ હિજરત કરીને પાકિસ્તાન જાય છે તેઓ પોતપોતાનો સામાન લાવીને અહીં ડમ્પ કરતાં હતાં." ખાલાબેગમે કહ્યું) સર્વન્ટ કવાર્ટર સૂમસામ પડયું હતું. તેની આંખોએ ગંગાદીનને શોધ્યો. કદીર અને કમરુનને શોધ્યા. હુસેનીની બીબી અને રામાવતાર અને છુટકીને બૂમો પાડી.

અંતે તે પોતાના કમરામાં જઈને પલંગમાં પડયો અને ચુપચાપ રડવા લાગ્યો. દુનિયા એ જ હતી–'ગુલફિશાં', લખનૌ, સગાંસંબંધી–બધું તે જ હતું. શું માત્ર પોતે જ બદલાઈ ગયો હતો? શું તે પોતાના પિતાની ગરીબાઈ જોઈને ભાવુકતાવશ વ્યાકુળ થઈ ગયો હતો? તે, જેની આખી જિંદગી જમીનદારો વિરુદ્ધ સૂત્રો પોકારતાં વીતી હતી.

"મોટી મોટી રિયાસતોનો વિનાશ થઈ ગયો તો આપણી શી ગણતરી." સાંજે અપ્પીએ તેને કહ્યું, તે ઝાંસીથી તેને મળવા આવી હતી. નાનપારાની ક્રોકરી વેચાઈ રહી છે. રાજા સૂરજસિંહ પાસે એક અધેલો પણ નથી રહ્યો. અમ્મીએ પોતાનું અર્ધું ઝવેરાત વેચી નાખ્યું.

"હવે શો ઈરાદો છે?" કમાલે પોતાના બાબાને પૂછ્યું. "કરબલા હિજરત કરશો કે પાકિસ્તાન?"

"અહીં જ રહીશું." તેમણે સ્વસ્થતાથી જવાબ આપ્યો. "આપણે કંઈ ભાગેડુ છીએ?"

કમાલ અવાક્ થઈ ગયો. "પણ બાબા, તમે તો ભારે ધામધૂમથી મુસ્લિમ લીગમાં સામેલ થયા હતા."

"હા, હા, તે હવે તેનું શું છે? પાકિસ્તાન બની ગયું. સારું થયું. પણ તેનો અર્થ એવો થોડો છે કે આપણે પણ અહીંથી ભાગી જઈએ?"

"તમે પાકિસ્તાનને તમારું જન્મજાત વતન માનવા છતાં પણ હિજરત કરવા માગતા નથી કારણકે એમ વિચારો છો કે આ બુઢાપામાં ક્યાં ભટકતો ફરીશ અથવા તો એટલા માટે કે તમે હિન્દુસ્તાનને તમારું વતન સમજો છો અને તેના ઉપરના પ્રેમના કારણે તેને છોડી શકતા નથી?"

"હવે તારી સાથે ચર્ચા કોણ કરે? તારી ખોપરી હમેશાં ઊલટી રહી છે." નવાબ-સાહેબે ઉત્તર આપ્યો.

"કરાંચીમાં આમિરભૈયાની વહુના બારણે જવાનો તો મારો વિચાર નથી. અહીં કંઈ નહીં તો આપણું ઘર તો છે, તે તો નથી છિનવાયું. આમ, અહીં હવે મન નથી લાગતું." અમ્માબેગમે કહ્યું.

થોડાક દિવસો પછી તેણે કમર કસીને નોકરીની શોધ કરવા માંડી. તેની પાસે અનેક ડિગ્રીઓ હતી. ટ્રિનિટી કૉલેજ, કેમ્બ્રિજ, લંડન, ઉપરાંત તેણે કેટલાંક વરસ સુધી ઇંગ્લંડની એક પ્રસિદ્ધ લેબોરેટરીમાં નોકરી કરીને અનુભવ પ્રાપ્ત કર્યો હતો. બ્રિટનની નોકરી છોડીને સેવાની ભાવનાથી પ્રેરાઈને તે વતન પાછો ફર્યો હતો.

છ માસ વીતી ગયા. દિલ્હીના આંટાફેરા કરીને તે પાગલ થઈ ગયો.

"મિયાં, કોઈ મિનિસ્ટર પાસે સિફારસ મેળવવાની કોશિશ કરો!" નવાબ-સાહેબે કહ્યું.

"સિફારસ તો હું કયામત સુધી નહીં કરું. શું મને મારાં કવૉલીફિકેશન પર ભરોસો નથી કે ભલામણપત્રો ભેગા કરતો ફરું?"

હવે તે આખો દિવસ 'ગુલફિશાં'માં ચુપચાપ પડી રહેતો અથવા તો તઅલતને પત્રો લખતો, "હિન્દુસ્તાન હરગિઝ પાછી ફરીશ નહીં. શકય હોય ત્યાં સુધી ત્યાં જ રહેજે. અહીં આવીશ તો તારા પણ તે જ હાલ થશે જે મારા થઈ રહ્યા છે."

"તને શું થઈ ગયું છે?" તઅલત જવાબ આપતી. "સંઘર્ષનું સાહસ ખોઈ બેઠો છે? આજ તો કસોટીનો સમય છે. મજૂરી કર, હળ ચલાવ, આખરે ઇન્કિલાબનો સામનો કરવો આને જ તો કહે છે. પણ શું તું એશ-આરામનાં સ્વપ્નાં જોઈ રહ્યો છે? જો એવું હોય તો પાકિસ્તાન જતો રહે. પણ જિંદગીભર હું તારી સાથે નહીં બોલું."

શું છોકરીઓમાં વધુ હિંમત હોય છે?–તે વિચારતો હતો અથવા તો તે વધુ પડતી આદર્શવાદી હોતી હશે? ગમે તેમ પણ તઅલતના પત્રોથી તેને ભારે સહારો મળતો.

ગૌતમ ન્યૂ યૉર્કથી તેને લગાતાર પત્ર લખતો રહ્યો. તેણે એક પણ પત્રનો જવાબ ન આપ્યો. આખરે તે શું લખે? હરિશંકર અમેરિકાથી પાછો ફર્યો હતો અને તેની નિમણૂક બેંગ્લોરમાં થઈ ગઈ હતી. કમાલે તેને પણ કોઈ પત્ર ન લખ્યો.

ભૈયાસાહેબે કરાંચીથી પત્રો પાઠવ્યા, "તરત અહીં આવી જા. એકથી એક ચડિયાતા ઓદ્ધાઓ અહીં છે. વાર છે માત્ર તારા આવવાની. જીદ છોડી દે."

પરિસ્થિતિ એવી થઈ ગઈ કે તેણે ભૈયાસાહેબના પત્રો ફોડવા પણ બંધ કર્યા. થોડા સમય પછી તેને બારાબાંકીની કૉલેજમાં કામ મળ્યું. પણ ભૈયાસાહેબ પાકિસ્તાની હતા. ગુલફિશાં તથા પૈતૃક સંપત્તિમાં તેનો પણ ભાગ હતો; એટલે કસ્ટોડિયનનો ઝઘડો શરૂ થઈ ગયો હતો. નવાબસાહેબે કસ્ટોડિયનના નિર્ણય વિરુદ્ધ અદાલતમાં કેસ દાખલ કર્યો હતો. હવે દિવસભર કમાલ આ કામના ચક્કરમાં રહેતો. હવે તેની વાતોમાં તીખાશ આવી ગઈ હતી. હવે તે ઘણું ઓછું હસતો. ધાંધલ-ધમાલ તો તે કયારનો ય ભૂલી ચૂકયો હતો.

"બુર્ઝવા ઇન્કિલાબી હતા હજરત! જયારે વાસ્તવિકતાનો સામનો કરવો પડયો તો બેટો ફરી ગયો!" કૉફી હાઉસોમાં કોમરેડોએ કહ્યું.

હુસેની અને તેની બીબી ભૈયાસાહેબની વહુ સાથે કરાંચી રવાના થઈ ગયાં હતાં. કદીર અને કમરુન મોટર વેચાઈ ગયા પછીથી, લાંબા સમય પહેલાં મિરજાપુર પાછાં ગયાં હતાં.

એક દિવસ તે હમેશની જેમ દિલ્હીમાં લાજને ત્યાં બેલા રોડ ઉપર ઊતર્યો હતો અને અરજી લખીને મૈડેઝ હૉટેલની ટપાલપેટીમાં નાખવા જઈ રહ્યો હતો, ત્યારે રસ્તામાં તેને ટોમસ એટકિન્સ, જે જહાજમાં તેનો સહયાત્રી હતો તે મળી ગયો.

"હલો, તું અહીં કયાંથી?" કમાલે પૂછ્યું.

"હું સારા ય દેશમાં ફરતો રહ્યો છું—દક્ષિણ અને બંગાળ, આસામ અને ઓરિસ્સા. હવે રાજસ્થાન જવાનો ઈરાદો છે."

તેં દિલ્હીમાં ફરી લીધું?"

"ના."

"તેં અમારું રાષ્ટ્રપતિભવન જોયું?" કમાલે ગૌરવપૂર્વક કહ્યું, "નવી દિલ્હીની નવી ઈમારતો જે નવા હિન્દુસ્તાનનું સિમ્બોલ છે, અને રાજઘાટ, અને—અને—" તે જૂનો કમાલ બની ગયો, આજીવિકાની ચિન્તાથી મુકત, હિન્દુસ્તાનનો જોશીલો પુત્ર. તે દિલ્હીની દરેક વસ્તુ ટોમને બતાવતો ફર્યો.

"આજકાલ તું શું કરે છે?" 'આલ્પ્સ'માં બેસીને કૉફી પીતાં ટોમે પૂછ્યું.

"કંઈ નહીં, નોકરી શોધી રહ્યો છું." તેણે નિશ્ચિંતતાથી ઉત્તર આપ્યો.

"બેકારી આ દેશની ઘણી મોટી સમસ્યા છે." ટોમે કહ્યું.

"તમામને માટે છે, કંઈ મારા એકલા માટે નથી. જ્યારે પરિસ્થિતિ સુધરશે તો તે સારા દેશ માટે સુધરશે. તે એ થોડું જ જોવાની છે કે આ હિન્દુનું ઘર છે, આ મુસલમાનનું ઘર છે. અમે એકસાથે ડૂબીશું અથવા તરીશું."

"પણ તું તો નવાબજાદો છે, મજૂરી નહીં કરે." ગુલશને કહ્યું. જેને તેણે બ્રોડકાસ્ટિંગ હાઉસથી સાથે લીધો હતો. "તું તારી જાતને ડિ-કલાસ નહીં કરી શકે."

"બિલકુલ ખોટી વાત છે."

"અચ્છા, તો ચાલ મારી સાથે અને ચલાવ ટ્રૅકટર."

"મેં જો ટ્રૅકટર ચલાવવાની તાલીમ લીધી હોત તો જરૂર ચલાવત. પણ અફસોસની વાત છે કે હું આઠ વર્ષ ન્યુ કિલયર ફિઝિકસમાં વેડફીને આવ્યો છું."

"સાંભળ્યું છે કે પાકિસ્તાનમાં સાયન્સવાળાઓની ભારે માગ છે. ત્યાં જા. અહીં ભૂખ્યો શા માટે મરી રહ્યો છે?" ગુલશને સલાહ આપી.

"તું પણ આમ કહે છે?" કમાલે ચકિત થઈને પૂછ્યું.

"હા, એમ જ." ગુલશને શાંતિથી જવાબ આપ્યો.

આખરે તે દિવસ પણ આવી પહોંચ્યો જ્યારે કમાલે દિલ્હી જઈને વિઝા માટે અરજી કરી. આ નિર્ણય પર પહોંચતાં પહેલાં તેણે કેટલીય રાતો નિદ્રાવિહોણી ગુજારી હતી. તે દુનિયાની નજરથી પોતાની જાતને છુપાવતો રહ્યો. ખાઉંખાઉં કરતી 'ગુલફિશાં'માં માત્ર પડછાયા ડોલતા નજરે ચડતા. દરવાજા બંધ રહેતા, ખાલી ઓરડાઓના પડદા હવાથી ફફડાટ કરતા, અંદરના સૂવાના ખંડમાંથી બુઢ્ઢા નવાબસાહેબના ખાંસવાનો અવાજ આવતો. બેગમ પાછલા વરંડામાં બેસીને માનતા પર માનતા માનતી: યા મૌલા કમ્મનભૈયાને નોકરી મળી જાય! (બારાબાંકીની કામ-

ચલાઉ લેકચરશીપની અવધ પૂરી થઈ હતી ) તે પોતાની જાતને કહેતો : તું ડરપોક છે! નીચ ! ડરપોક ! તારી નેશનાલિસ્ટ ટ્રેઈનિંગ ક્યાં ગઈ? તઅલત સાચું કહે છે – ઘાસ ખોદો, હળ ચલાવો, લાનત છે તારી ઉપર. તકવાદી, બેઈમાન, અસ્થિર આસ્થાવાળો ! એક અલિગઢ યુનિવર્સિટી બાકી રહી ગઈ હતી. પણ ત્યાંય તેને લાયક કોઈ જગા ખાલી ન હતી. તેણે એવું નક્કી કર્યું કે તે ભૂખે મરી જશે પણ વતન છોડવાનો વિચાર નહીં કરે.

તેવામાં એક દિવસ અદાલતે ફેંસલો આપ્યો કે, 'ગુલફિશાં' સર જકી રઝાના નામે રજિસ્ટર્ડ હતી. તેનો એક માત્ર પુત્ર અને ઉત્તરાધિકારી પાકિસ્તાની હતો. 'ગુલફિશાં'-ને નિરાશ્રિત મિલકત જાહેર કરવામાં આવી. બીજા દિવસે સવારે જ્યારે કમાલની આંખ ખૂલી ત્યારે તેણે પોતાને લખનૌમાં રેફ્યુજી – નિરાશ્રિત તરીકે જોયો. ત્રીજા દિવસે પોલીસ અધિકારીઓ મકાનને સીલ કરવા આવી પહોંચ્યા. ચોથા દિવસે કમાલ રઝા પોતાના બુઢ્ઢા માતાપિતાને લઈને ટ્રેઈનમાં બેસી ગયો. પાંચમા દિવસે ગાડી દિલ્હી પહોંચી. છઠ્ઠા દિવસે ગાડીએ બૉર્ડર ક્રોસ કરી. સાતમા દિવસે કમાલ રઝા કરાંચીમાં, પાકિસ્તાનમાં હતો.

## ૫૫

કરાંચી આજે, ૧૯૫૬માં વિશ્વનું સૌથી મોટું ઈસ્લામી રાજ્ય અને દુનિયાના પાંચમા મોટા દેશની રાજધાની છે. અહીં નવા ધનિક મધ્યમ વર્ગનું રાજ્ય છે. કરાંચી બેહદ મોડર્ન શહેર છે. અહીં રોજ રાત્રે પ્રથમ કક્ષાની હૉટલો અને ક્લબોમાં એક ઝગમગતી દુનિયા વસતી હતી. આ નવા સામાજિક જીવનનો પાયો રૂપિયા છે. આજે વહેતી ગંગામાં ડુબકી લગાવી લો, કોને ખબર કાલે ગંગા સુકાઈ જાય અથવા આપણું રૂખ બદલે. બીજું તત્ત્વ હતાશાની–ફ્રસ્ટ્રેશનની તીવ્ર અનુભૂતિ છે. કાળા બજારિયાઓને ફ્રસ્ટ્રેશન છે કે તેઓ અધિક કાળાં બજાર કેમ કરી શકતા નથી ! ડાબેરી બુદ્ધિજીવીઓ રડે છે કે ઇન્કિલાબની કોઈ આશા નથી. જમાતે-ઈસ્લામીવાળાઓ પોકારો પાડે છે કે મુસ્લિમ સ્ત્રીઓ પરદા વિના ફરી રહી છે અને બૉલરૂમમાં નાચતી ફરે છે. મધ્યમ વર્ગને તેની હજારો ચિંતાઓ સતાવે છે.

ઉપરથી બંગાળી અને પંજાબી, 'મહાજર' (શરણાર્થી) અને સ્થાનિક લોકોના ઝઘડા અલગ છે.

હિન્દુસ્તાન પૂરી કોશિશ સાથે એમ સિદ્ધ કરવા મથે છે કે ભાગલા ભૂલ હતી, અને વાસ્તવમાં તો દેશ એક છે. પાકિસ્તાન એમ સિદ્ધ કરવા મથે છે કે ભાગલા બિલકુલ વાજબી અને આવશ્યક હતા, અને અહીંનું કલ્ચર તદ્દન ભિન્ન છે, અને એ રાષ્ટ્રીયતાના આધાર પર આ મુલક હાંસલ કરવામાં આવ્યો છે.

હિન્દુસ્તાન કહેતું હતું કે આખાય પૂર્વની સંસ્કૃતિનો ઉદ્‌ગમ તેની સંસ્કૃતિ છે. ત્યાં ગુપ્ત-પીરિયડના સોનેરી યુગ પર પ્રકાશ નંખાઈ રહ્યો છે, આ તરફ ખિલાફતે રાશિદા અને અબ્બાસિયોં તથા મુગલોના જમાનાના રાગ આલાપવામાં આવે છે. આ બન્ને દેશોનો પ્રચાર જોરશોરથી ચાલુ છે અને આ પ્રચારનું નિશાન પશ્ચિમી દેશો છે.

સમગ્ર દુનિયા વતીથી ઈસ્લામનો ઈજારો આ સમયે, પાકિસ્તાનની સરકારે લઈ રાખ્યો છે. ઈસ્લામ એક સમયે રેલ આવેલી નદીની જેમ અગણિત સહાયક નદી-નાળાંને પોતાની ધારામાં સમેટી લઈને સગર્વ એક મોટા જલપ્રપાતના રૂપમાં વહેતો હતો, પણ હવે તે ધારા સંકોચાઈને એક માટીવાળું નાળું બની રહેલ છે.

મજાની વાત તો એ છે કે 'ઇસ્લામ'નાં સૂત્રો પોકારનારાઓને ધર્મદર્શન સાથે કોઈ મતલબ નથી. તેમને માત્ર એટલી જ ખબર છે કે ઈસાઈ-સ્પેન ઉપર મુસલમાનોએ આઠસો વરસ શાસન ચલાવ્યું હતું, અને ચારસો વર્ષ પૂર્વ યુરોપ ઉપર. પણ આ ઉપરાંત, ઇસ્લામની માનવ-પ્રેમની મહાન પરંપરાઓનું કોઈ નામ લેતું નથી. અરબ-તત્ત્વજ્ઞો, ઈરાની શાયરો અને સૂફિઓની ઉદારતાની ચર્ચા કરવી જરૂરી મનાતી નથી. અલી અને હુસેનના તત્ત્વજ્ઞાન સાથે કોઈ સંબંધ નથી. ઇસ્લામને માત્ર આક્રમક ધર્મ અને જીવન-દર્શન બનાવીને રજૂ કરાઈ રહ્યો છે.

ખુશ થવા જેવું પણ ઘણું છે. દેશ ઝડપથી આર્થિક ઉન્નતિ કરી રહ્યો છે. અસંખ્ય છોકરીઓ તબીબ, નર્સ અને લેકચરર બની રહી છે, નોકરીઓ કરી રહી છે. પાકિસ્તાની મહિલાઓએ સાચેસાચ ઘણી સારી પ્રગતિ કરી છે અને આ એક ઘણા સારા શુકન છે.

રાત વીતતી જાય છે. મારા મનમાં જે કંઈ આવે છે તે ટપકાવતો જાઉં છું. આ કારણથી કદાચ તને આ પત્ર ત્રુટક-છુટક લાગશે, પણ એટલી બધી વાતો કરવી છે, અને હું ઇચ્છું છું કે તું મારી આંખોથી મારા નવા દેશને જુએ. તું મારી હિંમત વધાર જેથી હું આ દેશની ઉન્નતિમાં મારો ફાળો આપી શકું.

બહેન, સાચી વાત એ છે કે હિન્દુસ્તાનમાં મધ્યમ વર્ગના મુસલમાનોના પગ ઊખડી ગયા છે. સાંસ્કૃતિક અને આર્થિક સુરક્ષાની શોધમાં હિન્દુસ્તાની મુસલમાનો અહીં આવે છે.

ભારતની યુનિવર્સિટીમાંથી જ્યારે મુસલમાન યુવકો ઉપાધિઓ લઈને બહાર પડે છે ત્યારે, કહેવાય છે કે, ભારતના લશ્કરમાં તેમને સ્થાન નથી અપાતું; કારણકે તેમની વફાદારી ઉપર શંકા છે. બધાં કુટુંબો વહેંચાઈ ચૂકયાં છે. એક ભાઈ પાકિસ્તાન લશ્કરમાં છે તો બીજો ભાઈ પાકિસ્તાન નેવીમાં છે. ત્રીજો આઝાદ-કાશ્મીર રેડિયોમાં નોકરી કરે છે. તેનો ચોથો ભાઈ જે પટનામાં બી. એસસી.માં અભ્યાસ કરે છે, તે ઈન્ડિયન એર ફોર્સમાં અરજી કરવા અંગે વિચારવાની હિંમત પણ કરી શકતો નથી. પરિણામે તે અહીં આવીને જેટ-પાયલોટ બની જાય છે. પટનામાં કદાચ તેને કલાર્કની નોકરી પણ નહીં મળે. બીજી વાત એ છે કે તેને ખ્યાલ એ રહે છે કે તે નોકરી માટેની સ્પર્ધામાં સફળ રહે તો પણ સાંપ્રદાયિકતાને કારણે તેને પસંદ કરવામાં નહીં આવે.

ઓગણીસમી સદીમાં થયેલી આર્થિક પાયમાલીને કારણે આ અંદરોઅંદરની ખેંચતાણ ઊભી થઈ છે. હિન્દુ બહુમતીના હાથે માર ખાવાના ભયની સાયકોલોજીનો ઉલ્લેખ પંડિત નેહરુ અને સરદાર પાણિકરે કર્યો છે. આ પ્રશ્ન ઈતિહાસનો ઘણો મોટો 'જો' છે, પણ જો આ ભયને દૂર કરી શકાયો હોત તો આજની હાલત જ શા માટે હોત? અને આ કામ કોંગ્રેસ કરી શકી હોત.

ભાષાની સમસ્યા એ આપણું કેટલું મોટું દુર્ભાગ્ય છે! હિન્દુસ્તાનના મુસલમાનોના પગ ઊખડી જવાનું બીજું કારણ આ પણ છે. હિન્દુસ્તાનમાં આજે ઉર્દૂને માત્ર મુસલમાનોની ભાષા ગણવામાં આવે છે. હકીકતમાં તો ઉર્દૂ ભાષા હિન્દુ અને મુસલમાનો, બન્નેની શિષ્ટાચાર અને રોજિંદી બોલચાલની ભાષા હતી.

હવે હું પાછો અહીંની પરિસ્થિતિ ઉપર આવું છું. આજે ગુરુવારની રાત છે અને હું બુદ્ધિજીવીઓની એક મહેફિલમાંથી પાછો ફર્યો છું. પશ્ચિમી સાહિત્ય અને વિશ્વ-રાજનીતિની ચર્ચા કરતાં ગ્રૂપ બનાવીને બેઠેલા નવજવાન છોકરાઓ અને છોકરીઓને જોઈને મને વિચાર આવ્યો કે તું આ લોકોની રસદાયક વાતો સાંભળવા હાજર હોત તો!

આજે સાંજે ત્યાં કૅથોલિક ફેથ પર ચર્ચા થઈ રહી હતી અને બીજી તરફ પશ્ચિમના પ્રત્યાઘાતી સાહિત્યકારોને ધિક્કારાઈ રહ્યા હતા. એક ફ્રેન્ચ ઉપર અલ્જિરિયા અંગે ગાળોનો વરસાદ વરસી રહ્યો હતો. અમેરિકન સહાયતા અંગે લોકો મેરી રિચર્ડનો જીવ ખાઈ રહ્યા હતા.

હું બીજી તરફ ફર્યો. ત્યાં એક જૂથ ફ્રેન્ચ બુદ્ધિજીવી સાથે ચર્ચા કરી રહ્યું હતું.

"ફ્રાંસમાં પ્રવર્તમાન રંગબદલતી સ્થિતિથી પશ્ચિમી બુદ્ધિવાદીઓની હાલત ખરાબ છે. યુરોપના કલ્ચરના સિમ્બોલ જેવા ફ્રાંસની હાલની પરિસ્થિતિએ પશ્ચિમી બુદ્ધિજીવીઓને ખળભળાવી મૂકયા છે. હવે તેમની પાસે બચાવ માટે કોઈ દલીલ નથી." તનવીર ગરજી રહ્યો હતો. "હવે કાલે સાર્ત્ર ફરીથી પ્રાયશ્ચિત્ત કરી લે તો મને આશ્ચર્ય નહીં થાય. પશ્ચિમી સંસ્કૃતિના પ્રતિનિધિઓના પગ નીચેની ધરતી સરી ગઈ છે."

"અંગ્રેજ બુદ્ધિજીવીઓ અમેરિકાને વેચાઈ ગયા છે..."

હું ટહેલતો ટહેલતો અમેરિકનો પાસે જઈને બેઠો. ત્યાં અમેરિકાના એક મશહૂર ઈતિહાસકાર બેઠા હતા.

"જો અમેરિકા ગૃહયુદ્ધ પછી બે ભાગમાં વહેંચાઈ ગયું હોત તો આજ સુધીમાં અમારા કોણ જાણે કેવાય હાલ હોત !" અમેરિકી ઈતિહાસકારે કહ્યું. તેણે મને જોઈને કહ્યું, "ભાગલાનું કારણ આર્થિક હતું તેવી તારી થીયરી હવે ફરીથી રજૂ કરીશ નહીં." મેં કહ્યું, "તે સિવાય બીજું કયું કારણ હતું, તે હું જાણવા માગું છું."

"હું એ જાણવા માગું છું કે પૂર્વના પતનનું અસલી કારણ શું છે ?" હમદીએ કહ્યું. મેં ટોયન્બિને પણ પૂછ્યું હતું, તેને પણ સમજાતું નથી, હિન્દુસ્તાનનું અઢારમી સદીમાં કેમ પતન થયું ?

"હિન્દુસ્તાનની સિંચાઈપદ્ધતિ ઘણી ખરાબ હતી. "જેકબ મોરિસન, એક અમેરિકન બુદ્ધિજીવીએ કહ્યું, "આ સમસ્યા એગ્રોનોમિકલ છે."

લગભગ રાત્રે દોઢ વાગે અમે લોકો છૂટા પડયા. જયારે હું ઘેર પાછો ફર્યો ત્યારે થાકીને લોથપોથ થઈ ગયો હતો.

આજની સૌથી મોટી ઘટના તઅલત, મારી વહાલી બહેન, એ છે કે લખનૌનો ઇન્કલાબી, કોંગ્રેસનો ઉત્સાહી કાર્યકર, સંયુકત ભારતની મહાનતાનું ગીત ગાનારો-આજે બારસો રૂપિયાનો પગાર ધરાવતા એક ઓદ્ધા પર નિમાયો. મારે એક આખી લેબોરેટરી સ્થાપવાની છે. એ માટે સામાન ખરીદવા થોડા સમયમાં જ કદાચ મને અમેરિકા મોકલવામાં આવશે. આ કામ માટે જ આવતા સપ્તાહે હું પૂર્વ પાકિસ્તાન જઈ રહ્યો છું. હવે પછીનો પત્ર તને ઢાકાથી લખીશ.

પૉ ફાટવાની તૈયારી છે. મેં આખી રાત તને પત્ર લખવામાં વિતાવી છે. હમણાં મે બારીના પડદા ખસેડયા અને બહાર દષ્ટિ નાંખી. કરાંચી કામ પર

ચઢી રહ્યું છે. સેંકડો-હજારો માનવીઓ પોતપોતાને કામે, કારખાનાંઓ અને કાર્યાલયોમાં જઈ રહ્યા છે. આ એ જ લોકો છે, બહેન, જેને સામાન્ય રીતે 'જનતા' કહેવામાં આવે છે. તઅલત, આ લોકોએ તો કોઈ ગુનો કર્યો ન હતો અને તેમને માત્ર શિક્ષા નથી કરવામાં આવી, તેમને ભૂખ્યા રાખવામાં આવ્યા છે. તેમને તો જે લાઠીથી હાંકશો તેનાથી હંકાશે. એ બધાં શાંતિથી જીવતા રહેવા, પેટ ભરીને રોટી ખાવા અને આરામથી સૂવા માગે છે. તઅલત, જ્યારે સવારે તડકામાં હજારો મજૂરોનો રેલો પી. આઈ. ડી. સી.ના નવા ડૉક-યાર્ડની તરફ જાય છે ત્યારે, ખુદાના કસમ, એ દૃશ્ય જોવા જેવું હોય છે. પાકિસ્તાનના ભાવિમાં મને શ્રદ્ધા બેસે છે.

"નહીં તઅલત, એ લોકો ખૂબ પ્યારા લોકો છે. એ લોકોએ હલ્લો કરીને તારા વતનના ભાગલા કર્યા છે એટલા કારણસર તેમની ઘૃણા ન કરતી. એ લોકો અત્યંત કોમળ મનના માનવીઓ છે. તેમને પેલી ચર્ચાઓ, ઇતિહાસની પેલી વ્યાખ્યાઓ, ગઈ કાલે પેલી મહેફિલમાં થઈ રહી હતી તેવા વિવાદો સાથે કોઈ સંબંધ નથી. વાસ્તવિકતા એ છે કે સિંધ-ઇન્ડસ્ટ્રિયલ એસ્ટેટમાં કારખાનાંઓ શરૂ થયાં છે અને તેનાં યંત્રો આ માનવીઓ ચલાવી રહ્યાં છે. અને જે દેશમાં તેઓ રહે છે તેનું નામ પાકિસ્તાન છે. હવે વીતી ગયેલી વાતો પર રડવું યા તો થઈ ગયેલી ભૂલો પર પસ્તાવાનો કોઈ અર્થ નથી કારણકે ભાવિ શેષ છે. બન્ને દેશો ફરીથી એક થશે એમ વિચારવું મૂર્ખતા છે. દુનિયાનો નકશો પ્રત્યેક મહાયુદ્ધ પછી બદલાય છે. ૧૯૪૫ પછી પણ બદલાયો. જ્યારે હું ભાગલા અંગે વિચારું છું ત્યારે મને દુ:ખ થાય છે. પણ ક્યાં સુધી દુ:ખ થતું રહેશે. અર્ધું જીવન વીતી ગયું છે. થોડું બાકી છે. હજી પણ આ વધેલાં-બચેલાં જીવનનો સદ્‌ઉપયોગ કરી લેવાનો સમય છે.

"આ દેશે મને સંભાળી લીધો છે, મને શરણ આપ્યું છે, તેને વિકસાવવો અથવા બગાડવો એ મારે હાથ છે. મેં, જેણે જિંદગીભર નાશને બદલે નિર્માણનાં સ્વપ્નો સેવ્યાં હતાં, શું તું એમ માને કે હું અહીં મારી જાતને ખોવાઈ જવા દઈશ ? નહીં, તઅલત, હું એમ નહીં થવા દઉં.

"હું નિર્માણ કરીશ.

"પી. એસ.–

"નિર્માણની વાત પરથી ભૈયાસાહેબનું મકાન યાદ આવ્યું. હું તેમને ત્યાં જ ઊતર્યો છું. તેમનું મકાન મોટું આલીશાન છે. એક ઇટાલિયન આર્કિટેકટે બનાવ્યું

છે. ભૈયાસાહેબની વહુ કરાંચીની મશહૂર સોસાયટી મહિલાઓમાં ગણાય છે. દુલ્હન-ભાભી મારું ઘર વસાવવા માટે પણ કોશિશ કરી રહી છે. હમણાં તેણે મારા માટે એક હજાર વાર જમીન ખરીદાવી છે, અને મકાન બંધાવવા માટે પોતાના એક દૂરના ચાચા પાસેથી પચાસ હજાર રૂપિયા ઉધાર અપાવ્યા છે. કાલે જયારે તેમનો ઇંટાલિયન આર્કિટેકટ મકાનનો નકશો લઈને મારી પાસે આવ્યો ત્યારે મને પેટ ભરીને રડી લેવાનું મન થયું.

—તારો કમ્મન"

# ૫૬

મધ્ય યુગનું ભારત, જેની દીવાલોમાં ઘાસ ઊગી રહ્યું છે. જૂનું દિલ્હી, બંગાળ અને માળવા; અમદાવાદ, ચાંપાનેર, માંડુ, જોનપુર અને બહમિની બાદ-શાહોની ઇમારતો; બીદર અને ગુલબર્ગા—દક્ષિણ !

ઉત્તરપ્રદેશમાં લલિતપુર હતું, અને કાલ્પી; અને શિકોહાબાદ અને બદાયૂં અને જોનપુર—મોગલો પહેલાંનું હિન્દુસ્તાન.

ઓરિસા, મદ્રાસ, કર્ણાટક, અજન્ટાઈલોરા—સિરિલ હરીફરીને પાછો મધ્યયુગની ઇમારતો પાસે પહોંચી જતો. અસંખ્ય નામો, અસંખ્ય જમાનાઓ, સમય અને સમયની પેટર્ન. યુરોપનાં પ્રાચીન દેવળોની કમાનો તળે ઘૂમનારો તે હવે ઘરબાર વિહોણાની જેમ હિન્દુસ્તાનભરમાં રખડી રહ્યો હતો. આ ઇમારતોના પથ્થરો પર હાથ મૂકતો. કમળનાં ફૂલ, હાથી, ગંધર્વ, હોજ, પગથિયાં, મિનારો. કોઈ અંધારી કમાનની નીચેથી કોઈ ગામડાંની છોકરી બકરી ચરાવતી પસાર થતી. કોઈ છોકરો પીપળાની ડાળ ઉપરથી વાવડીમાં કૂદી પડતો. કોઈ આંધળો રસ્તો શોધતો શોધતો મહેલના ખંડેરમાં બેસીને ચલમ સળગાવવા લાગતો. — તૂટેલા ગુમ્બજો પર ઝૂકેલું ભૂરું આકાશ. પશ્ચિમી ઘાટ ઉપરથી વાદળો ઝૂમીને ઊઠતાં અને ચિતોડ પર છાઈ જતાં. બંગાળની ખાડી ઉપરથી ઘટાઓ આગળ વધતી અને રાજશાહી અને ગૌડ પર ફેલાઈ જતી. મધ્ય યુગનું ઉદાસ, મૌન, ઉજ્જડ હિન્દુસ્તાન વરસાદમાં નહાતું. ઘાસ હવામાં લહેરાતું.

આ પથ્થરો ભૂત અને વર્તમાન બંનેમાં સામેલ હતા અને સિરીલની ચેતના ઉપર એવી રીતે વરસતા હતા કે તે ભાગીને વર્તમાનમાં શરણ લેતો.

આખા હિન્દુસ્તાનમાં રઝળી-રખડીને (તે કોને શોધી રહ્યો હતો ? તેણે કેટલીવાર અકળાઈને પોતાને પૂછ્યું હતું.) તે કલકત્તા પહોંચતો. પછી વિમાનમાં બેસીને પૂર્વ પાકિસ્તાનની ધરતી પર ઊતરતો અને ઢાકા કલબના બારમાં લગાતાર બિઅર પીને સિલ્હટ જનારી ટ્રેનમાં બેસીને ગંતવ્ય તરફ થઈ જતો.

ગંતવ્ય સ્થાન આ હતું.

એક નાનકડા સ્ટેશન પર આંચકા સાથે ટ્રેન થોભી. ઊંઘમાં જાતજાતના અવાજો સિરીલના કાને પડ્યા. "ડીમ-બોઈલ્ડ ડીમ (ઈંડું). સા...ગરમ (ગરમ ચહા) સા...ગરમ ! સા...ગરમ ! ડીમ-બોઈલ્ડ ડીમ !" તેણે બારી ખોલીને બહાર જોયું. બહાર વાતાવરણમાં ફૂલોની સુગંધ ફેલાયેલી હતી, જે વિશાળ હર્યાંભર્યાં ખેતરો ઉપર થઈને આવતી હતી. કમરમાંથી વળી ગયેલો એક વૃદ્ધ બંગાળી પોટલું ઉપાડીને ઝડપી પગલે જઈ રહ્યો હતો. સિરીલે એકીટસે એ વૃદ્ધ તરફ જોયા કર્યું—સ્ટેશનની ભીડમાં એ વૃદ્ધ દેખાતો બંધ થયો ત્યાં સુધી. ઓફ-ઓફ ! અહીં કેટલી વસતિ હતી ! સ્ત્રીઓ જેના કપાળ ઉપર મોટા મોટા લાલ ચાંદલાઓ અને સેંથીમાં સિંદૂર હતું, હાથવણાટની લૂંગી પહેરેલા મુસલમાનો, ઍંગ્લો-ઇન્ડિયન ગાર્ડ, પાલખી ઊંચકનારાઓ (અહીં હજી સુધી પાલખીનું ચલણ હતું)...પછી ટ્રેન ઊપડી, બંગાળી અવાજો અંધકારમાં ડૂબી ગયા. ટ્રેન ફરીથી તળાવોના કિનારે કિનારે દોડવા લાગી. તળાવોમાં કમળનાં ફૂલો ખીલ્યાં હતાં. કોઈક પ્રકારનાં ફૂલોની વેલથી ઢંકાયેલાં ઝૂંપડાંઓનાં બારણાંમાં સાડી પહેરેલી કોઈક સ્ત્રી નજરે પડતી હતી. કેટલીક ઘૂંઘટ કાઢેલી સ્ત્રીઓ વાંસોનાં ઝૂંડમાં ચાલી રહી હતી. તેમનાં નામ શું હશે ! આમના, સકીના, રેવા, રાધા. તેમના જીવનની કથા શું હશે ભલા ? તેમનું જીવન-દર્શન... જીવંત રહેવાથી મૃત્યુ સુધીની કથા – યાતનાઓ, દરિદ્રતા, દુકાળ...દુકાળ...દુકાળ...

તેણે આંખો બંધ કરી દીધી.

"અલ્લાહ, કપડાં આપ ! પાણી આપ, ભાત આપ ! અલ્લાહ, ભાત આપ !" તેના કાનમાં પેલા સમૂહગાનના શબ્દો ગૂંજ્યા, જે તેણે એક સમયે ઢાકાની એક મહેફિલમાં વિદ્યાર્થીઓ પાસેથી સાંભળ્યા હતા–'અલ્લાહ ! ભાત દે ! અલ્લાહ, ભાત દે !' બંગાળ અંગે તેણે કેવી રોમાન્ટિક કલ્પનાઓ કરી હતી. સુજાતા-

દેવીએ તેને ટાગોર અંગે કેવાં કેવાં લેક્ચરો આપ્યાં હતાં! જસ્મુદ્દિન અને લીલા રાય—લોકગીતો ભેગાં કરનારાઓની ટોળીઓ, સાહિત્યિક પરિષદો, કલકત્તાનાં થિયેટરો અને સાંસ્કૃતિક કાર્યક્રમો અને 'બેલ્વેડિયર'નું પુરાણું ગવર્નમેન્ટ હાઉસ, જેમાં કોઈક સમયે લૉર્ડ કાર્નવૉલિસ બિરાજતો હતો. અઢારમી અને ઓગણીસમી સદીની પૃષ્ઠભૂમિ, ક્લાઈવ રોડ જે હવે નેતાજી સુભાષ બોઝ રોડ હતો, અને અલીપુર તથા ધર્મતલ્લા અને ગાર્ડન રીચ. ટ્રેન એક વધુ સ્ટેશન પર થોભી.

તેના કમ્પાર્ટમેન્ટનો દરવાજો ખૂલ્યો અને ડાઈનિંગ-કારનો બેરર અંદર આવ્યો.

"ડિનર, સાહેબ ?"

"હા."

તેણે પગ પર બ્લેન્કેટ ઓઢી લીધો અને ફરીથી આરામથી સૂઈ ગયો.

સિલહટમાં ચાના બગીચાઓમાં સેંકડો પૂરબી મજૂર કામ કરતા હતા. રામદેઈ, રામાવતાર, લછમન અને સીતા, ગેંદા અને ચંબેલિયા. પૂરબીઓમાં બે નામ ઘણાં લોકપ્રિય હતાં : રામ અને સીતા. ભારતનો અતીત, સુવર્ણયુગ–પાટલીપુત્ર, ઇન્દ્રપ્રસ્થ, અયોધ્યા, લક્ષ્મણવતી, શ્રાવસ્તી; દિગ્વિજયી રામચંદ્ર અને મિથિલાની જનકકુમારી સીતા. અરે વાહ રે ઇતિહાસકારો!

"ડિનર, સાહેબ ! કોફી લાવું ?" બેરરે ટ્રે લાવીને સામે મૂકી દીધી, અને ધીમેથી તેને એવી રીતે સંબોધન કર્યું જાણે કે તે દેવતા હતો !

પછી તે વર્તમાનમાં પાછો ફર્યો. તેને યાદ આવ્યું કે તેને હજી શ્રીમંગલ પહોંચવાનું હતું, રંગામાટી અને બાંદરબન પહોંચવું હતું. તેને હજી રૂપિયા કમાવાના હતા.

બીજા દિવસે ટ્રેન સિલ્હટ પહોંચી. સ્ટેશન પર તેનો મેનેજર પીટર જૅકસન હમેશની જેમ કાર લઈને સ્વાગત માટે હાજર હતો. તે શહેરથી નીકળીને શ્રીમંગલ તરફ જવા રવાના થયો.

સુર્મા નદીને કિનારે જઈને તેણે કાર રોકી. હવે સંધ્યાકાળનો અંધકાર છવાઈ રહ્યો હતો. ફાનસ લઈને બુઢ્ઢા પુરુષો અને સ્ત્રીઓ નાવોમાં ચઢી રહ્યાં હતાં અથવા ઊતરી રહ્યાં હતાં. મોટરબોટ ધડાધડ કરતી સામે કિનારે પાછી ફરી. એક આંધળો ફકીર કુરાનની આયાતો બોલીને ભીખ માગી રહ્યો હતો.

મોટરબોટ સાથે પાટિયાં જોડીને તેની કાર નાવ પર ચડાવવામાં આવી.

"ભારે ભીડ છે. ચાલો, આપણે લોકો નૌકામાં જઈએ." પીટરે કહ્યું. તેણે વિરોધ ન કર્યો. તે પોતે પણ નાવની જેમ સપાટી પર ઘસડાઈ રહ્યો હતો.

તેઓ બન્ને કૂદીને નૌકામાં સવાર થઈ ગયા. નૌકા મોટરબોટની પાછળ પાછળ જવા લાગી. કિનારો દૂર રહી ગયો. ત્યાં કેરોસીનના દીવા ઝગમગી રહ્યા હતા અને તેની પાછળ ઝૂંપડાઓ પર પાનના વેલાઓ ચડયા હતા. એક ફાનસ સામે મૂકીને લોકો અખબાર વાંચી રહ્યા હતા. ક્ષિતિજ પર સોપારીનાં વૃક્ષો હવામાં ઝૂમતાં હતાં. કેટલી શાંતિ હતી ! અમીટ શાંતિ ! !

એકાએક પવન જોરથી વાવા માંડયો. નૌકા ડોલવા લાગી.

અત્યંત વૃદ્ધ ખલાસી પોતાની પૂરેપૂરી શકિત લગાવીને નૌકા ચલાવતો રહ્યો અને પછી ગાવામાં તલ્લીન થઈ ગયો.

અને તેણે જોયું કે તેના બુઢ્ઢા ખલાસીની નૌકા ડોલી રહી હતી. આગળ ઘોર અંધારું હતું અને હવાઓમાં તોફાન ગરજી રહ્યું હતું, અને અંધારી ધારાઓમાં મગર મોં ફાડીને બેઠા હતા, અને હવા ઘણી તેજ હતી. પણ આ ભૂખ્યા બુઢ્ઢા ખલાસીની નાવ ભારે આસાનીથી તોફાનનો સામનો કરી રહી હતી કારણકે પંચ તત્ત્વોની નિર્મમતા, મોત અને જોખમ સાથે તેને ઘણી પુરાણી ભાઈબંધી હતી.

જયારે હવાનું જોર વધુ વધ્યું અને નાવ વારંવાર ડોલવા લાગી તો સ્રિલે ફાનસ ઉપાડીને ગભરાટમાં ચારે તરફ દષ્ટિ દોડાવી. "પીટર, આપણે તોફાનમાં તો નથી ફસાઈ ગયા ને ?" તેણે ગભરાઈને પ્રશ્ન કર્યો.

"નહીં, આ તો સાધારણ હવા છે; ગભરાવાની જરૂર નથી." પીટરે જવાબ આપ્યો.

"પણ પેલા કાળા સુવરને કહો, કે તેનું બેસૂરું ગીત આલાપવાને બદલે સુકાન તરફ ધ્યાન આપે. નહીં તો, આ રીતે આપણે સવારે પણ ઘાટ ઉપર નહીં પહોંચીએ."

"બિચારો બુઢ્ઢો !" સ્રિલે ચટાઈની છત ઉપર ઝૂકીને બીજી તરફ જોતાં કહ્યું. ખલાસીએ તેના તરફ આંખ ઉઠાવીને જોયું અને ધીરજ સાથે હલેસાં મારતો રહ્યો.

"આ લોકો ઘણા નીચ છે. સ્ફૂર્તિનું નામ નહીં !" પીટરે કહ્યું.

સ્રિલે છત પર ઝૂકેલા રહીને જ સાદ કર્યો:

"એ ભાઈ, તારું નામ શું છે ?"

"અબુલ મોન્નૂર, સાહેબ !"

"અબુલ મોન્સૂર," સ્રિલે કહ્યું, "હું તને મદદ કરું ?"

"જી નહીં, સાહેબ." તે પાછો હલેસાં પર ઝૂકી ગયો. હવે નૌકા તેજીથી સામા કિનારા તરફ જઈ રહી હતી.

સ્રિલે નૌકાની અંદર ડોકિયું કર્યું. અંદર એક ફાનસ, એક ચટાઈ અને કાંસાનાં બે વાસણ હતાં. દીવાલ પર નાળિયેર ટાંગેલું હતું. માત્ર આટલી હતી બુઢ્ઢા સફેદ દાઢીવાળા અબુલ મોન્સૂરની સંપત્તિ! અને આ સંપત્તિ પણ નદીનાં તોફાની નીર પર ડોલતી હતી. સ્રિલને આ બધું અજબ લાગ્યું. તેણે આંખ ચોળી અને પોતાને વિશ્વાસ આપવા પ્રયત્ન કર્યો કે ભાગ્યના અનોખા દાવે તેને કેમ્બ્રિજની ગલીઓમાંથી ઉઠાવીને આ નૌકામાં લાવીને બેસાડયો હતો. આ વિચિત્ર અને સુંદર ભૂમિને 'પૂર્વ પાકિસ્તાન' કહેવામાં આવતું હતું.

ફાનસ ઉઠાવીને ફરીથી તેણે ચારેતરફ દષ્ટિ નાખી. પ્રકાશથી લહેરો ઉપર રસ્તા જેવું બની ગયું. ચંદ્ર વૃક્ષોની પાછળ ધીમે ધીમે આળસ મરડીને ઊગી રહ્યો હતો.

## ૫૭

**વી**તી ગયેલાં વરસો બિયરના ગ્લાસમાં પરપોટાની જેમ તરતાં રહ્યાં. બીજો અર્ધો કલાક વીતી ગયો. સ્રિલ ગુપચુપ બેસીને આસમાની પહાડોને જોતો રહ્યો. તેની પેલી પાર બર્મા હતું.

"કેમ ભાઈ, શું વિચારે છે ?' કમાલે ઉદાસીથી તેને પૂછ્યું.

"ખાસ કંઈ નહીં. જો પગરસ્તે અહીંથી બર્મા જવું હોય તો કેટલું દૂર થાય?'

"બસ, આ જ વિચારી રહ્યો હતો ?"

એક રખડુ, ભૂખ્યો કૂતરો નીચેથી કૂદીને વરંડામાં આવી ગયો.

"જો, આ પણ બર્માથી આવી રહ્યો છે."

કૂતરો પૂછડી પટપટાવતો રહ્યો.

"હલો...હલો...લે, બિસ્કીટ ખા." સ્રિલે કૂતરાની મહેમાનગતી કરી.

'"યાર, આ તો લાલ ચીનથી ભાગીને આવ્યો છે." કમાલે તેને ધ્યાનપૂર્વક જોઈને ભારે ગંભીરતાથી કહ્યું." એન્ટિ-કોમ્યુનિસ્ટ કૂતરો છે. આઝાદીની શોધમાં અહીં આવી પહોંચ્યો છે."

સ્રિલે મોં વાંકુ કરીને કમાલ તરફ જોયું. "તું હજી પણ કૉલેજના જમાના જેવી વાતો કરે છે."

" 'હજી પણ' ...નાં વખાણ નહીં કરી શકાય." મેજ પર ચાનો સામાન પડ્યો હતો. કમાલે એક સેન્ડવીચ કૂતરાને ફેંકીને કહ્યું. "નહીં, સ્રિલ, હવે હું 'ઇસ્લામી' હકૂમત ઉપર શ્રદ્ધા બેસાડી ચૂક્યો છું. મારો પાસપોર્ટ જો." તેણે ગજવામાંથી લીલા રંગનો તદ્દન નવો પાસપોર્ટ કાઢ્યો.

"રૈલે બ્રધર્સમાં તો હું તને આનાથી સારી નોકરી અપાવી શક્યો હોત." સ્રિલે કહ્યું, "શું તું કરણાફૂલી મિલનું પ્લાનિંગ કરવા આવ્યો છે? અહીં મોટે ભાગે લોકો આ કામ માટે આવે છે."

"હું અહીં ઝખ મારવા આવ્યો છું, તારે શી મતલબ? તું બંગાળી મજૂરોનું ખૂન ચૂસવા અહીં નથી આવ્યો? કૂડું કથરોટને હસે......હું તો છું જ જમાના-ભરનો એક નંબરનો ભાગેડુ...રિએકશનરી!" કમાલે કહ્યું.

"હવે આના ઉપર ફરીથી ભાવના સવાર થવાની લાગે છે!" સ્રિલે ભારે દુઃખ સાથે મોં બીજી તરફ ફેરવી લીધું.

સ્રિલ હૉવર્ડ એશ્લે નદીઓ, પહાડિયો અને ગીચ જંગલો વીંધીને ગઈ કાલે સવારે જ અહીં પહોંચ્યો હતો. તે શ્રીમંગલથી કારોબાર અંગે ચટગાંવ આવ્યો હતો. ચટગાંવથી તેની ચાની નિકાસ થતી હતી.

અહીં ફરીથી દિલના જંગલપ્રેમે જોર કર્યું અને પીટર પર કામનો ભાર નાખી તેણે પહાડિયોનો માર્ગ પકડ્યો. તે દોહજારી, બન્દરબન અને ચંદ્રગોનાના જંગલોમાં ફર્યો. રાંગામાટીની ટપાલ કચેરીમાંથી પોતાના ભાઈને આજ્ઞાંકિતતાથી પોતાના કુશળક્ષેમનો પત્ર લખ્યો. પત્રમાં તેણે સિલ્હટ અને ચટગાંવનાં ક્ષેત્રોની સુંદરતા પર પ્રકાશ નાખ્યો અને એવી આશા પ્રકટ કરી કે આવતી ક્રિસમસ તે પણ તેમની સાથે સિલ્હટમાં ઊજવશે.

સ્રિલે રોઝમેરીને છૂટાછેડા (કારણની કોઈને ખબર ન હતી) આપ્યા છે એ સમાચાર જાણી તેના ભાઈ લૉર્ડ બાર્નફિલ્ડના મન પરથી બોજો ઊતરી ગયો હતો.

તેને લાગ્યું કે તેનો ભાઈ બોહિમિયામાંથી નીકળીને અંતે પોતાની દુનિયામાં પાછો ફરશે. લૉર્ડસાહેબે હવે પૂર્વ પાકિસ્તાનમાં મોટા પ્રમાણમાં નાણાં રોક્યાં હતાં. ત્યાં તેમના ચાના બગીચાઓ પણ હતા. કેમ્બ્રિજમાંથી નીકળ્યા પછી સ્રિલ આજીવિકાની શોધમાં રખડી રહ્યો હતો. તેમણે એને એક દિવસ પોતાની ક્લબમાં બોલાવ્યો અને કોઈ પણ પ્રકારની ભૂમિકા વિના કહ્યું, "હું તને પૂર્વ પાકિસ્તાન મોકલવા માગું છું."

"ઘણું સારું." સ્રિલે પણ એ જ રીતે ઉત્તર આપ્યો. હવે જીવનમાં અધિક ઝઘડો કરવાની શકિત કયાં હતી !

અને પાછલા છ મહિનાથી તે પાકિસ્તાનમાં હતો. તેને લંડન છોડવા બદલ ખાસ દુ:ખ ન થયું. ગૌતમ નીલામ્બર, હરિશંકર, કમાલ, માઈકલ, સુરેખા બધા લોકો આ પહેલાં જ ઈંગ્લેન્ડ છોડી ચૂકયા હતા.

હવે તે શ્રીમંગલના એક ખૂબ સુંદર બંગલામાં રહેતો હતો અને કામથી અવકાશ મળતાં જ બહારનું ચક્કર લગાવી લેતો—કલકત્તા, ઢાકા, ઇમારતો, ખંડેર. મકાનો તેને ભાતભાતની કહાણીઓ સંભળાવતા.

કાલે સાંજે જયારે તે એક પેગોડાના બાગમાં એક કલાક ચુપચાપ બેસી રહીને સરકીટ હાઉસ પાછો ફર્યો તો એક નવયુવક પર તેની દૃષ્ટિ પડી. યુવક પાછલા વરંડાની રેલિંગ પર ઝૂકીને નીચે કરણાફૂલી નદી તરફ જોઈ રહ્યો હતો.

તેના પગનો સંચાર સાંભળીને પેલા યુવકે પાછળ વળીને જોયું.

આ નવયુવક કમાલ રઝા હતો.

કમાલે તેને પોતાની કથા સંભળાવી અને જણાવ્યું કે તે એક લેબોરેટરી સ્થાપિત કરવા માટે કરાંચીથી આવ્યો છે અને પ્રાંતભરમાં ફરી રહ્યો છે.

હવે તેઓ વરંડામાં બેઠા હતા અને જિંદગીનું દુ:ખ તેમના ટુકડેટુકડા કરી રહ્યું હતું.

સાંજનું અંધારું પથરાઈ ગયું હતું. નોકરોએ સરકીટ હાઉસમાં દીવા સળગાવ્યા. પાસેના ખંડમાં હાથીઓનો એક ઍંગ્લો-ઇન્ડિયન ઇજારદાર ઊતર્યો હતો. તે શરાબ પીધા પછી અત્યંત દાર્શનિકતાપૂર્ણ વાતો કરતો.

રાત્રે પશ્ચિમ પાકિસ્તાનના નવજુવાન સિવિલિયનોની એક ટોળી શોર મચાવતી આવી. કમાલે તેમની સાથે થોડીઘણી વાતો કરી. જમવાના મેજ પર તેઓ પૂર્વ બંગાળની સમસ્યાઓ ઉપર ચર્ચા કરવા લાગ્યા.

"કલકત્તાના સામ્યવાદી પક્ષ તરફથી અહીં ઘણા પૈસા આવે છે." એક સિવિલિયને કહ્યું.

"બંગાળની સમસ્યા ઘણી નાજૂક છે!" કોઈક બીજાએ પોતાના વિચાર પ્રકટ કરતાં કહ્યું.

કમાલ ચુપચાપ બેસીને તેમને જોતો રહ્યો.

ભોજન પતાવીને બધા પોતપોતાના ખંડમાં ચાલી ગયા. સિરિલ અને કમાલ પાછલા વરંડામાં જઈને બેઠા. વરંડા પર નારંગી રંગના ફૂલની વેલ પથરાયેલી હતી. ચારે તરફ નિસ્તબ્ધતા ફેલાયેલી હતી. નદી જ્યાં વળાંક લેતી હતી ત્યાં પહાડી ઉપર પાવર હાઉસ હતું. રાતની શાંતિમાં તેનો ધડધડાટ સ્પષ્ટ રીતે સંભળાતો. તેની બાજુમાં જ વાંસનું સિનેમા-હાઉસ હતું, જ્યાંથી 'બૈજુ બાવરા'નાં ગીતોનો અવાજ આવતો હતો. લતાનો અવાજ નદીની સપાટી ઉપર તરતો તરતો સરકીટ હાઉસ સુધી પહોંચતો હતો. કમાલ કઠેડા પર માથું ટેકવીને લતાને સાંભળતો રહ્યો. લતાનો અવાજ એક એવો મજબૂત પુલ છે જેણે બે શત્રુ-દેશોને એકબીજા સાથે જોડી રાખ્યા છે, તેણે વિચાર્યું.

"તેં લતાને સાંભળી છે?" તેણે ઊંચા અવાજે સિરિલને પૂછ્યું.

"તે કોણ છે?" સિરિલે ચોંકીને પૂછ્યું.

કમાલ બોરિયતના દરિયામાં ડૂબતો ગયો.

ખાનસામો કૉફીની ટ્રે લઈને આવ્યો.

કમાલની આ ખાનસામા સાથે ભારે દોસ્તી જામી ગઈ હતી. તેઓ બન્ને કેટલીય વખત અનેક વિષયો ઉપર વિચારોનું આદાન-પ્રદાન કરી ચૂકયા હતા.

"કહો ખાનસામાજી, શી હિલચાલ છે?" કમાલે કહ્યું.

"મહેરબાની છે હજૂર! આપ લોકોના આવવાથી રોનક રહે છે, નહીં તો આ જંગલ-બિયાબાનમાં શું રહ્યું છે!" ખાનસામો ઝૂકીને કૉફી બનાવવા લાગ્યો. સિરિલ પોતાની આદત અનુસાર આંખો બંધ કરીને બેઠો હતો.

ગવર્નર જનરલ ઇસ્કંદર મિર્ઝા અને તેમની પાર્ટી હાથી પકડવાના કાર્યક્રમ પછી બન્દરબનથી પાછી કરાંચી પહોંચી ગઈ હતી. તેમને માટે વાંસનું સરકીટ હાઉસ ખાસ સજાવ્યું હતું. ગવર્નર જનરલની શાનશૌકત જોઈને ખાનસામાને બંગલાના

ગવર્નર સર ફ્રેડરિકનો જમાનો યાદ આવી ગયો. તે પણ જ્યારે શિકારને માટે આવતા હતા ત્યારે આ પ્રમાણે જ જંગલમાં મંગલ થતું અને ખૂબ બક્ષિસ મળતી.

"પાછલા દિવસોમાં અહીં ભારે ધમાલ રહી હશે." કમાલે કહ્યું.

"જી હજૂર, આપે તે જમાનામાં આવવું જોઈતું હતું. દૂર દૂરથી સાહેબ લોકો આવતા હતા. હવે ખુશીની વાત છે કે બડા લાટસાહેબ અંગ્રેજને બદલે મુસલમાન છે પણ શાનમાં અંગ્રેજોથી કમ નથી. તેને કારણે જ બહારના લોકો ઈર્ષ્યાથી બળે છે."

"કોણ બળે છે ?" કમાલે પૂછ્યું.

"અરે સાહેબ !" તેણે ચારે તરફ જોઈને ધીમેથી કહ્યું, "અહીં મોટા મોટા ઝઘડા કરનારાઓ છે."

"અહીં ક્યાં ?" કમાલને તેના રહસ્યમય સ્વરથી એમ લાગ્યું કે આ ગીચ જંગલોમાં સામ્યવાદીઓના મજબૂત અડ્ડાઓ છે. અંધારામાં તેમની ગેરિલા ટુકડીઓ બહાર નીકળીને સરકીટ હાઉસ ઉપર હલ્લો કરશે, અને તે બિચારો પોતાનું કર્તવ્યપાલન કરતાં કરતાં શહીદ થઈ જશે.

સ્રિલ કપડાં બદલવા માટે પોતાના ખંડ તરફ ચાલી ગયો. ખાનસામાએ કૉફીનાં વાસણો ઉપાડી લીધાં. ફરી શાંતિ છવાઈ ગઈ.

થોડા સમય પછી એક અમેરિકન ડ્રોઈંગ-રૂમમાંથી નીકળીને લાંબા લાંબા ડગ ભરતો મિત્રની જેમ કમાલ પાસે આવીને બેસી ગયો.

"હાઉ ડી...?" તેણે હસીને પૂછ્યું.

"હલો...હાઉ ડૂ યૂ ડૂ." કમાલે હાથ મિલાવ્યા.

"હું જોન ટાઈટસ ફ્રેજર, જૂનિયર છું. મને જોની કહો."

"હલો, જોની, અહીં કેમ આવવું થયું ?" આ સાથે જ કમાલના ધ્યાનમાં આવ્યું કે આ અનાવશ્યક પ્રશ્ન છે.

"હું ચકમા જાતિના આદિવાસીઓ અંગે એક ડોક્યુમેન્ટરી ફિલ્મ બનાવી રહ્યો છું."

"ઓ...હાઉ એક્સાઈટિંગ !" કમાલ પગ લાંબા કરીને આરામખુરશી પર આડો પડયો ને સિગારેટ સળગાવી. જોનીને પણ તેણે સિગારેટ ધરી.

"થેંક્સ !"

બીજી ક્ષણે જોની પણ વાતાવરણના જાદુમાં ખોવાઈ ગયો. તે પણ કઠેરા પર

હાથ રાખી નદીને જોતો રહ્યો. નદીમાં નાવો ફરી રહી હતી. કદીક કોઈ ખારવાનો ભટિયાલી ગીતનો સાદ સંભળાઈ જતો. હવે ઘોર અંધારું બધે પથરાઈ ગયું હતું.

પછી જોનીએ ગાઢ મિત્ર હોય તેવી રીતે કમાલ સાથે વાત શરૂ કરી દીધી. કમાલ હા-હા કરતો રહ્યો. સિરિલ ડ્રેસિંગ-ગાઉન પહેરીને પોતાના ખંડની બારીમાંથી કમાલ અને અમેરિકનને માથાઝીંક કરતા જોઈને તે ચુપચાપ બાથરૂમમાં થઈને બહાર નીકળી પાસેના વરંડાની સીડી પર જઈને બેઠો. તેની સામે પણ નદી ખળખળ વહી રહી હતી. અંધારું વધુ ઘેરું બનતું જતું હતું.

એટલામાં બીજા અમેરિકનો ડ્રૉઈંગ રૂમમાંથી થઈ વરંડામાં આવ્યા. આ બન્ને યુસીસના અધિકારી હતા અને ઢાકાથી આવ્યા હતા. તેઓ જોની સાથે જ રાંગામાટી આવ્યા હતા. લોકેશન શોધવા માટે આખો દિવસ આસપાસનાં ગામડાંઓમાં રખડયા હતા.

"તને ખબર છે રેડ-ચાઈના અહીંથી કેટલું પાસે છે...? આ પહાડોથી થોડે જ દૂર!" જોનીએ એક વધુ રહસ્યોદ્ઘાટન કર્યું.

સરકીટ હાઉસના નોકરે આવીને સૂચના આપી કે નહાવાનું પાણી મુકાઈ ગયું છે. તેઓ બધા આમ જ વાત કરતા કરતા ઊભા થઈને અંદર જતા રહ્યા.

સિરિલે ડોકાઈને ફરીથી બારીમાંથી જોયું.

"તારા યાર-દોસ્ત ગયા?"

"આવી જા...હવે મેદાન સાફ છે!" કમાલે ઉત્તર આપ્યો.

સિરિલ બહાર આવીને પોતાની આરામખુરશી પર આડો પડયો. બન્ને જણા ફરીથી પોતપોતાના વિચારોમાં ડૂબી ગયા.

કમાલ અને સિરિલ પાંચ-છ દિવસ ત્યાં રહ્યા.

સરકીટ હાઉસ નીચે કરણાફૂલી નદીમાં લાકડાં વહાવીને ચંદ્રઘોના તરફ લઈ જવાતાં હતાં. થોડેક દૂર ડેપ્યુટી કમિશનરનો બંગલો હતો. વળાંક લેતા માર્ગો પરથી મંગોલ શકલવાળા પહાડીઓ પીઠ પર બોજો લાદીને પસાર થઈ રહ્યા હતા. સરકારી જીપ ગાડીઓ ઝડપથી પસાર થતી. સવારે-સાંજે મંદિરોમાં ઘંટ વાગતા. બજારમાં જંગલમાંથી આવેલી ચીજો વેચાતી. લાંબી લાંબી પાઈપ પીતી હસમુખી પહાડી સ્ત્રીઓ દુકાનો

માંડીને બેઠી હતી. હિન્દુ, મુસલમાન, બૌદ્ધ, બધા શાન્તિ અને સંતોષ સાથે પોતપોતાના કામમાં લાગ્યા હતા. તેઓ અનનાસનાં ખેતરોમાં કાપણી કરી રહ્યા હતા, ચોખા ઉગાડી રહ્યા હતા, ગીચ ભયાનક જંગલોમાંથી વાંસ કાપીને નીચે લાવી રહ્યા હતા. કોઈ ખૂબ સુમસામ જંગલની ઊંચી પગદંડી પર કમાલને ઘણી વખત માથા પર વાંસોનો ભારો મૂકીને રસ્તા પરથી પસાર થતા બુઢ્ઢાઓ દેખાતા. વાંસના આ ભારાને વેચીને તે થોડાક આના કમાશે. સદીઓથી તે આમ જ કરતા આવ્યા હતા. આજે પણ તેની સ્થિતિમાં રતીભારનો ફેર પડયો ન હતો. જંગલોમાં ચકમા, માઘ અને મોંગ આદિવાસીઓ વાંસની ઝૂંપડીઓમાં જીવન વ્યતીત કરી રહ્યા હતા. આ સુંદર અને શાંતિમય ક્ષેત્ર જંગલીઓનો દેશ કહેવાતો. પહાડી છોકરીઓ કાળી ધારદાર સેરોંગ બાંધીને-માથા પર ગાગર મૂકીને જંગલોમાંથી પસાર થતી. કોઈ ભિક્ષુનાં ભગવાં વસ્ત્રોની ઝલક પણ દેખાઈ જતી. બન્દરબન જઈને કમાલ અને સિરલ મોઘ રાજાને મળ્યા, તેનો મહેલ જોયો અને જયાં હાથી રહેતા હતા તે ગીચ જંગલ જોયું.

"આ વરસે આસામમાં રેલ આવી હતી એટલે અસંખ્ય હાથીઓ પોતાનું વન છોડીને અહીં આવ્યા છે. એમ તો આ જંગલોની સાચી સીમા નક્કી કરવી એ ઘણું કપરું કાર્ય છે." એક અફસરે કમાલને જણાવ્યું.

"એનો અર્થ એ કે જે પાકિસ્તાની હાથીઓ પકડવામાં આવ્યા તેમાં શરણાર્થી હાથીઓ પણ સામેલ હતા?" કમાલે ગંભીરતાથી પૂછ્યું.

તેમણે બન્દરબનના તમામ ક્ષેત્રની મુલાકાત લીધી.

આ જંગલોમાં સુંદર જાનવર ભાગતાં ફરતાં હતાં—ચિત્તા, ગુલદાર અને સાબર. આ કેવી સાફ-સ્વચ્છ અને પવિત્ર દુનિયા હતી.

એક દિવસ સાંજે તેઓ રાંગામાટીથી કરણાફૂલીને પેલે પાર રાજવાડી ગયા, જયાં 'ચકમા' રાજા રહેતો હતો. અહીં કમાલને દેશી રાજયોની અંતિમ જીવિત અવસ્થાનું ભારે પ્રભાવ-શાળી દશ્ય જોવા મળ્યું. બાગમાં નાની-મોટી તોપો ગોઠવેલી હતી. એક મંદિર હતું. આંબાઓ ઉપર સાંજની ઉદાસીમાં કોયલો ટહૂકા કરતી હતી. સામે સાધારણ મહેલમાં, આછા પ્રકાશવાળા બલ્બ બળી રહ્યા હતા કારણકે રાંગામાટીનું વીજળી ઘર ઘણું કમજોર હતું.

મોટા ખંડમાં રાજાના પૂર્વજોનાં મોટાં મોટાં તૈલચિત્રો લટકતાં હતાં. "આ પૂર્વ-જોમાં બંગાળ અને આસામના મુગલ ગવર્નર પણ સામેલ હતા!" સિરલે તરત જ આ ક્ષેત્રના ઇતિહાસ અંગેનાં ઊધઈ ખાધેલાં પુસ્તકનો હવાલો આપ્યો. આ પુસ્તક સર-

કીટ હાઉસના ડ્રૉઈંગ રૂમમાં રાખવામાં આવ્યું હતું. "જોકે આ રાજા ધર્મથી હિન્દુ-બુદ્ધિસ્ટ અને જાતે બ્રાહ્મણ—મુગલમંગોલ છે. ભારતીય ઇતિહાસની આ ભૂલભુલામણીએ મને થકવી દીધો છે. તમારે ત્યાં ઈતિહાસની આ બહુલતા કેમ?" તેણે કમાલને ગુસ્સાથી પૂછ્યું.

ઈંગ્લંડમાં શિક્ષણ પામેલા નવયુવક રાજા અને તેની માએ સ્રિલ અને કમાલનું સ્વાગત કર્યું.

દીવાનખાનામાં પિયાનો ઉપર એક પ્રસિદ્ધ ભારતીય નર્તકી અને ફિલ્મસ્ટારની તસવીર હતી. આ નર્તકી રાજમાતાની બહેન હતી. કેશવચંદ્ર સેન અને પાછલી શતાબ્દીના પ્રસિદ્ધ બ્રહ્મસમાજી નેતા બાબુ જી. એન. દત્તાનાં ચિત્રો પણ હતાં. રાજમાતા બાબુ જી. એન. દત્તાની પ્રપૌત્રી અને ડૉકટર મનોરંજન દત્તાની પૌત્રી હતી.

"મેં બાબુ જી. એન. દત્તાની જીવનકથા વાંચી છે." સ્રિલે ધીમેથી કહ્યું.

"તમે પાકિસ્તાનથી આવ્યા છો?" રાજમાતાએ પૂછ્યું.

કમાલ એક ક્ષણ માટે અવાક્ રહી ગયો. આ પણ પાકિસ્તાન જ છે. પછી બીજી ક્ષણે પરિસ્થિતિ પર વિચાર કર્યો, શું આ પાકિસ્તાન નથી? કોઈ પણ દેશની કલ્પના મૂળે શી છે? આ રાજાવાડી હવે કયા દેશમાં સામેલ છે? કેશવચંદ્ર સેન અને બાબુ જી. એન. દત્ત હવે ક્યાંના છે?

રાજા ઘણો રૂપાળો હતો. હવે તે ઑકસફર્ડના સ્વરે સ્રિલ સાથે બોલ્યો, "સરકાર કરણાફૂલી પર બંધ બાંધીને આખા પ્રાંતના કારખાનાંઓ માટે એક હાઈડ્રોઈલેક્ટ્રિક સ્ટેશન બનાવનાર છે. મારી જાતિના લોકોનો વિસ્તાર પણ પાણીમાં ડૂબી જશે. સરકાર તેમને બદલો આપીને બીજા કોઈક સ્થળે વસાવશે. આ મારું ઘર રાંગમાટી સહિત પાણીમાં ડૂબી જશે."

"ફેરફાર વિના પ્રગતિ શકય નથી." કમાલે ધીમેથી કહ્યું.

"હા!" રાજાએ કહ્યું.

રાજમાતા કલકત્તાની વાતો કરવા લાગી. તેના પરદાદા પ્રસિદ્ધ બ્રહ્મસમાજી બાબુ જી. એન. દત્તાનું મકાન 'દત્ત-હાઉસ'ને કમાલના પર-નાના મટિયાબુર્જના નવાબ અલી રઝા બહાદુરે ખરીદ્યું હતું તેનો પણ ઉલ્લેખ થયો.

કમાલ અને સ્રિલે થોડા સમય પછી જવાની રજા માગી. રાજા અને રાજમાતા દ્વાર સુધી વળાવવા આવ્યાં.

તેઓ બહાર આવ્યાં. રાજવાડીના દીવા ઝબકતા રહ્યા. કરાણુંલી પર નાવોની અવરજવર ઓછી થતી જતી હતી. રાત ઠંડી થતી જતી હતી.

બીજા દિવસે સવારે તેઓ રાંગામાટીને 'ખુદાહાફિઝ' કરીને નીચે મેદાનોમાં ઊતરી આવ્યા. ચટગામથી ટ્રેનમાં બેસીને સીતાકુંડ જવા રવાના થઈ ગયા.

કમાલ અને સ્રિલ સ્ટેશન ઉપર ઊતર્યા. સાંજ ઢળતી હતી.

"અમે સીતાના મંદિરે જવા માગીએ છીએ." કમાલે એક માણસને કહ્યું.

"હવે, આ સમયે ન જશો. પહાડીની ટોચ ઘણી ઊંચી અને જોખમકારક છે. પાછા ફરતાં રાત થઈ જશે." સ્ટેશનમાસ્તરે આગળ આવીને કહ્યું.

દશપંદર લોકો તેમની આસપાસ ભેગા થઈ ગયા. આ એક મોટું કુટુંબ હતું: સ્ટેશનનો સ્ટાફ, પોલીસ કોન્સ્ટેબલો, ચાના સ્ટૉલવાળા, ગામના લોકો, મંદિરોના સાધુઓ. તેમની સંપૂર્ણ શાંતિમય દુનિયામાં આ બે અનોખા અજાણ્યા માણસો ક્યાંથી આવી ટપકયા હતા.

વસતિમાં તરત ખબર ફેલાઈ ગઈ. બે યાત્રીઓ આવ્યા છે. તેમાંથી એક અંગ્રેજ છે. એક પાલખી પ્લેટફૉર્મ પર આવી. તેનો પરદો ખસેડી સાડીના ઘૂંઘટમાંથી એક છોકરીએ પણ આ બે જણાને અચંબાથી જોયા.

સ્રિલ પાલખીને શૂન્યદષ્ટિએ જોતો રહ્યો. "એ અમારા મોટા મૌલવીસાહેબની બેટી છે. પાછી પોતાને સાસરે જઈ રહી છે." એક જણે કહ્યું.

કોન્સ્ટેબલ આગળ વધ્યો, "આવો, આપને ગામ સુધી પહોંચાડી દઉં." તેણે કહ્યું. રસ્તામાં તેણે રાજકીય ચર્ચા શરૂ કરી–મોંઘવારી, મુસ્લિમ લીગની નીતિ, કૃત્રિમ દુકાળ, અવામી લીગ, એ. કે. ફઝલુલ હક. આ પ્રાન્તના લોકોમાં રાજકીય ચેતના પ્રમાણમાં વધારે હતી. ગામના નાનકડા બજારમાં એક છોકરો કમાલની પાછળ ચાલવા લાગ્યો. ને કોન્સ્ટેબલને ચટગાંવની સ્થાનિક ભાષામાં કશુંક કહી રહ્યો હતો.

"પ્રફુલ્લ કહે છે કે તે આપને કુંડ સુધી લઈ જશે." કોન્સ્ટેબલે કહ્યું.

"હલો, પ્રફુલ્લ!" સ્રિલે હાથ મિલાવ્યા.

"શાળામાં અભ્યાસ કરો છો?"

"જી નહીં, ખેતી કરું છું."

"અહીં આરામથી રહો છો?"

"આરામથી શા માટે ન રહું?" પ્રફુલ્લે આશ્ચર્યથી પૂછ્યું.

બજારના કાચા રસ્તા પર થોડા વખત પહેલાં જ પાણીનો છંટકાવ કરાયો હતો. નાની નાની દુકાનો પર લોકો ખરીદી માટે ભેગા થયા હતા. બધાની દષ્ટિ આ બે લોકો પર હતી. ગોરા દેવની જેમ સ્રિલ એ નાના બજારમાં દાખલ થયો. કમાલ એક ચાની હૉટલ પાસે થોભ્યો. સાફસૂથરી વાંસની ટટ્ટીઓની બનેલી ચાની હૉટલોમાં ચાદર લપેટેલા કેટલાક લોકો બાંકડા ઉપર બેસીને અખબાર વાંચતા હતા. એક ખૂણામાં ગ્રામોફોન વાગી રહ્યું હતું. દીવાલો પર કલકત્તામાં બનેલી ફિલ્મોની જાહેરાતો હતી.

લોકો પોતપોતાનાં ઘરોમાંથી કેળાં અને બીજાં ફળો લઈને મહેમાનોનું સ્વાગત કરવા આવ્યા.

"આપ યાત્રી છો, ઘણા દૂરથી આવ્યા છો, આપની સેવા કરવી એ અમારી ફરજ છે." એક દાઢીવાળા મુસલમાને કહ્યું.

કમાલ ભારે આશ્ચર્ય સાથે આ બધું સાંભળતો રહ્યો. શું આ લોકોએ જ નોઆખલી અને બિહારમાં એકબીજાને રહેંસી નાખ્યા હતા?

પ્રફુલ્લના નેતૃત્વમાં આ લોકોએ પહાડી ઉપર ચડવાનું શરૂ કર્યું. માર્ગમાં સુંદર ઝૂંપડાંઓ અને હરીભરી કુંજો હતી. ઠેકઠેકાણે સરસ્વતીની પૂજાની તૈયારીઓ થઈ રહી હતી. ઘાસ પર અને મકાનો સામે સરસ્વતીની સુંદર અને નાજુક મૂર્તિઓ કુંભારોએ સુકાવા મૂકી હતી. કમાલ એક મૂર્તિ પાસે જમીન પર બેસી ગયો.

સ્રિલ પણ ઘાસ પર ઘૂંટણ ટેકવીને બેસી ગયો, "તમારાં ગામડાંઓનાં કુંભારો કેટલા કુશળ કારીગરો છે!" તેણે મૂર્તિને ધ્યાનપૂર્વક જોઈ કહ્યું.

"હા." કમાલે ગર્વથી કહ્યું.

પછી તેઓ વાંસનાં ઝુંડમાંથી નીકળીને પહાડી તરફ આગળ વધ્યા. સામે લાલ પથ્થરનું તળાવ હતું. તળાવની ચારે તરફ લાલ મંદિરો હતાં અને લાલ પથ્થરની સીડીઓ પર વૃક્ષોની શાખાઓ ઝૂકી હતી. ચારે તરફ નિ:સ્તબ્ધતા છવાયેલી હતી.

તળાવનો ફેરો ફરીને તેઓ એક બીજી કુંજમાં ગયા. અહીં નાનાં નાનાં ઝરણાંઓના કિનારે છોકરીઓ બેઠી હતી. ઝૂંપડાંઓ અને મકાનો પર પીળાં ફૂલોથી લદાયેલા તુરિયાંના વેલા ચઢેલા હતા. વૃક્ષો ઉપરથી સુગંધિત ફૂલો ખરી રહ્યાં હતાં.

"યાર, આ તો બિલકુલ કોઈક પ્રગતિશીલ બંગાળી ફિલ્મના સેટ જેવું દેખાય છે." કમાલે કહ્યું. "પૂર્વ બંગાળનાં ગામડાંઓથી વધુ સુંદર દશ્યો કયાંય જોવા નહીં મળે."

તેઓ પહાડીનાં પગથિયાં સુધી પહોંચી ગયા. હવે તેમની બન્ને બાજુએ ખૂબ ગીચ ટ્રૉપિકલ જંગલો અને ઘેરી ગુફાઓ હતી. ઠેકઠેકાણે સેંકડો વરસ જૂના મઠો વૃક્ષોની પાછળ છુપાયેલા હતા. ભૂરા રંગના ભયાવહ દેવની તાળાં મરાયેલી ઓરડીઓમાં મહંતોની સમાધિ હતી. તૂટેલાંફૂટેલાં હજારો પગથિયાંઓ અને ખતરનાક વળાંકોમાંથી પસાર થઈ તેઓ શિખર સુધી પહોંચી ગયા હતા. શિખર પર ગંધકના કુંડમાં આગ સળગી રહી હતી.

"રાવણે સીતા મહારાણીને લંકાથી લાવીને અહીં રાખ્યાં હતાં." પ્રફુલ્લે ભારે વિશ્વાસ અને શ્રદ્ધા સાથે મેટર ઑફ ફેક્ટ અંદાજથી આ વાત કહી. જાણે ગઈ કાલની જ ઘટના કેમ ન હોય!

કેટલાક સાધુઓ મંદિરો તરફ જતા ઢોળાવ પર દેખાયા. સ્રિલ ઉપર પહોંચીને એક વૃક્ષ પાસે રોકાઈ ગયો.

અંધકાર ઘેરો બનતો જતો હતો. તૂટેલાંફૂટેલાં પગથિયાંઓની નીચે ઝરણાંનું પાણી વહી રહ્યું હતું. સાંજની ઘેરી શાંતિમાં પક્ષીઓનો કલરવ, પાંદડાઓનો સરસરાહટ, પાણીનો અવાજ, પૂજારીઓના મંત્રોચ્ચારનો અવાજ શાંતિનો ભંગ કરતાં હતાં.

સૂરજે વિદાય લીધી હતી. તેનાં જે કિરણો અત્યાર સુધી પહાડના જંગલ ઉપર તરેહ તરેહના રંગો રેલી રહ્યાં હતાં તે અંધકારમાં ખોવાઈ ગયાં. "હવે પાછા ફરીએ. આપણે દશ વાગ્યાની ટ્રેન પકડવાની છે." કમાલે યાદ દેવડાવ્યું.

તેમણે પહાડી ઉપરથી ઊતરવું શરૂ કર્યું.

ગામની ચાની હૉટલમાં તેમની પ્રતીક્ષા થઈ રહી હતી. તેઓ અંદર જઈને બાંકડા પર બેસી ગયા. તેમની સામે ચા અને બબ્બે પૈસાવાળાં બિસ્કીટો મૂકવામાં આવ્યાં. યજમાનો થોડાક શરમાઈને મહેમાનોથી દૂર ખસીને એક તરફ જઈને ઊભા રહ્યા.

પછી તેઓ બહાર નીકળ્યા. ઘણા લોકો તેમને સ્ટેશન સુધી મૂકવા આવ્યા. પ્રફુલ્લ જૂના દોસ્તની જેમ તેમની સાથે ચુપચાપ ચાલતો રહ્યો. ગામનાં બાળકોએ તેમની પાસે બક્ષિશ માગી નહીં. પ્રફુલ્લે પણ ઇનામ લેવાની ના પાડી. એવું લાગ્યું કે જાણે તેની સામે રૂપિયા ધરીને કમાલે તેનું દિલ દુભવ્યું હતું.

"હું ભિખારીઓની દુનિયામાં વસનારો ભિખારી છું. જો કોઈ ભિખ લેવાની ના પાડી દે તો મને નવાઈ ન લાગવી જોઈએ?" કમાલે કહ્યું.

"હા!" સ્રિલે ઉત્તર આપ્યો.

તેઓ સ્ટેશન પર પહોંચ્યા. ટ્રેન આવી. તેઓ ચટગાંવ પાછા ફર્યા. ત્યાં ઝગમગતી કલબના બાર-રૂમમાં પીટર તેમની પ્રતીક્ષા કરી રહ્યો હતો.

"તમે સીતાકુંડ જઈને આવી રહ્યા છો!" તેનો ચેહરો ફિક્કો પડી ગયો. "ગજબ ખુદાનો! ખબર છે? પહાડી સાપ, ચિત્તાઓ અને વીંછીઓથી તે ભરપૂર છે. ત્યાં તો દિવસે પણ બંદૂક વિના સમજદાર માણસો જતા નથી."

"પણ ત્યાં આટલા બધા માણસો વસે છે તેનું શું ?" કમાલે પૂછ્યું.

"અરે, સાપ-વીંછીના કરડવાથી તેઓ પણ મરે છે. અને તેમને શું છે, તેઓ તો છે જ જંગલી!"

બીજા દિવસે તેઓ સિલ્હટ માટે રવાના થઈ ગયા. ઠેકઠેકાણે પુરાણાં મંદિરો, મઠો, મસ્જિદો અને દરગાહો અંગે સ્રિલ આર્કિયોલોજિસ્ટની અદાથી કમાલને માહિતી આપી રહ્યો.

"આ તું આર્કિયોલોજિનો પંડિત ક્યારથી બની ગયો?" એક દિવસ બારીસાલ જતાં કમાલે હળવેથી પૂછ્યું.

"હું એવા નિર્ણય પર પહોંચ્યો છું," સ્રિલે સ્ટીમરની રેલિંગ પર ઝૂકીને દરિયાની લહેરો જોતાં જવાબ આપ્યો, "કે મારી પાસે વીતેલો જમાનો જ એક એવી ચીજ છે, જે સહીસલામત બચી છે. હવે હું પોતે પણ એક વીતેલો જમાનો છું. તારી જેમ જ હિન્દ અને પાકિસ્તાનનાં આ પ્રાચીન ખંડેરો મારાં દોસ્ત છે. હું તેની ભાષા સમજું છું. આ પાગલ મહાદ્વીપમાં માત્ર તે જ મારા રહસ્યને જાણે છે. તે મને પોતાની રામકહાણી સંભળાવે છે. હું તેનો એકલો શ્રોતા છું. આ પથ્થરો મારા દોસ્ત રહેશે. કમાલ, ખુદાને ખાતર એમ ન કહેતો કે હું એક પશ્ચિમી યુરોપિયન 'ડિકેન્ટઈન્ટલેક્ચ્યુઅલ' થઈ ગયો છું. મને આવાં લેબલોની ફિકર રહી નથી. મને હવે સમજાય છે કે લોકો રોમ અને બાઈજન્તિયમમાં શા માટે આશરો લઈ રહ્યા છે. મેં દનિયા સાથે જે આ નવો સંબંધ જોડયો છે તેને તારી કડવી ભાવનાઓથી તોડવા કોશિશ ન કરીશ."

સિલ્હટમાં તેઓ સુંદર સર્પાકાર પહાડી માર્ગો પરથી પસાર થતા એક દિવસ સરહદ સુધી ગયા. સામે લાકડાંનો એક મોટો દરવાજો હતો, જેની આ બાજુ પાકિસ્તાની સિપાહીઓ સાવધાનીથી ઊભા હતા. ફાટકની પેલી બાજુ કેટલાક આસામીઓ ઊભા ઊભા પાન ચાવી રહ્યા હતા. થોડે દૂર આસામના પહાડો હતા. કમાલ એક

ખૂણામાં લાંબા સમય સુધી મૌન ઊભો રહીને જોતો રહ્યો. કદાચ તે અચાનક જ હિન્દુસ્તાનની ઝલક જોવા મન અને ભાવનાઓથી તૈયાર ન હતો. પણ તેનાથી માત્ર થોડાંક જ ડગલાં દૂર હિન્દુસ્તાન તેની સામે ખડું હતું.

સિલ્હટથી બીજા દિવસે તેમણે શ્રીમંગલનો માર્ગ પકડયો. આ લાંબી સફર હતી. નદીઓ અને ગીચ જંગલો અને મૌલવી બજારનો ખૂબસૂરત વિસ્તાર પસાર કરીને તેઓ સિરિલના નિવાસસ્થાને પહોંચ્યા. એક નાનીશી ટેકરી ઉપર સિરિલનો બંગલો હતો. તેની બત્તી દૂરથી દેખાઈ રહી હતી. હવે રાત પડી ચૂકી હતી.

સહસા કમાલને લાગ્યું કે તેનો જાણીતો સિરિલ કોઈ રહસ્યમય ઢંગથી પળ માત્રમાં 'મોટા સાહેબ'ના રૂપમાં પલટાઈ ગયો હતો. કાર રોકીને સિરિલ ઊંચી ડોકે સામે જોતો પોર્ચનાં પગથિયાં ચઢયો. તેના નોકરોની પલટન સ્વાગત માટે આગળ આવી. વરંડામાં ઊભેલા કેટલાક મજૂરોએ ઝૂકી ઝૂકીને તેની સામે હાથ જોડયા. તેણે સાદ કર્યો, "અબ્દુલ રહમાન! નહાવાનું પાણી મૂક." પછી તે કમાલને સાથે લઈને ગેસ્ટ-રૂમ તરફ આગળ વધ્યો.

"આ તારો ખંડ છે." તેણે કહ્યું.

બંગાળી વાઘોની ચામડી અને ચિત્તાઓ અને સાબરનાં માથાંઓ તથા કીમતી ફર્નિચરથી આ ખંડ સજાવેલો હતો. કમાલને અનુભવ થયો કે તે ૧૯૨૮ પહેલાંના હિન્દુસ્તાનમાં આવ્યો છે. તેને 'ગુલફિશાં' ખૂબ ખૂબ યાદ આવ્યું અને દેહરાદૂનનું મકાન 'ખયાબાં' પણ. સિરિલે ડ્રાઈવરને બોલાવ્યો તો કમાલને લાગ્યું કે કદાચ મિયાં કદીર આવશે.

બંગાળી મુનિમ મજૂરોનો હિસાબ-કિતાબ લઈને વરંડામાં ટહેલી રહ્યા હતા. ટ્રેડ યુનિયનનો એક કાર્યકર્તા ઘણા સમયથી સિરિલની પ્રતીક્ષા કરતો પોર્ચનાં પગથિયાં પર બેઠો હતો. યૂરેશિયન કલાર્ક રાલ્ફ જોજેફ વરંડામાં કામના કાગળો લઈને ઊભો હતો. એકલો સિરિલ અને તેના અંગત સ્ટાફમાં અનેક માણસો હતા—માળી, ઘાસ કાપનારો, ભિશ્તી, ચોકીદાર. નદી ઉપર તેની પોતાની મોટર-લૉંચ હતી. સિરિલ શ્રીમંગલમાં દૂર-દૂર ફેલાયેલા આ રાજ્યનો પોતાના મોટા ભાઈ લૉર્ડ બાર્નાફિલ્ડ સાથે સંયુક્ત માલિક હતો. તે ઇચ્છે તો આ બધાને ઊંધે માથે લટકાવીને માર મરાવી શકે તેમ હતો. એ જ સિરિલ—જે થોડાક સમય પહેલાં કેમ્બ્રિજમાં બોદલેયર અને એલિયટનાં પુસ્તકો લઈને ફરતો હતો અને 'કોહિનૂર'માં જઈને માઈકલ સાથે બટાટા ખાતો હતો.

સવારે સાત વાગે ચોકીદારે બંગલાના હૉલના દરવાજા ખોલ્યા. સૂરજનાં કિરણો બારીના આછા પડદામાંથી ચળાઈ ચળાઈને અંદર આવવા માંડ્યાં ત્યારે સ્રિલ આળસ મરડી પથારીમાં બેઠો થયો. કમાલ પોતાના ખંડમાંથી બહાર આવી, ડ્રેસિંગ ગાઉન પહેરી વરંડામાં ઊભો ઊભો સિગારેટ પી રહ્યો હતો. 'યાદે-સુબહે-વતન દે રહી થી હવા: દાગે-દિલ ફૂલ બન–બન કે ખિલના લગે. મેરી પલકોં પે બદરે-કમાલ આ ગયે!' તે મનમાં ગણગણ્યો અને લાંબો શ્વાસ લઈને ડ્રૉઈંગ રૂમમાં ચાલી ગયો. ડ્રૉઈંગ રૂમની દીવાલો પૂર્વ પાકિસ્તાની ચિત્રકારોનાં ચિત્રોથી સજાવેલી હતી. કબાટોમાં પસંદ કરેલાં પુસ્તકો હતાં. સવારના નાસ્તા પછી તે સ્રિલ સાથે બહાર નીકળ્યો. સ્રિલે સોલાહેટ પહેરી હતી. બન્ને કારમાં બેઠા. પીટર જેકસન અને રાલ્ફ જોજેફના નેતૃત્વ હેઠળ મુનિમો અને કારકુનોનું સરઘસ જીપ ગાડીઓમાં બેસીને પાછળ પાછળ આવ્યું. સ્રિલે કમાલને પોતાની ફેક્ટરી બતાવી. ત્યાં ચાનાં પાંદડાં તૈયાર કરવામાં આવતાં.

બપોરે ભોજન માટે તેઓ ક્લબમાં ગયા અને કેટલાક સાથી પ્લાન્ટરો સાથે નારાયણગંજ શેર બજારના તે દિવસના ભાવો અંગે સ્રિલે વિચાર-વિનિમય કર્યો. 'સ્ટેટ્સમેન' અને 'અમૃતબજાર પત્રિકા' તથા ઢાકાના 'મોર્નિંગ ન્યૂઝ' પર નજર નાખી. હજી તો ભોજન પહેલાં બિયર ચાલી રહ્યો હતો ત્યાં સહસા કમાલ ગુમ થઈ ગયો.

"મિસ્ટર રઝા ક્યાં ગયા?" વરંડામાં આવીને સ્રિલે પીટરને પૂછ્યું.

"ખબર નહીં, હમણાં મેં તેને નૂરુલ ઇસ્લામ ચૌધરી સાથે બગીચાઓ તરફ જતા જોયા."

"નૂરુલ ઇસ્લામ ચૌધરી?" સ્રિલ ચુપ થઈ ગયો. નુરુલ ઇસ્લામ ચૌધરી કામદાર સંઘનો પ્રતિનિધિ હતો અને ગઈ રાતે સ્રિલને મળવા આવ્યો હતો. પણ સ્રિલે તેને મળવાનો ઇનકાર કર્યો હતો અને સવારે ઑફિસે આવવા જણાવ્યું હતું.

સ્રિલ કારમાં બેઠો અને કમાલને શોધવા નીકળ્યો. પોતાની ટી-એસ્ટેટમાં પહોંચીને તે સુમસામ છાંયડાવાળા રસ્તાઓ પર ચક્કર લગાવતો રહ્યો, પણ કમાલના ક્યાંય પત્તો ન હતો. આખરે કંટાળીને તેણે એક જગ્યાએ કાર રોકી અને બેધ્યાનથી ઝાડીઓ તરફ ચાલવું શરૂ કર્યું. મોસમ ઘણી સુહાની હતી. પક્ષીઓ વૃક્ષો પર ટહૂકી રહ્યાં હતાં. ડાળીઓમાંથી ચળાઈને આવતો તડકો ચાની ઝાડીઓ ઉપર ભાત ભાતની આકૃતિઓ બનાવતો હતો. ચકલીઓનો કલરવ સાંભળી તેણે એકાએક દૃષ્ટિ ઉઠાવીને સામે જોયું. એક પૂર્વી છોકરી ભારે કુશળતાથી પાંદડાં તોડી રહી હતી. મોટા સાહેબને જોઈ તેણે

ઝડપથી ઘૂંઘટ ખેંચી લીધો. સિરિલ ધીમું હસ્યો. તેણે વિચારોની વહેતી ધારાને એક ક્ષણ રોકીને પ્રશ્ન કર્યો, "તારું નામ શું છે?"

"મારું નામ? મારું નામ ચમ્પા!"

"ચમ્પા!" આ નામનું તેણે એવી રીતે પુનરાવર્તન કર્યું કે જાણે આ નામ પહેલી જ વખત સાંભળી રહ્યો હોય. "ચમ્પા સારું નામ છે!" એટલું કહીને તે લાંબા-લાંબા ડગલાં ભરતો પોતાની કાર તરફ પાછો ફર્યો.

છોકરી જરા આશ્ચર્યથી તેને ધૂપ-છાંવમાં અદશ્ય થતો જોઈ રહી. તે અને તેના પૂર્વજોએ દરેક પ્રકારના અંગ્રેજો જોયા હતા–ધૂની, મિજાજી, કઢંગા અને છાકટા.

આ સાહેબ ધૂની હતો.

ક્લબમાં પાછો ફરીને તે ધડામ દઈને એક આરામખુરશી પર બેસી ગયો. સામેની દીવાલ પર ક્વીન એલિઝાબેથની તસવીર લટકતી હતી. એક તસવીરમાં વાઘના શિકારનું દશ્ય હતું. એક મેમ સફેદ ટોપી પહેરીને બંદૂક સંભાળી હાથીની અંબાડી પર બેઠી હતી. બાજુમાં કુચબિહારના મહારાજા બિરાજમાન હતા. મેમના રૂપમાં તેને તેની દાદી લેડી બાર્નીફિલ્ડની ઝલક દેખાઈ–દાદી પચાસ વર્ષ પહેલાં હિન્દુસ્તાન આવીને મહારાજાઓ સાથે વાઘનો શિકાર કરતી હતી. "ગુડ મોર્નિંગ, ગ્રેની! આજે સવારે તું કેમ છે?" તેણે મનમાં કહ્યું, અને ફરીથી વિચારોમાં ડૂબી ગયો–કમાલ અત્યારે ક્યાં હશે?

સાંજે સિરિલે કમાલના માનમાં એક ખાસ ભોજનનો પ્રબંધ કર્યો હતો. તેની ગેરહાજરીમાં સિરિલે પ્લાન્ટર્સ મહેમાનોને ભોજન કરાવ્યું અને બ્રિજ રમ્યો.

મોડી રાતે કમાલ સિરિલના બંગલા પર પાછો ફર્યો. સિરિલ તેની પ્રતીક્ષામાં ડ્રૉઈંગ રૂમમાં બેસીને એક પુસ્તક વાંચી રહ્યો હતો.

" આપ ક્યાં ચાલ્યા ગયા હતા?"

"ક્યાંય નહીં, આમતેમ રખડી રહ્યો હતો."

"મજૂરોની વસતિમાં ગયો હતો?"

"હા."

"મારું પણ એમ જ માનવું હતું."

"તું નારાજ છે?"

"નહીં તો. આ વ્યવસ્થામાં તું પણ એટલો જ સામેલ છે જેટલો હું છું. નારાજ થવાનો સવાલ જ પેદા થતો નથી."

"અહીં મજૂરોને ફક્ત એક રૂપિયો ચાર આના જ મજૂરી મળે છે?"

"હા."

"કોઈ કામદારસંઘ નથી?"

"નહીં!"

"કોઈ કોમ્યુનિસ્ટ એલિમેન્ટ?"

"ખબર નથી."

"ખોટું ન કહે, તને બધી ખબર છે."

"કમાલ, દુનિયાની જવાબદારીનો બોજો મેં ઘણા દિવસો સુધી ઉપાડયો. આખરે ઉતારીને ફેંકી દીધો. તું પણ આ બોજાથી હલકો થઈ ચૂક્યો છે. પછી આ જીદથી શો ફાયદો! આ પ્રકારે તું તારા અંતરાત્માને આશ્વાસન આપવા માગે છે કે તું અપરાધી નથી? તું ઘણો મોટો અપરાધી છે, કમાલ રઝા, મારાથી ઘણો મોટો ગુનેગાર છે તું!"

કમાલ ચુપ રહ્યો. સિરિલે ઊભા થઈને તેને માટે વ્હિસ્કી અને ગ્લાસ કાઢયાં.

"હું તારા જેવા એક બીજા પ્લાન્ટરને પણ મળ્યો. તેનું નામ છે શ્રી નિહાર-રંજન દાસ ગુપ્તા." કમાલે કહ્યું.

"દાસ ગુપ્તા? તેને તું કયાં મળ્યો? પાછો ક્લબ ગયો હતો?"

"નહીં, હું પગરસ્તે એક પગદંડી ઉપરથી આવી રહ્યો હતો. મારા સૂટ-બૂટ જોઈને તેણે લિફ્ટ આપવા કાર રોકી. તે જ મને તારા બંગલા સુધી પહોંચાડી ગયો! એ પણ જાણવા મળ્યું કે તારી જેમ તે પણ ખાનદાની અમીર છે."

સિરિલે વ્હિસ્કી બે ગ્લાસોમાં રેડી. કમાલ બોલતો રહ્યો, "મેં તેને પૂછ્યું, તમે દેશ છોડવાનો ઇરાદો નથી રાખતા? તે ખડખડાટ હસ્યા. કહ્યું, તમે પણ હદ કરો છો! ઈન્ડિયા ગવર્નમેન્ટ હર ચીજનું રાષ્ટ્રીયકરણ કરવા તૈયાર થઈ છે. ત્યાં કદાચ ઘણી જલદી સાચી સોશ્યાલિસ્ટ સરકાર આવી જશે. મારું મગજ કંઈ ખરાબ થયું છે કે હું પાકિસ્તાન છોડી દઉં?" આ સ્પષ્ટ વકતૃત્વ પ્રશંસાને પાત્ર હતું.

સિરિલ ચુપ રહ્યો. થોડા સમય પછી કહ્યું, "હું તને ફરીથી સલાહ આપીશ, દુનિયા-

ભરની દરેક ચીજમાં માથું મારવાની તારી જે આદત છે, તે હવે છોડ! નહીં તો આફતમાં ફસાઈ જઈશ."

કમાલ વ્હિસ્કીના પરપોટાને જોતો રહ્યો.

બીજા દિવસે સવારે તેઓ રાજશાહી જવા રવાના થઈ ગયા. સંથાલ-ગામમાં પહોંચ્યા. સંથાલોએ કમાલને વધુ ઉદાસ કર્યો.

"આ બિચારાઓ માટે તો હું મનમાં ભારે રોમાંટિક કલ્પનાઓ ભરીને બેઠો હતો. લોકનાથ અને જૈનુલઆબિદીનના મશહૂર વૉટર-કલર અને જાણે શું શું!"

"અને વાસ્તવમાં તો એ પોતાની બેહદ ગરીબીને કારણે વૃક્ષોનાં મૂળિયાં ખાય છે, ખરું ને?" સિરિલે જીપ ચલાવતાં ચલાવતાં સ્મિત કરતાં કહ્યું, "શરૂઆતમાં મારું દિલ પણ આમ જ ડગલેપગલે તૂટયું હતું."

સંથાલો સાથે પણ એ બન્નેને ભારે દોસ્તી થઈ ગઈ. જે દિવસે તેઓ પાછા ફરી રહ્યા હતા ત્યારે એક ગામમાં બધા સંથાલો તેનો રસ્તો રોકીને ઊભા રહી ગયા. એક કાળી પણ મોહક છોકરીએ આગળ વધીને તેમને ફૂલના હાર પહેરાવ્યા અને હાથ જોડીને નમી. તેમનો મુખી, જેના એક પગ કપાયેલો હતો અને જેની સાથે લાકડી બાંધી રાખી હતી, તે પોતાનું એક માત્ર ફાટેલું ખમીસ પહેરીને તેમને વિદાય આપવા ગામના પાદર સુધી આવ્યો હતો. એક નવયુવકે તળાવમાંથી તોડીને લાલ કમળ સિરિલને આપ્યું.

રાત્રે તેઓ રાજશાહીના સરકીટ હાઉસમાં પાછા ફર્યા.

મુર્શિદાબાદ...? સિરાજુદ્દૌલા...? કર્નલ કલાઈવ? કેવી બેકાર વાતો છે! જુઓ, પેલી સનનન કરતી ગોળી ચાલી! કોઈ દાણચોર ઠાર થયો. તેઓ બન્ને ઘોર અંધારી રાતે ગંગાના કિનારે કિનારે સુમસામ સડકો પર ટહેલ્યા કરતા. આગળ જિલ્લાધિકારીઓનાં મકાન હતાં. ત્યારબાદ બજાર... નાના નાના ચોકો... ગલીઓ... અઢારની અને ઓગણીસમી સદીનાં ઉદાસ મકાનો.

"મકાનો કેવી કેવી કહાણીઓ સંભળાવે છે!" સિરિલે ફરીથી કહ્યું.

છાયાદાર કુંજોમાં મોટા હિન્દુ જમીનદારોની હવેલીઓ અને મકાનો છુપાયેલાં હતાં. તેમાંથી મોટા ભાગનાં સુમસામ પડયાં હતાં.

"સાંભળ્યું છે કે અહીં જમીનદારી ખતમ કરવામાં આવી છે!" કમાલે કહ્યું.

ઢાકા પાછા ફરતાં ફરી ટ્રેન નદીના ઘાટ પર રોકાઈ. યાત્રીઓ ઊતરીને જહાજમાં સવાર થયા. ટ્રેનમાંથી માલ ઉતારીને જહાજમાં ચઢાવવામાં આવ્યો. અહીં ક્રેન ન હતી. સેંકડો કૂલીઓએ 'હીશશ હીશશ'ના અવાજ કરતાં સામાન વહવા શરૂ કર્યો. આ પ્રકારનાં સ્વરો અને ધૂનો કમાલે પોતે પણ ઈપ્ટાવાળાઓ સાથે કોરસમાં ગાયાં હતાં.

જહાજ પર દાઢીવાળા કેટલાક વૃદ્ધો અને બુરખાધારી સ્ત્રીઓ થર્ડ ક્લાસની ભોંય પર બેસી ગયાં. વૃદ્ધ હિન્દુ અને મુસલમાનો શાલ ઓઢીને, તેમની દીકરીઓ અને વહુઓ-બાળકો લઈને, ગેંગ-વે પર થઈને સેકન્ડ ક્લાસમાં જઈ રહ્યાં હતાં.

"અહીં કેટલા મોટા પ્રમાણમાં વૃદ્ધ હિન્દુઓ છે!" કમાલે ગભરાઈને કહ્યું, "યુવાન હિન્દુઓ ક્યાં ગયા?"

"હિન્દુ નવજુવાનો કામની શોધમાં કલકત્તા ગયા છે." સ્રિલે જવાબ આપ્યો.

હવે ફર્સ્ટ ક્લાસમાં લોકો બેસવા માંડ્યા. કૅબિનમાં ગયા. તૂતક પર ગયા. કેટલાક અમેરિકન એક યુવાન વિદ્યાર્થી સાથે વાત કરવામાં વ્યસ્ત થઈ ગયા. એક્બે બંગાળી મૌલાનાઓ અવામી લીગની નીતિ પર વિચાર-વિનિમય કરી રહ્યા હતા. કમાલ રેલિંગ પાસે ઊભો રહી ક્ષિતિજ તરફ જોતો હતો, ત્યાં પાણી જ પાણી હતું. મહાન નદી, મહાન દેશ, મહાન માનવ. શું આ બધા માનવીઓ પણ મહાન નથી!

એક ઉચ્ચાધિકારીની પત્ની અને સાળી ગોગલ્સ પહેરીને આરામખુરશીમાં તડકા તરફ મોં કરીને બેઠાં હતાં. સાળી હિન્દુસ્તાનથી આવેલું 'ફિલ્મફેર' વાંચવામાં મગ્ન હતી. સ્રિલ સામેવાળી રેલિંગ ઉપર ઝૂકીને ઊભો હતો. તેના સોનેરી વાળ સૂરજનાં કિરણોમાં સોનાની જેમ ચમકી રહ્યા હતા અને તે અસાધારણ રીતે સુંદર દેખાઈ રહ્યો હતો.

દાદરની બીજી તરફ સેકન્ડ ક્લાસનો ડેક હતો. એક કાળી ઍંગ્લો-ઇન્ડિયન છોકરી એક બાજુએ બેસી 'ટ્રૂ સ્ટોરી મૅગેઝિન' વાંચવામાં લીન હતી. મુખપૃષ્ઠ ઉપરના હિરોને જોતાં-જોતાં તેની દૃષ્ટિ પાછી રૂપાળા અંગ્રેજ તરફ પહોંચી. અંગ્રેજ જાળીની પેલી તરફ રેલિંગના સહારે ઊભેલો બિલકુલ માર્લિન બ્રાન્ડો જેવો લાગી રહ્યો હતો. છોકરીએ એક ઊંડો શ્વાસ લીધો અને પછી વાંચવામાં તલ્લીન થઈ ગઈ.

આ સાંવલી-સલોની યુવતીનું પૂરું નામ મિસ માર્ગ્રેટ ઇઝાબેલ ક્રિસ્ટીના ટીજડેલ હતું. આટલાં લાંબા નામનું મૂળ કારણ એ હતું કે તેની પરદાદી માર્ગ્રેટ ઇઝાબેલ

સર સ્ત્રિલ ઍશ્લે અને એક નેટિવ હિન્દુ સ્ત્રીનું સંતાન હતું. સર સ્ત્રિલ ઍશ્લે ગઈ સદીમાં બંગાળના વિખ્યાત માણસ હતા. દુકાળના દિવસોમાં તેની મા ઢાકાથી કલકત્તા આવીને નવાબ ઍશ્લેના હરમમાં દાખલ થઈ. માર્ગ્રેટ ઇઝાબેલે મોટા થઈને કાનપુર છાવણીના સાર્જન્ટ ટીજડેલ જોર્જ સાથે લગ્ન કર્યાં હતાં. સાર્જન્ટ ટીજડેલ ગોરો હતો પણ ખૂબ દારૂ પીવાની આદતને કારણે તેનું અવસાન યુવાનીમાં જ થયું હતું. માર્ગ્રેટ પોતાનાં બાળકોને લઈને કલકત્તા પાછી ફરી, અને તેનો પરિવાર કલકત્તાના મધ્યમ વર્ગની ઍંગ્લો-ઇન્ડિયન સોસાયટીમાં ભળી ગયો.

મૅગી ટીજડેલના માતાપિતાનું અવસાન થઈ ચૂકયું હતું. તે ગ્રેટ ઈસ્ટર્ન હૉટલમાં ટૅલિફોન-ઓપરેટર હતી અને રજા લઈને પોતાની બીમાર માસીની ખબર લેવા આવી હતી. માસી પિકસીમાં રહેતી હતી. હવે મૅગી પિકસીથી પાછી કલકત્તા ફરી રહી હતી.

સ્ટીમરની સીટીએ તેને ચોંકાવી. તેણે માથું ઊંચું કરીને જોયું. ઘાટ નજીક આવી રહ્યો હતો. યાત્રીઓ પોતપોતાનો સામાન સમેટી રહ્યા હતા. ફર્સ્ટ ક્લાસના ડેક ઉપર ઊભેલો હીરો પણ ભીડમાં ગુમ થઈ ગયો હતો. તેનું દિલ બેસી ગયું. તેણે વાંકા વળીને પોતાનાં સેંડલ બાંધ્યાં અને રંગીન ફૂલદાર સ્કર્ટની સળ સરખી કરી, અરીસામાં જોઈ પોતાના વાળના કર્લ ઠીક કર્યા અને બેગ લઈને ઊભી થઈ.

સ્ત્રિલ અને કમાલ જહાજમાંથી ઊતરીને કિનારા પર પહોંચ્યા. યાત્રીઓ અને કૂલીઓ જહાજ તરફ આગળ વધ્યા. ઘાટ ઉપર હિન્દુ સ્ત્રીઓ સ્નાન કરી રહી હતી. ચારે તરફ હિન્દુઓ જ હતા—મધ્યમ વર્ગના સારી સ્થિતિના હિન્દુ પુરુષો અને સ્ત્રીઓ, નીચલા વર્ગના દરિદ્ર હિન્દુ સ્ત્રીઓ ~~અને પુરુષો. કમાલ એટેચી કેસ ઉઠાવીને સ્ત્રિલ~~ સાથે આગળ વધ્યો. “આ જિલ્લાઓમાં હિન્દુઓની વસતિ વધુ છે.” સ્ત્રિલે કહ્યું.

“અહીં કેટલી શાંતિ છે.” કમાલે ફરી કહ્યું. “વાસ્તવમાં તો મારી સાઈકોલોજી એટલી ખરાબ થઈ ગઈ છે, મારાં દિલ અને દિમાગને હિન્દુ-મુસ્લિમ સમસ્યા એટલી ઘેરાઈથી કઠે છે કે જ્યારે હું આ બન્નેને કયાંક શાંતિથી એક સાથે ભેગા જીવન જીવતા જોઉં છું તો મને વિશ્વાસ નથી આવતો. અત્યારે મારી સમજમાં એ આવતું નથી કે અહીં હિન્દુ-મુસ્લિમ હુલ્લડો કેમ થતાં નથી.”

આગળ કાળી ઍંગ્લો-ઇન્ડિયન છોકરી માથું નીચું રાખીને આગળ ને આગળ જઈ રહી હતી. ટ્રેનની નજીક જઈને તેણે પોતાની એટેચી-કેસ જમીન પર મૂકી અને રૂમાલથી પોતાનો ચેહરો લૂછવા લાગી. પાસેથી પસાર થતાં સ્ત્રિલે તેના ઉપર અલપ-ઝલપ નજર નાખી અને પોતાના કમ્પાર્ટમેન્ટ તરફ આગળ વધ્યો.

ઢાકા પહોંચીને કમાલ અને સ્રિલ પોતપોતાનાં કામમાં મગ્ન થઈ ગયા. તેઓ રોજ સાંજે ક્લબમાં મળતા અને ભેગા પોતાના નિવાસસ્થાને પાછા ફરતા. કામ પૂરું કરીને સ્રિલ ઢાકાની ગલીઓ અને ખૂણેખૂણા જોતો ફરતો. સાંકડી અંધારી ગલીઓમાંથી પસાર થતી બંધ ઘોડાગાડીઓને જોઈને તેને ટાગોર અને સીતાદેવીની નવલકથાઓ યાદ આવતી.

એક દિવસ તે સ્રિલ સાથે લૉંચમાં બેસીને સરકારી કામે કોઈ બીજા જિલ્લા તરફ જઈ રહ્યો હતો. સ્રિલ ખુરશી પર બેસીને અખબાર વાંચતો હતો. પછી સહસા તેણે ફરીને કમાલને સંબોધન કર્યું, "પેલાં સામે વૃક્ષનાં ઝુંડો જુએ છે?"

"હા."

"એ વિક્રમપુર છે. અહીં સરોજિની નાયડુ અને બી. સી. રોય વગેરેનાં ગાર્ડન-હાઉસ છે. એ ગામ હવે સુમસામ પડયું છે. ત્યાંના રહેવાસીઓ પશ્ચિમ બંગાળ હિજરત કરી ગયા છે... જવું છે એ ગામ જોવા?"

"હું કબ્રસ્તાનની જિયારતો કરતાં કરતાં તંગ આવી ગયો છું. શું તું મને જીવવા નહીં દે?"

"નહીં!" સ્રિલે ઉત્તર આપ્યો.

"નહીં સાંભળું તારા કિસ્સાઓ!" કમાલે જિદથી કહ્યું.

"પેલું બે માળનું ગાર્ડન-હાઉસ તને દેખાય છે?" સ્રિલે તેવી જ રીતે કિનારા તરફ ઈશારો કર્યો, "તેમાં રવીન્દ્રનાથ ટાગોર રહેતા હતા."

"ચાલ, હું તને આજનો સીન બતાવું." લૉંચ પાણીમાં ચક્કર કાપી નારાયણગંજ તરફ વળી અને કમાલે રેલિંગ પર વાંકા વળીને સ્રિલને સંબોધન કર્યું:

"આપણે આદમજી જ્યૂટ મિલ્સમાં જઈ રહ્યા છીએ." તેણે વિજેતાની અદાથી સ્રિલને કહ્યું.

"અને ત્યાં પહોંચીને તું મેનેજર સાથે લંચ ખાવાને બદલે મજૂરોના પગારના આંકડા ભેગા કરવા માંડીશ. ધાંધલિયો ક્યાંનો!" સ્રિલે જવાબ આપ્યો.

કમાલ હસતો રહ્યો.

તેઓ જ્યૂટ મિલમાં પહોંચ્યા. કારખાનામાં બિહારી સ્ત્રીઓ અને બંગાળી પુરુષો કામ કરતા હતા. મોટાં મોટાં યંત્રો શોર મચાવતાં હતાં. કમાલ આશ્ચર્યથી આ યંત્રો જોતો રહ્યો.

પછી લૉંચમાં સવાર થઈ તેઓ પાછા આવવા નીકળ્યા.

લૉંચ સમુદ્ર પર સરતી રહી. વાદળો પાછળ છુપાયેલો સૂરજ લાલ તિલકની જેમ ચમકી રહ્યો હતો. લહેરો સૂરજનાં કિરણોમાં સોના જેવી ચમકવા લાગી. સપાટી પર હજારો નાવો તરી રહી હતી. એક બુઢ્ઢી સ્ત્રી પોતાની નાવને વેગથી લૉંચ પાસેથી પસાર કરી ગઈ. દરિયા પર એક શાનદાર શક્તિશાળી દુનિયા આબાદ હતી.

સુર્યાસ્તનો સમય થયો. નાવોમાં દીવા પ્રગટયા. પાણીમાં જાણે દિવાળી ઊજવાઈ. ખારવાઓએ પોતપોતાની નાવમાં નમાજ પઢવી શરૂ કરી. હવા શરૂ થઈ અને પ્રકાશ-વિરોધી દિશામાં જતી નાવોના સફેદ સઢ બગલાંની પાંખ જેમ ફરફરવા લાગ્યા.

આ સારુંય દશ્ય એક મહાન સિમ્ફની હતું. ખૂબ ગંભીર રાગ. આખુંય બંગાળ રાગમાં ડૂબ્યું હતું. દુઃખનો રાગ, મૃત્યુનો રાગ, જીવનનો રાગ.

રાત્રે રમનાના રસ્તાઓ પર ધીમા દીવા ટમટમી રહ્યા હતા. દૂર એક મંદિરમાંથી વૈષ્ણવ ભજનના સ્વર આવતા હતા. સ્રિલ અને કમાલ વરંડામાં બેઠા હતા. સાવનનાં વાદળાં ઘેરાઈ રહ્યાં હતાં.

સ્રિલે ફરીથી પુસ્તક ખોલ્યું: ‘તળાવની ચારે તરફ ચમ્પાનાં ફૂલ ખીલ્યાં છે. આકાશમાં કાળાં વાદળો ગરજે છે. મારા મનમાં ભાવનાઓનો સમુદ્ર એવા ઉછાળા મારી રહ્યો છે, જેમ ઑગસ્ટ માસમાં નદીમાં રેલ આવે છે. નદી, તું તો નથી જાણતી કે કયાં જઈ રહી છે, તો પછી આટલી ભારે ઝડપથી શા માટે વહે છે?’ ઓ ઘડા! પાણીમાં બુંદની જેમ ડૂબી જા! હું પણ તારી જેમ અપાર સમુદ્રમાં ડૂબી ચૂકી છું.’

સ્રિલ મધ્યયુગી બંગાળી લોકગીતોના આ પુસ્તક પર દૃષ્ટિ જમાવીને બેસી રહ્યો. બહાર અંધારું હતું, એવું અંધારું જે બંગાળની ભીની મોસમમાં રાતના સમયે ગીચ બાગો ઉપર છવાય છે. લેમ્પની બીમાર જેવી પીળી રોશની વરંડામાં ફેલાઈ રહી હતી. સહસા વીજળીની ચમક સાથે ઘટા ઊઠી અને પવન ફૂંકાવો શરૂ થઈ ગયો.

“હું આવતી કાલે ઇન્ડિયાને રસ્તે કરાંચી જવા રવાના થઈ રહ્યો છું.” કમાલે કહ્યું. સ્રિલ ચોંકયો.

“ખબર છે.”

“તારી સાથે તો વારંવાર મુલાકાત થતી રહેશે!”

“હા.”

પવન વધારે જોરથી ફૂંકાવા લાગ્યો. વરંડાની નીચે અશોકની ડાળીઓ સરસરાવા લાગી.

"અશોકનું વૃક્ષ–" જાણે કે સ્રિલે તેને સંબોધન કર્યું, "જેને કોઈ સુંદર યુવતી અડકે તો તરત ફૂલ ખીલી ઊઠે છે."

કમાલે વરસાદની ઝાપટથી બચવા માટે ખુરશી અંદર ખેંચી.

"કાગડો કાળો છે." સ્રિલે વાંચ્યું, "કોયલ તેનાથી પણ વધારે કાળી છે, અને નદીનું પાણી તેનાથી પણ અધિક કાળું છે, પણ તેના માથાના વાળ સૌથી અધિક કાળા હતા."

વર્ષાની બુંદોએ બહાર જલતરંગ વગાડવું શરૂ કર્યું હતું. વીજળી ચમકી તો એક પળ માટે બાગનું પાંદડે પાંદડું ઝગમગી ઊઠયું.

"ચમ્પકના વૃક્ષોની પાર, બુઢ્ઢી ગંગાની લહેરો નિરર્થક શોર કરી રહી છે!" સ્રિલે કહ્યું. "તેને કહી દે કે મેં તારા અવાજ તરફ મારા કાન બંધ કરી દીધા છે. હું મારી નાવ કિનારા પર બાંધી ચૂકયો છું."

"સારું, હું કહી દઈશ!" કમાલે ધીમેથી જવાબ આપ્યો.

બીજા દિવસે સવારે કમાલ સ્રિલ ઍશ્લેને ઢાકામાં મૂકી વિમાન માર્ગે કલકત્તા પહોંચ્યો. તેણે વિચાર્યું કે પોતાના સ્વર્ગીય મામા નવાબ અબ્બાસ રઝાના ઘરવાળાઓને મળવા દત્ત-હાઉસ જશે, પણ પછી તેણે પોતાનો ઇરાદો બદલી નાખ્યો અને ટ્રેનમાં બેસીને લખનૌ જવા રવાના થઈ ગયો.

હાવરા સ્ટેશને એક પોલીસ અફસરને પોતાની તરફ આવતો જોઈને તે ગભરાઈ ગયો. તેણે ખિસ્સામાં હાથ નાખી પોતાના પાસપોર્ટ-વીસા વગેરે સલામત છે કે નહીં તેની ખાતરી કરી લીધી. ટ્રેન દોડતી રહી, બર્દવાન, આસનસોલ, દુર્ગાપુર, અલ્હાબાદ. ટ્રેન અપરિચિત ધરતી પર દોડી રહી હતી. એક વર્ષ પહેલાં આ તેનો પોતાનો દેશ હતો, હવે તે અહીં એક વિદેશી તરીકે મુસાફરી કરી રહ્યો હતો. તેને લાગ્યું કે લોકો તેના તરફ શંકાની દૃષ્ટિએ જોઈ રહ્યા છે. બધાંની આંખો તેના તરફ હતી–તું પાકિસ્તાની છે, પોલીસ ચોકીએ ચાલ! તું પાકિસ્તાની છે–મુસલમાન-જાસૂસ. ટ્રેનનાં પૈડાંમાંથી અવાજ નીકળી રહ્યો હતો–ગદ્દાર–જાસૂસ–ગદ્દાર–જાસૂસ.

તેણે ગભરાઈને આંખો ખોલી. ટ્રેન ચારબાગ જંકશનમાં દાખલ થઈ રહી હતી. તેનું દિલ ધડકી રહ્યું હતું.

ચારબાગ–લખનૌ–લખનૌ.

બે દિવસ તે સગાં-સંબંધીઓને ત્યાં રહ્યો. હવે તેને 'ખયાબાં' ના દાવા સંબંધી કાગળો લેવા દેહરાદૂન જવાનું હતું. ત્રીજા દિવસે તે લખનૌથી ચાલી નીકળ્યો. જ્યારે ટ્રેન મુરાદાબાદ પાસે પહોંચી ત્યારે એકાએક તેને યાદ આવ્યું કે લખનૌમાં કોઈકે તેને કહ્યું હતું કે ચમ્પા વિલાયતથી પાછી આવી ગઈ છે, અને પોતાના કાકા સાથે મુરાદાબાદમાં રહે છે. આ ઉપરથી કમાલે પોતાના વીસામાં મુરાદાબાદનું નામ પણ ઉમેરાવી લીધું હતું.

ટ્રેન પ્લૅટફૉર્મ પર પહોંચી એટલે તે પોતાનો સામાન લઈને ગાડીમાંથી ઊતરી ગયો. સ્ટેશન બહાર આવી તેણે ટાંગામાં સામાન મૂકયો અને સરનામું શોધવા પોતાની ડાયરી ખોલી.

બજારમાંથી પસાર થતો ટાંગો એક તરફ વળ્યો. સડક પર હાથલારીઓ, પાલખીઓ અને એક્કાઓ ચાલી રહ્યા હતા. છોકરાંઓ સાથે બુર્ખાધારી સ્ત્રીઓ સ્લીપર ઘસડતી ગલીઓમાં જઈ રહી હતી. ટાંગો હવે એક મહોલ્લામાં દાખલ થયો. કદાચ કમાલની આ જ મંજિલ હતી. દરવાજા સામે તૂટેલા-ફૂટેલા ચબૂતરા હતા અને મસ્જિદનાં છાપરાં પર પક્ષીઓ બેઠાં હતાં. આ ચમ્પાબાજીનો મહોલ્લો હતો.

તે ટાંગામાંથી ઊતર્યો. સામે મોટું, જૂના વખતનું ફાટક હતું. ફાટકના દરવાજામાં એક નાનો દરવાજો ખુલતો હતો. ચોગાનમાં બેત્રણ ખાટલા પડયા હતા. અંદર એક તરફ અંધારો દાદર હતો. દાદર કદાચ અઢારમી સદીમાં બન્યો હશે. ફાટકમાં તે ચારે તરફ સાદ પાડતો રહ્યો. તેને કોઈ પ્રત્યુત્તર ન મળ્યો એટલે હિમ્મત કરીને પોતે જ દાદર પર ચડી ગયો. સામે એક વરંડો હતો, અને એક મોટો ખંડ. આ ખંડ જ કદાચ આ ઘરમાં બેઠકનું કામ આપતો હશે. તેમાં માત્ર એક ખુરશી પડી હતી. એક આલમારીમાં 'ખુદાઈ ફોજદાર' અને 'અવધપંચ'નાં પુસ્તકો હતાં. દરવાજામાં લીલા, નારંગી, લાલ, પીળા વગેરે કાચ જડયા હતા. બહારની તરફ એક વધારાનું છજું પણ હતું. ત્યાં ઊભા રહીને તેણે પશ્ચિમ તરફ નજર નાખી. ઈંટોની ફરસવાળી ગલી ઘણી સાફ હતી. નીચે મસ્જિદમાં પેશ-ઈમામ નમાજ પઢી રહ્યા હતા. ઈમામસાહેબ નમાજ પૂરી કરી જલદીથી ઊઠયા. દુનિયાના આ ગુમનામ

મહત્ત્વહીન ખૂણામાં જિંદગી કેવી શાંતિ અને સંતોષ સાથે પોતાની રફતાર પર ચાલી જતી હતી! એ વિચારીને તે ગળગળો થઈ ગયો.

તે દાદર પરથી નીચે ઊતરીને ફરી ગલીમાં આવ્યો. તેને એ વાતનું આશ્ચર્ય થયું કે આ ઘરના રહેનારાઓ ક્યાં ગયા હશે! ચારે તરફ પૂર્ણ નિઃસ્તબ્ધતા છવાયેલી હતી. મકાનની જમણી તરફ હર્યાભર્યા ઢોળાવ પર કબ્રસ્તાન હતું. તેને રોમાંચ થયો– જીવિત આત્માઓ, મૃત આત્માઓ! આ કેટલું અમંગળ હતું. મરેલાંઓનું નગર. ચમ્પાબાજી, તું અહીં શું કરી રહી છે? કબ્રસ્તાન ઉપર છાપરું હતું, એક લીમડાનું ઝાડ હતું અને તેની નીચે બકરી બાંધી હતી. છાપરાં ઉપરની બારીમાંથી કોઈ છોકરી જોઈ રહી હતી. કમાલને પોતાના તરફ જોતો જોઈને તેણે બારી બંધ કરી લીધી.

તે દાદર પરથી નીચે ઊતરીને બીજા દરવાજા પાસે ગયો. તે પણ એવો જ હતો. રંગ-બેરંગી કાચવાળો. નીચે દરવાનને ઊભા રહેવા માટે એક બેઠક, તૂટેલો ચબૂતરો. તેણે ફાટકની આગળી ખટખટાવી.

“કોણ છે?” અંદરથી અવાજ આવ્યો.

નિરાશા અને ખિન્નતાને કારણે કમાલના ગળામાંથી અવાજ પણ ન નીકળ્યો.

“કોણ છે?” એક બુઢ્ઢીએ અંદરથી ડોકિયું કર્યું.

“હું છું.”

“આ તે કંઈ વાત છે! નામ તો બતાવો ભૈયા!”

“હું કમાલ રઝા. પાકિસ્તાનથી આવ્યો છું.”

બુઢીએ થોડા સમય પછી પાછા આવીને બારણું ખોલ્યું, અને કહ્યું, “આવો, આવી જાવ મિયાં!”

તે અંદર પ્રવેશ્યો. આંગણામાં ઈંટોની ફરસ હતી. દીવાલની પાસેની ક્યારીમાં એક જમાનામાં ફૂલના છોડ હશે. હવે તે વેરાન પડી હતી. રસોડા સામે મરઘી-ઘર હતું. મરઘીઓ આમ-તેમ ઊડી રહી હતી. સામે એક પાટ હતી. તેની ઉપર ચમ્પા બેઠી હતી.

“અરે, હલ્લો! કમાલ! ભઈ હદ થઈ ગઈ!!”

“ચમ્પાબાજી!”

“તું! ગુડ ગૉડ!!” તે ધીમેથી ઊઠી અને ક્ષમાયાચનાના ઢંગથી જલદી જલદી તખ્તપોશ ઠીક કરવા લાગી.

"હું સામેના મકાનમાં ઘૂસી ગયો હતો." કમાલે કહેવા માંડ્યું.

"મારા ઘરનાં બધાં ચચામિયાંને ત્યાં ગયાં છે. ત્યાં જ ચાલ, ત્યાં બેસીને નિરાંતે વાતો કરીશું."

તે ઊઠીને ઊભી થઈ. વસ્ત્રો ઠીક કર્યાં અને ઘૂંઘટ જેવું ખેંચીને કમાલ સાથે ગલીમાં આવી ગઈ. "અમારે ત્યાં બુરખાનો રિવાજ નથી. હજી સુધી ચાદરો ઓઢાય છે." તેણે કહ્યું. તે પ્રાચીન મસ્જિદ પાસે થઈને બીજી ગલીમાં વળી ગઈ.

"આ...?" કમાલે કબ્રસ્તાન તરફ ઇશારો કર્યો.

"અમે લોકો જ છીએ!" ચમ્પાએ તેની સાથે ચાલતાં ચાલતાં ઉત્તર આપ્યો. "અહીં જ જીવીએ છીએ અને અહીં જ મરીશું." તેણે જરાક રોકાઈને કહ્યું.

થોડુંક ચાલતાં 'દીવાનખાનું' આવી ગયું.

"ચચામિયાંનું મકાન?"

"હા."

તેઓ દોઢીમાં દાખલ થયાં. આંગણામાં ઘણાં તખત બિછાવેલાં હતા.

"અહીં કોઈ પણ રહેતું નથી?" કમાલે જરાક ગભરાઈને પૂછ્યું.

"નહીં!" ચમ્પાએ શાંતિથી જવાબ આપ્યો. "આ ઇમામવાડો છે. પાકિસ્તાન બનતાં પહેલાં અમારે ત્યાં મશહૂર 'તખ્તોની મજલિસ' થયા કરતી હતી."

કમાલ વિચારમાં પડી ગયો. આ કેવું પરિવર્તન! "અસલ મકાન અંદર છે." ચમ્પાએ વાત ચાલુ રાખી, "અંદર ચાલ્યા આવો. કોઈ તારો પર્દો કરશે નહીં."

તે દરવાજામાંથી પસાર થઈ અંદર ગયો. વરંડામાં ખુરશીઓ અને ચારપાઈઓ ગોઠવેલી હતી. રસોડામાંથી વઘારાની મહક આવી રહી હતી. બે ત્રણ મામૂલી લોકો આમતેમ બેઠા હતા. વાદળાં ઘેરાયેલાં હતાં પણ હવા બંધ હોવાને કારણે ઉકળાટ હતો. ચોમાસાનાં જીવડાંઓ દીવાની આસપાસ ચક્કર મારતા હતા.

"ચા અબ્બા! આ કમાલ છે!" અંધકારમાં ચમ્પાનો અવાજ આવ્યો.

"આવો, આવો, બેસો મિયાં, તમે તો અમારી ઘણી ઇજ્જત કરી." પલંગ પર આડા પડેલા ચા અબ્બાએ ઊઠીને બેઠા થતાં કહ્યું.

ફાનસ ઉપાડીને એક છોકરી બબરચીખાના તરફ ગઈ. એક બીજી છોકરી મેજ પાસે બેસીને વાંચી રહી હતી. આંગણામાં પગરવ સાંભળીને વાંચી રહેલી છોકરીએ ઊંચી દષ્ટિ કરીને કમાલ તરફ જોયું. કમાલે બીજી તરફ જોવા માંડ્યું. તેણે

મધ્યમ વર્ગની છોકરીઓની ભાવુકતા વિશે ઘણું સાંભળ્યું હતું, અને તે એમ ઇચ્છતો ન હતો કે રસોડામાં તેને માટે ચા બનાવી રહેલી છોકરી તેના પર આશક પડે અને પછી લાંબા લાંબા ખરિતાઓ લખે! પ્રેમપત્રો!

તેની મૂંઝવણ વધતી ગઈ.

"આ બન્ને મારી પિતરાઈ બહેન છે." ચમ્પાએ કહ્યું. "પેલી ઝેબુન્નિસા છે. તેણે દિલ્હીમાં એમ. એ. કર્યું છે, અને નાની મરિયમ છે. તે એગ્રિકલ્ચરમાં એમ. એસસી. કરી રહી છે. તું ચુપ કેમ થઈ ગયો છે?"

"કંઈ જ નથી, ચમ્પાબાજી."

પછી ચચામિયાં તેની સાથે ધીમે ધીમે વાતો કરતા રહ્યા—એ જ પુરાણા કિસ્સાઓ, પાકિસ્તાન, હિન્દુસ્તાન. "અમારી તો મિયાં બૂરી હાલત થઈ!" તેણે કહ્યું.

"અહીં આટલી શાંતિ કેમ છે?" કમાલે ગભરાઈને પૂછ્યું. પછી તેને પોતાની મૂર્ખતાનું ભાન થયું. "બધા લોકો ક્યાં ચાલી ગયા?"

"ત્યાં, જ્યાં તમે ગયા છો." ચચામિયાંએ ઉત્તર આપ્યો. "ખોખરાપારને રસ્તે બધાં નીકળી ગયાં. રોહેલખંડ ખાલી થઈ ગયો. બસ, અમો થોડા બુઢ્ઢાઓ રહી ગયા છીએ બેત્રણ વરસનો સવાલ છે. જ્યારે અમે મરી પરવારીશું ત્યારે અહીં ગધેડા આળોટશે."

કમાલ ઊઠીને ટહેલવા લાગ્યો. મરિયમ બિલકુલ પરિચિતની જેમ ચા બનાવીને લાવી રહી હતી. તેનો ઇરાદો રોમાન્સ શરૂ કરવાનો હોય એમ બિલકુલ જણાતું નથી—કમાલે જરા સ્વસ્થતાથી અને ઉદાસીથી વિચાર્યું.

"પાકિસ્તાનના શા હાલ છે?" ચા અબ્બા પૂછતા રહ્યા. "સાંભળ્યું છે કે અહીંથી ત્યાં ગયેલા વણકરો પણ લખપતિઓ થઈ ગયા છે. સાચી વાત છે મિયાં? મારા ભાણેજને લખ્યું છે કે ત્યાં પંજાબીઓએ યુ. પીવાળાઓના દરવાજા દરેક જગ્યાએ બંધ કરી રાખ્યા છે. અંધેર મચ્યું છે. મિયાં, અમે તો પાયમાલ થઈ ગયા પાયમાલ... અને ત્યાં પણ શું લાડવા મળી ગયા છે! હઈ-હઈ!" તેણે પડખું બદલ્યું. "મરિયમ, ભૈયા માટે બિસ્કીટ તો લાવ!... કમાલમિયાં, અહીં ચારચાર દરવાનો રહેતા હતા. હવે આજે ત્યાં ચકલાં ઊડે છે."

કમાલ ચુપચાપ બેસી રહ્યો.

"અહીં હજી સુધી વીજળી આવી નથી." ચમ્પા અવૈયક્તિક સ્વરમાં કહી રહી હતી. "મહોલ્લામાં તો ક્યારની આવી ચૂકી છે, જ્યાં ફૂ-અમ્માનું ઘર હતું તે હૈદરા-

બાદ-સિંધ ચાલી ગઈ, પોતાનાં સગાંવહાલાં સાથે. પરિણામે મકાન કસ્ટોડિયને લઈ લીધું. તેમાં શીખોએ શાળા ખોલી છે અને વીજળી નખાવી છે, અમારાં મકાનોમાં આવી શકી નથી.”

“વીજળી માટે મિયાં પૈસા જોઈએ!” ચા અબ્બાએ ચાની ટ્રે જોરથી સ્ટૂલ પર મૂકતાં કહ્યું. ટ્રેની સમતુલા બરાબર જળવાઈ ન શકી. જગ તૂટવાને પરિણામે બધું દૂધ ઢોળાઈ ગયું. ચમ્પા અફસોસથી જોતી રહી. “હવે આટલી રાતે દૂધ કયાંથી મળશે?” તેણે કહ્યું.

“એ માટે અફસોસ ન કરો, ચમ્પાબાજી!” કમાલે ઘેરા અવાજે ધીમેથી કહ્યું.

ચમ્પાએ દૃષ્ટિ ઉઠાવી તેના તરફ જોયું અને સ્મિત કર્યું.

કમાલે ચમ્પાને આજે તેના જીવનની એક નવી સીડી પર, એક બીજી પૃષ્ઠ-ભૂમિમાં જોઈ. આ જ તેની અસલી પૃષ્ઠભૂમિ હતી. તેણે ક્ષણભર માટે આંખો બંધ કરી લીધી. લખનૌ, પેરિસ, કેમ્બ્રિજ અને લંડનવાળી ચમ્પા. મુરાદાબાદના મહોલ્લાના આ અંધારા ઘરવાળી ચમ્પા, ‘મિડલ કલાસ’ ચમ્પા, બહાદુર ચમ્પા.

કમાલ મુરાદાબાદમાં બે દિવસ રોકાયો. રાતના તેને સૂવા માટે રંગબેરંગી કાચના દરવાજાવાળા કમરા પર પહોંચાડવામાં આવ્યો, જયાં તે સૌથી પહેલો ગયો હતો. અર્ધી રાત સુધી તે છજામાં ઊભો રહીને સામેનાં દશ્યો જોતો રહ્યો. ચંદ્રે પોતાનો પ્રકાશ મકાનોની છતો, મસ્જિદોના મિનારાઓ અને લીમડાંના વૃક્ષો ઉપર ફેલાવ્યો હતો.

બપોરે સૂવા માટે તેનો ખાટલો દાદરના છેલ્લાં પગથિયાં પાસે ગોઠવવામાં આવ્યો હતો. ત્યાં રામગંગા તરફથી ઠંડી હવા આવતી હતી.

“સાંભળ્યું છે કે તમારે ત્યાં હિન્દુસ્તાનની સાડીની ભારે માંગ છે.” ચમ્પાબાજીએ દોઢી પર આરામથી બેસતાં ઉલ્લાસથી વાત શરૂ કરી.” તારા દેશની ઉપલી સોસાયટીની સ્ત્રીઓ અહીં આવતાં જ કાપડની દુકાનો પર હુમલો કરે છે. સાંભળ્યું છે કે તમારે ત્યાંથી ઊંચી સોસાયટી...”

“શી ઊંચી સોસાયટીની માથાઝીક કરી રહી છે!” કમાલે અકળાઈને તેની વાત કાપી. “એ વાત ન ભૂલીશ, ચમ્પાબાજી, કે ખુદ તને પોતાને વર્ગજાગૃતિ પ્રાપ્ત કરતાં પંદર વર્ષ લાગ્યાં હતાં!”

ચમ્પા જોરથી હસી. “વર્ગજાગૃતિની વાત કરવી હોય તો મારી કઝીનો સાથે વાત કર. જેબુન અને મરિયમ, જોશીલી આગેવાન વિદ્યાર્થી કાર્યકર છે, બંને!”

કમાલની સમજમાં આવી ગયું. તેનો સંદેહ બેકાર હતો. આ મિડલ ક્લાસ છોકરીઓ પોતાનાં ફ્રસ્ટ્રેશન અને રોમાન્સ પર વિજય પ્રાપ્ત કરી ચૂકી છે. આજથી પંદર વર્ષ પહેલાં તેઓ ચમ્પાની જગ્યાએ હોત તો કદાચ તેઓ પણ તેની જેમ જ હોત. એ બન્ને નવી છોકરીઓ હતી. ચમ્પા વચલી પેઢીની છોકરી હતી. એટલા માટે તે પ્રયોગ કરે અને ઠોકરો ખાય તે આવશ્યક હતું.

જેબુન અને મરિયમ ગરીબ પણ હિમ્મતવાન છોકરીઓ હતી. તેમના મનમાં કોઈ મૂંઝવણ કે ગ્રન્થિ ન હતી.

"૧૯૪૭માં હું આ બન્ને જેવી બની ગઈ હોત તો કેવું સારું હતું." ચમ્પાએ જાણે કમાલના દિલની વાત વાંચી લીધી હતી.

"હવે, આપણા હાથમાં તો કંઈ હોતું નથી!" કમાલે જવાબ આપ્યો. તેણે અનુભવ કર્યો કે તે કેટલો વૃદ્ધ બની ગયો છે! ચમ્પા, જે તેની સામે બેઠી છે, તે પણ કેટલી બુઢ્ઢી સ્ત્રી છે. અમે બન્નેએ મનની દુનિયાઓની કેટલી લાંબી સફરો કરી છે, તેણે આશ્ચર્યથી વિચાર્યું.

તે આ વખતે તે એક અજાણ્યા શહેરમાં એક અંધારા દાદર પાસે બેઠો હતો. નદી પરથી આવતી ચોમાસાની હવા તેના વાળને સ્પર્શી રહી હતી. વતનનો વરસાદ—પણ આ તેનું વતન ન હતું. તેના વીસાની મુદત પૂરી થનાર હતી. કાલે સવારે તે અહીંથી પોતાના દેશ જવા રવાના થશે. મુરાદાબાદ, આ દાદર, ચમ્પા અહમદ, જેબુન, મરિયમ, ચા અબ્બા, બધા અહીં રહી જશે. શું આ હકીકત ઉપર આંસુ વહેવડાવવાં જોઈએ? પણ તેને હવે પ્રતીતિ થઈ કે તે વૃદ્ધ થઈ ચૂકયો હતો. ધીરજ, સંતુલન અને શાંતિ—'પ્રાચીન યુનાની આદર્શ.' તેને હરિશંકરના શબ્દો યાદ આવી ગયા.

ચમ્પાએ ફરીથી તેના દિલની વાત જાણી લીધી. તેણે પુરાણી આદત પ્રમાણે કહ્યું, "ક્યાં છે તારો મિત્ર હરિશંકર?"

"ચમ્પાબાજી!" તેણે જરા ગુસ્સાથી કહ્યું, "હરિશંકર હવે મારો નથી રહ્યો! મને શી ખબર અત્યારે તે ક્યાં છે!"

"કેમ, તને પત્ર નથી લખતો?"

"તને હજુ સુધી એટલી પણ ખબર નથી પડી કે હું દોસ્તોને પત્ર નથી લખતો. હું હરિશંકર શ્રીવાસ્તવને શા માટે લખું અને શું લખું?"

"તું હજી સુધી સેન્ટિમેન્ટલ છે?"

"નહીં!" તે અકળાયો. ચમ્પાએ તેને ફરીથી ચોરી કરતો પકડી પાડયો હતો. "ચમ્પા-બાજી", તેણે અકળાઈને જવાબ આપ્યો, "હું આ ચારે તરફ ખેલાઈ રહેલા ઈન્ડો-પાકિસ્તાન મેલોડ્રામાથી, કસમ ખુદાતાલાની, હું તંગ આવી ગયો છું. હરિશંકર આજકાલ કદાચ બેંગલોરમાં છે. હવે શું હું તેને રડતો રડતો ગળે વળગું? લાહોલ વિલાકૂવત!"

"તું હજી સુધી મજબૂત નથી બન્યો." ચમ્પાએ ધીમેથી કહ્યું, "તું હરિશંકરને મળવા નથી માગતો, કારણકે તને ડર છે કે તું સાચેસાચ રડતો રડતો તેને વળગી પડશે? અચ્છા, તો પછી તું મને મળવા કેમ આવ્યો? એ પણ ઘણી સખત મેલો-ડ્રામેટિક વાત હતી!"

"આખરે ઇન્સાન પુરાણા મિત્રોને મળતો જ રહે છે." કમાલ આથી વધુ ઉચિત જવાબ ન આપી શક્યો. "અને મુરાદાબાદ તો રસ્તામાં જ આવતું હતું." તેણે કહ્યું.

વરસાદનાં બુંદ પતરાનાં છજાં પર ટપટપ પડવાં લાગ્યાં. ગલીની માટીની ભીની સુગંધ કમાલના નાક સુધી પહોંચી. એક સ્ત્રી તંગ પાયજામો પહેરીને, આંબાના લાક-ડાંની ભારી માથે મૂકીને અવાજ લગાવતી પસાર થઈ. ચમ્પા ગુપચુપ બેસીને બહાર જોતી રહી.

કમાલના મનમાં ઘણા સમયથી એક પ્રશ્ન ઘોળાયા કરતો હતો પણ પૂછવાની હિંમત ચાલતી ન હતી. આખરે તેણે બીજી તરફ મોં રાખી એ પ્રશ્ન પૂછી જ નાખ્યો.

"ચમ્પાબાજી, હવે તું શું કરવાની છે?"

આ ઘણો બેરહમ સવાલ હતો. આપણે કોઈને તેના ભવિષ્ય વિશે શી રીતે પૂછી શકીએ?

"હું?" ચમ્પાએ ઉત્તર આપ્યો, "હું બનારસ પાછી જઈ રહી છું. મારા પૂર્વ-જોના શહેરનું નામ શું છે તે ખબર છે?"

"શિવપુરી."

"હા, આનંદનું નગર. તે પણ એક ને એક દિવસ આનંદનું નગર બનશે, દેશનાં બધાં નગરોની જેમ. આ દેશને દુ:ખનો ગઢ અથવા તો આનંદનું ઘર બનાવવું મારા પોતાના હાથમાં છે. મને બીજાઓ સાથે શી મતલબ?" તેણે પોતાની હથેળી ખોલીને જોઈ, "આ ડાન્સરના હાથ, લેખક અથવા કલાકારના હાથ

નથી, એ એક સાધારણ સ્ત્રીના અત્યંત સમજદાર, સામાન્ય છોકરીના હાથ છે. એ હવે કામ કરવા માગે છે."

તે ચુપ થઈ ગઈ. થોડા સમય પછી મસ્જિદમાંથી નમાઝનો સાદ થયો. ચમ્પાએ અજાણતાં જ દુપટ્ટાથી માથું ઢાંક્યું.

"કમાલ," થોડા સમય પછી તેણે વિવશતાથી આંગળીઓના ટાચકા ફોડતાં કહ્યું. "તું શા માટે ચાલી ગયો? હું તારા પાકિસ્તાન આવું તો શું મને એકથી એક વધુ સારા ઓદ્ધા નહીં મળે? જો કેમ્બ્રિજથી હું કેટલી ડિગ્રીઓ લાવી છું?"

રંગીન દુપટ્ટાઓ અને પીળી સાડી પહેરેલી ચમ્પાની સંબંધી છોકરીઓ નીચે પકવાન બનાવી રહી હતી. "ભઈ, થોડીક અહીં પણ મોકલી આપો!" ચમ્પાએ બારીમાંથી ડોકું બહાર કાઢી કહ્યું.

"સારું, હમણાં મોકલીએ છીએ!" પછી તેમણે એક ગીત શરૂ કર્યું:

"ઝૂલા કિન્ને ડાલી રી અમરૈયાં."

કમાલે ખાટલા પર પડયા પડયા આંખો બંધ કરી લીધી. તે નાનો હતો ત્યારથી આ ગીત સાંભળતો આવ્યો હતો. વરસાદ શરૂ થતાં જ તેના પરિવારની છોકરીઓ પણ પકવાન બનાવવા કઢાઈ ચડાવીને આ ગીત આલાપવું શરૂ કરી દેતી.

દાદર પર કોઈકનાં પગલાં સંભળાયાં. જેબુન પકવાનની પ્લેટ લઈને ઉપર આવી રહી હતી. તે સાહજિક રીતે અંદર આવી અને પ્લેટ ફરસ પર મૂકી ગણગણતી પાછી નીચે ચાલી ગઈ.

ચમ્પા પોતાની જગ્યાએ બેસી રહી. "તું વિચારી રહ્યો છે," તેણે ધીમેથી કહ્યું, "કે હવે મારે બારણે કોણ આવશે! પણ કમાલ, હું માનું છું જ્યાં સુધી વ્યકિતગત સફળતાનો પ્રશ્ન છે, હું તારાથી વધુ ખુશકિસ્મત છું. મને રસ્તો મળી ગયો છે."

"તું સાચું કહે છે, ચમ્પાબાજી."

નીચે હોજમાં વરસાદનાં ઝાપટાંની ઝાલર વાગી રહી હતી. વરસાદને કારણે બધે લીલોતરી અને તાજગી છવાઈ ગઈ હતી. ગલીમાં નાની નાની નદીઓ વહી રહી હતી. છજાં અને ગરનાળામાંથી પાણીના ધોધ વહી રહ્યા હતા. નીચે આંગણામાં પાણીનું એક નાનું નિર્મળ ઝરણું બની ગયું હતું. ઉપર કૂંડાઓમાં રોપાયેલા રોપાઓ પાણીમાં નહાઈ રહ્યા હતા. "આ મારો જલ-મહેલ છે." ચમ્પાએ આસ્તેથી કહ્યું, "અહીં મારાં આંસુઓ વહે છે."

નીચે છોકરીઓના દુપટ્ટાઓ લહેરાયા.

"હું એક સામાન્ય છોકરી છું." ચમ્પા કહેતી રહી. "જો હું ખુદાની ખાસ બન્દી હોત—મીરાં, મુક્તાબાઈ, સેંટ સોફિયા—તો મારા શરીર પર ઘાનાં ખાસ નિશાનો દેખાયાં હોત. મારો પોશાક મારા પોતાના લોહીથી લાલ હોત. મને વિષના પ્યાલા અને સાપોના કરંડિયાઓ મોકલાયા હોત. પણ હું તો માત્ર ચમ્પા અહમદ છું. મારા ઘાવ કોઈને દેખાતા નથી કારણકે મારો તમાશો જોનારા પણ મારી જેમ જ ઘાયલ છે. તેઓ કમજોર અને ક્ષણભંગુર જીવન ધરાવતા ઇનસાનો છે, જોવાની આંખો ધરાવતા નથી. શક્ય છે કે લોકો મારી ઉપર હસતા પણ હશે, જ્યારે સેંટ સોફિયાની તો પૂજા કરવામાં આવે છે."

પવનનાં ઝાપટાંથી વર્ષાનાં બિંદુઓ ટપ ટપ કરતાં દાદરનાં પગથિયાં પર પડ્યાં. વૃક્ષોનાં પાંદડાં પણ ઊડીને આવ્યાં. ચમ્પાએ પોતાના વાળમાંથી એક પીળું પાંદડું બહાર કાઢ્યું.

"કમાલ," તેણે વિચારતાં કહ્યું, "મેં ભાતભાતની પ્રતિભા ધરાવતા લોકો સાથે સમય પસાર કર્યો છે. તેમનામાંથી પ્રત્યેક પોતાનાં સ્થાને કદીક ખુશ દેખાતો—કદીક દુ:ખી જણાતો. તમે ખુશ કેમ છો? હું દરેકને પૂછતી—આટલી સૂક્ષ્મ અને ઊંડી સમજ ધરાવતા હોવા છતાં આટલા ખુશ કેમ છો! હદ છે!—હું નારાજ થઈ કહેતી. પણ આખરે મેં જોયું કે ઘણા લોકો એવા છે જેમણે પોતાનાં દુ:ખને દુનિયાનાં દુ:ખમાં સમાવી લીધું હતું. કેટલી આસાન વાત હતી! પહાડની નીચે પહોંચ્યા તો ખબર પડી કે આપણે પોતે અને આપણું દુ:ખ કેટલું તુચ્છ છે!

"આઠ વર્ષ પછી તારી જેમ હું પણ મારા વતનમાં પાછી ફરી અને મેં અહીંની હાલત દેખી. એવી વાતો જોઈ જેનાથી મારું માથું ગર્વથી ઊંચું થયું અને મારું દિલ ખુશીથી ભરાઈ ગયું; એવી ચીજો જોઈ જેનાથી મારું માથું શરમથી ઝૂકી ગયું, અને મારું દિલ દુ:ખી થઈ ગયું. મારી સામે સમસ્યાઓનો ઊંચો પહાડ હતો. ત્યારે જાણે છે શું થયું—નાનકડા પક્ષીએ શું કર્યું? તેણે કાનમાં હાથી લટકાવીને પહાડ ચડવો શરૂ કર્યો.

"હવે તું જાણવા માગે છે કે હું શું કરવાની છું?"

બીજા દિવસે સાંજે કમાલે ત્યાંથી મુકામ ઉપાડયો. ટાંગો ગલીમાંથી નીકળી સ્ટેશન તરફ ચાલવા માંડયો, અને કમાલે જોયું—ચમ્પાબાજી ફરીથી એક વખત દૂર ઊભી રહી

ગઈ—તૂટેલા મકાનની દોઢી પર. આ રીતે જ તેણે તેને ઑક્સફર્ડ સ્ટ્રીટ પર 'ચૂજેની-સરાય'માં કાચના દરવાજા પાછળ એકલી છોડી હતી. એ જ રીતે એક વખત તે 'ગુલફિશાં'ના ફાટક સામે અંધારા રસ્તા પર ઊભી રહી ગઈ હતી, જ્યારે ભૈયા-સાહેબ તેને છોડીને પાકિસ્તાન ચાલી ગયા હતા.

પણ આ સમયે તે એકલી ન હતી. હવે તે સમૂહનો એક ભાગ હતી. અંતે તેણે વિનાશરતે સમૂહનો સાથ સ્વીકારી લીધો હતો. ચમ્પા, જે હવે એકલી નથી અને સમૂહમાં સામેલ હતી, તે આગળ વધી રહી હતી. તેની સાથે મહોલ્લાઓ, ગલીઓ, મસ્જિદો, મિનારાઓ, જેબુન અને મરિયમ, રસ્તા પર લખોટી રમતાં બાળકો, લારી ખેંચનારાઓ, ગરીબ, બુરખાધારી સ્ત્રીઓ અને સમગ્ર જનતા છે. ચમ્પા એ બધાંની સાથીદાર બની ગઈ છે. એ લોકો આગળ વધવા તૈયાર છે, આજે નહીં તો કાલે. ખૂબ જલદીથી એ લોકો ઊંચે જઈ ચૂક્યા હશે. આ બિન્દુ પર પહોંચીને સ્રિલના તત્ત્વજ્ઞાનના બધા ગુપ્ત તારો ઝણઝણીને તૂટી ગયા.

"શું કરું, પાર્ટનર!"--ટ્રેનમાં બેસતાં તેણે પોતાના દિલને કહ્યું, "મારો ભારે દુ:ખદ અંત આવ્યો છે."

ટ્રેન શિવાલકના પહાડો પરથી પસાર થતી હિમાલયના હર્યાભર્યા છેડા પર પહોંચી. દેહરાદૂનના સ્ટેશન પર ઊતરીને તે ડિસ્ટ્રિક્ટ મેજિસ્ટ્રેટની અદાલતમાં ગયો. તેનાં મકાનોના કાગળો શોધી કાઢવામાં આવ્યા. તેણે ફરીથી ડાલનવાલાના સુંદર રસ્તાઓ પર ફરવું શરૂ કર્યું.

સામે રસપના વહી રહી હતી.

"યાર હરિશંકર!" કમાલે કહ્યું.

"હાં, યાર!"

"યાર, પેલો પ્રૉફેસર હૅમિલ્ટન સાચું જ કહેતો હતો. આપણે લોકો કેવી જંજાળમાં ફસાયા છીએ, ખુદાના કસમ."

તે દિવસે તેણે ત્યાગની સમસ્યા પર ઘણો વિચાર કર્યો. તે ભારે દાર્શનિક મૂડમાં હતો.

"ચાલ, મકાનોનાં નામ વાંચીએ. નામોની પસંદગી ઉપરથી મકાનમાલિકોની સાયકોલૉજીની જાણકારી મળે છે." ચાલતાં ચાલતાં અટકી એક ફાટક પાસે જતાં હરિશંકરે કહ્યું:

"આપણે કદી પણ મકાન બાંધીને નહીં રહીએ, 'શાહી બનાતા નહીં આશિયાના!'" કમાલે કહ્યું.

"સાચું કહે છે. જો, બુર્ઝવા લોકો કેવા અફસોસજનક રીતે સેંટિમેન્ટલ હોય છે! જરા આ નામ તો વાંચ."

"ખ્વાબિસ્તાન–લાહોલ વિલાકૂવત!"

"પણ તું પોતે જ 'ગુલફિશાં' અને 'ખયાબાં'માં રહે છે!"

"જાણું છું."

"યાર, કમાલ."

"હા યાર."

"જરા વિચાર તો કર, લોકોએ મકાનો બનાવ્યાં છે—અહીંથી ત્યાં સુધી, એકથી એક ચઢિયાતાં. આખી દુનિયામાં મકાનો બન્યાં છે!"

"હા યાર, ભારે અજબ વાત છે."

તેઓ બન્ને એક ફાટક પાસેની વંડી પર બેસી ગયા અને સમસ્યા પર વિચાર કરવા લાગ્યા. વાસ્તવમાં તો તેમને પ્રૉફેસરનાં દુનિયા ત્યાગવાનાં પગલાંએ ભારે બેચેન બનાવ્યા હતા. એક સ્વસ્થ માનવી–વૈજ્ઞાનિક, અને બસ ચાલી નીકળ્યો જંગલ તરફ! હદ છે!"

"એનો કોઈ ને કોઈ અર્થ જરૂર હશે!" કમાલે કહ્યું.

અંધારું થયું ત્યાં સુધી તેઓ ડાલનવાલાની શાંત, સુગંધિત સડકો પર મકાનોનાં નામ વાંચતા રહ્યા–'નસ્તરન' 'દૌલતખાના,' 'આશિયાનાં,' 'રાજમહલ'...

આ મકાનોનાં પહાડી ફૂલોની મહેક ચારે તરફ પ્રસરી રહી હતી અને દુનિયા ઘણી સુંદર જગા હતી.

તેઓ બન્ને પાછા ફાટક પાસેની વંડી પર બેસી ગયા અને નહેરનાં પાણી તરફ જોતા રહ્યા. નહેર રસ્તાના કિનારે કિનારે વહી રહી હતી. પાણીની ધારમાં એક ફાટેલું બૂટ ઉછળતું-કૂદતું ઘસડાઈ રહ્યું હતું.

એક લાંબી કાર આવીને તેની પાસે રોકાઈ. તે ચોંકી ગયો. આંખો ચોળી તેણે ચારે તરફ જોયું. હરિશંકર ગાયબ થઈ ગયો હતો. આ ૧૯૪૨ની સાલ ન હતી. તે ૧૯૫૬ના દેહરાદૂનમાં બેઠો હતો. તેણે ફરીથી આંખો ચોળી. તે તો પોતાના ફાટક પર બેઠો હતો. કારમાંથી એક સરદારજી ઊતર્યા અને તેની તરફ આગળ વધ્યા.

"આપ કોઈને મળવા માગો છો?"

"હું...હું..." તે જરાક મૂંઝાઈ ગયો. તેનું દિલ ધડકવા લાગ્યું. સરદારજી કદાચ તેને ઠગ સમજી રહ્યા હતા, જે તેના ડ્રોઈંગ-રૂમમાંથી રેડિયો તફડાવી જવાને ઇરાદે આવ્યો હતો. તેણે ફાટક પર લાગેલી સંગમરમરની તખતી પાછી વાંચી:

"નવાબ તકી રઝા બહાદુર ઓફ કલ્યાણપુર."

આ તેના મકાનનુ નામ હતું. તે ઊભો થયો. તેણે સાબિતીરૂપે મકાનના કાગળો તેના ખિસ્સામાંથી કાઢી સરદારજી સામે ધર્યા, અને ખિસિયાણી રીતે હસ્યો.

"ઓહ, તમે મુવેબલ પ્રોપર્ટી અંગે આવ્યા છો! અંદર તશરીફ લાવો!"

તે સરદારજી સાથે બાગના રસ્તા પર ચાલવા લાગ્યો.

"આપનો સ્ટોરરૂમ સલામત છે. ચાવી લાવ્યા છો?"

"જી હા."

દીવાનખાનામાં લઈ જઈને સરદારજીએ તેને ચા પીવડાવી અને જમવા માટે આગ્રહ કરતા રહ્યા.

સરદારજી રાવળપિંડીના રહેવાસી હતા. અહીં મોટા ઇજારદાર હતા. મોડે સુધી તે પોતાનો જૂનો દેશ યાદ કરી કરીને વાતો કરતા રહ્યા. કમાલ ગભરાઈને ઊભો થયો.

"બૉક્સ-રૂમ ખોલવા કાલે સવારે આવી શકું છું?"

"જરૂર જી, તમારું જ ઘર સમજો!" સરદારજીએ કહ્યું અને પોતાની કારમાં તેને પ્રવાસસ્થાન સુધી પહોંચાડયો.

સવારે તે ફરીથી 'ખયાબાં' પહોંચ્યો. હવે તડકો થયો હતો. બાગમાં બે છોકરીઓ ઉઘાડા પગે બેડમિન્ટન રમી રહી હતી. અંદર રેડિયો વાગી રહ્યો હતો. સરદારણી નોકરો પાસે ભેંસો સાફ કરાવી રહી હતી. શાંતિમય વાતાવરણ હતું. તે બાજુના માર્ગ પરથી પસાર થતો સ્ટોરરૂમ પાસે પહોંચ્યો અને તાળું ખોલતાં પહેલાં પગથિયાં પર બેસી ગયો.

તેને લાગ્યું કે અહીં બેઠેલી વ્યકિત વીસમી સદીના હિન્દુસ્તાનની ખોવાઈ ગયેલી પેઢીની હતી. તેના પરિવારના લોકોની દુનિયા પાનખરનાં જંગલો, ગુલાબનાં ફૂલો, પહાડી કાટેજો અને ત્રીજા પહોરની ચામાં ચાંદીની ચમકતી ચાદાનીની દુનિયા હતી. સામે દેવદારોની વચમાંથી જે પગદંડી જતી હતી તેની ઉપર રંગીન છત્રીઓ

હાથમાં લઈને ચાલતી તેના પરિવારની મહિલાઓ તુર્કી અથવા યુરોપિયન નોવેલની નાયિકા જેવી લાગતી.

ઠંડીના દિવસોમાં તેઓ જ્યારે લખનૌથી અહીં આવતાં ત્યારે વચલા ખંડમાં જમીન પર ગાદી બિછાવવામાં આવતી. પહાડી ખાનસામો ફકીરો ચાની ટ્રે લાવીને સગડી સામે મૂકી દેતો. ઠંડીની રાતોમાં કમાલ અને તઅલત સામે કિતાબોનો ઢગલો રહેતો. રંગ પૂરવાનાં પુસ્તકો, પરીકથાઓનાં પુસ્તકો, ઢીંગલીઢીંગલાં અને મીકેનો સેટ. જ્યારે પણ આ ગોદામ ખૂલતું ત્યારે બધાં બાળકોની જેમ તે પણ ભારે જિજ્ઞાસાથી અમ્માબેગમની પાછળ પાછળ ત્યાં જતો. તેમાં કેવી કેવી રહસ્યમયી ચીજો બંધ રહેતી હતી. પેટીઓ, ટોપલીઓ, વાસણો, ઝાડ પર ટાંગવાનું ફાનસ, મોટા મોટા લૅમ્પ, જૂનાં સામયિકો, કાગળોથી ભરેલી એટેચીકેસ વગેરે આ ગોદામમાં રહેતું.

ઠંડીમાં પ્રાંગણમાં ખુરશી નાખી બાબા હુક્કો ગડગડાવતા. સર્વન્ટ ક્વાર્ટરમાં ત્રિલોચન માળીએ તેના ખંડમાં દીવાલ પર એક મોટી તસવીર લાઈથી ચોંટાડી હતી. તેમાં બતાવવામાં આવ્યું હતું કે જે મનુષ્યો દુનિયામાં ખરાબ કામો કરે છે તેની નરકમાં શી દશા થાય છે (ઉદાહરણાર્થે, એક ચિત્ર એવું હતું જેમાં એક માણસ અધમુઆ બળદો પર ભારે બોજો લાદીને ગાડી હંકારે છે. બાજુના ચિત્રમાં એ જ વ્યકિત નરકમાં એક ગાડીમાં જોતરાયેલો હતો અને લાંબી લાંબી જીભવાળા વાંદર જેવા ફરિશ્તાઓ તેને પરોણો ઘોંચી ઘોંચીને હાંકતા હતા). રોજી જમાદારણ, જેની છોકરી અંગ્રેજોને ત્યાં આયાની નોકરી કરતી હતી, તે કચરાની બાલદીમાંથી વપરાયેલી ચાની પત્તી કાઢી લેતી અને તડકામાં સૂકવીને તેની ચા બનાવીને પીતી.

લખનૌથી આખો સ્ટાફ આવતો હતો. કદીર લીલા રંગની ચાદર ઓઢી પોતાની ખોલી સામે ત્રણ પગની ખુરશી પર ઠાઠથી બેસી રહેતો. રસોડા સામે ફણસનું વૃક્ષ હતું અને હુસૈનીની બીબી તેની ઉપરનાં ફણસ રોજ ગણતી રહેતી.

ફરનિચર પર લાલ રંગનું કપડું હતું. જમીન પણ લાલ હતી. સામેના વરંડામાં એક દીવાલ પર રંગીન તસવીરની ફ્રેમ ટાંગેલી હતી. આ તસવીરમાં એક શિકારી કૂતરો સાબરનો પીછો કરી રહ્યો હતો. ડ્રૉઈંગ રૂમનો આતિશદાન બનાતની ઝાલરથી સજાવેલો હતો. તેની ઉપર ચાંદીની ફ્રેમોમાં પરિવારના સભ્યોની તસવીરો મઢેલી હતી. ખૂણામાં સ્ટેન્ડ પર પિત્તળનાં કૂંડાં હતાં જેમાં નાળિયેરીના છોડ રાખવામાં આવતા. ભોજનખંડની ફૂલદાનીમાં રોજ તાજાં પત્તાં ગોઠવવામાં આવતાં. તેની ઘણી સારી મહેક આવતી. મહેમાનોને 'ડિનર' પર બોલાવવામાં આવતા ત્યારે મેજ અંગ્રેજી ઢબે

સજાવવામાં આવતું. છરી, કાંટા, ફિંગર બોલ, જેમાં ગુલાબજળી પાંદડી ખાસ નાખવામાં આવતી. બેરર અચૂક ખાસ પોશાક પહેરતો અને સાફા પર ચાંદીનો બિલ્લો લગાવતો અને કમરમાં પટ્ટો બાંધતો.

ગરમીના દિવસોમાં જ્યારે આખું ઘર બપોરની ઊંઘ ખેંચતું ત્યારે કમાલ વૃક્ષોના ઝુંડમાં જઈને બેસતો. ત્યાં મારે એકાંત રહેતું. એક મહાન અમાનવીય આળસ બધે છવાયેલું રહેતું. મનમાં ભારે શાંતિભર્યા વિચારો આવતા. દૂર દેવદારમાં એક પક્ષી લગાતાર બૂમો પાડતું: 'હું સૂતું હતું!... હું સૂતું હતું!' કહેવાય છે કે આ પક્ષી શિવાલકની ઘાટીઓ સિવાય ક્યાંય જોવા ન મળતું અને તેને કોઈએ કદી જોયું નથી. પહાડી નોકરો કહેતા કે જ્યારે ભગવાન દુનિયા બનાવતા હતા ત્યારે બધાં પ્રાણીઓને તેમનું ભાગ્ય અને ગુણની વહેંચણી થતી હતી (જ્યારે મોરને પગ મળ્યા, કોયલને અવાજ, વગેરે) ત્યારે આ પક્ષી ક્યાંક નિંદર ખેંચી રહ્યું હતું. આથી હવે એ તેનું જનમ જનમનું રુદન છે. બરાબર કાન રાખીને સાંભળો તો તેનો અવાજ સ્પષ્ટ સંભળાતો હતો, –'હું સૂતું હતું!'

સરદારણી ઉઘાડા પગે સટર-પટર કરતી એક ઓરડામાંથી બીજા ઓરડામાં દોડાદોડી કરી રહી હતી. તેણે જોરથી રસોડાંનો દરવાજો બંધ કર્યો.

કમાલ ચોંકીને ૧૯૩૫ના દેહરાદૂનથી વર્તમાનકાળમાં પાછો ફર્યો.

પગથિયાં પરથી ઊભા થઈને તેણે ખિસ્સામાંથી ચાવી કાઢી અને ગોદામનો દરવાજો ખોલ્યો. અંદર જઈને તેણે બેધ્યાનપણે આલ્મારીઓ ખોલી, ખાનાઓમાં જોયું. આ બધી વસ્તુઓનું શું થવું જોઈએ તે તેને ન સમજાયું. તેણે એ ઢગલા પર નજર નાખી, જેને માનવી પોતાની નિજી જાયદાદ કહીને ખુશ થાય છે. અને આ પ્રમાણેનો જ સામાન હજી તો 'ગુલફિશાં' અને કલ્યાણપુરની હવેલીના ઓરડાઓમાં ખડકાયેલો પડ્યો હતો. ઓરડાની વચમાં થોડી ખાલી જગા જે દ્વીપ જેવી બની ગઈ હતી ત્યાં ઊભા રહીને તે વિચારતો રહ્યો: આ જાયદાદ માટે દુનિયા મરીફીટે છે! આ બધાના બદલામાં એક મૃગજળ...એક મૃગજળ...!

હવે તેને એ વાત સમજાઈ કે લોકો શા માટે સંસાર-ત્યાગ કરીને જંગલમાં ચાલ્યા જાય છે.

પછી તેણે ઊભડક બેસીને કાગળો ભરેલાં ખાનાંઓ ખોલ્યાં. ચારે તરફ પત્રપત્રિકાઓ, પુસ્તકો અને પુરાણી તસવીરોનો ઢગ હતો. તેણે પત્રો ભરેલી એક તૂટીફૂટી

એટેચી ઉપાડી. કવરો પર ભાતભાતની ટપાલ-છાપ હતી. પટના ૧૯૩૩, વિલાસપુર ૧૯૨૮, ભોપાલ ૧૯૩૭. કોને ખબર આ પત્રોમાં શું હતું. કોણે આ પત્રો લખ્યા હતા અને હવે તેઓ કયાં હશે અને શું કરતા હશે. ઉદાહરણાર્થે, રાસબિહારી લાલનો પત્ર. આ પત્ર ૧૯૩૪માં પીલીભીતથી આવ્યો હતો અને ઉર્દૂ લિપિમાં હતો. એ સજ્જન કોણ હતા અને કયાં હતા. અને 'શિવનંદન પાંડે, રાણીખેત' અને 'મોહમદ અહમદ અબ્બાસી મુનસિફ, જિલ્લો ગોંડા.' તે ફરસ પર પલાંઠી વાળીને બેસી ગયો. તેણે પત્રવ્યવહારની એટેચીને પાછી આલ્મારીમાં ઠાંસી દીધી. તેણે ફાઈલો જોવા માંડી. મુકદ્દમાઓ, જમીન, મકાન–ખાલા ચુન્ની બેગમના છૂટાછેડા, જયારે મીર મુર્ગી સાથે થયા હતા. આ કાગળો અને અવધનો સચિત્ર ઇતિહાસ, જેનાં કાગળો એટલાં પીળાં પડી ગયાં હતાં કે હાથ લગાવતાં જ ચૂરેચૂરા થઈ જતા. પહેલા પાના ઉપર 'હિઝ હાઈનેસ ધી ઑનરેબલ સર મહારાજા દિગ્વિજયસિંહ બહાદુર કે. સી. એસ. આઈ. બલરામપુર અને તુલસીપુર, સૂબા અવધ'ની તસવીર છપાઈ હતી.

તેણે આ પુસ્તક ટોપલીમાં પાછું ફેંકી દીધું. તેના હાથ પર જે ધૂળ લાગી હતી તે તરફ તેણે ઉદાસીનતાથી જોયા કર્યું. તેણે ઘણા સમય સુધી હાથ લૂછ્યા નહીં.

'આ સામાન કયાંય નહીં જાય. આ બધી ચીજોને જપ્ત થવા દો.' તે મનમાં બબડયો. ગોદામમાંથી બહાર નીકળતાં તેણે ફરસ પરથી એક વીસ વર્ષ જૂનો ગ્રુપ-ફોટો ઉપાડી લીધો. તેમાં બડા અબ્બા ફૂલહાર પહેરીને વચમાં બેઠા હતા. એ કોઈ જિલ્લામાંથી વિદાય સમયનો ફોટો હતો. તેમાં ઘણા ડેપ્યુટી કલેકટરો અને વકીલો કતારમાં બેઠા હતા. પાછળ વરંડાના મોટા મોટા દરવાજા હતા. સેકસેનાસાહેબ, રિઝવીસાહેબ, ઠાકુર રામનારાયણસાહેબ, મસૂદુલહસનસાહેબ—એ કેવા અજબ લોકો હતા—સીધા-સાદા, શરીફ ભોળા-ભલા. કદાચ તેમનામાંથી કોઈને કાવતરાંખોરી આવડતી ન હતી. રેકેટ ચલાવવામાં તેમને કોઈ રસ નહીં રહ્યો હોય. બનાવટ અને ચારસોવીસીથી આ હજરતો બિનમાહિતગાર હશે. કેવા બેવકૂફ હતા! તેમનાં મનોરંજન અલગ પ્રકારનાં હતાં, જુદી જાતના શોખો–મુશાયરા, અદાલતી મુકદ્દમાઓ, શિકાર, શાસ્ત્રીય ગીતોની મહેફિલો. એ લોકો કેવું શાંત જીવન વિતાવી ગયા. તેને એ લોકોની મજાક યાદ આવી. રિઝવીસાહેબને ગુલાબજાંબુ પર ભારે ચીડ હતી. તેની સામે ગુલાબજાંબુ મૂકો એટલે હાય-તોબા કરતા બેસી જતા. મેરઠની નૌચંડીમાં જવાના કાર્યક્રમ બનતા. મેળાની ચર્ચા થતી. સાળા-બનેવીઓની શરત લાગતી. તેમનો સમાજ કેવો શાંત હતો. કમાલ એ તસવીરને જોતો રહ્યો. તેને

વિચાર આવ્યો કે ચાલુ પેઢી તેમના કરતાં કયા પ્રકારે ઉત્તમ સાબિત થઈ છે? બિચારા બુઠ્ઠાઓ...મને તમારી આગળ શરમ લાગે છે. હું તમને મારું મોં નથી દેખાડવા માગતો. હું મારું મોં છુપાવીને દૂર ભાગી રહ્યો છું. ખુદાહાફિઝ! તેણે ધીમેથી ગ્રુપની તસવીરને ગોદામના ફરસ પર પડવા દીધી અને તાળું મારીને તે બહાર નીકળી ગયો.

દેવદારોમાં પક્ષી ચીસો પાડી રહ્યું હતું, 'હું સૂતું હતું! હું સૂતું હતું!'

અરે સૂતેલું હતું તો શો વાંધો હતો! કમાલે ગુસ્સે થઈને મનમાં કહ્યું. જાગતું હોત તો પણ પ્રજાપતિ તને કયું મોટું સુખ પ્રદાન કરવાનો હતો. પણ પશ્ચાત્તાપની અનુભૂતિ અને અફસોસના ચિત્કારથી પણ પોતાને મહત્ત્વની અનુભૂતિ થાય છે. અરે હું પૂછું છું, તું છે કોણ? કમાલ રઝા અથવા સિરિલ એશ્લે અથવા ગૌતમ નીલામ્બર! શા માટે આમ કકળાટ કર્યે જાય છે!

દિલ્હીના સ્ટેશન પર જીજાજી તેની પ્રતીક્ષા કરી રહ્યા હતા. તેમની સાથે તે બેલા રોડ આવ્યો. લાજ બારણામાં ઊભી રહીને તેની રાહ જોઈ રહી હતી. તે તેને ભેટીને રડવા માંડી. "કમ્મન, તું નહીં જા! નિર્મળ સ્વર્ગવાસી થઈ ગઈ, હરિશંકર હમેશાં બહાર રહે છે, તું પાકિસ્તાન જતો રહ્યો...!" લાજવતી ડૂસકાં ભરીને રડવા લાગી.

તે ચુપચાપ બેસી રહ્યો. "શા માટે રડે છે!" તેણે ધીમેથી કહ્યું, "રડ નહીં."

તેની ટ્રેન સાંજે અમૃતસર જતી હતી. પણ તે બને તેટલો જલદી લાજવતીના ઘરેથી ભાગી જવા ચાહતો હતો. જમીને તે જીજાજી સાથે દિલ્હી જવા તૈયાર થયો.

"અરે, ગૌતમને તો ફોન કરી લે! તે ચંડીગઢ ગયો હતો, કદાચ પાછો ફર્યો હશે!" જીજાજીએ કહ્યું.

કમાલે અનિચ્છાથી ટેલિફોન ડિરેક્ટરી ઉપાડી અને ગૌતમનો નંબર શોધી ડાયલ કર્યો.

"હલો ગૌતમ, અરે તું અહીં જ છે? ઉલ્લૂના પઠ્ઠા!" તેણે ખૂબ કોશિશ કરીને નૉર્મલ ખુશીભર્યા અવાજમાં વાત શરૂ કરી, "અબે યાર—હા યાર—આજે સવારે જ દેહરાદૂનથી—એમ? હા ઢાકાથી લખનૌ આવ્યો હતો. હા, અપ્પીએ તને દુઆ કહેવડાવી છે!...હા મઝમાં છે. બધા મઝામાં છે, મારા સિવાય. શું કહ્યું મેં? કંઈ નહિ, હું કહી રહ્યો હતો કે હું પણ આજકાલ ઠાઠ કરી રહ્યો છું. નામ દઈ દઈને ઓળખીતા-પાળખીતા બધાના કુશળક્ષેમ કહું? પૂછવા માંડ—કદીર અને કમરુન? ભઈ વાહ! તને ખૂબ યાદ રહ્યાં છે-તને શું યાદ નથી? બધું યાદ છે? તારી સ્મરણ-

શક્તિ ઘણી તેજ છે. માશાઅલ્લાહ! કદીર તો લાંબા સમયથી મીર્ઝાપુર ચાલી ગયો છે. મોટર ક્યારનીય વેચાઈ ગઈ હતી...કેમ વેચાઈ ગઈ? અરે અહીં તો જિંદગી પણ વેચાઈ ગઈ. તું એક મોટર માટે અફસોસ કરે છે! તું નથી વેચાયો? હાં-હાં— હું ક્યાં કહું છું. હું તો મારી વાત કરી રહ્યો છું. મેં મારી જાતને જ વેચી છે. કીંમત સારી મળી રહી હતી. બોણીનો સમય હતો.

"પૂછ, કોના કોના કુશળક્ષેમ જાણવા છે તારે? છુટકી, રમદૈયા? ગજબ ખુદાનો! તને છુટકી હજી સુધી યાદ છે? તે ગરીબ દુનિયા છોડી ચૂકી છે. હા, મારે દુ:ખ થયું. કેવી રીતે?—વરસાદમાં 'ગુલફિશાં'માં તે બાગનું ઘાસ ખોદતી હતી એટલામાં સાપ કરડયો. હા, તેને મર્યાને ઘણાં વરસ થયાં. ગંગાદીન તો આજકાલ મધ્યપ્રદેશમાં ક્યાંક ટ્રેકટર ચલાવે છે. અપ્પી કહેતી હતી કે તેણે એફ. એ. પાસ કરી લીધું છે. હા—તેને અસલ પ્રગતિ કહે છે—ગંગાદીનની કેરીઅરના સમાચાર સાંભળી હું ઘણો ખુશ થયો—વધુ વાતો કરું? નહીં, હું તને મળી શકું તેમ નથી. મને ફુરસદ નથી. તારી કૉન્ફરન્સ ત્રણ વાગે પૂરી થશે. ત્યાર પછી તું મારી રાહ જોશે—આલપસમાં?— રાહ જોઈને શું કરીશ! નહીં, હું કસ્ટોડિયનને મળવા જઈ રહ્યો છું. પી. બ્લોક— ત્યાર પછી—ભલે, હું પહોંચવા કોશિશ કરીશ—પણ વધારે સમય મારી રાહ ન જોઈશ— —અચ્છા—સો લૉંગ."

કમાલે ટેલિફોન મૂકી દીધો. લાજવતી દરવાજામાં ઊભી હતી. "અચ્છા હું જાઉં."

"જલદી આવજે."

"હા-હા"

"તારા નાસ્તા માટે શું બનાવી આપું?"

"તે જ, જે તું બનાવતી આવી છે." તે જરા હસીને બોલ્યો: "તું બહેનોના પ્રેમની જાળ ફેલાવી રહી છે. એનાથી મારું દિલ થોડું જ પીગળવાનું છે. નથી મારા પગલાં ડગમગવાનાં. હું મજબૂત છું. હું બુઢ્ઢો છું. મારામાં નિશ્ચયબળ, સમતોલપણું અને શાંતિ છે." તેણે મનોમન કહ્યું.

તે જમના રોડ તરફથી નીકળ્યો. અપરિચિતોની જેમ રખડતો રહ્યો. મોટરો, સમૃદ્ધ સંતુષ્ટ માનવીઓ, વ્યસ્ત કારોબાર, શાનદાર દુકાનોની વચમાં એક ખૂણા પર ઊભો રહ્યો તો તેને ડર લાગવા માંડયો. તેને એ સૂચના પણ યાદ આવી કે તેણે સિવિલ લાઈન્સના પોલીસ મથકે જઈને ખબર આપવાની છે કે તે હિન્દુસ્તાનથી જઈ રહ્યો છે.

ભાદરવા મહિનાનો તડકો ઘણો આકરો હતો. તે ઘણો ઉદ્વિગ્ન, ઘણો થાકેલો હતો.

તેને થતું હતું કે તે ઊડીને કરાંચી પહોંચી જાય. તેણે નિશ્ચય કરી લીધો. હવે તે કદી પણ હિન્દુસ્તાન નહીં આવે.

"જો, સામેથી કોણ આવી રહ્યું છે?" તેણે ડૉક્ટર હૅસ ક્રેમરને જોઈ કૃત્રિમ આનંદ વ્યક્ત કરતાં કહ્યું. દિલમાં પ્રસન્ન પણ થયો કે પહાડ જેવી બપોર તેની સંગતમાં કોઈ ને કોઈ પ્રકારે પસાર થઈ જશે.

"હલો, હલો, માય ડિયર બોય!" ડૉક્ટર હૅસ ક્રેમરે હાથ લંબાવતાં કહ્યું, "કેવા અજબ સંજોગો છે."

તેની સાથે માહિતી ખાતાંની એક છોકરી હતી. તેણે ગંભીરતાથી કમાલની સલામનો ઉત્તર આપ્યો. "હું ડૉક્ટરને રાષ્ટ્રીય સંગ્રહાલય લઈ જઈ રહી છું. આપને કોઈ ખાસ કામ ન હોય તો તમે પણ ચાલો." છોકરીએ કમાલને સંબોધન કર્યું. ઘણો ભાગે તેનું નામ કુમારી અરુણા બાજપાયી હતું. કમાલે આંખો બંધ કરી દીધી. જો નિર્મળા જીવંત હોત તો આજ તે પણ આવી જ રીતે કામમાં વ્યસ્ત હોત.

"જી હા, જરૂર", તેણે જવાબ આપ્યો.

બ્રૉડકાસ્ટિંગ સ્ટેશનથી બીજા બે યુરોપિયન બુદ્ધિજીવીઓને સાથે લઈને તેઓ રાષ્ટ્રપતિ ભવન તરફ જવા રવાના થયાં. ડૉક્ટર હૅસ ક્રેમર અને તેના સાથીઓ એ દુનિયાના નિવાસી હતા જેમાં થોડા સમય પહેલાં જ કમાલ પણ શામેલ હતો. તેમની પણ જિંદગી પરત્વે વિશાળ દષ્ટિ હતી. તેમને પણ ચીજોમાં રહસ્ય દેખાતું. તેમની પાસે પણ જ્ઞાન ઉપરાંત વિવેક હતો. તેઓ બુદ્ધજયંતી પ્રસંગે હિન્દુસ્તાન આવ્યા હતા અને શ્રીનગરની એક હાઉસબોટમાં રહી ભારતીય મૂર્તિકલા ઉપર એક પુસ્તક લખી રહ્યા હતા. તેમને મળવા માટે અન્ય વિદેશી અને સ્થાનિક બુદ્ધિજીવીઓ ત્યાં જતા. ડૉક્ટર હાથ મસળતા જતા, જમીન પર તકીઓ અને ચટાઈ બિછાવતા અને ચા બનાવતા.

રાષ્ટ્રપતિ ભવનમાં પગથિયાં પર પહોંચી ડૉક્ટર ક્રેમરે હાથ મસળતાં ઊંચે દષ્ટિ કરી અને સોનાના અક્ષરે લખાયેલું, 'સત્યમેવ જયતે' મોટેથી વાંચ્યું. 'સત્ય જીતશે.' તેણે કમાલને માટે તેનો અનુવાદ કર્યો. પછી તે બધા કુમારી અરુણાના માર્ગદર્શન હેઠળ અંદર દાખલ થયા. ભૂતપૂર્વ વાઈસરીગલ-લોજના શાનદાર હોલોમાં ભારે શીતલતા હતી, જે બહારના આકરા તાપની સરખામણીમાં ભારે શાંતિપ્રદ લાગી. પ્રાચીન કાળ અને મધ્યયુગની મૂર્તિઓને કમાલે પોતાની જ્યોતિહીન આંખોથી જોવું શરૂ કર્યું. ડૉક્ટર પ્રત્યેક મૂર્તિ સામે ઊભા રહીને જર્મન યા ફ્રેંચમાં પોતાના વિચારો

વ્યક્ત કરતા. એક જગ્યાએ મહાત્મા બુદ્ધની શાનદાર મૂર્તિ હતી. કમાલ તખ્તનાં પગથિયાં પર જઈને બેઠો.

"આ તો અસ્થાયી મ્યુઝિયમ છે." તેની નજીક આવીને કુમારી અરુણાએ ક્ષમાયાચના કરતી હોય એ રીતે કહ્યું. "અમારું રાષ્ટ્રીય સંગ્રહાલય અમારી પ્રાચીન પરંપરા અનુસાર હશે, તેનું નિર્માણ થઈ રહ્યું છે."

"જી, બેશક!" કમાલે ઉત્તર આપ્યો. એક વર્ષ પહેલાં તે પોતે આ જ દિલ્હીમાં ટોમ સાથે આ જ રીતે વાત કરતો હતો.

"આવો, આ તરફ જઈએ-તમે અમારી મોહન –જો–દરોની પ્રાચીન સંસ્કૃતિની ડાન્સિંગ-ગર્લ જોઈ?"

કુમારી અરુણા તેને સંગેમરમરની ગેલેરીઓમાં ફેરવતી રહી–ચન-હો-દરો, મોહન-જો-દરો, સ્વાતની ઘાટી, હરપ્પા, તક્ષશિલા–"હવે અમે આધુનિક કાળની નજીક આવી રહ્યા છીએ." તેણે એક જગાએ રોકાઈને કહ્યું. આ પથ્થર જુઓ, આ અશ્વમેધ ઈસ્વીસન પહેલાંની ત્રીજી સદીમાં દહેરાદૂનના એક ક્ષેત્રમાં આયોજિત કરવામાં આવ્યો હતો. આ અહિચ્છત્રની મૂર્તિઓ છે." તેણે ફરીને હૅંસ ક્રેમરને કહ્યું.

ચાલતાં ચાલતાં તેઓ એક છોકરીની મૂર્તિ સામે આવ્યા. એ આર્કેઈક શૈલીની હતી. "એ શ્રાવસ્તીના ખોદકામમાંથી આ વર્ષે જ મળી આવી છે!" છોકરી કદંબના વૃક્ષની ડાળી નમાવીને વૃક્ષને ટેકીને ઊભી હતી."

"લાલ માટીની આ મૂર્તિ ઘણું કરીને ચોથી સદીમાં બની હતી." ડૉક્ટર હૅંસ ક્રેમરે પોતાની પાંડુ લિપિ કાઢીને ધંધાદારી આર્કિયોલોજિસ્ટોની અદાથી પોતાના ફ્રેંચ સાથીને કહ્યું.

તેઓ ઠંડા ફરસ પર મૂર્તિ સામે બેસી ગયા. મૂર્તિના ઘડતરમાં શક્તિ હતી––જીવનનો ઉલ્લાસ અને ઉષ્મા. જીવનની કલ્પનાને બદલે સાક્ષાત જીવન, ધરતીની પોતાની સૃષ્ટિ.

તેના હાથ ઘણા મજબૂત લાગતા હતા, આંખો મોટી મોટી, શરીર દઢ અને સુડોળ, આકૃતિ અને આકાર અને સંતુલન. શાંત, લોચ અને હરકતની અનુભૂતિનું સુભગ સંમિશ્રણ. "એક રોમાંચકારી સૌંદર્ય પથ્થરમાં સાકાર થયું છે. ભારે નક્કર, ભયાનક!" મોસિયો રાવલે ડબલ્યૂ. બી. યેટ્સની શૈલીમાં કહ્યું.

"શિલાકારીમાં આગળની વિચારધારાઓનો પ્રારંભ અહીંથી જ થયો હતો." ડૉક્ટર ક્રેમરે કહ્યું, "આ મથુરાથી પહેલાંનો નમૂનો છે. હવે આપણે આ કલાના ઇતિહાસ અંગે ઘણી થિયરીઓને બદલવી પડશે."

"તે યુગના કલાકારોની સામે એ સમસ્યા રહી હશે કે વિચાર માત્ર સંકેત દ્વારા જોનારાઓ સુધી પહોંચાડી શકાય છે. આ દષ્ટિકોણે જ વેદો પછીના યુગમાં મૂર્તિ-પૂજા પ્રચલિત કરી", અરુણાએ વિચાર પ્રકટ કર્યો.

રૂપ અને અરૂપ તથા ભાવ અને અભાવ અંગે તે જે કંઈ જાણતો હતો તે હવે કોને કહેશે? હવે તેને તેના જ્ઞાનનો કોઈ ફાયદો નથી, કમાલે વિચાર્યું. આ આશ્ચર્ય-જનક મૂર્તિ પાસે તેને માટે કોઈ સંદેશ નથી.

"વેદાંત અનુસાર વિશુદ્ધ-સૌંદર્ય સંબંધી પ્રયોગ તટસ્થ આનંદ છે." મોસિયો રાવલે કહ્યું, "વીજળીની જેમ તે અખંડ છે. તેને વિભાજિત નહીં કરી શકાય. તે સ્વયં પ્રકટ થાય છે-એટલે કે સ્વયં પ્રકાશમાન છે. જે પ્રકારે કલાકારની કલ્પના વિશ્વ-કર્માની કલ્પનામાં છુપાઈ છે તે જ પ્રમાણે જોનારા આત્મા યા સ્વયંમાં મોજૂદ છે. તે પ્રતિક્ષણ જુએ છે અને તેનું રૂપ સમગ્ર ઉદ્‌ગમ છે. વિશ્વ-રૂપ-રૂપં-રૂપં પ્રતિરૂપ. વેદાંતના આ દષ્ટિકોણ અંગે તમારું શું માનવું છે? તમને આ મૂર્તિ સારી લાગી કે તમે મથુરાની સ્ટાઈલને પ્રાધાન્ય આપશો?" મોસિયો રાવલે પાછળ ફરી પૂછ્યું.

"બુભુક્ષિતં ન પ્રતિભાતિ કિંચિત્ (ભૂખ્યાને કોઈ ચીજ સારી લાગતી નથી.) સૌંદર્ય અને બ્રહ્મજ્ઞાનની આવી બારીક આલોચનાઓ મારી સમજ બહાર છે," કમાલે ઉત્તર આપ્યો. તેના સ્વરની અસીમ કટુતા અને ઉદાસીએ બધાને ચોંકાવી દીધા.

"આ કોમ્યુનિસ્ટ છે?" ડૉકટર સ્ટીવર્ટે નક્કી કર્યું.

"આના ફ્રસ્ટ્રેસનનું કારણ શું હોઈ શકે?" કુમારી અરુણાએ વિચાર્યું. કુમારી અરુણા અમેરિકાથી મનોવિજ્ઞાનમાં ડૉકટરેટ લઈને આવી હતી. તેણે દષ્ટિ ઉઠાવીને કમાલને જોયો અને વિચાર્યું ભણેલો-ગણેલો છોકરો છે અને કેટલો ખૂબસૂરત! "તમે સંસ્કૃત પણ શીખ્યા છો?" તેણે પ્રશંસાત્મક ઢંગથી પૂછ્યું.

"એક જમાનામાં શીખ્યો હતો થોડુંક." કમાલે ટૂંકો ઉત્તર આપ્યો.

પછી તેણે ઘડિયાળમાં જોયું. કસ્ટોડિયનને મળવા જવાનો સમય નજીક આવી રહ્યો હતો.

કમાલ મૂર્તિના ચબુતરા પર હાથ મૂકી ઊભો થયો. મૂર્તિનો પથ્થર ઠંડો હતો—પથ્થર જે ટાઈમલેસ બિકમ( timeless becom.c )નું પ્રતીક છે. વર્તમાનનું વહેણ એટલું તેજ છે કે જે પાંદડાં ઘસડાતાં આવે છે તે કાદવમાં ફસાઈ જાય છે. તેણે મનમાં વિચાર્યું.

એટલે જ તો કહું છું કે એક કોદાળી લઈને આ પાંદડાંઓ આ જૂના-સડેલાની સંપૂર્ણ સફાઈ કરી નાંખવી જોઈએ-આજ-કાલ હું સફાઈ પાછળ મંડી પડયો છું. દિમાગની, દિલની, બુદ્ધિની, સ્પ્રિંગ–ક્લિનિંગ. આ અતીતથી હું સંબંધ તોડી ચૂકયો છું, તેણે આ યુરોપિયન વિશેષજ્ઞોને કહેવા ઇચ્છ્યું. પછી તે મૂર્તિઓ તરફ વળ્યો, 'શ્રાવસ્તીની સુદર્શન યક્ષિણી,' આટલા માટે જ, જે કોઈ તારો ઘડનારો હશે તેનો સંદેશ મારા સુધી પહોંચી શકે તેમ નથી. તારો સર્જનહાર હવે મારી સાથે કોમ્યુનિકેટ નહિ કરે. હું રૂપ અને અરૂપની ચર્ચામાં સંડોવાવાનો ઇનકાર કરું છું. આ રાષ્ટ્રીય સંગ્રહાલય, સારા અતીત સાથે, સારા ભારત સાથે, હું કુમારી અરુણા બાજપાયીને સોંપું છું.

તે ત્યાંથી આગળ વધ્યો અને ધીમે પગલે ગેલેરી પાર કરવા લાગ્યો. તેના કાનમાં યુરોપિયન વિશેષજ્ઞોનો અવાજ આવતો રહ્યો –

"જેણે આ મૂર્તિ બનાવી તે મૂર્તિકારનું શું કામ હતું તે આપણે જાણી શકયા હોત તો કેવું સારું ! પણ આ વિચિત્ર દેશમાં ઇતિહાસને કોઈ મહત્ત્વ નથી !" ડૉકટર ક્રેમર કહી રહ્યા હતા, "ઘટનાઓ કોઈ મહત્ત્વ રાખતી નથી. યથાર્થ કિંવદન્તી છે. સમયના અંતરનું કોઈ મહત્ત્વ નથી. ક્ષણ, શાશ્વત છે. ઇનસાન ગુમનામ છે. તેની રચનાઓ, કલાકૃતિઓ અને સાહિત્યનું પણ અનંતના આ સાગરમાં કોઈ પૃથક્ સ્થાન ગણવામાં આવતું નથી."

"હા." મોસિયો રાવલે કહ્યું, "માનવી મરી જાય છે તો તેને જલાવી દેવામાં આવે છે, કારણકે તેની ઐતિહાસિક અર્થવત્તા કશી જ નથી."

'કોઈ સંકટ હિન્દુસ્તાની બુદ્ધિ પર પ્રભાવ પાડી શકતું નથી; કારણકે સંકટ પણ કાળની અંદર છે, ઇતિહાસ નથી. ભૂત, ભવિષ્ય, નાશ, અનશ્વરતા – કશાનું-અસ્તિત્વ નથી. તેથી હવે આ શરીરને જલાવી દો, કારણકે તે હવે વર્તમાનમાં રહ્યું નથી." ડૉકટર સ્ટીવર્ટે કહ્યું.

"આથી જ પૂર્વના કલાકારોએ પોતાનું નામ અંકિત કરવાની આવશ્યકતા કદી પણ જોઈ નથી. આ મૂર્તિકારો અંગે પણ આપણે કશું જાણી શકયા હોત તો કેવું સારું થાત." ડૉકટર ક્રેમરે ચારે તરફ જોઈને કહ્યું, "અહીં કેટલાય માઈકલ એન્જલ શાંતિપૂર્વક હસતા-રમતા અજાણ રહીને જ મરી ગયા."

કમાલ ગેલેરીની બહાર નીકળી ગયો.

"એ અનુભૂતિ કે આપણે સ્વયં કાળ છીએ !" મોસિયો રાવલ કહી રહ્યા હતા.

"વિસ્તારને અનુભવી શકાય છે. સમયને તો માત્ર વિચારી જ શકાય છે." ડૉકટર ક્રેમર કહી રહ્યા હતા,

કમાલ પગથિયાં ઊતરીને બહાર પહોળા રસ્તા પર આવી ગયો અને પી. બ્લૉક તરફ ચાલી નીકળ્યો.

કસ્ટોડિયન સાથે માથાઝીક કરીને તે ગૌતમ નીલામ્બરને મળવા 'આલ્પ્સ' ન ગયો. તે સીધો લાજને ઘરે ગયો અને લાજને કહ્યું, "જો મારો ફોન આવે તો કહી દેજે, હજી સુધી હું પાછો ફર્યો નથી." પછી તે ઓરડાનું બારણું બંધ કરી સ્ટેશને જવાના સમય સુધી સૂઈ રહ્યો.

ગૌતમ એક કલાક સુધી રૅસ્ટોરાંમાં કમાલની રાહ જોતો રહ્યો. તેણે કેટલીયે જગ્યાએ ફોન કરીને તપાસ કરી. જ્યારે તેને કમાલના આવવાની બિલકુલ આશા ન રહી ત્યારે તે પોતાની ઑફિસે પાછો ફર્યો. સરકાર બુદ્ધ જયંતી અંગે જોર-શોરથી પ્રચાર કરી રહી હતી, એટલે તેને દીવાબત્તી સુધી ઑફિસમાં કામ કરવું પડતું. એક અત્યંત જરૂરી ફાઈલ અંગે તેણે તેના હાથ નીચેની અરુણા બાજપેયીને ટેલિફોન કર્યો પણ જાણવા મળ્યું કે તે ડૉક્ટર ક્રૅમરને લઈને નેશનલ મ્યુઝિયમ ગઈ હતી.

"લાહોલ વિલાકૂવત." તેણે ગુસ્સે થઈને કહ્યું. કમાલને મળી ન શકાવાને કારણે તે ઘણો વ્યગ્ર હતો. તેને આ દેશ ઉપર, પોતાની જાત ઉપર, કમાલ ઉપર, દુનિયાની દરેક ચીજ પર ક્રોધ આવી રહ્યો હતો. જો તેનું ચાલત તો તે ડૉક્ટર ક્રૅમર અને ડૉક્ટર સ્ટીવર્ટ અને અરુણાને કાચાં ને કાચાં ખાઈ જાત.

ફાઈલ ઘણી જરૂરી હતી અને તેણે બને તેટલી ત્વરાથી તે વિભાગના જોઈન્ટ સેક્રેટરીને પહોંચાડવાની હતી. તે કારમાં બેસીને રાષ્ટ્રપતિ ભવન પહોંચ્યો. મ્યુઝિયમમાં જઈને તેણે ચારે તરફ દૃષ્ટિ ફેરવી. પરંતુ તે લોકો ત્યાંથી રવાના થઈ ચૂક્યાં હતાં. બેધ્યાનપણે તે ઓરડામાં આંટા મારતો રહ્યો.

એક મૂર્તિ સામે માહિતી-વિભાગની પત્રિકાઓ પડી હતી, જે કદાચ ડૉક્ટર ક્રૅમર ભૂલી ગયા હતા. ગૌતમે વાંકા વળીને તેને ઉઠાવી લીધી. પછી તેણે મૂર્તિ તરફ દૃષ્ટિ નાખી : 'શ્રાવસ્તીની સુદર્શન યક્ષિણી.'

તેની શકલ કેવી હતી ? તેણે સહસા વિચારવું શરૂ કર્યું. પછી તેણે ક્રોધથી ચાલતાં ચાલતાં સંગેમરમરની જમીન પર જોરથી પગ પછાડયો. "તું તારી જાતને શું સમજે છે ! મેં તો તને કશું જ માની નથી. હું તો તારી શકલ પણ ભૂલતો જાઉં છું. શકલ તો માત્ર મેટર હોય છે. મારા મનમાં જે રૂપ સુરક્ષિત છે તેને તો માત્ર વિશ્વકર્મા જ ઓળખી શકે છે !"

શ્રાવસ્તીના ખોદકામમાંથી નીકળેલી પેલી મૂર્તિ કદંબની ડાળ નમાવીને પોતાની મોટી મોટી આંખોથી તેના તરફ જોતી રહી. ગૌતમે તેની નજીક જઈને તેના ચેહરાનો સ્પર્શ કર્યો.

"આર્કેઈક મૂર્તિકારીનો સારો નમૂનો છે!" તેણે મનમાં કહ્યું. "સાંસ્કૃતિક પ્રચાર-પત્રિકાઓમાં આ નવી શોધ અંગે એક લેખ હોવો જોઈએ." તેણે કર્તવ્યપરાયણ પ્રચાર-વિશેષજ્ઞની જેમ વિચાર્યું. પછી તે બહાર આવ્યો.

ટ્રેનનો સમય થયો. તે લાજ અને જીજાજીને ખુદાહાફિઝ કરીને ડબ્બામાં જઈને બેઠો. ટ્રેન ધીમે ધીમે સ્ટેશનની બહાર નીકળી. જમુનાનો પુલ, લાલ કિલ્લાની દીવાલો, બજાર, રસ્તાઓ, મકાન—તે બારીમાંથી જોતો રહ્યો. ને જઈ રહ્યો હતો.

જીવન ચાલુ રહેશે. એક વ્યકિતની વિદાયથી કોઈ ફેર પડતો નથી. એ લોકો હવે ભિન્ન હતા. બીજા માર્ગ ઉપર જઈ રહ્યા હતા. તેમની અને કમાલ વચ્ચે કોઈ પ્રસંગો સંયુકત ન હતા. હવે તેમની સાથે કમાલને કોઈ સંબંધ ન હતો. તેઓ પણ કમાલની અનુપસ્થિતિનો અનુભવ નહીં કરે.

ટ્રેન હવે ખેતરોમાંથી પસાર થઈ રહી હતી. "પ્રત્યેક સફર અર્થપૂર્ણ હોય છે. આપણું અહીંથી ત્યાં જવું." એક વખત ગૌતમે કહ્યું હતું—જયારે તે તઅલતના કથનાનુસાર ખલીલ જિબ્રાનના અલ્મુસ્તુફાની જેમ સંવાદ બોલ્યા કરતો.

ભારતનું પ્રતીક યાત્રા છે – ચાલતા રહેવાની, શોધતા રહેવાની આદત. કદાચ સ્પેંગલરે આ લખ્યું હતું.

તેણે રાધાકૃષ્ણનનું પુસ્તક ઉઠાવ્યું.

"ભારતીય દર્શનમાં કોઈ કોઈને આજ્ઞા નથી કરતું—આ અવશ્ય કરો અથવા તમારે કરવું પડશે! અહીં મનુષ્ય પોતાના કર્મનો સ્વાધીન કર્તા છે."

પંજાબનાં સ્ટેશનો પસાર થતાં રહ્યાં—અંબાલા, લુધિયાણા, જલંદર. દીવાલો પર ઉર્દૂમાં ફિલ્મોની જાહેરાત હતી. પ્લૅટફૉર્મની ધોયેલી જમીન પર શીખસ્ત્રીઓની રંગીન સલવારો ચમકતી હતી.

ઉષાનું આગમન થયું. ટ્રેન અમૃતસર નજીક પહોંચી રહી હતી. ઠેકઠેકાણે મુસલમાન પીરોની સુમસામ કબરો હતી. શીખ-સ્ત્રીઓનો સમૂહ પગદંડી પરથી જઈ રહ્યો હતો. હજી પણ ઠેકઠેકાણે બળેલાં મકાનો નજરે ચડતાં હતાં. અમૃતસરના પ્લૅટફૉર્મ પર ગરીબ બુરખાધારી ઓરતો અને બુઠ્ઠાઓ, સળિયાઓની પેલી પાર વીસા પર હસ્તાક્ષર

થવાની રાહ જોતાં બેઠાં હતાં.

ટ્રેન આગળ વધી. બન્ને તરફના સિપાહીઓ ડબ્બામાં ચડયા.

એકાએક બીજો દેશ શરૂ થઈ ગયો. બે સરદારજીઓ ઊભા રહીને પહેરો ભરી રહ્યા હતા.

હવે હું પાકિસ્તાનમાં છું. હિન્દુસ્તાનથી આવ્યો છું. મહાજર(શરણાર્થી)... યુ. પી. નો મુસલમાન ... શરણાર્થી ... આશરો શોધતો ... બેઘર.

જ્યારે ટ્રેને બૉર્ડર પસાર કરી ત્યારે, આટલા દિવસથી હિમ્મત રાખી ભારે મુશ્કેલીથી રોકી રાખેલાં આંસુનો બંધ તેણે છૂટો મૂકી દીધો. થાંભલા પાસે એક સરદારજીને બંદૂક તાકી ઊભેલો જોઈ તેણે નાનાં બાળકની જેમ રડવા માંડયું. પછી તેણે જોયું કે તેનો સહ-યાત્રી તેના તરફ ધ્યાનપૂર્વક જોઈ રહ્યો હતો. તે પાકિસ્તાની બૉર્ડર પોલીસ અફસર હતો અને અમૃતસરથી લાહોર પાછો જઈ રહ્યો હતો.

કમાલ લજ્જિત થયો. તેને લાગ્યું કે જાણે પેલો પાકિસ્તાની પોલીસ અફસર તેને કહી રહ્યો હતો –

તું હજી સુધી બે પરસ્પર વિરોધી વફાદારીઓની વચ્ચે ઊભો છે. ધિક્કાર છે તને.

તેને અનુભવ થયો કે જાણે આખી દુનિયા તેના તરફ તાકી તાકીને જોઈ રહી છે – તું હિન્દુસ્તાની છે, હિન્દુસ્તાની જાસૂસ !

ટ્રેનનાં પૈડાંમાંથી પણ એ જ અવાજ નીકળી રહ્યો છે—જાસૂસ-ગદ્દાર, જાસૂસ-ગદ્દાર, જાસૂસ...

તેણે ગભરાઈને આંખો ખોલી. ટ્રેન ધીમે ધીમે લાહોર સ્ટેશનમાં પ્રવેશ કરી રહી હતી. તેનું દિલ ધડકી રહ્યું હતું.

લાહોરથી તે વિમાન માર્ગે કરાંચી ગયો.

હવે તેની સામે તેનું નવું જીવન હતું. તેણે ડાયરી કાઢી. કરાંચી પહોંચી તેણે કેટલાંક જરૂરી કામો કરવાનાં હતાં. મકાન માટે બ્લેકમાંથી સિમેન્ટ અને લોખંડની વ્યવસ્થા કર-વાની હતી. મિસ્ટર એકસને જીમખાનામાં એક પાર્ટી આપવાની હતી. કહે ! હું ક્યાં જાઉં ? તેણે પોતાની જાતને પ્રશ્ન કર્યો. આ સમસ્યા પર વિચાર કરવો પણ જરૂરી હતો. તેણે ઍર-હૉસ્ટેસ પાસે પાછી કૉફી મગાવી અને 'ડૉન' અખબાર ઉઠાવીને વાંચવા માંડયું.

" પાકિસ્તાન મંત્રીમંડળમાં સંકટ –પ્રધાનમંત્રીનું રાજીનામું–નવા પ્રધાનમંત્રીનું જહાંગીર પાર્કમાં જાહેર પ્રવચન."

તેણે બારી બહાર જોયું. આસમાનમાં વાદળ ઘેરાઈ રહ્યાં હતાં. થોડા સમયમાં વરસાદ શરૂ થઈ જશે.

હું જ લાશ છું, અને કબર ખોદનારો પણ હું છું, અને રડનારો પણ હું જ છું – તેણે મનમાં કહ્યું અને પછી બેઠકના તકિયા પર માથું ટેકવી આંખો બંધ કરી લીધી.

# ૫૮

કાચા રસ્તા પર છોકરો બળદગાડી હાંકી રહ્યો હતો. એક સ્ટેશનવેગન ધુમાડો છોડતું, ધૂળ ઉડાડતું ઝડપથી આગળ નીકળી ગયું. સામેથી એક બીજી બળદગાડી આવી રહી હતી. ગાડીવાને બળદનાં પૂછડાં આમળી, મોટરવાળાને ધમકાવતાં કહ્યું, "જોઈને કેમ નથી ચલાવતો. મારા બળદ ભડકી ગયા હોત તો." અમેરિકન પત્રકારે તરત જ કૅમેરો કાઢીને તેની તસવીર ખેંચી લીધી. પાછળ બીજી એક મોટર આવી રહી હતી. તેમાં બેઠેલી શ્રીમતી રાજવાડેએ ડોકું બહાર કાઢી જોયું અને પછી લેડી કમલેશ વર્મા સાથે વાતો કરવા માંડી. શ્રાવસ્તી હજી ઘણું દૂર હતું. સૂરજ વાદળો પાછળ આશરો લઈ રહ્યો હતો અને વરસાદ તોળાઈ રહ્યો હતો. મોસિયો રાવલે આગળના સ્ટેશનવેગનમાં બેઠેલી કુમારી અરુણા બાજપાયીને કશુંક પૂછ્યું. અરુણાએ તરત જ માહિતી વિભાગની પુસ્તિકાઓનું બંડલ તેના હાથમાં પકડાવી દીધું, અને પાછી નિટિંગમાં ગૂંથાઈ ગઈ. ત્રીજી મોટરમાં સિલોન અને જાપાનના કેટલાક ભિક્ષુઓ બિરાજમાન હતા. તેમની સાથે જ ફિલ્મ ડિવિઝનનો કૅમેરામેન હતો. બે-ત્રણ ખેડૂત છોકરીઓ ખેતરની પાળ ઉપર ઊભી રહીને આ કારવાં તરફ જોતી રહી. પાછલી બેઠક ઉપર જોરશોરથી વાતો થઈ રહી હતી. અત્યાર સુધી ગૌતમ નીલામ્બર મોટર ચલાવી રહ્યો હતો. તેણે પાછળ ફરીને અરુણા બાજપાયીને કહ્યું, "જો તું વ્હીલ લઈ લે તો હું અહીં ઊતરી જાઉં અને પગપાળો મારા ઘરે જાઉં."

"શું ખૂબ બોર થઈ ગયા છો ?" અરુણાએ પૂછ્યું. મુસાફરીના થાકને કારણે તેને પણ ઊંઘ આવી રહી હતી.

"હા, હું અહીંથી જ ખેતર સોંસરવો શોર્ટકટથી પહોંચી જઈશ. ઘરે જઈને નાહીધોઈને જરા આરામ કરી લઉં. સવારથી ફરી પા અછો ક્રમ શરૂ થઈ જશે. મોસિયો રાવળ, જો આપ રજા આપો તો ..." તેણે ફ્રેન્ચ લેખકને સંબોધન કર્યું.

તેણે મોટર રોકી અને ઊતરીને ખેતરની પાળ ઉપર ઊભો રહી ગયો. એક પછી એક એમ બધી મોટરો ધૂળ ઉડાડતી આગળ નીકળી ગઈ. તે થોડો સમય ત્યાં જ ઊભો રહ્યો.

વર્ષાનું એક બૂંદ ટપ કરીને તેની ઉપર પડ્યું. તેણે હાથ પસારીને હવા સૂંઘી અને ખેતરની પાળ પરનો એક છોડવો ઉખેડીને પગદંડી પર ચાલવા માંડ્યું.

વરસાદ વરસવો શરૂ થઈ ગયો. તેણે ઝાપટાંથી બચવા આંબાની ઘટા નીચે શરણ લીધું અને એક વૃક્ષના થડ આગળ બેઠો અને હવા તથા પાંદડાંનું સંગીત સાંભળતો રહ્યો. અર્ધો કલાક થોભીને તેણે પાછા ચાલવા માંડ્યું. દૂર દૂર સુધી ચારે તરફ હર્યાંભર્યાં ખેતરો લહેરાઈ રહ્યાં હતાં. શહેર હજી દૂર હતું.

ગૌતમ નીલામ્બરે ચાલતાં ચાલતાં અટકીને પાછળ જોયું. વર્ષાને કારણે રસ્તાની ધૂળ બેસી ગઈ હતી. તેના પગ ધૂળ-કાદવથી ભરેલા હતા. વરસાદને કારણે ઘાસ અને વૃક્ષો હરિયાળાં લાગતાં હતાં. નારંગી અને લાલ ફૂલ હરિયાળીમાં કેસરી રંગ જેવાં ચમકતાં હતાં અને હીરા જેવાં ચમકતાં પાણીનાં બૂંદો તૂટી તૂટીને ઘાસ પર વિખેરાઈ ગયાં હતાં. ઘાટ પર નાવો નાંગરેલી હતી અને એક વૃક્ષ નીચે ઊભેલા ખારવાએ સાવન આલાપવો શરૂ કર્યો હતો. આંબાની ઘટા નીચે એક મોર એકલો કળા કરીને ઊભો હતો. સામે કિનારે દરિયાઈ ઘાસ અને ભૂરાં ફૂલોની વેલ પાણીની સપાટી પર ઝૂકેલી હતી. સારસ અને મોર ઉદાસ ઊભા હતા. ચારપાંચ માણસો ખભા પર ટુવાલ નાખી ગામ તરફ ઉતાવળા પગલે જઈ રહ્યા હતા.

બહરાઈચનું ઉપનગર શરૂ થઈ ગયું. સિવિલ લાઈન્સની છાયાદાર સડક પર પહોંચીને તે પિતાના બે માળના પીળા રંગના મકાનમાં દાખલ થયો.

તેના પિતા સર દીપનારાયણ લૉન પર ટહેલતા હતા.

"હલો બેટા !! " તેમણે કહ્યું. "મને લાગ્યું કે તું વિદેશી મહેમાનો સાથે સીધો સહેત-મહેત ( શ્રાવસ્તીનું આધુનિક નામ ) ચાલી ગયો."

"જી નહીં, બાબા ! " તેણે કહ્યું. પછી તે અંદર જઈને પોતાની માને મળ્યો.

"દમયંતી બુઆ ક્યાં છે ? " તેણે સ્નાનગૃહમાંથી નહાતાં નહાતાં પૂછ્યું.

"શહેરમાં તેની પાસે પણ જઈ આવજે."

"જી."

"તું મઝામાં છે, બેટા ?"

"જી હા, બચ્ચનનાં લગ્ન ક્યારે છે ?"

"આવતા ફાગણમાં." માએ જવાબ આપ્યો.

" પ્રકાશ ચાચાનું મકાન બની ગયું ?"

"ના. પેલા રિટાયર્ડ જજ, ખાનબહાદુર મોહમદ હુસેન હતા ને ? તે પાકિસ્તાન જતા રહ્યા. તેમના મકાનનું લીલામ થઈ રહ્યું હતું, તે પ્રકાશે ખરીદી લીધું. ઘણું સસ્તામાં મળી ગયું."

સ્નાનગૃહમાંથી નીકળીને ભોજન-મેજ પર બેસીને તેણે ઘરની વાતો હેડી દીપ-નારાયણ સાથે કરી. પાકિસ્તાનના નામ પર તેના મનના તાર ઝણઝણી ઊઠયા હતા. પાકિસ્તાનને તે તેના મનથી સતત દૂર રાખવા મથતો, જોકે તેને પેલા વિદેશી દર્શકોને કાશ્મીરની સમસ્યા થોડા સમય પછી જ સમજાવવાની છે.

તેનું દિલ ગભરાવા લાગ્યું. થોડા સમય પહેલાં દિલ્હીમાં જે શંકા તેના મનમાં ઊઠી હતી તે જ પાછી છાઈ ગઈ.

" હું જરા નદી સુધી આંટો મારી આવું, " તેણે પોતાની માને કહ્યું.

તે બહાર આવ્યો અને પોતાના પિતાની કાર લઈને નદી તરફ જવા નીકળ્યો. વર્ષાનુ ઝાપટું પૂરું થયું હતું અને હવા બંધ હતી. નદીકિનારે પહોંચીને તે ચંડી દેવીના એક ભાંગ્યાં-તૂટયાં મંદિરનાં પગથિયાં પર જઈને બેઠો. અહીં બિલકુલ એકાંત હતું અને અહીં તે મનનો બધો ભાર હળવો કરવા માગતો હતો. આ ક્ષણે તેને જીવનમાં પહેલી વખત સમ-જમાં આવ્યું—નિર્વાણ સંભવિત હોત તો કેવું સારું હોત ! ભય, એકાંતની અનુભૂતિ, દુ:ખ, ઘૃણા, પલાયનવૃત્તિ, વિસ્તાર અને અતિરિકતતાની કલ્પના ... નિર્વાણ, જે જીવનથી, મૃત્યુથી, સૂવા-જાગવાથી, પ્રેમ, દયા અને અસંબદ્ધતાથી પર છે – અને છતાં પણ સત્ય છે, વિલીનતા —શૂન્ય—શૂન્ય !

શું વિદેશી ચિંતકો. હિન્દુસ્તાનના આત્માને શું દુ:ખ છે તે સમજવા શકિતમાન છે ખરા ? તેણે સિગરેટ સળગાવી અને મંદિરની જમીન પર આડો પડયો. વર્ષાઋતુ છે. અહીં સાપ-મંકોડા જરૂર હશે, તેણે શાંતિથી વિચાર્યું. તેને અનુભવ થયો કે જંગલ સાથે તેને ઘણી પુરાણી દોસ્તી છે. આખરે તો તે આ જ છોડવાઓ અને વૃક્ષોની છાયામાં ઊછર્યો છે.

એકાએક તેને કોઈનાં પગલાંનો અને હસવાનો અવાજ આવ્યો.

" તું કોણ છે ભાઈ ?" નીચેથી કોઈએ પૂછ્યું," આ અંધારામાં આ રીતે એકલો કેમ બેઠો છે ?"

" હું છું." ગૌતમે સૂતાં સૂતાં જવાબ આપ્યો.

બીજો નવયુવક પાળી કૂદીને અંદર પ્રવેશ્યો.

"આ કેવું પાગલપણું છે. ચોમેર તને શોધી વળ્યો. તારે ઘેર ગયો. તારાં મા-બાપે કહ્યુ કે તું નદીએ ગયો છે."

"હા યાર. આ સમયે કેવો ઉકળાટ છે. એક પાંદડું સુદ્ધાં હાલતું નથી. તારો દિવસ કેવો પસાર થયો ?"

"બોર થઈ ગયો મિયાં," હરિશંકરે પાસેનાં પગથિયાં પર બેસતાં કહ્યું. 'આ બૂડા જ્યાન્ટી' ( બુદ્ધ જયંતી ) કેટલાક દિવસ આમ જ ચાલતી રહી તો આપણે અધમુઆ થઈ જઈશું. આ ચક્કરમાં લખનૌ પણ ન જઈ શક્યો. બેંગ્લોરમાં જોઈન્ટ સેક્રેટરીનો તાર મળતાં દિલ્હી પહોંચ્યો, અને હવે આ યાત્રીઓ, અરુણા બાજપાયી કહી રહી હતી કે, અહીંથી સીધા કપિલવસ્તુ અને ગયા જવા માગે છે. આખા રસ્તે ડૉકટર ક્રૅમરે મને મહાયાન અને જૈનના તફાવત પર લેક્ચરના એવા ડોઝ પાયા છે કે મારી તો કચુંબર થઈ ગઈ. તારી મોટરમાં તા ફકત મોસિયો રાવળ જ હતા."

પછી એકાએક તે ચુપ થઈ ગયો. નદી પર ડૂબતા સૂર્યની રકિતમા ફેલાઈ હતી. બન્ને જણા ઉદાસ થઈ ગયા.

"યાર ગૌતમ !"

"હા."

"યાર, કમાલ આપણને છેતરી ગયો." હરિશંકર થોડીક ક્ષણો પછી ધીમે ધીમે બોલ્યો.

"હા."

"તને ખબર છે, સાલો દિલ્હી થઈને ગયો. મને જો તાર કર્યો હોત તો હું તેને દિલ્હી જઈને મળત."

"હું તો દિલ્હીમાં જ હતો, તે છતાં મને નહીં મળ્યો." ગૌતમે ધીમેથી ઉત્તર આપ્યો

બન્ને પાછા ચુપ થઈ ગયા.

"આ સમયે કોણ જાણે તે ક્યાં હશે ?" હરિશંકરે ઘેરા ઉદાસ અવાજે કહ્યું.

"કરાંચીમાં હશે, બીજે ક્યાં !" ગૌતમે હળવેથી જણાવ્યું.

તેઓ બન્ને ચુપ થઈ ગયા. પગથિયાં ઊતરી બન્ને જણા નદીના કિનારે આવ્યા અને વહેતાં જળને જોઈ રહ્યા. કદાચ બન્ને જણા વિચારી રહ્યા હતા કે અબુલ મંસૂર કમાલુ-

દ્દિન કેવી રીતે હિન્દુસ્તાનમાં આવ્યો હતો અને કેવી રીતે હિન્દુસ્તાનથી નીકળી ગયો હતો.

નદી વહી રહી હતી. બન્ને જણા પાણીમાં પોતાનું પ્રતિબિંબ જોવા ઝૂકયા. ગૌતમે એક કાંકરો જળમાં ફેંકયો અને વમળો ફેલાતાં ગયાં.

ઘાટથી થોડે દૂર વિકાસઘટકના સેન્ટરમાંથી રોશની દેખાતી હતી. લોકગીત મંડળીએ વાર્ષિક યુવક સમારોહ માટે પ્રેકટિસ શરૂ કરી દીધી હતી. તેમનો અવાજ તરતો તરતો તેમના સુધી આવી રહ્યો હતો. દૂર ગામના ફળિયામાં નવટંકી થઈ રહી હતી. આંબાનાં ઝૂંડની બહાર આલ્હા-ઉદલ ગવાઈ રહ્યાં હતાં. કૉંગ્રેસ સમિતિના કાર્યાલયમાં ચૂંટણીની તૈયારી થઈ રહી હતી. સિવિલ લાઈન્સમાં ડેપ્યુટી કમિશનરના મકાનમાં યુરોપિયન મહેમાનો ડિનર લઈ રહ્યા હતા.

ગૌતમે એક ઊંધી પડેલી હોડી ઉપર પગ ટેકવી આંખો બંધ કરી દીધી, પછી એણે આંખો ઉઘાડી જોયું – તે નદીને કિનારે એકલો જ હતો, હરિશંકર કોઈ ખેડૂત સાથે વાત કરતો વિકાસ-ઘટકના કેન્દ્ર નજીક પહોંચી ગયો હતો. વાદળો નદી પર સાવ નીચે ઝૂકી રહ્યાં હતાં.

તેણે પોતાના થાકેલા પગ તરફ જોયું. વધી રહેલા અંધકાર તરફ દૃષ્ટિ નાખી. પણ ડરવાનું શું કારણ હતું ! તે ધરતીની સાથે હતો. ધરતી તેની મા હતી. ધરતી તેને સાથ આપશે.

તેણે આગળ ચાલવું શરૂ કર્યું.

ઘાસની ભીની સુગંધ, પથ્થરોની શીતળતા અને માટીની શકિત તેણે પગનાં તળિયાં નીચે અનુભવી. હાથ ફેલાવી તેણે હવાનો સ્પર્શ કર્યો અને ધીરે ધીરે શરૂ કર્યું, "ધરતી, તારા પહાડો, બરફીલા પર્વતો અને હરિયાળાં જંગલો હાસ્ય વેરી રહ્યાં છે! હું તારી સપાટી પર ઊભો છું, હું હાર પામી શકું નહિ –મને કોઈ આઘાત પહોંચ્યો નથી, મને કોઈ પ્રહાર લાગ્યો નથી. હું પૂર્ણ છું. – મને કોઈ ખતમ કરી શકયું નથી."

તરેહ તરેહના છોડવાઓ અને ફૂલોની ડાળીઓ તેના રસ્તામાં ઝૂકતી આવી. પક્ષીઓ તેની સાથે સીસોટી વગાડી રહ્યાં હતાં. સાવનના બૂંદો કમલ-પત્ર પર જલતરંગ વગાડી રહ્યાં હતાં.

તે ખેતરની પાળ ઉપર ઊભો રહી ગયો અને ભીની આંખે ખેતરો તરફ જોવા લાગ્યો. વધતા જાવ ! વધતા જાવ! ! ... ઓ જવના છોડવાઓ... જેથી અમારો ઘડો ભરાઈ જાય! તોફાનોથી બચતાં રહો ! જવના દિવ્ય છોડવાઓ ... સમુદ્રની જેમ અથાગ રહો ...

જેઓ તારી સેવા કરે છે તે બધા અમર છે! તારાં ખળાં ભર્યાંભાદર્યાં રહો!"–

તે ખેતરની પાળ ઉપરથી નીચે ઊતરીને પગદંડી પર આવી ગયો, અને નદીને કિનારે કિનારે સડક પર ચાલવા લાગ્યો. આકાશમાં કાળાં વાદળાં ગરજી રહ્યાં હતાં. તેના દિલમાં તોફાની દરિયાનાં મોજાં ઊછળી રહ્યાં હતાં. તેના મગજમાં સૂરીલો જલપ્રપાત ગીત ગાઈ રહ્યો હતો, મોર ટહુકા કરી રહ્યો હતો, બપૈયા પુકારી રહ્યા હતા, ભ્રમરો ગુંજી રહ્યા હતા. કદંબનાં ઘણાં ફૂલો ડાળીઓ પરથી ખરીને તેના ચરણમાં આવી પડયાં.

ગાનારાઓનો અવાજ નિકટ આવતો જતો હતો. મંડળી ગાતી હતી –

વંધ્યા ધરતી આજ હરીભરી રે!
ખેતરમાં લીલી હરિયાળી રે!
જીવન આજ સફલ રે!
સારું ધાન સારી ફસલ રે!

તે ધ્યાનથી સાંભળી રહ્યો હતો. જ્યારે ગીતના શબ્દો તેની સમજમાં આવ્યા તો તેના હોઠો પર સ્મિત ફરકી ગયું.

ખડકો, આંધીઓ, તોફાનો – આ બધામાંથી પસાર થતા સૂરની લહેરો પર વહેતો તે ગૌરીશંકરની ઊંચી ટોચ પર ચઢીને વાદળોમાં સંતાઈ ગયો. ટોચ પર તે ઘૂંટણ ટેકવીને બેસી ગયો, અને તેણે જોયું કે ચારે તરફ શૂન્ય છે અને હમેશની જેમ તે એકલો છે. દુનિયાનો પહેલો અને છેલ્લો માનવી...થાકેલો, પરાજિત, ઉલ્લાસિત, આશાવાન માનવી; જે ઈશ્વરમાં છે અને સ્વયં ઈશ્વર છે. તે સસ્મિત વદને નીચે ઊતર્યો અને આંખો ખોલી–

શાક્ય મુનિએ કહ્યું :

" જાગનારાઓનું જાગવું મંગળમય હો!
ન્યાય-નીતિનો પ્રચાર મંગળમય હો!
સંઘમાં શાંતિ મંગળમય હો!
તેમની સાધના મંગળમય હો!
જેમને શાંતિ પ્રાપ્ત થઈ ગઈ છે!"

તે ખેતરની પાળ ઉપરથી ઊતર્યો. તેણે લાંબો શ્વાસ લીધો. ધીમે ધીમે ડગ ભરતો વસતિ તરફ ચાલવા લાગ્યો.